ગુજરાતી

# સંસ્કૃતિનાં સંરક્ષકો



આપણાં કેળવણીકારો-અધ્યાપકો

પુસ્તક પહેલું

સંપાદક મોહનલાલ ધ. દવે

ગુજરાતી

# સંસ્કૃતિનાં સંરક્ષકો

: ગ્રન્થ પહેલો :

આપણાં કેળવણીકારો—અધ્યાપકો

: સંયોજક અને પ્રકાશક :

મોહનલાલ ધનેશ્વર દવે

: આમુખલેખક :

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

એમ. એ; એલ એલ. બી.

પ્રથમ અને દ્વિતીય ખંડ

: સોલ એજન્ટ :

નવયુગ સાહિત્ય સંઘ : લાઠી. [કાઠિયાવાડ]

પ્રથમ આવૃત્તિ

: મુદ્રક :

નાથાલાલ મ. શાહ

સ્વાધીન મુદ્રણાલય

સૌરાષ્ટ્ર રોડ–રાણપુર



## સંસ્કૃતિ ગ્રન્થમાળા

—પ્રથમ પુસ્તક—

॥ तमसो मा ज्योतिर्गमय ॥

ખંડ ૧–૨ સાથે

મૂલ્ય રૂપિયા દસ

: પ્રકાશક :

મોહનલાલ ધનેશ્વર દવે

નવયુગ સાહિત્ય સંઘ

લાઠી ( કાઠિયાવાડ )

સપ્ટેમ્બર ૧૯૪૩



ભારતીય સંસ્કૃતિના અમર જ્યોતિર્ધર

પૂ. મહાત્મા ગાંધીજીને



## —ખંડ બીજો—

: વિષય : : લેખક : : પૃષ્ઠ :



## પરિશિષ્ટ अ

હવે પછીના ગ્રંથોમાં જેમના પરિચયો પ્રકટ થનાર છે, તેમાંના કેટલાકની છબિઓ : શ્રી. રવિશંકર રાવળ, દી. બા. કૃષ્ણલાલ ઝવેરી, શ્રી. રમણલાલ વ. દેસાઇ, શ્રી. સુન્દરમ્, કવિશ્રી ખબરદાર, શ્રી. ઊમાશંકર જોષી, શ્રી. ઝવેરચંદ મેઘાણી, શ્રી. સામળદાસ ગાંધી, શ્રી. ધૂમકેતુ વગેરે.

## પરિશિષ્ટ ब



## પરિશિષ્ટ क

# નિવેદન

પ્રગતિવાદના આ વૈજ્ઞાનિક યુગમાં માનવ-જીવનનો એક એક પ્રશ્ન ખૂબ જ ઝીણવટથી અને નવા જ દૃષ્ટિબિંદુથી વિચારાઈ રહ્યો હોય, અને જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં આમૂલાગ્ર ક્રાન્તિ અને ઉથલપાથલ થઈ રહી હોય તે સમયે, ભાવિ રાષ્ટ્રના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપનાર સાહિત્ય અને કેળવણીનાં ક્ષેત્રમાં મૂળગામી પરિવર્તનનો એ વાયુ ફૂંકનાર અને ક્રાન્તિનો નવો પ્રકાશ પાથરનાર એ ક્ષેત્રોનાં કાર્યકર્ત્તા-ઓના જીવન-પરિચયો કોઈ એકાદ ગ્રન્થ દ્વારા ગૂજરાતને મળે એ ઇચ્છનીય છે એવો વિચાર મારા મગજમાં લાંબા સમયથી ઘોળાયા કરતો હતો. છેવટે એ દિશામાં એકાદ નમ્ર પ્રયાસ કરવાના હેતુથી કેળવણી, સાહિત્ય, પત્રકારિત્વ, સમાજસેવા, રાષ્ટ્ર-નિર્માણ આદિ સંસ્કાર-રક્ષાનાં વિવિધ ક્ષેત્રોમાં પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે સક્રિય રસ લઈ રહેલાં અને પોતાની સુંદર સેવા આપી રહેલાં ગૂજરાતનાં કેળવણીકારો, શિક્ષણશાસ્ત્રીઓ, અધ્યાપકો, કવિઓ, લેખકો-લેખિકાઓ, પત્રકારો, દેશનેતાઓ, સામાજિક કાર્યકર્ત્તાઓ વગેરેનાં જીવનના ટૂંકા છતાં પ્રેરક પરિચયો છબિઓ સાથે આપતો એક દળદાર ગ્રન્થ "સંસ્કૃતિનાં સંરક્ષકો" નામે તૈયાર કરી, પ્રકટ કરવા સંબંધી જાહેર નિવેદનો ગૂજરાતભરનાં જુદાં જુદાં સામયિકોમાં આપેલાં, અને આ કાર્યમાં રસ લેનારા અનેક સ્નેહીઓ અને લેખક-મિત્રોના સહકારથી ઉક્ત ગ્રન્થ માટે આવશ્યક સામગ્રી એકઠી કરેલી; પરંતુ મહાપ્રયાસે એકત્રિત કરેલ આ સર્વ ઉપયોગી માહિતી, પરિચયો અને લેખોને એક જ

ગ્રન્થમાં મૂકીને પ્રકટ કરવાનું કાર્ય કેવળ મુશ્કેલ જ નહિ, પરંતુ અશક્ય છે એમ અનુભવબળે જણાયું, એટલે એ સર્વને યોગ્ય ન્યાય આપવા માટે એકથી વધુ ગ્રન્થો તૈયાર કરી પ્રકાશમાં મૂકવાના નિર્ણય પર હું આવ્યો. આ રીતે "સંસ્કૃતિનાં સંરક્ષકો" : ગ્રન્થ પહેલો : આપણાં કેળવણીકારો—અધ્યાપકો : ગ્રન્થ બીજો : આપણાં પત્રકારો : ગ્રન્થ ત્રીજો : આપણાં વાર્તાકારો [નવલકથાકારો અને નવલિકાનવેશો] : ગ્રન્થ ચોથો : આપણા કવિઓ : ગ્રન્થ પાંચમો : આપણા વિચારકો—વિવેચકો : ગ્રન્થ છઠ્ઠો : આપણા રાષ્ટ્રનેતાઓ : ગ્રન્થ સાતમો : આપણાં સામાજિક કાર્યકર્ત્તાઓ :......અને એમ આ ગ્રન્થમાળા આગળ ચાલે એવી અભિલાષા રાખી છે.

પૂ૦ ગાંધીજીથી માંડીને ગૂજરાતના અનેક અગ્રગણ્ય વિદ્વાનો, સમર્થ કેળવણીકારો અને પ્રતિષ્ઠાલબ્ધ સાહિત્યકારોને મેં પત્રોદ્વારા આ પ્રકાશન—યોજનાની રુપરેખા જણાવેલ., પરિણામે એ સર્વ વિદ્વજ્જનોએ આશીર્વાદ, શુભેચ્છા અને અભિનંદનના સંદેશાઓ પાઠવીને તેમજ આ પ્રકાશનની સફળતા ઇચ્છીને મને નવું બળ આપ્યું, અને પ્રતિક્ષણે વિકટ સ્વરૂપ પકડતા જતા યુદ્ધને લીધે ઉપસ્થિત થયેલી વિષમ પરિસ્થિતિમાં પણ ઓસરતા જતા ઉત્સાહને ટકાવી રાખ્યો. આ પ્રથમ પુસ્તક એ એમની અમૂલ્ય પ્રેરણા અને પ્રોત્સાહનનું જ ફળ છે.

આ ગ્રન્થના પ્રકાશનનું પ્રયોજન બતાવવાની તો ભાગ્યે જ જરૂર હોય. બૃહદ્ ગૂજરાતના વિદ્વાન કેળવણીકારો, વિચારકો અને સાક્ષરોએ આ યોજનાને એકેકે અવાજે વધાવી લીધી છે એ જ એની મહત્તા અને ઉપયોગિતા સાબીત કરે છે. આપણી કેળવણી અત્યારે એવી કક્ષાએ આવી ઊભી છે કે તેના વિધાયકો—કેળવણીકારો-અધ્યાપકો—ના આવા પરિચયો આવકારદાયક થઈ પડે. આવી એકત્રિત અને સંશોધિત કરેલી માહિતીની કિંમત હાલના કરતાં ભવિષ્યમાં અનેક ગણી વધી જવા સંભવ છે. કેળવણીમાં આગળ વધેલા બધા દેશોમાં આ પ્રકારની

સાધનસામગ્રી વિપુલ પ્રમાણુમાં જોવામાં આવે છે, અને તેને દિન-પ્રતિદિન વધુને વધુ સમૃદ્ધ કરવાના પ્રયાસો કરવામાં આવે છે. આપણે ત્યાં આવું ઐતિહાસિક અને 'રેફરન્સ' સાહિત્ય બહુ ઓછું છે, એમાં પણ કેળવણીના ક્ષેત્રમાં કાર્ય કરી રહેલા અનેક મૂંગા સેવકોની સુંદર અને કિંમતી સેવાની નોંધ સરખી પણ લેવાની આજસુધીમાં કોઇએ દરકાર કરી દેખાતી નથી. એ દિશામાં કરવાના પ્રયત્નનો આ નાનકડો છતાં શુભ આરંભ છે, અને આ શરૂઆતના પ્રયોગની સફળતાનો સર્વ આધાર જેટલો ગૂજરાતના સાહિત્યસર્જકો અને કેળવણીકારોના સહકાર ઉપર છે, તેટલો જ ગૂજરાતી વાચક-વર્ગ ઉપર પણ છે. ગૂજરાત આ ગ્રન્થમાળાને આવકારે અને અપનાવે તો જ આ સાહસ સફળ થાય.

ગૂજરાતના કેળવણીના ક્ષેત્રમાં છેલ્લા ચાર દસકામાં એક યા બીજી રીતે નોંધપાત્ર સેવા આપનાર કેળવણીકારો-અધ્યાપકોના જ પરિચય અહીં ગ્રન્થસ્થ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, એ મર્યાદા ધ્યાનમાં રાખવી જરૂરી છે. છેલ્લી અર્ધી સદી દરમિયાન ગૂજરાતની કેળવણીમાં મહત્ત્વના ફાળો આપનાર હજી એવા ઘણા શિક્ષણકારો છે, જેની જીવન-રેખાઓ આ ગ્રન્થમાં આપી શકાઈ નથી; અને ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં આ ક્ષેત્રમાં ચિરસ્મરણીય સેવા કરી ગયેલા કેટલાક નામાંકિત કેળવણીકારોના ઉલ્લેખ પણ આ ગ્રન્થમાં કર્યો નથી. એ આખો વર્ગ તેમજ આ ગ્રન્થમાં જેનાં પરિચયચિત્રો નથી લઇ શકાયાં, એ અર્વાચીન શિક્ષણકારોની માહિતી આપતું એક બીજું જ પુસ્તક (અલબત્ત, આ પુસ્તકની પૂર્તિરૂપે) હું તૈયાર કરી પ્રકટ કરવા ધારું છું. અહીં તો ઉપલબ્ધ સામગ્રીમાંથી જેટલાં રેખાચિત્રો તાત્કાલિક તૈયાર કરી-કરાવી શકાયાં તેટલાં જ પ્રકાશમાં મૂકયાં છે. આમ આ ગ્રન્થ સર્વાંગસંપૂર્ણ હોવાનો દાવો કરતો નથી-કરી શકાય પણ નહિ.

ઓગણીસમી સદીના જાણીતા કેળવણીકારોમાં : રા. સા. ગોપાળજી સુરભાઇ, રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, સ્વ. આત્મા-

શંકર ત્રિપુરાશંકર દવે, સ્વ. ઉત્તમરામ મહેતાજી, સ્વ. એદલજી તલાટી, સ્વ. કૃષ્ણલાલ ગોવિંદદાસ મહેતા, સ્વ. કેકોબાદ મર્ઝબાન, સ્વ. એદલજી બરજોરજી પટેલ, સ્વ. ગણપતરામ ગૌ. શાસ્ત્રી, ખા. બા. જમશેદજી દલાલ, સર જમશેદજી જીજીભાઇ, સ્વ. જાલભાઇ દોરાબજી ભરડા, સ્વ. ડી. ઈ. ગીમી, સ્વ. ત્રિપુરાશંકર મહેતાજી, કવિ દલપતરામ ડાહ્યાભાઇ, સ્વ. નવલરામ લક્ષ્મીરામ પંડ્યા, સ્વ. દુર્ગારામ મહેતાજી, રા. બ. નંદશંકર તુળજાશંકર, સ્વ. નાનાભાઇ રૂસ્તમજી રાણીના, રા. સા. પ્રાણલાલ મથુરાદાસ, સ્વ. ભગવાનલાલ ઇન્દ્રજી ઝાલા, રા. બ. મગનભાઈ કરમચંદ, સ્વ. મણિધરપ્રસાદ દેસાઇ, રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ, રા. સા. માધવલાલ હરિલાલ દેસાઇ, રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી, સ્વ. રણછોડદાસ ગિરધરભાઇ ઝવેરી, રા. સા. મંચેરશા કેકોબાદ, સ્વ. રણછોડલાલ ખંભાતા, દી. બ. હરિલાલ દેસાઇભાઈ દેસાઇ વગેરે અનેક વ્યક્તિઓ અને વ્યક્તિવિશેષો છે કે જેમની જીવન–રેખાઓ આ પુસ્તકમાં ઇરાદાપૂર્વક નથી આપી. હવે પછીના પુસ્તક માટે એ સામગ્રી હું તૈયાર કરી રહ્યો છું. આ સિવાય શ્રી. જીવણલાલ હ. દીવાન. પ્રૉ. જે. સી. સ્વામીનારાયણ, સ્વ. અનંતરાય પ્ર. ઠાકોર અને અન્ય જાણીતા પ્રાધ્યાપકોના પરિચયો પણ, કેટલાક અપૂર્ણ હોવાથી અને થોડાક મોડા તૈયાર થઈ શક્યા હોઇ, આ ગ્રન્થમાં મૂકી શકાયા નથી. આ પ્રથમ પુસ્તક તો માત્ર ગૂજરાતના અર્વાચીન (વિદેહી અને વિદ્યમાન) કેળવણીકારો અને સફળ અધ્યાપકોના આખા સમૂહમાંથી એક નાનકડા વિભાગને જ આગળ ધરે છે. અવશિષ્ટ શિક્ષણકારોની માહિતી આ ગ્રન્થના બીજા ભાગમાં આપવાની ધારણા છે. આ રીતે વિષયની મર્યાદા આંકીને સ્પષ્ટ રેખા દોરી લીધા પછી એક બીજી વાતનો ખુલાસો પણ કરી લઉં: "સંસ્કૃતિનાં સંરક્ષકો" એવું ગ્રન્થનું નામ વાંચીને કેટલાંક ઝડપી નિર્ણય કરી નાખનારાં વાચકો કદાચ ચોંકી ઊઠશે. તેઓ આખી યોજનાનું સમગ્ર સ્વરૂપ સંપૂર્ણપણે સમજ્યા વિના ઉકળી ઉઠે, અને

નિરર્થક લોહી બાળે તે પહેલાં મારે કહેવું જોઇએ કે આ ગ્રન્થ-માળાના સર્વ ગ્રન્થોમાં જે કેળવણીકારો, સાક્ષરો, કવિઓ વિચારકો—વિવેચકો, પત્રકારો, રાષ્ટ્રનેતાઓ, સામાજિક અને ધાર્મિક કાર્ય-કર્તાઓ, ઉપદેશકો વગેરેની જીવન-રેખાઓ પ્રકટ થવાની છે તે આખા સમૂહને દૃષ્ટિ સામે રાખીને આ નામ યોજવામાં આવ્યું છે. બીજી રીતે કહું તો 'સંસ્કૃતિનાં સંરક્ષકો' એ 'ગ્રન્થમાળા'નું નામ છે, જેનો આ પહેલો મણકો છે. આ પ્રથમ ગ્રન્થનું નામ તો "આપણાં કેળ-વણીકારો—અધ્યાપકો" જ છે, એટલે એમ છેડાઈ પડવાનું કાંઇ કારણ નથી.

કુદરતે બક્ષેલા માનવ-જીવનને શુદ્ધ અને સમૃદ્ધ, સમર્થ અને સફળ, પ્રસન્નગંભીર અને વૈવિધ્યવિપુલ બનાવવાના પ્રયત્નો આ આખો વર્ગ કરી રહ્યો છે એની તો કોઇથી ના કહી શકાશે નહિ. જીર્ણ થયેલી સંસ્કૃતિને કેળવણી દ્વારા ઓપ ચડાવીને નવીન સંસ્કૃતિનો માર્ગ ચોખ્ખો કરી રાખનારો આ સમૂહ છે. કેળવણીદ્વારા સંસ્કારોને હંમેશાં ચેતન આપ્યા કરી, સંસ્કૃતિનો અગ્નિ પ્રજ્વલિત રાખનારા, ગૂજરાતનું જીવન વિચારવંત બનાવીને કેળવણીરૂપી સતત ફૂંકદ્વારા સંસ્કૃતિરૂપી અગ્નિ પર વળતી જતી રૂઢિ અથવા વિચારાભાવરૂપી રાખને ઉડાડનારા[1] આ શિક્ષણકારો પ્રત્યે આપણે નિતાન્ત ઉપેક્ષાવૃત્તિ જ સેવશું તો આપણી ગુજરાતી સંસ્કૃતિ વધુ ભયમાં મૂકાશે એ નિઃસંશય છે. મહાગૂજરાતનાં આવતી કાલનાં નાગરિકોના જીવનનું ઘડતર જેમના હાથે થઇ રહ્યું છે, અને આપણું ભાવિ જેમની મુઠ્ઠીમાં છે એવા આ વર્ગને સંસ્કારના રક્ષક તરીકે જાહેર કરવામાં કયાંય અત્યુક્તિ કે ઔચિત્યહાનિ થતી હોય એમ મને નથી લાગતું.

કિલ્લાના રક્ષકોમાં કોઇ કાચોપોચો જણાય, તો જેનાં જાન-માલનાં એ રખોપાં કરતો હોય, તેમણે બહેતર છે કે, એ કાર્ય તેના હાથમાંથી લઇ લેવું જોઇએ; પરંતુ જ્યાં સુધી એ રક્ષણ કરે છે,

---

૧ અહીં શ્રી. કાકાસાહેબના કેટલાક ખાસ શબ્દો ઇરાદાપૂર્વક વાપર્યા છે.

ત્યાં સુધી એને 'રક્ષક'નું આપેલું નામ ચાલુ રાખવું જ પડશે. એ રીતે સંસ્કાર-ગઢનાં રખવાળાં કરનાર આ વર્ગમાં કોઇ નબળી કડી દેખાય, કે ક્યાંય નિર્બળતાનો ભાસ થાય તો એ પ્રશ્નને અતિગંભીર ગણી સમસ્ત પ્રજાએ સંપૂર્ણ સાવચેત રહીને વિચારપૂર્વક યોગ્ય સાફ-સૂફી કરવી જોઇએ, નબળા અંગને સુદૃઢ બનાવવું જોઇએ, અગર તો એને દૂર કરવું જોઇએ. પરંતુ જ્યાંસુધી પ્રજાના સંસ્કારનું સંરક્ષણ એમના હાથમાં છે, અને સમગ્ર પ્રજાએ એ સ્વીકાર્યું છે–અગર છેવટ સહન પણ કરી લીધું છે–ત્યાં સુધી એ આખા સમૂહ-માંના કોઇ પણ એકમને 'સંસ્કૃતિનો સંરક્ષક' કહેનાર જરાય દોષપાત્ર નથી.

ગૂજરાતના કેળવણીના ક્ષેત્રમાં, વીસમી સદીના પૂર્વાર્ધમાં યથા-શક્તિ ફાળો આપી ગયેલા અને આપી રહેલા પરમ સિદ્ધ કેળવણી-કારોથી માંડીને આવતી કાલની આશા આપતા ઉત્સાહી સાધક પર્યંતના સોએક શિક્ષણકારોના પરિચય અહીં ગ્રન્થસ્થ થયા છે. સિદ્ધિ પાછળ પાગલ બનનારા આપણે ભાવિ શકયતાને પણ ન ઉવે-ખવી જોઇએ. આમ જુદી જુદી કોટિનાં કાર્યકરો (અલબત્ત એક જ ક્ષેત્રમાં કામ કરનારાં) ને અહીં સાથે મૂકવાથી એ આખાય સમૂ-હના જુદા જુદા વર્ગની પ્રતિનિધિરૂપ વ્યક્તિઓ આમાં મળી આવશે. અમુક વ્યક્તિને આમાં સ્થાન આપવું જોઇતું હતું એમ માનનારને, એ વ્યક્તિના વર્ગનું પ્રતિનિધિત્વ સાચવતું એકાદું તત્ત્વ આમાંથી શોધી કાઢવું જરાય મુશ્કેલ નથી; અને બાકી રહેલા કેળવણીકારો–અધ્યાપકોને આ ગ્રન્થની પૂરવણીરૂપ બીજા પુસ્તકમાં લેવાના છે જ, એટલે એ પ્રશ્ન તો રહેતો જ નથી.

જુદી જુદી કક્ષાના કાર્યકરોને આવા કોઇ ગ્રન્થમાં સાથે સાથે મૂકવામાં એક બીજું પણ ભયસ્થાન રહેલું છે, એટલે એ સંબંધી પણ અહીં થોડું સ્પષ્ટીકરણ કરવું જોઇએ. ભિન્ન ભિન્ન શક્તિ, સ્વભાવ, લક્ષણો અને કાર્યપદ્ધતિવાળા કેળવણીકારો અને અધ્યાપકોને

સામસામાં પલ્લાંમાં મૂકી, તેમને એક તોલે તોળીને નાના-મોટાનું માપ કાઢવા સુધીની મૂર્ખાઈ તો હું કરૂં તેમ નથી જ. એવી સરખામણી અશક્ય છે, એટલું જ નહિ પણ બાલિશ મનોવૃત્તિની સૂચક છે. સંસ્કારિતા, આદર્શ કે સેવાના વિષયમાં કોઇને ચઢતા-ઊતરતા લેખવાનો મને, તમને કે કોઇને કશો હક્ક નથી. મને તો લાગે છે કે એનાં મૂલ્યાંકન કરવાના ઉચિત એકમો હજી આપણે શોધી શક્યા નથી. બાકી તો સેવાનાં અન્ય ક્ષેત્રોની પેઠે, શિક્ષણનું ક્ષેત્ર પણ વિશાળ છે. એમાં અનેક સેવાભાવી ભાઇ-બહેનો પોતપોતાની સમજ, શક્તિ અને સંયોગો અનુસાર શકય તેટલો ફાળો આપી રહ્યાં છે. એમાંથી કેળવણીના ઉત્કર્ષ અને સંસ્કૃતિની રક્ષા માટે સુંદર કાર્ય કરી રહેલ અનેક જાણીતી વ્યકિતઓની સાથે કેટલાક અર્ધપ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ સેવકોની પણ નોંધ અહીં લેવાઇ છે. સેવા, શકિત કે સફળતાનું સાચું માપ પ્રસિદ્ધિ પરથી જ કાઢવામાં ભૂલ થવાનો સંભવ છે. પૂ. ગાંધીજી અને કાકા સાહેબની હરોલમાં અમે કોણ ? કે એમના સામીપ્યમાં સંસ્કૃતિનો ગોખ પચાવી પાડવાની ધૃષ્ટતા શા માટે, આવા પ્રશ્નો એ મૂક સેવકોના મનમાં ન ઉદ્‌ભવવા જોઇએ. એવી જ રીતે, અમારી પંગતમાં બેસનારી આ અજાણી વ્યકિતઓ કયાંથી આવી, કે આ સ્થાન પર બેસવાનો એમનો શો હક્ક છે, એવો ભાવ પણ પ્રસિદ્ધ પુરુષોના હૃદયમાં ન જાગવો જોઇએ. સંસ્કૃતિની રક્ષા કોઇ એક જ માનવી-પછી તે ગમે તેટલો મહાન હોય તો પણ-એકલે હાથે કરી શકતો નથી, અનેક ઓછીવત્તી શક્તિઓ ધરાવતાં માનવીઓના સમૂહ-પ્રયત્નોનું એ પરિણામ છે: અને બીજાં ક્ષેત્રોની વાત બાજુ પર રાખીએ, તો પણ સંસ્કાર-રક્ષા અને સેવાનાં ક્ષેત્રોમાંથી તો એ અનિચ્છનીય અસ્પૃશ્યતા, વાડાબંધી, ગજગ્રાહ અને 'હું મોટો ને તું નાનો' એવી બાલિશ મનોવૃત્તિ હવે જવાં જ જોઇએ. વિદ્વાનો અને સાહિત્ય-સર્જકો તો એ પક્ષાપક્ષી અને 'અહમહમિકા'ની કક્ષાથી અદ્ધર જ રહેવા જોઇએ એમ હું માનું છું.

આપણા સાહિત્યમાં પ્રવર્તતાં જુદાં જુદાં વાદ, શૈલી અને નીતિ વિષે બોલતાં જાણીતા વિવેચક પ્રૉ. રવિશંકર જોષીએ એક સ્થળે કહેલું મને યાદ છે કે, 'ગેયતા કે અગેયતાનાં તત્ત્વોવાળી કવિતા, અર્થપ્રધાન કવિતા, પૃથ્વી છંદમાં લખેલી કે રાસ અથવા લોકગીત દ્વારા અભિવ્યક્તિ પામતી કવિતા, વાસ્તવવાદ કે ભાવનાવાદ, કૌતુકપ્રિય શૈલી કે સૌષ્ઠવપ્રિય શૈલી, જૂની સામાજિક નીતિ કે નૂતન નીતિ, રાષ્ટ્રવાદ કે સમાજવાદ—આ બધાંને સાહિત્ય પોતાના વિશાળ અંતરમાં સમાવી શકે છે. તેનું જેટલું વૈવિધ્ય વધારે તેટલી સાહિત્ય–સમૃદ્ધિ વધારે. આ તો ગૌરવ લેવાની વાત છે; સામસામા મોરચા માંડવાની નહિ. યુદ્ધમાં વૈમાનિકો, મોટર–સૈનિકો, તોપચીઓ અને પદાતિઓ અંદર અંદર લડવા એકઠા થતા નથી, પણ સમગ્ર બળ એકઠું કરી વિજયી આગેકૂચ કરવા, તે સત્ય ભૂલવું ઘટે નહિ.' આ કથન આ પ્રસંગે, આ ગ્રન્થમાં મૂકેલા પરિચયોને પણ બરાબર બંધ–બેસતું થાય છે. ગૂજરાતના જીવનને શુદ્ધ અને સમૃદ્ધ કરવા મથનાર સંસ્કાર–ધનના ચોકીદારોના આ આખો વર્ગ પોતાના સામુહિક પ્રયાસો વડે પ્રશસ્ય પરિણામ લાવી શકે, આંતરિક વૈમનસ્ય ઉત્પન્ન કરીને નહિ, એ સત્ય યાદ દેવડાવવાની જરૂર નથી. પોતાની નબળાઇ પોતામાં જોવાને બદલે અન્યત્ર જોવાની આત્મવંચના ઘણાં મનુષ્યોમાં હોય છે, અને સર્વ માનુષી અવગુણોમાં અનુસ્યૂત એવો આ અવગુણ જ ઘણી અથડામણોના મૂળમાં રહેલો દેખાય છે. આપણી ગુજરાતી સંસ્કૃતિના સંરક્ષકવર્ગમાં આવી કોઇ પામરતાનો અંશ પણ હોવાની કલ્પના કરવી એ અનુચિત જ નહિ, પરંતુ અક્ષમ્ય ગણાય. 'મહત્ કાર્યોના ધ્યાનમાં ક્ષુદ્ર ભેદો ભૂલી જવાની ઉદારતા આપણા લોકોમાં સ્પષ્ટ આવવા લાગી છે, એટલે હવે આપણા વિજય વિષે મને તો જરાય શંકા નથી.' એ કાકાસાહેબનું કથન સ્મરણમાં રાખવા જેવું છે.

આટલું આવશ્યક સ્પષ્ટીકરણ કર્યા પછી હવે મેં આ પુસ્તક

જે વિષમતાઓ અને પ્રતિકૂળ સંયોગો વચ્ચે તૈયાર કર્યું છે તે પણ જણાવી દેવું જોઇએ. પ્રથમ તો આ ગ્રન્થ એક પ્રકાશક સંસ્થાએ પ્રકટ કરવાનું માથે લીધેલું એટલે એની જરુરી સામગ્રી તૈયાર કરી આપીને તેને વ્યવસ્થિત સ્વરૂપમાં ગોઠવી દેવાનું કાર્ય જ કરવું પડશે એમ માનેલું, પરંતુ જીવન શું કે સાહિત્ય શું—સર્વની કિંમત રૂપિયા–આના–પાઇમાં આંકવાને ટેવાઇ ગયેલા આપણા અતિ વ્યવહારુ પ્રકાશકની વેધક વ્યાપારી દૃષ્ટિ, આવા કોઇ પ્રકાશનમાં—અને તેમાં ય આવા કેળવણી વિષયક પુસ્તકમાં—લાભ ન જુએ અને સવેળા ચેતી જાય એમાં આશ્ચર્ય પામવાં જેવું નથી. અર્ધે રસ્તે આવ્યા પછી સંજોગો પલટાયા અને પ્રકાશક સંસ્થાનો ટેકો ખસી ગયો. નવી દિશામાં થતા આ અખતરામાં ધારેલી સફળતા મળે યા ન મળે, પરંતુ હાથમાં લીધેલું કાર્ય અધૂરું ન રાખવાના હેતુથી અને આ પ્રકાશન–યોજનાની ઉપયોગિતા સંબંધી બે મત નહિ હોવાથી, એક સાહસ હોવા છતાં સર્વ જવાબદારી મેં જ માથે લીધી. [૨] પછી તો સંપાદનકાર્યને અંગેનો પત્રવ્યવહાર ( જેની ભયંકર મુશ્કેલીઓનો ખ્યાલ અનુભવીઓને જ આવી શકે ), જંગી પ્રકાશન–ખર્ચને પહોંચી વળવા માટે કરવાના પ્રયત્નો, ગ્રાહકો મેળવવાનું વિકટ કાર્ય, આ પ્રવૃત્તિને લગતું આવશ્યક પ્રચારકાર્ય, શિષ્ટ જાહેરાતો મેળવવાનું કામ, કાર્યાલયની સામાન્ય વ્યવસ્થાનું કાર્ય અને છાપકામને લગતો પત્રવ્યવહાર સાચવવાના તેમ જ પ્રૂફ તપાસવાના જોખમી અને કંટાળાભરેલા કામથી માંડીને પુસ્તક છપાઇ–બંધાઇને

---

૨ આ પ્રસંગે મારા પરના એક અંગત પત્રમાં શ્રી. 'ધૂમકેતુ'એ સાચી જ ટકોર કરેલી કે, "તમે ઉપાડેલું કાર્ય અત્યારે તો કોઇપણ સંસ્થાને ભારે પડે તેવું છે, કારણકે એટલી સખત મોંઘવારી છે, છતાં તમે હિંમત કરી છે તો ઇશ્વર તમને સફળતા આપે. સમય, સાધન, શક્તિનો ઘણો ભોગ આપ્યા વિના અત્યારે આ કાર્યમાં સફળતા મેળવવી મુશ્કેલ છે. તમારી આર્થિક શક્તિ ઉપર આ બોજો ઘા ન કરી જાય એટલી ખાસ સાવચેતી રાખવા મારી વિનતિ છે."

તૈયાર થાય ત્યાં સુધીની સર્વ વિધિઓ પર એક સરખી નજર રાખવાનું કાર્ય—એ નાનાં-મોટાં સર્વ કાર્યોનો ભાર મારે જ ઉઠાવવાનો રહ્યો. સમય-શક્તિનો મોટો ભાગ ખેંચી જતાં આ કાર્યો ઉપરાંત શાળાના કામનો ચાલુ બોજો, અન્ય સાહિત્ય-પ્રવૃત્તિઓમાં થતું અનિવાર્ય રોકાણ, કેટલીક અંગત મુશ્કેલીઓ, વચ્ચે થોડાં અઠવાડિયાં અસ્વસ્થ રહેલી મારી તબિયત અને ત્યારપછી કુટુંબમાં શરૂ થયેલી માંદગીની પરંપરા, આ કઠિન કાર્ય માટે જોઈતાં સમય અને શાંતિનો અભાવ અને એ સર્વને ટપી જાય એવી દાંત કચકચાવતી ભયંકર મોંઘવારીનો રાક્ષસી પંજો—આ અને આવી બીજી અનેક મુશ્કેલીઓની સામે થઈને એક વર્ષ જેટલા અતિ અલ્પ સમયમાં મેં આ પ્રથમ ગ્રન્થ તૈયાર કરીને પ્રકટ કર્યો છે, એટલે એમાં કેટલીક ક્ષતિઓ રહી જવા પામે એ સ્વાભાવિક છે. વિવેચકો હથિયાર ઉગામે તે પહેલાં જ પોતાની મર્યાદાઓ અને પ્રતિકૂળ સંજોગોને આગળ કરી, પોતાની લાચારી બતાવી દઈ, તેમને મૂંગા બનાવી દેવાની આ કોઈ યુક્તિ નથી; પરંતુ આ કાર્ય હાથમાં લીધા પછી અકસ્માત પલટાઈ ગયેલી વિષમ પરિસ્થિતિમાં જે રીતે મેં એ પૂરું કર્યું છે તેનું યથાર્થ દર્શન છે.

ગૂજરાતી સાહિત્યમાં આ ઓછું ખેડાયેલું ક્ષેત્ર છે, એમ આપણા સારસ્વત પ્રવાહને અવલોકનારા વિદ્વાન વિવેચકો પ્રતિવર્ષ જાહેર કરતા આવે છે, [3] એટલે આ નવી દિશાના આવા પ્રારંભિક પ્રયાસો શુભ દૃષ્ટિથી જ નિહાળવા ઘટે. આપણે ત્યાં પ્રાથમિક સામગ્રી-સંપા-

---

૩. '...આપણું ચરિત્રસાહિત્ય હવે જરા આગળ આવે તો તે સ્વાભાવિક જ છે. પશ્ચિમના દેશોમાં તો ગત મહાવિગ્રહ પછી એ સ્થિતિ ક્યારની શરૂ થઈ ચૂકી છે. લેખક-વાચક ઉભય વર્ગમાં તે બહુ માનવંતું સ્થાન ભોગવે છે. આપણે ત્યાં પણ પ્રજાની અસ્મિતા હવે જાગી છે...અને સાહિત્યકારોમાં પણ કેવળ જૂના જ સાહિત્ય-પ્રકારોમાં ભરાઈ ન રહેતાં નવાં નવાં ક્ષેત્રો ખેડવાની ઇચ્છા પ્રબળ થઈ છે......આવતો દસકો ચરિત્ર-સાહિત્યમાં

દન અને સંશોધન (Spade-work) તદ્દન ઓછું—ઓછું શું, લગભગ નહિ જ—એવી પરિસ્થિતિમાં મારું આ કાર્ય થોડું પણ

---

કોઇ અસામાન્ય પ્રગતિ બતાવે તો યુગલક્ષણો જોતાં આશ્ચર્ય પામવા જેવું નથી.'

—તેત્રીસનું ગ્રન્થસ્થ વાઙ્મય પૃ. ૪૪
સમીક્ષક: શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટ

'......જીવન ચરિત્રના સાહિત્ય પર બદલાતી જતી લોકવૃત્તિની અસર થયા વિના રહેતી નથી. મૂળ તો જીવનકથાનું સાહિત્ય જ આપણે ત્યાં ઓછું. મધ્યકાલીન જમાનામાં તો લગભગ નહિ જ. તેનું કારણ એ કે આપણા લોકોને પામર માનવીની સંસારલીલા કે પરાક્રમો તો માયામાં કરેલા ખાલી ખાર જ લાગે. એમની દૃષ્ટિ તો આત્માનું શ્રેય સાધવા તરફ જ વિશેષ. આથી કદાચને ઇચ્છા થાય તો નરસિંહ મહેતા, મીરાંબાઇ જેવાં ભક્તોનાં ચરિત્રો કે આખ્યાનો રચાતાં. પછી અર્વાચીન યુગમાં સંસારી રસ જાગ્રત થતાં અંગ્રેજી સાહિત્યની પ્રેરણાથી કોઈપણ ક્ષેત્રમાં નામના કાઢી ગયેલી અને અનુકરણ કરવા પ્રેરે તેવી વ્યક્તિઓનાં ચરિત્રો લખાવાં આપણે ત્યાં શરૂ થયાં છે, પણ તેમાં અત્યાર સુધી સંસાર-સુધારકો, સાધુ-સંતો, સાહિત્યકારો અને ઉદ્યોગવીરોનાં જીવન પ્રત્યે ચરિત્રલેખકોની નજર ગયેલી...'

—સાડત્રીસનું ગ્રન્થસ્થ વાઙ્મય પૃ. ૫૬
સમીક્ષક: પ્રો. અનંતરાય મ. રાવળ

'......કેવળ કાલ્પનિકતામાં રાચતી વૃત્તિ હવે વાસ્તવિકતા તરફ વળતી જાય છે, તેથી લેખકની કલ્પનાએ ઘડી કાઢેલાં વાર્તા-નાટકાદિનાં પાત્રો કરતાં જગતના ઇતિહાસ પર અમર પગલાં મૂકી ગયેલાં અને વર્તમાન કાળમાં દેશના ચાલતા અધ્યાયમાં પગલાં મૂકતાં વાસ્તવિક પાત્રો પ્રત્યે હવે વલણ વધવા માંડયું છે....સાહિત્યકારોમાં પણ આ નવો સાહિત્ય-પ્રકાર (જીવનચરિત્ર) ખેડવાની વૃત્તિ જાગી છે.'

—આડત્રીસનું ગ્રન્થસ્થ વાઙ્મય પૃ. ૨૪
સમીક્ષક: પ્રો. મંજુલાલ ર. મજમુદાર

'ગુજરાતી સાહિત્યમાં 'જીવનચરિત્ર'નું સ્વરૂપ ઘણું ખીલ્યું નથી...લલિત વાઙ્મય કરતાં જીવનચરિત્રો જીવનનો વધારે નક્કર પરિચય આપે છે. લલિત વાઙ્મયમાં જ મુગ્ધ રહેનાર ગુજરાતમાં આ સ્વરૂપ ખીલે તો સારું.'

—ચાલીસનું ગ્રન્થસ્થ વાઙ્મય પૃ. ૭૩-૭૪
સમીક્ષક: પ્રો. રવિશંકર જોષી

ઉપયોગી થશે તો મારો શ્રમ સફળ થયો માનીશ. આવી પ્રાથમિક કુંપળોને સહી લઇએ તો જ ભવિષ્યમાં કો' મહાવૃક્ષની આશા રાખી શકાય એ સત્યનું વિસ્મરણુ ન થવું જોઇએ.

નવલકથાકાર, કવિ, વિવેચક, કે વિચારક તરીકે ગૂજરાતમાં સારી ખ્યાતિ પામેલા વિદ્વાનો પણુ આ ગ્રન્થમાં દેખાશે. એમણે બીજાં ક્ષેત્રોની સાથે કેળવણીના ક્ષેત્રમાં પણુ પોતાનો ફાળો આપેલો છે એટલે કેળવણીકાર તરીકે પણુ તેમને ભૂલવા જેવા નથી એમ બતાવવાનો આ પ્રયાસ છે. વાર્તાકાર, વિવેચક કે કવિ તરીકે તેમને આમાં અન્યાય થાય છે એમ માનવા કરતાં અધ્યાપકીય કાર્યની મહત્તાનો આમાં સ્વીકાર થાય છે એમ માનવામાં વધારે ન્યાય રહેલો છે. સાહિત્ય-સર્જન, વિવેચન, પત્રકારિત્વ, સમાજ-સેવા કે માનવ-જીવનમાં સંસ્કાર સીંચવાનાં એવાં જ બીજાં કાર્યોની સરખામણીમાં કેળવણીનું કાર્ય એ જરાય ઊતરતું કે ઓછું મહત્વ ધરાવતું નથી એ તો સૌકોઇ સ્વીકારશે જ. વળી એ સર્વ મહાનુભાવોને સાહિત્યકાર, વિચારક, કવિ, પત્રકાર કે રાષ્ટ્રનેતા તરીકે, તે તે ગ્રન્થોમાં ન્યાય મળવાનો જ છે, એટલે અહીં કેળવણીકાર તરીકે તેમને રજૂ કરવામાં કોઇ ગંભીર ભૂલ થઈ હોય એમ હું માનતો નથી. એક બીજી દૃષ્ટિએ પણુ આથી લાભ થયો છે; શિક્ષણુકારોની જુદી જુદી કોટિની પ્રતિનિધિરૂપ વ્યક્તિઓ જેમ અહીં નજરે પડે છે, તેમ હવે પછીના ગ્રન્થોમાં બીજાં ક્ષેત્રોનાં કાર્યકર્તાઓના પરિચયો પ્રકટ થનાર છે, તે દરેક વર્ગનું પ્રતિનિધિત્વ સાચવતી પ્રસિદ્ધ વ્યક્તિઓ પણુ અહીં હાજર છે. પૂ૦ ગાંધીજી, સ્વ. ડો. આનંદશંકર ધ્રુવ, શ્રી. કાકાસાહેબ કાલેલકર, દી. બ. અંબાલાલ દેસાઇ, સ્વ. નરસિંહરાવ દીવેટિયા, સ્વ. કેશવલાલ હ. ધ્રુવ, શ્રી. કિશોરલાલ મશરૂવાળા, શ્રી. કનૈયાલાલ મુનશી, શ્રી. રામનારાયણુ વિ. પાઠક, શ્રી. ન્હાનાલાલ કવિ, પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર, શ્રી. નરહરિ દ્વા. પરીખ, સ્વ. ગિજુભાઇ, સ્વ. મહાદેવભાઈ દેસાઇ, સ્વ. મોતીભાઇ અમીન, લેડી વિદ્યાબહેન નીલકંઠ, પ્રો. રવિશંકર જોષી, શ્રી. ગટુલાલ

ગો. ધ્રુ—આ અને આવા બીજા વિદ્વાનો (જેમને અહીં વિશાળ દૃષ્ટિએ, વ્યાપક અર્થમાં [૪] કેળવણીકાર તરીકે રજૂ કર્યા છે) સંસ્કાર-સંરક્ષણનાં બીજાં સર્વ ક્ષેત્રોમાં કિંમતી સેવા આપનાર દરેક વર્ગના પ્રતિનિધિ જેવા નથી લાગતા ?

પુસ્તકોનું વર્ગીકરણ કરતાં એક સ્થળે લોર્ડ બેકન લખે છે: 'Some books are to be tasted, others to be swallowed and some few to be chewed and digested.' આ પુસ્તક આમાંના કયા વર્ગમાં આવશે, અગર કોઈ એકાદ વર્ગમાં આવશે કે કેમ, તે હું જાણતો નથી. આમાં રહેલી અપૂર્ણતાઓનું મને ભાન છે. હું સમજું છું કે આપણી ઇચ્છાનુસાર નહિ પણ આપણાં સાધનો અનુસાર ઉપયોગી થવામાં આપણું કર્તવ્ય સમાયેલું છે. આ પુસ્તકને જેમ બને તેમ વધુ શાસ્ત્રીય અને પ્રમાણભૂત બનાવવાના સભાન પ્રયત્નો છતાં આ પ્રકાશનની વ્યવહાર-બાજુ પણ મારે સાચવવાની હોવાથી, લેખો અને પરિચયોની ચૂંટણીમાં કઠોર સંયમ રાખી શકાયો નથી એમ પણ મને થયા કરે છે. હું પણ મારાં મંતવ્યો, વાતાવરણ અને શક્તિ-મર્યાદાથી બંધાયેલ હોઉં, એવી કેટલીક ક્ષતિઓને શોધી શોધીને સૂક્ષ્મદર્શક યંત્ર વડે ન જોતાં, ઉદારભાવે તેને નિહાળવામાં આવે એટલું જ માગું છું. આ પ્રયોગ સફળ થયેલો જોઇને, હવે પછીનાં નક્કી કરેલાં પુસ્તકોનું પ્રકાશન-કાર્ય કોઇ યોગ્ય પ્રકાશક સંસ્થા ઉપાડી લેશે તો એમાં સંપાદન-સંકલનનું ધોરણ વધુ ઊંચું આવશે એમાં શંકા નથી. આર્થિક પ્રશ્નોની ચિન્તામાંથી મુક્ત થયેલ સંયોજકની દૃષ્ટિ વધુ

---

૪. શ્રી. કાકાસાહેબનું કિંમતી સૂચન અહીં યાદ કરવા જેવું છે: "જે કોઇ સત્યની ખોજ પાછળ પોતાનું જીવન-સર્વસ્વ અર્પણ કરે છે અને પૂર્ણપણે અહિંસામાં માને છે તે અવશ્ય કેળવણીકાર જ હોવો જોઇએ. જબરજસ્તીમાં જેનો વિશ્વાસ નથી, સત્યનું દર્શન કર્યા વગર જેને સંતોષ નથી, જેનું જીવન કર્મમય છે અને તેથી જ વિચારમય છે, તેને માટે કેળવણી છોડીને બીજો માર્ગ છે જ નહિ."

શાસ્ત્રીય અને સંયમ વધુ કડક બને એ તો સમજી શકાય તેવું છે. આ સંબંધી આપણા બે-ત્રણ શિષ્ટ પ્રકાશકોએ વાટાઘાટ પણ શરૂ કરી છે, એટલે આ શ્રેણીનાં ભવિષ્યનાં પ્રકાશનો વધુ સમૃદ્ધ બનશે એવી આશા રહે છે.

જીવનચરિત્રની જૂની ઢબની લખાવટથી માંડીને સૌષ્ઠવભરી શૈલીમાં આલેખાયેલાં પ્રવાહી રેખાચિત્રો સુધીના વિવિધ નમૂનાઓ આમાં મળી આવશે. જુદી જુદી કલમે તૈયાર થયેલા આ પરિચયલેખોમાં કોઈ એક જ નિયમ કે અમુક જ દષ્ટિ સચવાયેલાં નહિ જણાય. અહીં તો જીવનવૃત્તાંત પણ છે, જીવન-પરિચય પણ છે, જીવન-સમીક્ષા અને જીવન-રેખાઓ પણ છે; અને શબ્દચિત્ર કે બાહ્યાન્તર અક્ષર-છબિઓ પણ નજરે ચડે છે. એમાં જીવનકથાના ખંડેખંડનું દર્શન કદાચ નહિ દેખાય, પરંતુ દરેકની આવશ્યક ઓળખાણ તો મળી જ રહેશે. એક વાત અહીં કહી દેવી જોઈએ કે, ઓછાં-વત્તાં પાનાં દ્વારા કોઈને ઓછું-વત્તું મહત્ત્વ આપવાનો ઇરાદો રાખ્યો જ નથી, જેમના વિષે જેટલી હકીકત પ્રાપ્ત થઇ તેટલીનો ઉપયોગ કરીને આ પરિચયો ઉપજાવ્યા છે. કેટલાક કેળવણીકારોએ પોતાના વિષે ઓછામાં ઓછું અને જેમ બને તેમ ટૂંકામાં જ લખાય એવો આગ્રહ રાખેલો; એટલે એમની ઇચ્છાને માન આપવાનો પ્રયાસ કરવો પડયો છે; અને કેટલાક સાક્ષરોના વિસ્તૃત પરિચયો તો હવે પછીના ગ્રંથોમાં આવવાના છે એટલે આ ગ્રન્થમાં, કેળવણીકાર તરીકે તેમની ટૂંકી ઓળખાણ જ આપી છે. વત્તા-ઓછા મહત્ત્વનો વિચિત્ર અને ભયંકર પ્રશ્ન પાછો અનુક્રમમાંથી ઊભો થઈને જીભના લબકારા ન કરે એટલા ખાતર સર્વ પરિચયચિત્રો કક્કાવારી ગોઠવણ પ્રમાણે મૂકયા છે. જ્ઞાતિ, ધર્મ કે વાદનો ભેદભાવ પણ અહીં રખાયો નથી એ જોઇ શકાશે.

આ ગ્રન્થ તૈયાર કરવામાં મને જે જે સાહિત્યકારમિત્રોએ કિંમતી મદદ કરી છે અને આ પ્રકાશનને શક્ય બનાવવામાં જેમનો

સુંદર હિસ્સો છે, તે સર્વનો આ ગ્રંથમાં અન્યત્ર આભાર માન્યો છે. અહીં ફરીથી એ સર્વ સ્નેહીઓ અને વિદ્વાનોનું ઋણ સ્વીકારું છું. ગ્રન્થની શરૂઆતમાં મૂકેલા જાણીતા વિદ્વાનોના મનનીય લેખો, સંસ્કૃતિ–તેના અર્થ અને વિસ્તાર, સ્વરૂપ અને વિકાસ—પર વેધક પ્રકાશ ફેંકે છે અને આપણી ગુજરાતી સંસ્કૃતિના સર્જન તેમજ સંરક્ષણનો ટૂંકો છતાં ક્રમબદ્ધ ઇતિહાસ આપે છે. ગ્રન્થના આભૂષણ-રૂપ બનેલા આ કિંમતી અને અભ્યાસપૂર્ણ લેખો માટે એના વિદ્વાન લેખકોનો હું ઋણી છું. દી. બ. કૃષ્ણલાલભાઇ ઝવેરી જેવા વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સાક્ષરે પોતાની મિતાક્ષરી શૈલીમાં સુંદર પ્રસ્તાવનારૂપે જે 'બે શબ્દો' લખી આપી આ ગ્રન્થની મહત્તા વધારી છે તેને માટે એમનો પણ હું આભારી છું.

નવલકથાનો અખંડિત પ્રસંગરસ, ઇતિહાસકારની સમય–પારખુ દૃષ્ટિ, કવિના જેવી ઉચિત પ્રસંગે રસઝરણાં વહાવવાની કલા, નાટકના જેવું જીવન્ત પાત્રચિત્રણ અને સજીવ વાર્તાલાપ, તાદૃશ ચિત્રો ખડાં કરવાનું ભાષાપ્રભુત્વ અને માનવસ્વભાવનો ઝીણવટભર્યો અભ્યાસ–આ અને આવાં બીજાં તત્ત્વો, આપણા વિવેચકો માગે છે તેમ, આ વિવિધ દૃષ્ટિએ આલેખાયેલાં જીવન–ચિત્રોમાંથી કંઈક અંશે પણ મળી આવે તો એનો બધો યશ એના આલેખકોને ઘટે છે. ગ્રન્થમાં રહી ગયેલાં નબળાં તત્ત્વો અને ક્ષતિઓ માટે ઠપકાપાત્ર હું છું. એ અપયશનો ટોપલો ઉપાડવા હું તૈયાર છું.

ગૂજરાતના માનસ–ઘડતરને, ચારિત્ર્ય-વિકાસને અને જીવનને કો' ઉજ્જવળ પ્રકાશથી સમ્માર્જિત કરવામાં અલ્પાંશે પણ આ પુસ્તક મદદરૂપ ન થાય તો કાંઇ નહિ; ગૂજરાતી જીવનને સુસંસ્કારી અને ઉન્નત બનાવવામાં, તેને પ્રેરણાબળ અને પ્રોત્સાહન અર્પવામાં આ પ્રકાશન કાંઇ ફાળો ન આપી શકે તો પણ વાંધો નહિ; ગૂજરાતને નિર્મળ આનંદ અને નૈસર્ગિક સુખ બક્ષવામાં કે ચિત્તની સ્વસ્થતા અને શાન્તિ આપવામાં સાધનભૂત ન થઇ શકે તો પણ કશી ફીકર

નહિ: માત્ર ગૂજરાતનો કેળવણીનો ઇતિહાસ તૈયાર કરનાર ભાવિ ઇતિહાસકારને આમાંની થોડી સામગ્રી ઉપયોગી થશે તો પણ મને સંતોષ થશે.

માત્ર થોડો અસંતોષ રહી જાય છે. કાગળ અને છાપકામને લગતાં અન્ય સાધનોની ખૂબ જ અછત અને કાળી મોંઘવારીને લીધે આ ગ્રન્થની આટલી કિંમત રાખવી પડી છે. શાંતિના સમયમાં જે કાગળ ચાર–છ આને રતલ મળતા, તે કાગળના એક રતલના અત્યારે બે રૂપિયા આપવા પડે છે! આ ગ્રન્થ સારા સમયમાં આના પાંચમા ભાગની કિંમતે આપી શકાયો હોત, અગર આટલી કિંમતમાં આથી પાંચગણો દળદાર અને સમૃદ્ધ બનાવી શકાયો હોત, પણ એ દિવસો તો હવે પાછા આવે ત્યારે ખરા! અગાઉથી થયેલા ગ્રાહકોની માગણીને માન આપીને (અલબત્ત તેમના જ કિંમતી સહકારથી) આવા કટોકટીના સમયમાં પણ આવું દળદાર પ્રકાશન આપી શકાય છે તે જ મારે મન ઘણું છે.

અંતમાં મને આ કાર્યમાં જુદી જુદી રીતે સહાય કરનાર સર્વનો આભાર માની, આ ગ્રન્થ, જેવો છે તેવો—સર્વ અપૂર્ણતાઓ અને ક્ષતિઓ સાથે—ગૂજરાત સમક્ષ ધરું છું.

શ્રી કૃષ્ણ જન્માષ્ટમી, ૧૯૯૯<br>
તા. ૨૩મી ઓગસ્ટ, ૧૯૪૩<br>
કલાપીનગર, **લાઠી**

—**મોહનલાલ ધનેશ્વર દવે**

# આભાર-દર્શન અને ઋણ-સ્વીકાર

વિશ્વ-આંધિના આ વિકટ સમયમાં 'અને અનેક સંસ્કૃતિઓના સંગ્રામકાળમાં આપણી કેળવણી અને સંસ્કારના દીવડા ઝગતા રાખવાનાં આવાં કાર્યો જેટલાં મહત્ત્વનાં તેટલાં જ વિકટ બને છે. આ નમ્ર પ્રયાસ શરૂ કરતાં મારી સામે અનેક મૂંઝવતા પ્રશ્નો ઉપસ્થિત થયેલા, પરંતુ એ સર્વમાં વધુ મુશ્કેલ અને આ પ્રવૃત્તિને થંભાવી દે એવો પ્રશ્ન એક જ હતો; અને તે આ પ્રથમ ગ્રન્થના જેવા કેળવણી વિષયક અને ઐતિહાસિક પુસ્તકના વેચાણનો પ્રશ્ન—બીજી રીતે કહું તો આવી અસહ્ય મોંઘવારીમાં આ સચિત્ર અને દળદાર પુસ્તકના જબ્બર પ્રકાશન-ખર્ચને પહોંચી વળવાનો પ્રશ્ન.

આપણા સામાન્ય વાચકવર્ગની દૃષ્ટિએ સાહિત્ય એ ઊંડા અભ્યાસનો કે ગંભીર ઉપાસનાનો વિષય નથી, પરંતુ જીવનની ગડમથલથી ત્રાસી ગયેલાનું બે ઘડી મનરંજન કરવાનું, કલ્પના-વિનોદ કે આનંદ-પ્રમોદનું સાધન માત્ર છે! એથી સર્વ આધુનિક સાહિત્ય-સ્વરૂપોમાં નવલિકા અને નવલકથા (ક્વચિત્ કાવ્ય અને નાટક પણ ખરાં)-એ લલિત વાઙ્મયના પ્રકારો જ સામાન્ય જન-સમૂહને વધુ રુચે છે, અને એથી જ કદાચ ટૂંકી વાર્તા અને નવલ-કથાનું સાહિત્ય આપણે ત્યાં અત્યારે ખૂબ ખેડાઇ રહ્યું છે. આવી સ્થિતિમાં કેળવણી, ઇતિહાસ, જીવનકથા અને રેફરન્સ સાહિત્યનાં ઓછાંવત્તાં તત્ત્વોનું સંમિશ્રણ લઇ આવતા આવા કોઇ પુસ્તકને જોઇતા પ્રમાણમાં ગ્રાહકો મળે કે કેમ, એ પ્રશ્ન સતાવ્યા કરતો હતો; કારણ કે આમાં સનસનાટીભરી ડિટેકટીવ વાર્તાઓ નહોતી,

હલકી મનોવૃત્તિને ઉશ્કેરે કે વંઠેલી રસવૃત્તિને પંપાળે એવાં વિકાર-પ્રેરક વર્ણનો આમાં નહોતાં, અને સ્રૈણ વિલાસિતા કે ઊર્મિલ પોચટપણું જેમાં સભર ભર્યાં હોય એવાં 'કાવ્યો'ને નામે ઘણીવાર છપતા વ્યર્થ 'લાગણીવેડા' પણ આમાં નહોતા ! આમાં તો હતાં ઐતિહાસિક સત્યો, નક્કર હકીકતો, ગૂજરાતની કેળવણી અને સંસ્કારયાત્રાનું છેલ્લી અર્ધી સદીનું સરવૈયું ! અને એટલે જ સામાન્ય કોટિના વાચકવર્ગને [ જે વર્ગ બહુ મોટો છે, અને જેની ઉપેક્ષા કરવી પાલવે તેમ નથી તેને ] પહેલી જ દૃષ્ટિએ આ ગ્રન્થ માફક આવે કે કેમ, એ મૂંઝવતો પ્રશ્ન ઉદ્‌ભવતો હતો.

આ વિકટ છતાં સાચી પરિસ્થિતિ ખુલ્લા દીલે મેં કેટલાંક કેળવણીપ્રિય, સંસ્કારી સજ્જનો સમક્ષ રજૂ કરી, અને જણાવતાં આનંદ થાય છે કે એમણે આ ઉપયોગી કાર્યની મહત્તા સમજી જઈ પોતાના તરફથી આ પ્રકાશન–યોજના માટે સારી એવી સહાય મોકલી આપીને અને આ પુસ્તકની નકલોના સારી સંખ્યામાં અગાઉથી ઑર્ડરો નોંધાવીને આ સાહિત્ય–પ્રવૃત્તિને બળ આપ્યું, અને મારા પરનો બોજો એ રીતે કંઈક હળવો કર્યો. આ સંસ્કૃતિપ્રેમી સજ્જનો અને સન્નારીઓમાં—શ્રીમાન ઘનશ્યામદાસજી બીરલા, રાજરત્ન શેઠશ્રી નાનજીભાઈ કાલીદાસ મહેતા, શેઠશ્રી હરિદાસભાઈ અચરતલાલ, પૂ. મોતીબાઈ માધવજી દામોદર ઠાકરસી, રા. સા. વૃંદાવન છોટાલાલ જાદવ, બહેન શ્રી લીલાવતી ઠાકોરભાઈ વગેરેનાં શુભ નામ જણાવતાં મને આનંદ થાય છે. એ સર્વ મહાનુભાવોએ સમયસર સહાય ન કરી હોત તો આ યોજના આવી કાતીલ મોંઘવારીમાં મૂર્ત્ત સ્વરૂપ ધરી શકત જ નહિ, એટલે આ પ્રકાશનની સફળતાનો યશ જો કોઈને આપવાનો હોય તો તેમાં આ સંસ્કારભક્ત સજ્જનો અગ્રસ્થાને છે. એમાંના ત્રણ–ચાર સદ્‌ગૃહસ્થોની ટૂંકી ઓળખાણ અને છબિઓ, આ પ્રવૃત્તિના સહાયકો તરીકે આ પુસ્તકમાં અન્યત્ર આપવામાં આવેલ છે. બીજાઓ માટે એ શકય બન્યું નથી–જોઈતી માહિતી મેળવી શકાઈ

નથી, એનું મને ભારે દુઃખ છે. અહીં એ સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

જેમની મીઠી નજર, સ્નેહભરી લાગણી અને કિંમતી માર્ગદર્શનની પાયા–પૂરણી પર આ ઇમારત ચણાતી આવે છે તે વિદ્વાનો અને શુભેચ્છક મુરબ્બીઓમાં પૂ. કાકાસાહેબ કાલેલકર, શ્રી. કિશોરલાલ મશરૂવાળા, શ્રી. કનૈયાલાલ મુનશી, શ્રી. નરહરિ પરીખ, શ્રી. સ્વામી આનંદ, લેડી વિદ્યાબહેન નીલકંઠ, શ્રીમતી લીલાવતીબહેન મુનશી, દી. બ. કૃષ્ણલાલ ઝવેરી, ડૉ. રમણલાલ યાજ્ઞિક, પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, પ્રો. સુંદરજી બેટાઈ, પ્રો. અનંતરાય રાવળ, શ્રી. ધૂમકેતુ, પ્રો. મનસુખલાલ ઝવેરી, શ્રી. નવલરામ ત્રિવેદી, સૌ. શારદાબહેન સુમંત મહેતા વગેરેનો હું ઋણી છું. આશીર્વચનો, શુભેચ્છાઓ, અભિનંદનો અને કવચિત્ સુંદર માર્ગસૂચનો મોકલી આપીને એમણે મારી પીઠ થાબડી છે તેમજ મને ઉત્તેજન આપ્યા કર્યું છે.

અને આ ગ્રન્થની સામગ્રી તૈયાર કરવામાં જેમનો અનલ્પ હિસ્સો છે એવા ગૂજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારો : શ્રી. ઉમાશંકર જોશી, શ્રી. દુલેરાય પરમાર, શ્રી. પ્રેમશંકર હ. ભટ્ટ, સ્વ૦ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, શ્રી. હસમુખલાલ કાજી, શ્રી. ડુંગરશી સંપટ, શ્રી. પોપટલાલ ચુડગર, શ્રી. હરિકૃષ્ણ વ્યાસ, શ્રી. 'ત્રિત,' શ્રી. કિશનસિંહ ચાવડા, શ્રી. રામપ્રસાદ બક્ષી, પ્રો. ઇન્દુકાન્ત ત્રિવેદી, પ્રો. શંકરલાલ ગં. શાસ્ત્રી, શ્રી. બ્રિજરત્નલાલ અક્કડ, શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી, શ્રી. જગચ્છારામ ઉપાધ્યાય, શ્રી, સરોજિનીબહેન મહેતા, શ્રી. પોપટલાલ અંબાણી, કવિશ્રી ત્રિભુવન વ્યાસ, શ્રી. ઉપેન્દ્ર પંડ્યા, શ્રી. રસિકલાલ જોશી, શ્રી. મોહનલાલ મ. ભટ, શ્રી. દિનકરરાય જાની, શ્રી. શાન્તિલાલ તોલાટ, શ્રી. મહાજન આદિ સર્વ લેખકોએ મારા પ્રત્યે અનહદ મમતા દર્શાવી, મને હાર્દિક અને સક્રિય સહકાર આપ્યો છે, અને મારી વિનંતીઓને માન આપી પોતાની કિંમતી કલમ–પ્રસાદીઓ મોકલી આપી છે તે બદલ તેમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો

છે. એ સર્વ મુરબ્બીઓ અને લેખકમિત્રોએ સિંચેલી શક્તિ અને પૂરેલા પ્રાણ વડે જ આ યોજના ચેતનવંતી બનીને આટલી મઝલ કરી શકી છે, અને અનેક ભૂલભૂલામણીભર્યા, કઠિન માર્ગની વિટંબણાઓ સહીને, અકલ્પ્ય વાવાઝોડાંમાંથી સફળતાપૂર્વક પસાર થઇને અહીં આવી ઊભેલી આ પ્રકાશન–પ્રવૃત્તિ પોતાની ભાવિ જીવન–વાટ સામે મીટ માંડી રહી છે.

આ જાણીતા કલમબાજોએ પોતપોતાની પ્રસન્ન, પ્રવાહી, વિશિષ્ટ શૈલીમાં આકર્ષક, ભાવવાહી અને સુરેખ રેખાચિત્રો આલેખી આપી મને ઉપકૃત કર્યો છે, તેવીજ રીતે કેટલીક સઘન જીવનરેખાઓ તૈયાર કરવા માટે મને ઉપયોગી વિગતો અને માહિતી અત્યંત કાળજી અને રસપૂર્વક ખૂણે ખૂણેથી મોકલી આપનાર સ્નેહીઓ પ્રત્યે પણ મારી કૃતજ્ઞતા ન દર્શાવું તો હું નગુણો જ ગણાઉં. આ મિત્રોનો સમૂહ તો એવડો મોટો છે કે અતિ વિસ્તારભયે એમનાં દરેકનાં નામ અહીં ગણાવી શકતો નથી. મારા પ્રત્યે લાગણી ધરાવનાર એ આખા સ્નેહીવર્ગનો સાથે જ આભાર માની આગળ ચાલું છું.

આ ગ્રન્થ જેમના મનનીય લેખો વડે વિભૂષિત બન્યો છે તે—પૂ. મહાત્માજી અને પૂ. કાકાસાહેબ કાલેલકરનો હું અત્યંત ઋણી છું. પોતાનો વિદ્વતાપૂર્ણ લેખ આ ગ્રન્થમાં મૂકવાની સહર્ષ સમ્મતિ આપનાર જાણીતા વિદ્વાન શ્રી. કનૈયાલાલ મુનશીએ મારા પર મહાન ઉપકાર કર્યો છે. શ્રી. ડુંગરશી સંપટનો સુંદર અને ઐતિહાસિક સામગ્રીથી ભરપૂર લેખ પણ આ પુસ્તકની શોભા વધારે છે, એમનો અને જાણીતા લેખક શ્રી. જયેષ્ઠારામભાઈ ઉપાધ્યાયનો પણ હું આભારી છું. 'સંસ્કૃતિના સર્જકોને' નામક અભ્યાસપૂર્ણ લેખ અને સ્વ. આચાર્ય ધ્રુવની સુંદર જીવનસમીક્ષા આ પુસ્તક માટે ખાસ તૈયાર કરી આપીને અને આ ગ્રન્થના સમ્પાદન–પ્રકાશન તેમજ પ્રચારકાર્યમાં કીમતી મદદ કરીને શ્રી. જયેષ્ઠારામભાઇએ મને સદાનો

ઋણી બનાવ્યો છે. કેળવણી અંગેનું લખતરનરેશનું સુંદર પ્રવચન આ પુસ્તકમાં પ્રકટ કરતાં પણ આનંદ થાય છે.

આ પ્રથમ ગ્રન્થ માટે ટૂંકી છતાં સૂચક અને સચોટ પ્રસ્તાવના લખી આપીને ગુજરાતના જાણીતા સાક્ષર દી. બ. કૃષ્ણલાલભાઇ ઝવેરીએ મને અહેશાનમંદ કર્યો છે.

પ્રૉ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રૉ. વિજયરાય વૈદ્ય, પ્રૉ. અનંતરાય રાવળ, પ્રૉ. અમૃતલાલ ભ. યાજ્ઞિક, પ્રૉ. હસમુખલાલ મ. કાજી, અને શ્રી. દેશળજી પરમાર તેમજ શ્રી. બ્રિજરત્નલાલ અક્કડે અનેક રીતે આ કાર્યમાં મને માર્ગદર્શન કરાવ્યું છે, અને એમના અમૂલ્ય સમયનો ભોગ આપીને પણ મને મદદ કરી છે એમનો ઉપકાર હું કેમ ભૂલું?

ગૂજ. વર્ના. સોસાઇટીનાં ઑન. સેક્રેટરી લેડી વિદ્યાબહેન નીલકંઠ, અને આસિ. સેક્રેટરી શ્રી. જેઠાલાલભાઇ ગાંધી, સુરતની સાર્વ. એજ્યુ. સોસાઇટીના માનદ્ મંત્રી પ્રો. એમ. આર. પાળંદે, 'કુમાર કાર્યાલય'ના સંચાલક શ્રી. બચુભાઇ રાવત અને 'શારદા'ના તંત્રીશ્રી રાયચુરાભાઇનો પણ હું આભાર માનવાની તક લઉં છું.

ગૂજ. વર્ના. સોસાયટી તરફથી તૈયાર કરાવેલા કેટલાક જીવન–પરિચયો આ ગ્રન્થમાં પ્રકટ કરવાની રજા આપીને તેમ જ ચાર બ્લોક વાપરવા આપીને સોસાયટીના ઓન. સેક્રેટરી પૂ. વિદ્યાબહેને મને ઉપકૃત કર્યો છે. એ જ રીતે શ્રી. જેઠાલાલ ગાંધીએ લેખ મેળવી આપવા માટે કિંમતી મદદ કરીને, પ્રો. મ. રા પાળંદેએ, શ્રી. બચુભાઇ રાવતે અને શ્રી. ગોકુળદાસ રાયચુરાએ અનુક્રમે દસ, ચાર અને પંદર હાફટોન બ્લોક આ ગ્રન્થમાં ઉપયોગ કરવા માટે આપીને મને આભારી બનાવ્યો છે. શ્રી. મનુભાઇ જોધાણી અમદાવાદ, "સૌરાષ્ટ્ર શિક્ષક કાર્યાલય" રાજકોટ, શ્રી. પુરુષોત્તમ છ. શાહ આણંદ અને શ્રી. નાનચંદ વખારીઆ વેરાવળ-તરફથી પણ બે, પાંચ, ત્રણ

અને આઠ શ્લોક મળ્યા છે (જેમાંના કેટલાકનો ઉપયોગ થઈ શક્યો નથી) એ લાગણી માટે એમનો પણ આભાર વ્યક્ત કરું છું.

આ ગ્રન્થ માટે શિષ્ટ જાહેર ખબરો મેળવી આપવામાં શ્રી. વ્રજલાલ ઉપાધ્યાય, શ્રી. પુરુષોત્તમભાઈ અને શ્રી. મગનભાઈ વ્યાસ તેમજ શ્રી. જયંત એલ. વ્યાસ વગેરે મિત્રોએ કિંમતી મદદ કરી છે એને માટે એમનો પણ ઉપકાર માનવો જોઈએ.

આ સિવાય શ્રી. ડૉ. જ્યોતીન્દ્ર માર્કંડ મહેતા, શ્રી. ચંદુલાલ બ. પટેલ, શ્રી ગજાનન ભટ્ટ, શ્રી. હરજીવન કા. મહેતા, શ્રી. ડી. પી. જોશી, શ્રી. વિઠ્ઠલદાસ પટેલ, શ્રી. છોટાલાલ માંકડ, કુ. શ્રી. સુરસિંહજી, શ્રી. અગ્રહાની, શ્રી. એ. યુ. શેખ, રા. સા. મણિલાલ દ્વિવેદી, રા. સા. મનસુખરામ દ્વિવેદી, શ્રી. મગનભાઈ દેસાઈ, શ્રી. મૂળશંકર દવે વગેરે કેળવણીકારો અને વિદ્યાધિકારીઓએ એક યા બીજી રીતે જે અમૂલ્ય સહાય, સૂચના અને માર્ગદર્શન આપેલ છે તે બદલ ખરા અંતઃકરણપૂર્વક તેમનો સૌનો આભાર માની મારો તેમના પ્રત્યેનો ઋણભાર કંઈક અંશે હળવો કરું છું.

જે જે સામયિકોના તંત્રીઓએ આ યોજના માટેનાં નિવેદનો પ્રકટ કરીને એ રીતે આ પ્રવૃત્તિને વેગ આપ્યો છે તેમનો ઉપકાર પણ ઓછો નથી. ભાવનગરના નામ. મહારાજા સાહેબ તરફથી, ગ્રન્થોત્તેજક સમિતિદ્વારા ગ્રન્થ-સહાયક ફંડમાંથી આ ગ્રન્થને સારી મદદ મળી છે એ ઋણ પણ સ્વીકારવું જોઈએ.

સ્વ. કવિશ્રી કલાપીની પુણ્યભૂમિ લાઠીમાંથી આ ઉપયોગી ગ્રન્થમાળા શરૂ થાય છે અને એના પ્રથમ પુસ્તકનું પ્રકાશન આવી વિષમ પરિસ્થિતિ અને કાગળોની કાળી મોંઘવારીમાં પણ શક્ય બને છે એ સવિશેષ આનંદ અને સંતોષનો વિષય છે. લાઠીના સાહિત્યપ્રિય રાજવી શ્રી પ્રહ્લાદસિંહજી સાહેબની મીઠી નજર નીચે આ પ્રકાશન-યોજના વિકસી રહી છે. મારી સર્વ સાહિત્યપ્રવૃત્તિઓને હંમેશાં પ્રેરણા, ઉત્તેજન અને પોષણ આપવા બદલ તેઓ નામદારનો હું ઋણી છું.

કવિશ્રી કલાપીનો સાહિત્ય-વારસો સુંદર રીતે સાચવી રહેલા કલાભક્ત કુ. શ્રી મંગલસિંહજી તથા સાહિત્યભક્ત કુ. શ્રી હરિશ્ચન્દ્રસિંહજી તેમજ શ્રી. મુનશીના મુંજાલ મહેતાની યાદ આપતા લાઠીના કાર્યકુશળ સચિવ શ્રી. ભૂપતરાયભાઇના મારા પ્રત્યેના સદ્‌ભાવ માટે આભાર પ્રદર્શિત કરતાં મને આનંદ થાય છે. એમની શુભ લાગણી અને સહાનુભૂતિએ મને નવું બળ આપ્યું છે.

પોતાને 'મિત્ર' માનવાનો સદાય મને આગ્રહ કરતા, છતાં કેવળ નામ-સ્મરણ કરતાં જ મારા હૃદયમાં જેમના પ્રત્યે શુભેચ્છક મુરબ્બીપણાના ભાવ જાગે છે, જેમનું વ્યક્તિત્વ અને કાર્ય એ ભાવને ઘૂંટીને ઘટ્ટ બનાવે છે, અને જેમની પ્રતિભા એને ચિરસ્થાયી સ્વરૂપ આપે છે તે જાણીતા લઘુલિપિકાર, ચિંતનશીલ લેખક અને વિચારક શ્રી. હરિકૃષ્ણભાઇ વ્યાસ તરફથી હંમેશ મને મારા કાર્યમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પ્રેરણા, દૃષ્ટિ અને દિશા મળ્યાં જ કરે છે એ માટે એમનો હું સદાનો આભારી છું.

ગૂજરાતના લાડીલા કવિશ્રી લલિતજીનો નિર્મળ પ્રેમ તો મારા પર નિરંતર વરસ્યા જ કરે છે. એમનાં સ્નેહભર્યાં સૂચનો અને લાગણીપૂર્ણ સહકાર મને આશીર્વાદરુપ થઇ પડયાં છે. રામેશ્વરાશ્રમ (કલાપીનગર)માં રહી પવિત્ર સંતજીવન ગાળતા લલિતજી આપણા પ્રાચીનકાળના ઋષિ-મુનિઓની યાદ અપાવે છે. અદ્વિતીય મનાતા કવિશ્રી ન્હાનાલાલ અને અતૃતીય લેખાતા કવિશ્રી ખબરદારના ખસતા જતા જમાનામાં વાડાબંધી અને ગજગ્રાહથી પર બનીને, તેમજ નવયુગનાં વા-વંટોળ અને ધસમસતા પ્રવાહ વચ્ચે પણ ધીર-ગંભીરપણે ઊભીને અજાતશત્રુ રહેલા બુઝુર્ગ લલિતજી સર્વકોઇના માન અને પૂજ્યભાવના અધિકારી બને છે.

'ગૃહપુસ્તકાલય ગ્રન્થમાળા'ના સંચાલક, જાણીતા લેખક અને મારા મિત્ર શ્રી. ધૈર્યચન્દ્ર બુધ્ધે, એમની પોતાની રીત મુજબ, મને આ કાર્ય માટે સતત જાગ્રત રાખ્યો છે એ બદલ એમનો આભાર માનવાની પણ મારી ફરજ બજાવું છું.

આ ગ્રન્થનું કવરચિત્ર, અત્યંત ઉતાવળથી વિષમ સંયોગોમાં આલેખાયેલું હોવા છતાં, સજીવ, પ્રવાહી રેખાઓ વડે ચેતનવંતું અને ભાવપૂર્ણ બનાવનાર, "જન્મભૂમિ"ના યુદ્ધનકશા, વ્યંગચિત્રો અને સુશોભનોના કલાકાર તરીકે જાણીતા થયેલા ભાઇશ્રી 'શનિ'ને, તે મારા લઘુબંધુ છે એમ માનીને અહીં ન સંભારું તો એક કલાકાર તરીકે એમને અન્યાય થયો ગણાય. કોઈ સિદ્ધહસ્ત શિલ્પીએ કંડારેલી હોય એવી પૂ૰ ગાંધીજીની ધ્યાનસ્થ પ્રતિમાનું રેખાંકન નિરીક્ષકના હૈયામાં સૌમ્ય ભાવો જગાડીને વાતાવરણમાં વિશુદ્ધિ સિંચતું જણાશે. નાના ભાઇનો ખ્યાલ ક્ષણભર અળગો કરીને પણ ચિત્રકાર તરીકે એમનો અવશ્ય આભાર માનવો જોઇએ. જો કે બ્લૉક બનાવવામાં બરાબર જોઇએ તેવી કાળજી નહીં રખાયેલી હોવાથી અને મોટા ચિત્ર પરથી નાનો બ્લૉક બનતાં કેટલીક ઝીણી રેખાઓ ઊડી જવાથી અગર ઘટ્ટ બનવાથી મૂળ ચિત્રને સંપૂર્ણ ન્યાય મળ્યો નથી એનું મને ભારે દુઃખ છે.

આ પ્રવૃત્તિ સંબંધી રૂબરૂમાં થયેલી વાતચીત દરમિયાન થોડા પણ પ્રેરક શબ્દો વડે મને ઘણું બળ આપનાર શ્રી. ઝવેરચંદભાઇ મેઘાણીનો હું ખરેખર ઋણી બન્યો છું.

અને છેલ્લે આ પુસ્તકનું કલેવર ઘડનારા—એના સ્થૂળ દેહના નિર્માતાઓ—'સ્વાધીન મુદ્રણાલય' રાણપુરના સર્વ કાર્યકરોએ સુંદર અને સ્વચ્છ મુદ્રણ માટે જે કાળજી રાખી છે, અને મારા સ્નેહી શ્રી. માણેકલાલભાઇ દવેએ આ પુસ્તકના બાહ્ય રૂપરંગ, અલંકરણ, મુદ્રણ, બાંધણી વગેરે બાબતમાં જે ચીવટ અને ચોકસાઇ રખાવ્યાં છે તેને માટે એમનો પણ હૃદયપૂર્વક આભાર માની લઈ આ વિસ્તૃત બનતા જતા આભાર-પ્રદર્શનના પારાયણનું સમાપન કરું છું.

રેંટિયા બારસ, ૧૯૯૯<br>ગાંધી-જયંતી<br>તા. ૨૬મી સપ્ટે. ૧૯૪૩ } —મોહનલાલ ધનેશ્વર દવે

# આ પ્રકાશનને શકય બનાવવામાં
## જેમને સુંદર ફાળો છે

**આ** પ્રકાશન-યોજનાને પગભર કરવામાં અને અત્યારની કાતીલ મોંધવારીમાં આ સાહિત્ય-પ્રવૃત્તિને અંગે અમારા પર પડનાર જબ્બર પ્રકાશન-ખર્ચનો બોજો હળવો કરવામાં જે સંસ્કૃતિપ્રેમી સજ્જનોનો નોંધપાત્ર હિસ્સો છે, તેમની ટૂંકી ઓળખાણ આપીને એ કેળવણી-પ્રિય,સહૃદય સદ્‌ગૃહસ્થોનો જાહેર આભાર માનવાની અહીં તક લઇએ :

**શ્રીમાન્ ધનશ્યામદાસજી બીરલા**

શ્રી. ધનશ્યામદાસ બીરલાના નામથી તો આપણા દેશમાં ભાગ્યેજ કોઇ અજાણ હશે. એમનો જન્મ સને ૧૮૯૧માં જયપુર રાજ્યમાં થયો હતો. આખા હિંદમાં તેમની રૂની મીલો, સાકરનાં કારખાનાં તેમજ જમીનદારી છે. વડી ધારાસભાના તેઓ સભ્ય છે. ૧૯૨૪માં કલકત્તાના હિંદી વેપારી મંડળના પ્રમુખ તરીકે એમની ચૂંટણી થઇ હતી. ૧૯૨૯માં તેઓ ફૅડરેશન ઑફ ઇન્ડિયન ચૅમ્બરના પ્રમુખ નીમાયા હતા. સને ૧૯૨૭માં શ્રી. બીરલા જીનિવાની આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદમાં પ્રતિનિધિ તરીકે ગયા હતા. ૧૯૩૦માં મજૂરો માટે નીમાયેલા શાહી કમિશનના પણ તેઓ સભ્ય હોઇ એ દિશામાં પણ તેમણે પ્રશસ્ય પ્રયત્નો કર્યા છે. બીજી ગોળમેજી પરિષદના સભ્ય તરીકે તો એમણે સારી ખ્યાતિ મેળવી છે. શ્રી. બીરલાજીએ ખૂબ પ્રવાસ કર્યો છે. બીરલા જયુટ મીલ્સના તેઓ મેનેજીંગ ડિરેકટર છે. અને અખિલ હિંદ હરિજન સેવકસંઘના પ્રમુખ છે. એમનાં કેળવણીપ્રેમ અને દેશભકિત માટે શ્રી. ધનશ્યામદાસજી બીરલા સમસ્ત ભારતવર્ષમાં

ખૂબ જ જાણીતા છે, ઉપરાંત તેઓ આન્તરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવે છે. સાહિત્ય, કલા, કેળવણી, સંસ્કૃતિ અને રાષ્ટ્રના ઉત્કર્ષ માટે આ લક્ષ્મીપુત્રે પોતાના ધન-ભંડાર સદાય ખુલ્લા જ રાખ્યા છે.

## રાજરત્ન શેઠશ્રી નાનજીભાઇ કાળીદાસ મહેતા

**એમ. બી. ઈ.**

જાણીતા શાહસોદાગર શેઠશ્રી નાનજીભાઇનો જન્મ સને ૧૮૮૯માં થયો હતો. પંદર વર્ષની કુમળી વયે એમણે ધંધાની શરૂઆત કરેલી. સાધારણ નોકરીમાંથી તેઓ તેજસ્વી બુદ્ધિ, તીવ્ર યોજનાશક્તિ, નૈસર્ગિક વ્યવહારકુશળતા, સુંદર વ્યવસ્થાશકિત અને વ્યાપારી કુનેહ તેમજ દીર્ઘદૃષ્ટિ વડે ઉત્તરોત્તર ઊંચી પાયરીએ ચડતા ગયા, અને થોડાં જ વર્ષોમાં એક કુશળ ઉદ્યોગપતિ તરીકે એમણે સુંદર નામના મેળવી.

અત્યારે તેઓ મહારાણા મીલ્સ લી. (પોરબંદર), યુગાન્ડા સુગર ફેકટરી લી. (લુગાઝી), નોઇમા કોટન કું. લી. (જીંજા), યુગાન્ડા ટી ઍસ્ટેટસ લી. (લુગાઝી), સરવીસ સ્ટોર્સ લી. (કંપાલા) કૅન્યા ઇન્ડસ્ટ્રીઝ લી. વગેરેના મેનેજીંગ ડિરેકટર છે. તેઓ યુગાન્ડા (બ્રિ. ઇ. આફ્રિકા)માં શેરડી, ચા, કૉફી, રબ્બર વગેરેનાં ૨૦,૦૦૦ એકરથી પણ વધુ વિસ્તારવાળાં 'પ્લૅન્ટેશન્સ' ધરાવે છે; અને તેમનાં આ વિવિધ તેમજ વિસ્તૃત ઉદ્યોગક્ષેત્રોમાં આશરે ૧૦,૦૦૦ ત્યાંનાં મૂળ વતનીઓ, ૪૦૦ હિન્દીઓ અને ૩ યુરોપિયનોનો જંગી સ્ટાફ કામ કરી રહ્યો છે. આ સિવાય યુગાન્ડામાં તેમની પંદરેક જીનીંગ ફેકટરીઓ છે અને કૅન્યામાં એક સમૃદ્ધ સિગારેટ ફૅકટરી છે.

પૂર્વ આફ્રિકામાં આટલી વિશાળ સમૃદ્ધિ ધરાવતા શેઠશ્રી નાનજીભાઇને પોતાની માતૃભૂમિમાં પણ મોટા પાયા પર ઉદ્યોગ શરૂ કરવાની ઇચ્છા થઇ, અને એમણે પોરબંદરમાં મહારાણા મીલ્સ લી. ની સ્થાપના કરી.

શ્રી. નાનજીભાઇએ નામાંકિત ઉદ્યોગપતિ તરીકે કેવળ અઢળક ધન મેળવવામાં જ પોતાના જીવનની ઇતિકર્તવ્યતા માનેલ નથી. લક્ષ્મીના આ લાડીલા પુત્રે સરસ્વતીદેવીની પણ એવી જ સેવા કરી છે. એમને કન્યાકેળવણીમાં અત્યંત રસ છે, અને એને માટે લાખો રૂપિયા એમણે ખરચ્યા છે. પોરબંદરને આંગણે કન્યા ગુરુકુળ જેવી આદર્શ સંસ્થા એમણે ઊભી કરી છે. કેળવણી અને સંસ્કાર, સાહિત્ય અને સમાજસેવા, આર્યધર્મ અને રાષ્ટ્રોન્નતિ-એમ વિવિધ ક્ષેત્રોમાં શ્રી. નાનજીભાઇની ઉદાર સખાવતો જાણીતી છે અનેક માનવહિતનાં પવિત્ર કાર્યો તરફ એમનો ધન-પ્રવાહ વહી રહ્યો છે, અનેક શાળાઓ, પુસ્ત-કાલયો, હોસ્પીટલો, સાર્વજનિક બગીચાઓ, સમાજહિતની સંસ્થાઓ, આર્યકન્યા મહાવિદ્યાલયો વગેરેને એમણે જન્મ આપ્યો છે, અને એમની જ કીમતી સહાય વડે એ સર્વ સંસ્થાઓ સુંદર પ્રગતિ સાધી રહી છે. એમની આ સર્વ સિદ્ધિઓ અને ઉપયોગી સત્કાર્યોથી ખૂશ થઇ નામ. સરકારે સને ૧૯૩૪ માં એમ. બી. ઇ. (મેમ્બર ઑફ ધી બ્રિટિશ ઍમ્પાયર)નો ખિતાબ એનાયત કર્યો છે, અને જામનગર તેમજ પોરબંદર સ્ટેટ તરફથી એમને 'રાજરત્ન'નો ઇલ્કાબ આપવામાં આવ્યો છે.

શ્રી અને સરસ્વતીના કૃપાપાત્ર બનેલા શ્રી. નાનજીભાઇના શુભ હસ્તે હજી આવાં અનેક પવિત્ર સત્કાર્યો થાય એમ ઇચ્છીએ.

## શ્રીમાન્ શેઠશ્રી હરિદાસ અચરતલાલ

મીલ-ઉદ્યોગના મહાન મોવડી શેઠશ્રી હરિદાસભાઇનું ઉજ્જવલ અને ગૌરવવંતું જીવન ગૂજરાતભરના ઉદ્યોગક્ષેત્રે ભવ્ય પ્રતિષ્ઠા અને અપૂર્વ પ્રતિભા જમાવી ચૂક્યું છે. વીરલ કાર્યશક્તિ, સુંદર કુનેહ, કાબેલિયત, સેવાભાવ અને ઊજળી સખાવતવૃત્તિએ જ તેમને મહારથીપદ આપ્યું છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૧ના જૂન મહિનામાં અમદાવાદમાં ઉદ્યોગવંત કુટુંબમાં થયો હતો. પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ પછી કૉલેજ-જીવનનું મંગલાચરણ કર્યું, ત્યાં પિતાની વૃધ્ધાવસ્થાને કારણે

મીલ-વહીવટનો સાદ પડચો. ઈ સ. ૧૯૦૨માં કિશોર વયે પિતાશ્રીની રાહબરી હેઠળ "શ્રી માણેકલાલ હરિલાલ સ્પીનીંગ મીલ"નાં સંચાલન-સૂત્રો સંભાળ્યાં અને એ ધસમસતી કાર્યશક્તિએ મીલ ઉદ્યોગનાં વહેણ પલટાવવા પ્રબળ પુરુષાર્થ આદર્યો.

પૂર્વજોની વીજસમી કીર્તિને શેઠશ્રી હરિદાસભાઈએ વધુ ચમકાર અર્પ્યો. ઉદ્યોગ વ્યવસાય વધારતાં ઇ. સ. ૧૯૩૧માં તેમના હસ્તે આજની મહાન અને મુલ્કમશહૂર વિજય મીલનો પાયો નંખાયો. ભરૂચની સુપ્રસિદ્ધ ગોપાલ મીલ અને અમદાવાદની વિજય મીલનો વિજયધ્વજ આજે આસમાનમાં ઉન્નત મસ્તકે ફરકી રહ્યો છે એ એમના સાહસિક, કુનેહભર્યા અને સર્વદેશીય ઉદ્યોગ-વ્યવસાયનું વિજય પ્રતીક છે. એ બધાં પાછળ શેઠશ્રીનો જે પ્રબળ પુરુષાર્થ અને પરિશ્રમ રેડાયાં છે, તે ખરે જ વિસ્મયજનક છે.

એક સાહસિક અને સફળ ઉદ્યોગપતિ તરીકેની આટઆટલી અભૂતપૂર્વ કારકિર્દી જમાવવા છતાં એમની જાહેર જનસેવાઓનો સર્વાંગી વિકાસ કરવાનું એઓ ભૂલ્યા નથી. એમની કાર્યદક્ષતા, વ્યવહારકુશળતા, અને સૌજન્યભર્યા વ્યક્તિત્વે એઓશ્રી જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં બહોળું મિત્રમંડળ એમણે જમાવ્યું છે. અમદાવાદની મીલ ઓનર્સ એસોસિયેશનનું એકવાર પ્રમુખપદ સ્વીકારીને એમણે એસો. ને કટોકટીભરી સ્થિતિમાંથી પાર ઉતારી હતી. અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં પણ એમણે એમની સેવાઓ અર્પી છે. ચાલી માલેક મંડળના કાર્યમાં સાથ આપી આમવર્ગના હિતના પ્રશ્નો પણ એમણે વિચાર્યા છે. તક મળતાં અમદાવાદની વિદ્યાર્થી-આલમ સમક્ષ કરેલાં એમનાં પ્રવચનોમાં તેમનો વિદ્યાવ્યાસંગ અને આર્ષદૃષ્ટિ મળશે.

પોતાની શક્તિને એકલા મીલ ઉદ્યોગ-વ્યવસાય તરફ જ ન વાળતાં વાણિજ્ય, બૅન્કીંગ, ઇન્સ્યુરન્સ વગેરે અનેક ઉદ્યોગ અને વ્યાપારી ક્ષેત્રોનાં હિત પાછળ શેઠશ્રીએ એમનો પ્રબળ પરિશ્રમ ખરચ્યો છે. આજે શેઠશ્રી હરિદાસભાઈ ગુજરાતની જુદી જુદી નવ-દસ મીલના

ડિરેક્ટર છે. એ ઉપરાંત બીજાં ક્ષેત્રોની કેટલીયે વ્યાપારી સંસ્થાઓના ડિરેક્ટર તરીકે પણ એમણે ઉજ્જવળ કારકિર્દી રચી છે.

અત્યારે ત્રેસઠ વર્ષની વયે એમની સેવા–પ્રવૃતિઓ જે અનેકવિધ સ્વરુપે વિકસી રહી છે, તેમાં એમની દાનશૂરવૃત્તિ પ્રધાનપદે છે. પોતે એક સમર્થ ઉદ્યોગપતિ હોવા છતાં અમદાવાદ, ગૂજરાત–કાઠિયાવાડ અને દૂર દૂરનાં અનેક શિક્ષણ વિષયક, સાહિત્યિક, સેવાર્થી અને સાંપ્રદાયિક ધામોમાં એમનો અતિ ઉદાર દાનપ્રવાહ એકધારો વહાવી રહ્યા છે. યાત્રા-પ્રવાસ, ધર્મશાળા પ્રવૃત્તિ, અખાડા પ્રવૃત્તિઓ, ગૌસેવા, મંદિર સ્થાપના—આદિ વ્યવસાયો એમના પ્રિય વ્યવસાયો છે. ક્ષુધાર્તને ભોજન, ગરીબને વિદ્યાદાન, અને અશરણની સહાય—એમના નિત્ય-ક્રમમાં વણાઇ ગયાં છે.

આમ ચાલીશ ચાલીશ વર્ષની સર્વદેશીય ઉમદા કારકિર્દી, સેવાક્ષેત્રની ભવ્ય ઇજ્જત અને ઉદાર સખાવતીનું અનેરું બિરુદ ધરાવતા શેઠ શ્રી હરિદાસભાઇના ઉત્તરોત્તર ભૂતદયા માટે ખરચાતા અને યશસ્વી થતા જતા જીવનને આપણે સૌ લાંબું આયુષ્ય ઇચ્છીએ. શેઠ શ્રી હરિદાસભાઇ ખરેજ, અમદાવાદના મહાન અને મશહૂર નાગરિક છે, તેમના ત્રણ પુત્રો—શેઠશ્રી નંદદાસ હરિદાસ, શેઠશ્રી ચરણદાસ હરિદાસ અને શેઠશ્રી ચિનુભાઇ હરિદાસ–પિતાને પગલે ઉદ્યોગ તેમજ સેવાક્ષેત્રે ઉમદા નામના જમાવતા જાય છે.

# સાહિત્યના બે રાજવંશી ઉપાસકો :

## સ્વ. કુમારશ્રી મોતિસિંહજી મહીડા

સાહિત્ય-જગતમાં પોતાની સુવાસ ફેલાવી, રાજપૂત કોમના પરમ હિતચિંતક બની, સંસ્કાર, સદાચાર અને સેવાદ્વારા જીવન-સાફલ્ય સાધી, ભર યુવાવસ્થામાં જીવનલીલા સંકેલી જનાર મહીડા કુળદીપક સ્વ. કુ. શ્રી મોતીસિંહજીનો જન્મ તા. ૩૧-૧૨-૧૯૦૯ના રોજ થયો હતો. પ્રાથમિક તથા ઉચ્ચ કેળવણી અનુક્રમે છોટાઉદેપુર, મુંબઇ તથા ઇન્દોરની ડેલી કૉલેજમાં લીધી હતી.

દસ વર્ષની બાળવયમાં પિતાશ્રી રણજીતસિંહજી સ્વર્ગવાસી થયા. ત્યારપછી તેમના વાલી તરીકે છોટાઉદેપુરના સ્વ. નામદાર મહારાજા સાહેબ શ્રી ફતેહસિંહજી રહ્યા હતા.[૧] તેમનાં લગ્ન સન ૧૯૨૭માં માધવપુરાના ઠાકોરશ્રી માધવસિંહજીનાં મોટાં કુંવરી શ્રી ચંદ્રકુંવર સાથે થયાં હતાં, જે વખતે રાજપીપળા અને છોટાઉદેપુરના રાજવી-ઓએ સહકુટુંબ મુબારક હાજરી આપી હતી અને લગ્ન રાજવી ઠાઠથી થયાં હતાં.

જમીન-જાગીરની સગવડ હોવા છતાં, સ્વતંત્રતાના ઉપાસક હોવાથી તેમને જીવન-નિર્વાહ માટે પ્રભુએ ચિન્તામુક્ત રાખ્યા હતા. પ્રમાદી જીવન ગાળવું તેમને ગમતું ન હતું. બાલ્યાવસ્થાથી મળેલા સુસંસ્કા-રોએ તેમને જાગીરદારોમાં સામાન્યતઃ જણાતાં કુછંદો અને

---

૧. છોટાઉદેપુરના સ્વ. મહારાજાશ્રી સ્વ. કુ. શ્રી મોતીસિંહજીના ફુઆ થતા હતા.

વ્યસનોથી અલિપ્ત રાખ્યા હતા, એટલે એમણે સાહિત્યની ઉપાસનાને
પોતાના જીવનનું ધ્યેય બનાવ્યું. વિદ્વાનોના ગ્રન્થોનું અધ્યયન
તે જ એમનું મોટામાં મોટું વ્યસન બન્યું અને સાહિત્યસેવાની
તેમને તાલાવેલી લાગી. કાવ્યનો શોખ ઇન્દોરની ડેલી કૉલેજમાં
અભ્યાસ કરતા હતા ત્યારથી હતો. રમૂજી કવિતાઓ જોડી કાઢતા
અને શિક્ષકો તથા સહાધ્યાયીઓને ધૂમ હસાવતા. ઇ. સ. ૧૯૩૧ના
ગુજરાતી'ના દીપોત્સવી અંકમાં તેમનું કાવ્ય "કવિતા અને કાન્તા" પ્રકટ
થયું ત્યારથી તેમની જાહેર સાહિત્ય-સેવાનાં પગરણ મંડાયાં, અને ક્રમેક્રમે
ગુજરાતનાં ઘણુંખરાં દૈનિકો, સાપ્તાહિકો અને માસિકો દ્વારા પોતાની
સાહિત્યકૃતિરૂપ સુવાસભર્યાં પુષ્પો શ્રી. શારદાદેવીને ચરણે તેમણે ભેટ
ધર્યાં. આ પુષ્પોમાંનાં કેટલાંક "સ્વ. કુ. શ્રી. મોતીસિંહજી મહીડા
સ્મારક ગ્રંથ"માં આપવામાં આવ્યાં છે. [૨]

સાહિત્યમય જીવન ગાળતાં તેઓ અનેક સાહિત્યકારોના સંપર્કમાં
આવ્યા હતા. 'મહીડા નિવાસ'ને તેમણે સાહિત્યસેવકોના યાત્રાધામ
સમું બનાવી દીધું હતું. ચાંદોદમાં કવિશ્રી ન્હાનાલાલનો મણિમહોત્સવ
ઉજવવામાં અને સ્વ. કવિશ્રી દયારામભાઈવાળા ચાંદોદના ફળિયાનું
નામ 'કંગાલપુરી' બદલી 'દયારામ પુરી' બનાવવામાં તેમનો ઉત્સાહ-
ભર્યો હિસ્સો હતો. તા. ૨૧-૧૦-૧૯૩૪ના રોજ "શરદ પૂર્ણિમા
સંમેલન" યોજીને તેમણે અનેક સાહિત્યકારો, કવિઓ અને કલાકારોને
પોતાને આંગણે નોતરીને ચાંદોદ-માંડવાની જનતાને સાહિત્ય, સંગીત,
કાવ્ય, રાસ, નર્મદામાં નૌકા-વિહાર વગેરેની રસ-લ્હાણનો લાભ
આપ્યો હતો. સને ૧૯૩૪માં લાડી મુકામે ભરાયેલી સાહિત્ય પરિષદમાં
તેમણે વિદ્વતાપૂર્ણ ભાષણ આપી સાહિત્ય-રસિકોની દૃષ્ટિ ખેંચેલી,
અને પાદપૂર્તિ માટે ઇનામ આપેલું. મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે

૨. આ સ્મારક ગ્રંથની કિંમત રૂ. ૩) ત્રણ છે, અને તે મહીડા કુમારશ્રી
નરેન્દ્રસિંહજી, મહીડા નિવાસ, માંડવા-ચાંદોદ (રેવાકાંઠા) એમની પાસેથી
મળી શકશે.

અમદાવાદમાં સને ૧૯૩૬માં ભરાયેલી સાહિત્ય પરિષદમાં શ્રેષ્ઠ નિબંધ માટે તેમણે સુવર્ણચંદ્રક એનાયત કર્યો હતો.

સાહિત્ય-સેવા ઉપરાંત તેમણે કરેલી પોતાના જ્ઞાતિ-બંધુઓની -રાજપૂત કોમની સેવા ખાસ નોંધપાત્ર છે. શ્રી ગૂજરાત રાજપૂત હિતવર્ધક મંડળના ભરૂચમાં થયેલા સત્તરમા વાર્ષિકોત્સવ પ્રસંગે તેમને પ્રમુખસ્થાન મળ્યું હતું. માંડવા મુકામે તેમના પ્રમુખપણા નીચે "માંડવા રાજપૂત સમાજ" સ્થાપ્યો હતો, અને 'ક્ષત્રિય મિત્ર' નામના માસિકના સહતંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું હતું.

આતિથ્ય-સત્કારમાં તેઓ એક્કા હતા. છોટાઉદેપુર, વાંસદા, રાજપીપળા, સચીન, મોરબી વગેરે રજવાડા સાથે તેમણે મીઠાશભર્યો સ્નેહસંબંધ કેળવ્યો હતો, અને આવા રાજવંશીઓ ઉપરાંત અમલદારો, શ્રીમંતો, સાહિત્ય-રસિકો, કવિઓ અને કલાકારો તેમનું આતિથ્ય માણી ગયા હતા. એમના હૃદયની ઉદારતા પણ પ્રશંસનીય હતી. અનેક સંસ્થાઓને તેઓ આર્થિક સહાય આપતા અને ફંડ-ફાળામાં નાણાં ભરતા. તેમની સાદાઈ, નિયમિતતા, નિરભિમાનપણું વગેરે સદ્ગુણો સૌ કોઇના આદરને પાત્ર બનતા. આવું આદર્શ જીવન જીવી, ભર યુવાવસ્થામાં માત્ર ૩૨ વર્ષની વયે તા. ૫-૧૨-૪૧ ના રોજ તેમણે જીવન-લીલા સંકેલી લીધી. કુટુંબીજનોએ વિલાપ કર્યો, સ્નેહી-સંબંધીઓએ દિલાસા પાઠવ્યા અને સાહિત્ય-રસિકોએ સહાનુભૂતિના સંદેશા મોકલતાં તેમના માટે ઉચ્ચ અભિપ્રાયો આપ્યા. તેમનો સ્મારક ગ્રંથ પ્રકટ કરીને અને તેમની પ્રથમ સંવત્સરી નિમિત્તે સાહિત્યકારોનું સંમેલન માંડવા-ચાંદોદ મુકામે યોજીને તેમના લઘુબંધુએ બંધુઋણ અદા કર્યું હતું. એ સંવત્સરી-સંમેલને ચાંદોદની જનતામાં તેમજ સાહિત્ય-જગતમાં એક અપૂર્વ પ્રસંગની ઝાંખી કરાવી હતી, અને સ્વર્ગસ્થની નામનાને અમર બનાવી હતી. સાહિત્યકારોએ સ્વ૦ ની સાહિત્ય-સેવાનો ઉલ્લેખ કરીને તેમને 'બીજા કલાપી'ની ઉપમા આપી શ્રદ્ધાંજલિ અર્પી હતી.

## મહીડા કુમાર શ્રી નરેન્દ્રસિંહ

સુરત-માંડવીના રાજવી મહીડા (સોલંકી) રાજપૂતકુળના એ વંશજ. તેમના પૂર્વજો ટુંકટોડા (ગંગા-જમના વચ્ચેનો પ્રદેશ) તરફથી ગુજરાતમાં આવી, મહીકાંઠાના મહીઅડ પ્રદેશ તરીકે તે સમયે જાણીતા મુલકમાં નિવાસ કરી રહેતા, તેથી તેઓ મહીડા તરીકે ઓળખાયા.

સ્વ૦ કુમારશ્રી મોતીસિંહજી મહીડાના લઘુબંધુ પણ રાજપૂત સમાજમાં તેમ જ જાહેર પ્રવૃત્તિઓમાં એટલા જ જાણીતા છે. તેમનો જન્મ છોટાઉદેપુર મુકામે તા. ૧૬-૯-૧૯૧૩ ના રોજ થયો હતો. તેમના પિતાશ્રી નાની વયમાં અવસાન પામતાં તેમનાં ફુઇશ્રી ગં. સ્વ. ગુલાબકુંવરબા છોટાઉદેપુરનાં રાજમાતાશ્રીએ પોતાને ત્યાં રાખી પ્રાથમિક શિક્ષણ આપ્યું હતું. માધ્યમિક કેળવણી ઇન્દોરની ડેલી કોલેજમાં લઇ, ઉચ્ચ શિક્ષણ મુંબઇ તથા પૂના લીધું હતું. ત્યારબાદ સને ૧૯૩૫માં પરદેશની મુસાફરી કરી છે. ઇજીપ્ત, ઇંગ્લાન્ડ, ફ્રાન્સ, બેલ્જિયમ, જર્મની, ઓસ્ટ્રિયા, હંગેરી, સ્વિટ્ઝર્લેન્ડ, વગેરે દેશોમાં ફરીને તેમણે ઘણું જોયું-જાણ્યું છે.

પ્રવૃત્તિમય જીવન એ એમનો જીવનમંત્ર છે, અને જે કામ હાથમાં લે તેને સાંગોપાંગ પાર પાડીને જ તેઓ જંપે છે. તેઓ ઇતિહાસ તથા પુરાતત્વના ભારે શોખીન છે, અને આર્યસંસ્કૃતિમાં રસ લે છે. "મહીડા સ્મારક ગ્રંથ"માં આપેલો સુરત-માંડવી રાજ્યના સોલંકી મહીડાકુળનો ઇતિહાસ તેમણે તૈયાર કર્યો છે. એમની પાસે જૂના સિક્કાઓનો સારો સંગ્રહ છે. આજુબાજુમાં એમનું પુસ્તકાલય પણ વખણાય છે. બાગ-બગીચાનો પણ એમને ભારે શોખ છે. માંડવા જેવા એકાન્તમાં આવેલા સ્થળમાં પોતાના નિવાસમાં પાણીના નળ તથા વિજળીક રોશનીની સ્વતંત્ર સગવડ ઊભી કરવામાં એમની ખંત અને કાળજીએ સુંદર ભાગ ભજવ્યો છે.

છોટાઉદેપુર, બારીઆ, રાજપીપલા, મોરબી, મોળ, રાજકોટ, સાણીઆ, મહીઅર તથા ગિજગઢનાં રાજ્યો સાથે તેમને નિકટનો

સંબંધ છે. ગુજરાત-કાઠિયાવાડ, મધ્ય હિંદ-રાજપુતાનાનાં રજવાડાં-ઓમાં તેમનું સારૂં સન્માન છે. અનેક મહાન ગણાતી વ્યક્તિઓ સાથે તેમને મિત્રાચારીભર્યો સંબંધ છે.તેઓ અતિ ઉત્સાહી, ખંતીલા, ચંચળ અને ચપળ સ્વભાવના બાહોશ લોકપ્રિય યુવાન છે.

તેઓ મુંબઇની 'એર સર્વિસીઝ ઑફ ઇન્ડિયા લી.' ના ડાયરેક્ટર, મુંબઇની ગ્લાઇડીંગ એસોસિયેશન, બૉમ્બે ફ્લાઇંગ ક્લબ, ક્રિકેટ ક્લબ ઑફ ઇન્ડિયા, વેસ્ટર્ન ઇન્ડિયા ઑટોમોબાઇલ એસોસિયેશન, રોટરી ક્લબ ઑફ બરોડા વગેરેના મેમ્બર છે. ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સભ્ય તથા શ્રી ફાર્બસ ગુજરાતી સભાના આજીવન સભ્ય છે. હાલમાં તેઓ શ્રી માંડવા રાજપૂત સમાજના પ્રમુખ ચૂંટાયા છે.

ગૂજરાત-કાઠિયાવાડમાં ઉડ્ડયન વિજ્ઞાનનો પ્રચાર કરવામાં જાણીતા વિમાની શ્રી. પી. એમ. કબાલી સાથે તેઓશ્રીએ પણ સુંદર ફાળો આપ્યો છે. સને ૧૯૩૭માં મુંબઇથી કાઠિયાવાડના પ્રદેશમાં 'ઍર સર્વિસીઝ ઑફ ઇન્ડિયા લી.' નો વિમાન-વ્યવહાર ચાલુ થયો તે પ્રસંગે વાઇસરૉયની કાઉન્સિલના સભ્ય ઑ. સર થોમસ સ્ટુઅર્ટ કે. સી. આઈ. ઇ; સી એસ. આઇ; આઈ. સી. એસ. ની સાથે તેઓ હાજર હતા.

વડોદરામાં હરણી એરોડ્રોમ શ્રીમંત યુવરાજશ્રી ફત્તેહસિંહજી ગાયકવાડના શુભ હસ્તે તા. ૧૪-૧૧-૩૯ના રોજ ખુલ્લું મૂકાયું અને ત્યારથી વડોદરા-કાઠિયાવાડ વિમાન-વ્યવહાર શરૂ થયો ત્યારે તેઓ 'ઍર સર્વિસીઝ ઑફ ઇન્ડિયા લી.' ના પ્રતિનિધિ તરીકે હાજર હતા, અને એ પ્રથમ જ ઉપડતા વિમાનમાં ભાવનગરની સફર કરી હતી. કચ્છ-ભૂજ ઍરોડ્રોમ ઉપર તા. ૪-૧-૪૦ના રોજ કચ્છના નામ. મહારાજકુમાર (હાલના નામ-મહારાવશ્રી)ના શુભ હસ્તે 'સીટી ઑફ ભાવનગર' નામના વિમાનથી તેમણે મુહૂર્ત કર્યું હતું, અને મુંબઇ-કચ્છ વિમાન-વ્યવહાર ચાલુ કરાવ્યો હતો. તા. ૧-૨-૪૧ના રોજ જામનગરમાં શ્રી. નરેન્દ્રસિંહની વિનંતિથી ના. લેફ. કર્નલ હીઝ

હાઇનેસ મહારાજાશ્રી સર દિગ્વિજયસિંહજી સાહેબે જામનગર ઍરોડ્રોમનું કંટ્રોલ ટાવર, હૉસ્ટેલ તથા હેંગર ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી.

એમણે પોતાના સ્વ૦ બંધુ કુમારશ્રી મોતીસિંહજી મહીડાના સ્મરણમાં 'મહીડા સ્મારક ગ્રંથ' પ્રકટ કરી ભ્રાતૃઋણ અદા કર્યું છે. સ્વ. ની સંવત્સરી નિમિત્તે સાહિત્યકારોનું સંમેલન ભરીને રૂા. ૧૦,૦૦૦ (દસ હજાર) સાહિત્યના વિકાસ માટે અને રૂા. ૧૦,૦૦૦ (દસ હજાર) રાજપૂત કોમની ઉન્નતિ માટે, એ રકમનું વ્યાજ દર વર્ષે જે તે હેતુ માટે વપરાય એ રીતની પોતાના તરફથી દેણગી જાહેર કરી હતી. સુરતની નર્મદ સાહિત્ય સભાની પરીક્ષામાં ઉચ્ચ કક્ષામાં ઉત્તીર્ણ થનાર માટે પોતે ચંદ્રક બક્ષિસ કર્યો હતો. ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી પ્રકટ થતી પત્રિકા બંધ પડી હતી તે ચાલુ કરવા માટે રૂા. ૩૦૦ની સહાય તેમણે આપીને એ પત્રિકાને પુનર્જીવન આપ્યું છે.

તેમના સ્વ૦ ભાઇશ્રીના પગલે લેખો, નિબંધો, કાવ્યો, બાલ-વાર્તાઓ વગેરે લખી તેઓ સાહિત્યમાં પણ રસ લે છે.

એમનાં બહેનં શ્રી કનકકુંવરનું લગ્ન માલીઆ સ્ટેટના ઠાકોર સાહેબશ્રી હરિશ્ચન્દ્રસિંહજી સાથે થયું હતું, પણ દૈવેચ્છાથી સને ૧૯૩૯માં ઠાકોર સા. નું અવસાન થતાં તેમને દુઃખદ વૈધવ્ય પ્રાપ્ત થયું. પોતે પણ ઉચ્ચ શિક્ષણ લીધેલું હોવાથી સાહિત્યનો શોખ ધરાવે છે. તેમનાં કેટલાંક કાવ્યો મહાગૂજરાતનાં ઉત્તમ માસિકોમાં પ્રકટ થયેલાં છે. આ મહીડા કુટુંબ સાહિત્યોપાસક છે.

કુ. શ્રી નરેન્દ્રસિંહજીનું લગ્ન માધવપુરાના ઠાકોર શ્રી. માધવ-સિંહજીનાં બીજાં પુત્રી શ્રી સૂર્યકુંવર સાથે સન ૧૯૨૭માં થયું હતું. તેમને દિગ્વિજયસિંહ નામના પુત્ર અને લક્ષ્મીકુંવર નામનાં એક પુત્રી છે. સાહિત્યના ઉત્કર્ષ માટે કુ. શ્રી નરેન્દ્રસિંહજી આવાજ સુંદર પ્રયાસો કરતા રહે એમ ઇચ્છીએ.

—પ્રકાશક

# આ...વ...કા...ર

આ પ્રકાશનયોજના માટે ગૂજરાતના અનેક સમર્થ કેળવણીકારો અને લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારો તેમજ વિચારકો તરફથી આશીર્વાદ, શુભેચ્છાઓ, પ્રેમ અને અભિનંદનના અસંખ્ય સંદેશાઓ મળ્યા છે. જેમાંથી થોડાક આ નીચે આપ્યા છેઃ

● આપણા પ્રખર કેળવણીકાર અને સમર્થ વિદ્વાન પૂ. કાકાસાહેબ કાલેલકર વર્ધાથી લખે છેઃ...તમે સાહિત્યની જે નક્કર સેવા કરવા માગો છો એનું અભિનંદન કોણ ન કરે?...તમારા સાહસ અને નવી પ્રવૃત્તિમાં તમને સફળતા ઈચ્છું છું.

● ગૂજરાતના ગૌરવસમા આપણા સુપ્રસિદ્ધ સાક્ષર અને રાષ્ટ્રનેતા શ્રી. કનૈયાલાલ મા. મુનશી મુંબઈથી લખે છે...તમારો પ્રયાસ સ્તુત્ય છે. મારી જીવનસમીક્ષા તમે પ્રગટ કરી શકો છો. મારો લેખ પણ તમે લઈ શકો છો.

● ગૂજરાતના મહાન કેળવણીકાર અને તત્ત્વચિંતક શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા સેવાગ્રામ [વર્ધા]થી લખે છેઃ તમારો કાગળ મને તેમજ ગાંધીજીને મળ્યો. ગાંધીજીનો પરિચય તથા ફોટો તમારા આવા ગ્રન્થમાં આપવા માટે પરવાનગીની જરૂર જ ન હોય...મારી બાબતમાં તો હું શું સૂચવું? ...પણ એ વિષે તમને જે યોગ્ય લગે તેને પ્રકટો. જે કરો તે અતિશયોક્તિઓ વિનાનું અને ભરોસાદાર માહિતીવાળું કરજો.

● ગૂજરાતના સુપ્રસિદ્ધ માનસશાસ્ત્રી અને ભાવનગરની 'હોમ સ્કૂલ'ના પ્રિન્સીપાલ શ્રી. હરભાઈ ત્રિવેદી ભાવનગરથી લખે છે...તમારા સુંદર સાહસ માટે તમને ધન્યવાદ ઘટે છે.

● આપણા જાણીતા કેળવણીકાર શ્રી. જુગતરામ દવે સ્વરાજ આશ્રમ વે.છીથી લખે છેઃ...આવાં પરિચયચિત્રો પ્રસિદ્ધ કરવાની કલ્પના મૌલિક અને આકર્ષક છે, સફળતા ઇચ્છું છું.

● આપણા વિદ્વાન કેળવણીકાર, 'શિક્ષણ અને સાહિત્ય'ના તંત્રી અને ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ અમદાવાદથી લખે છેઃ...તમારા મહાન કાર્યમાં મારી પૂરી સહાનુભૂતિ છે, ને તેમાં તમે સફળ થાઓ એમ ઈચ્છું છું.

* સ્વામી આનંદ સેવાગ્રામ [વર્ધા]થી લખે છે:...તમારા મહાન ગ્રન્થનાં પ્રકાશનમાં તમને સો ટકા સફળતા ઇચ્છું છું.

* ગૂજરાતના સુપ્રસિદ્ધ કવિ શ્રી. સુંદરજી ગો. બેટાઈ એમ. એ; એલ એલ. બી. મુંબઇથી લખે છે...તમારી યોજના મને આકર્ષક લાગી છે. ગૂજરાતી પ્રતિભાનું સરવૈયું કાઢવાનું એ કાર્ય ઔચિત્યપુરઃસર પાર પડે ને તમને તે કીર્તિકર નીવડે એવી મારી અંતઃકરણની ઇચ્છા છે.

* જાણીતા સમાજ-સુધારક શ્રી. ગટ્ટુલાલ ગો. ધ્રુ અમદાવાદથી લખે છે...આપે જે ગ્રન્થ પ્રકટ કરવાની યોજના કરી છે તે સ્તુતિપાત્ર છે. એ યોજનાને હું સર્વ રીતે સફળતા ઇચ્છું છું. આપની યાદીમાં ગૂજરાતનાં વિવિધ ક્ષેત્રોમાં કામ કરતા લગભગ બધા જ કાર્યકર્તાઓનો સમાવેશ થયો જણાય છે...આપે આદરેલા કાર્યને સર્વ રીતે સફળતા ઇચ્છું છું.

* ગૂજરાતના પ્રસિદ્ધ વિવેચક અને કરાચીની ડી. જે. સિંધ કૉલેજના પ્રોફેસર શ્રી. ડોલરરાય રં. માંકડ એમ. એ. કરાચીથી લખે છે:...તમે જે કાર્ય હાથમાં લીધું છે તે પ્રશસ્ય છે અને તમને એમાં પૂર્ણ સફળતા મળે એમ ઇચ્છું છું.

* ગૂજરાતનાં વિદુષી લેખિકા અને સ્ત્રી-કેળવણીકાર શ્રી. કપિલાબહેન ખાંડવાળા એમ એ. મુંબઇથી લખે છે: તમારું કામ સફળ થાય અને એ ગ્રન્થ ઉપયોગી થઇ પડે એમ હું ઇચ્છું છું.

* મહાગૂજરાતનાં વિદુષી લેખિકા બહેન શ્રી. લીલાવતી મુનશી મુંબઇથી લખે છે: ...તમારા સાહસને સફળતા ઇચ્છું છું અને તમારા ઉત્સાહ માટે અભિનંદન આપું છું.

* ગૂજ. વર્ના. સોસાઇટીનાં. ઓન. સેક્રેટરી અને જાણીતાં વિદુષી બહેન શેઠ વિદ્યાબહેન ર. નીલકંઠ બી. એ; એમ. બી. ઇ. અમદાવાદથી લખે છે: તમે જે ગ્રન્થની યોજના કરી છે તે સ્તુત્ય છે...આશા છે કે તમારા પ્રયાસ સારી સફળતા પામશે અને ગૂજરાતી સાહિત્યમાં ઉપયોગી ઉમેરો કરશે.

* આપણા લબ્ધપ્રતિષ્ઠ વિવેચક અને કવિ પ્રો. મનસુખલાલ ઝવેરી એમ. એ. રાજકોટથી લખે છે: ...તમારી યોજનાનું એકંદર સ્વરૂપ મને ગમ્યું છે, એ ખરેખર સ્તુત્ય છે. તમારા સાહસને હું સિદ્ધિ ઇચ્છું છું...અને તમારા પ્રયત્નને સફળતા ઇચ્છું છું.

* ગૂજરાતના જાણીતા વિવેચક પ્રો. અનંતરાય મ. રાવળ એમ. એ.

અમદાવાદથી લખે છે : ...તમારૂં આગામી પ્રકાશન, આપણે ત્યાં એ પ્રકારનું કદાચ પહેલું ભાત પાડે એવું પ્રકાશન નીવડવાનો સંભવ દેખું છું અને તેથી તમારા એ સાહસને પૂરી સફળતા ઇચ્છું છું.

* પ્રસિદ્ધ લેખક અને 'કુમાર'ના સંપાદક શ્રી. બચુભાઈ રાવત અમદાવાદથી લખે છે......આપની યોજના બહુજ આશાસ્પદ જણાય છે અને અંતઃકરણપૂર્વક સફળતા ઇચ્છું છું.

* સુવિખ્યાત સાહિત્યકાર પ્રૉ. હસમુખલાલ મ. કાજી બી. એ. એલ. એલ. બી. રાજકોટથી લખે છે......જે જાતના સાહિત્યની ખોટ ગૂજરાતમાં જણાય છે, તે પ્રકારની ખોટ દૂર કરવાનો તમારો પ્રયાસ પ્રશંસનીય છે. તમારી યોજનાનું સ્વરૂપ પણ સ્તુત્ય છે. તમારા સાહસને સફળતા ઇચ્છું છું.

આ સિવાય દી. બ. કૃષ્ણલાલ ઝવેરી, શ્રી. તારાબહેન મોડક શ્રી. ધૂમકેતુ, શ્રી. મંજુલાલ મજમુદાર, શ્રી. લલિતમોહન ગાંધી, પ્રૉ. એ. બી. યાજ્ઞિક, શ્રી. નરહરિ દ્વા. પરીખ, શ્રી. ચાંપશી વિ. ઉદ્દેશી શ્રી. દેશળજી પરમાર, સૌ. શારદાબેન સુમંત મહેતા, કવિશ્રી ત્રિભુવન વ્યાસ, શ્રી. ડુંગરસી સંપટ, શ્રી. પોપટલાલ ચુડગર. શ્રી. હિંમતલાલ ગ. અંજારીયા, પ્રૉ અતિસુખશંકર ત્રિવેદી, શ્રી. સરલાદેવી સારાભાઈ, શ્રી. કૃષ્ણલાલ સુ. વકીલ, ડૉ. જ્યોતીન્દ્ર મહેતા, શ્રી. દલપતરામ જોશી, શ્રી. ચંદુલાલ બ. પટેલ, શ્રી. અગ્રહાની, કુ. શ્રી. સુરસિંહજી જાડેજા, કવિશ્રી લલિતજી, શ્રી. નરસિંહભાઇ પટેલ, શ્રી. જયેન્દ્રરાય દૂરકાળ પ્રૉ. શંકરલાલ ગં. શાસ્ત્રી, કુ. સવિતાબેન નાનજીભાઇ, પંડિતશ્રી આનંદપ્રિયજી, શ્રી. ચતુરભાઇ પટેલ, રા, સા. મણિલાલ દ્વિવેદી, રા. સા. મનસુખરામ દ્વિવેદી, શ્રી. મૂળશંકર દવે, શ્રી. એલ. આર. દેસાઇ, શ્રી. પદ્માવતી દેસાઈ, શ્રી. છોટાલાલ માકડ, શ્રી. જયેષ્ઠારામ ઉપાધ્યાય, શ્રી. ગજાનન ભટ્ટ, શ્રી. પોપટલાલ અંબાણી, શ્રી. રમણભાઇ વકીલ, શ્રી. પુષ્પાબેન વકીલ, શ્રી. પુરૂષોત્તમ છ. શાહ, શ્રી. કુસુમબેન ઠાકોર, શ્રી. ડી. જી. ધામેલીઆ, શ્રી. અમીદાસ કાણકીઆ, શ્રી. મગનલાલ ત્રિ. વ્યાસ, શ્રી. જમુભાઇ દાણી, શ્રી. ઉપેન્દ્ર પંડયા વગેરે અનેક કેળવણીકારો વિચારકો અને લેખકો તરફથી શુભેચ્છાના સંદેશાઓ મળ્યા છે. આ સૌ વિદ્વાનોએ આ પ્રવૃત્તિને વેગવાન બનાવી છે એને માટે એ સર્વનો આભાર માનું છું.

—મોહનલાલ ધ. દવે

# આ પ્રકાશન-યોજનાના સહાયકો

અને

# શુભચિંતકો



ના. લાઠી નરેશ



નામ મહારાજા સાહેબ સર પ્રતાપસિંહરાવ ગાયકવાડ

પિતામહને પગલે ચાલી
જેઓ પોતાની પ્રજામાં સંસ્કારનું સિંચન કરી રહ્યા છે.

ગોંડલ સંસ્કૃતિ-સર્જક, નવયુગ પ્રવર્તક



નામ. મહારાજા સાહેબ

**સર ભગવતસિંહજી**

એક કેળવણીપ્રેમી, આદર્શ રાજવી તરીકે
જેમની ખ્યાતિ દેશવિદેશમાં ફેલાયેલી છે.



હૈ. સર સયાજીરાવ ગાયકવાડ : વર્તમાન વડોદરાના વિધાયક



નામ. મહારાણા સાહેબ સર નટવરસિંહજી : પોરબંદર



નામ. ઠાકોર સાહેબ શ્રી ચન્દ્રસિંહજી : લખતર

પ્રાતઃસ્મરણીય સ્વ. કવિશ્રી કલાપી



જેમના અદૃષ્ટ આશીર્વાદ અને પ્રેરણાબળે
આ સત્કાર્ય વેગવાન બન્યું છે.

કવિશ્રી કલાપીના યશસ્વી પૌત્ર નામદાર સાહિત્યપ્રિય
ઠાકોર સાહેબશ્રી પ્રહ્લાદસિંહજી સાહેબ



ગુજરાતી સાહિત્ય પરિષદ્ અને અખિલ હિંદ મહિલા પરિષદનાં
સમ્મેલનો કલાપીની પુણ્ય-ભૂમિમાં યોજી,

એ મહાન જ્ઞાન-યજ્ઞમાં સરસ્વતી-પૂજન કરનાર
સમસ્ત ગુજરાતના પ્રથમ રાજવી.

જેમની અમીદૃષ્ટિ નીચે આવી અનેક સાહિત્ય-પ્રવૃત્તિઓ
લાઠીને આંગણે વિકસી રહી છે

કવિશ્રી કલાપીના પુણ્યધામ લાઠીના સર્વ સુંદર સાહિત્ય-પ્રવૃત્તિઓ

● રાજવંશી કલાભક્ત



કુ. શ્રી મંગળસિંહજી

જેમની કલાભરી પીંછીને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ વરી છે.

પ્રત્યે સર્વદા જેમના સદ્‌ભાવ અને ઔદાર્યો સહકાર રહ્યા છે તે

**માધવ-જોશી** ●



કુ. શ્રી હરિશ્ચન્દ્રસિંહજી

જેમની સાહિત્ય-કૃતિઓએ ગુજરાતમાં નવી આશા
જન્માવી છે.



મહીડા કુમારશ્રી
નરેન્દ્રસિંહજી

જેમનો સાહિત્ય-પ્રેમ
ગુજરાતમાં મશહૂર છે.

સ્વ. કુમારશ્રી
મોતીસિંહજી મહીડા

જેમની સાહિત્યોપાસના
ગુજરાતમાં પ્રશંસાપાત્ર
બની હતી





શ્રીમાન ઘનશ્યામદાસજી બીરલા

આદર્શ કેળવણીદ્વારા નૂતન રાષ્ટ્રનું ઘડતર થવું જોઈએ એમ જેઓ માને છે, અને એ દિશામાં પ્રશસ્ય પ્રયાસો જેઓ કરી રહ્યા છે.



રાજરત્ન શેઠશ્રી નાનજીભાઇ કાળીદાસ મહેતા

કેળવણીના ઉત્કર્ષ માટે જેઓ સુંદર પ્રયત્નો કરી રહ્યા છે.

જેમના મનનીય લેખો વડે



શ્રી. ડુંગરશી સંપટ



શ્રી. જ્યેષ્ઠારામ ઉપાધ્યાય
બી. એ.

આ ગ્રંથ વિભૂષિત થયો છે.



સર એસ. રાધાકૃષ્ણન



શ્રી.ક. મા. મુનશી



પૂ. ગાંધીજી



દી. બા. કૃષ્ણલાલ ઝવેરી



શ્રી. કાકા સાહેબ



ગોંડળ રાજ્યના વિદ્યાઅધિકારી

**શ્રી. ચંદુલાલ બહેચરલાલ પટેલ બી. એ.**



નવાનગર રાજ્યના વિદ્યાઅધિકારી

કુ. શ્રી સુરસિંહજી જાડેજા

બી. એ.



પોરબંદર રાજ્યના વિદ્યાઅધિકારી

શ્રી. છોટાલાલ લ માંકડ

બી. એ.



શ્રી. વિઠ્ઠલદાસ ખો. પટેલ
એમ. એ.

શ્રી. મૂળશંકર ઉ. દવે
બી. એ.





ડૉ. રમણલાલ ક. યાજ્ઞિક

એમ. એ, પીએચ. ડી.

પ્રો. રવિશંકર જોષી

એમ. એ.





ભાવનગર રાજ્યના વિદ્યા-અધિકારી
**શ્રી. દલપતરામ જોષી**
એમ. એ.

**શ્રી. હરજીવનદાસ કા.**
**મહેતા**





પંડિતશ્રી
આનંદપ્રિયજી
બી. એ., એલએલ. બી

શ્રી. બ્રિજરત્નલાલ અક્કડ
બી. એ.



# મારી નજરે

ઉપરકોઇ પ્રજાની સંસ્કૃતિનું જો સંરક્ષણ ન થાય તો તે સંસ્કૃતિ નાશ પામે છે, એ સૂત્ર સર્વમાન્ય છે. આપણા દેશની સંસ્કૃતિનું સર્જન અતિ જૂનું છે અને આજના દિવસ સુધી તેનું મોટે ભાગે સંરક્ષણ થઇ રહ્યું છે. સર્વાંગે એ સંસ્કૃતિ હતી તેવી રહી નથી, પરંતુ સમય બદલાતાં તેનાં અંગોમાં કાંઇ કાંઇ ફેરફાર થયા છે; પણ તેનો મૂળ પાયો–મૂળ સ્વરૂપ તેનાં તેજ રહ્યાં છે. સમાજને અંગે, દાખલા તરીકે, કેટલોક ફેરફાર સમય બદલાતાં થવા પામ્યો છે. સ્મૃતિકારોએ બદલાતો જમાનો સમજી જઇ સમાજના બંધારણમાં ફેરફારો કર્યા, પરંતુ મૂળભૂત પાયો તેવો ને તેવો રહેવા દીધો. આપણા જમાનામાં પણ એ મુજબ સંસ્કૃતિ ને સમાજમાં ફેરફારો થાય છે. આપણે તે જોઇએ છીએ, અનુભવીએ છીએ: પરંતુ એ યુગપલટો કરનાર મહાનુભાવો પણ સંસ્કૃતિનું તેમજ સમાજના બંધારણનું સંરક્ષણ–એ હદની બહાર ગયા નથી. એ બન્ને બાબતના તો તેઓ સંરક્ષક જ રહ્યા છે. કોણ કહેશે કે બ્રાહ્મસમાજના સ્થાપક મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર, આર્ય સમાજના સ્થાપક મહર્ષિ દયાનંદ સરસ્વતી કે હાલના જમાનાના સંત મહાત્મા ગાંધીજી ભારતની સંસ્કૃતિનો ખ્યાલ એક બાજુએ મૂકીને પોતાનાં મંતવ્યો જનતા સમક્ષ મૂકી ગયા છે કે મૂકે છે ! ના, ના, એમ નથી. તેઓ તો એ સંરક્ષણને અને તેને પરિણામે આપણી સંસ્કૃતિને દૃઢતમ કરવાની આકાંક્ષા સેવતા હતા ને સેવે છે.

એ સંરક્ષણ ઘણી દિશાઓમાં કામ કરવાથી થઇ શકે છે. એ કામના ઘણા પ્રકાર છે, અને તેમાં ભાગ લેનારાંની સંખ્યા પણ મોટી હોય છે. કેળવણીકાર, લેખક, કવિ, વિચારક, વિવેચક, પત્રકાર, રાષ્ટ્રનેતા, સામાજિક કાર્યકર્તા–વગેરે ઘણી વ્યક્તિઓ એ સંરક્ષણ પરત્વે પોતાનો ફાળો આપી શકે છે. તેવી વ્યક્તિઓમાંથી કેટલીક વ્યક્તિઓનાં જીવનની રૂપરેખા આપી, ગુજરાતી સંસ્કૃતિના એ સંરક્ષકવર્ગના એક સમૂહનો ગુજરાતને વિશિષ્ટ રીતે પરિચય કરાવવાનું સુંદર કાર્ય આ ગ્રંથદ્વારા તેના સંપાદક અને પ્રકાશક ભાઇશ્રી મોહનલાલ ધ. દવેએ આદર્યું છે. એ સાહસ ગૂજરાતી સાહિત્યમાં પહેલવહેલું જ માથે લેવામાં આવેલું દેખાય છે. આગળ એ ઘાટી પરનાં પુસ્તકો જે થોડાં ઘણાં બહાર પડ્યાં છે, તેમાં પૃથક્ પૃથક્ વિષયો સંબંધે સંગ્રહ થએલો; 'ગ્રંથ ને ગ્રંથકાર' 'સાહિત્યના જાત્રાળુઓ' કે 'ગૂજરાતના જ્યોતિર્ધરો'—વગેરે.

આ ગ્રંથમાં ગૂજરાતના કેળવણીના ક્ષેત્રમાં પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે કામ કરી રહેલી વ્યક્તિઓનાં જીવનની રૂપરેખાઓ આપવામાં આવી છે. એમાં 'ઉચ્ચ કોટિ' યા 'મધ્યમ કોટિ' કે બીજી કોઈ જાતની 'કોટિ' વચ્ચે કદાચ તફાવત રાખવામાં આવેલો નહિ દેખાય, સઘળી કોટિના કાર્યકરોનો શંભુમેળો કરેલો જણાશે, પણ તેથી નુકશાન નથી; કારણ, ગ્રંથની વસ્તુનું નિરીક્ષણ ચારે બાજુએથી થઇ શકે છે, એટલે ગ્રંથ પ્રસિદ્ધિના આશયને એથી કોઇ જાતનો બાધ આવતો નથી.

આશા છે કે તેના સમ્પાદક અને પ્રકાશકનો ઉદ્દેશ ફળીભૂત થશે, અને ગૂજરાત તેનો યોગ્ય સત્કાર કરશે.

**મુંબઈ**
તા. ૭ મી મે, ૧૯૪૩
અક્ષય તૃતીયા,
સંવત ૧૯૯૯

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

આપણે કલ્પકો છીએ. પણ પ્રથમ આપણે કલ્પકો જ થવું પડે. જગતનો ઇતિહાસ કહે છે કે વાસ્તવિકપણે કલ્પકોએ જ જગતને અનેક સમૃદ્ધિ બક્ષી છે. તેઓએ પોતાનાં સ્વપ્નોને સક્રિય કર્યાં અને આજની સંસ્કૃતિ આપણી સામે ખડી થઇ! માણસે બળ વાપર્યું તે પહેલાં તેની કલ્પના કરી. દરેક ધર્મ જીવન્ત થયો તે પહેલાં તે કલ્પકના હૃદયમાં ઊગ્યો. દરેક શોધ પ્રગટ થઇ તે પહેલાં તે શોધકના સ્વપ્ન-તરંગમાં ઊછળી. આજે જે વસ્તુઓ છે, તે જ્યારે ન હતી ત્યારે માણસોએ તેની કલ્પના કરી. ગઈ કાલે ન હતી, ને આજે તે છે, એ પણ મનુષ્યની પ્રખર કલ્પનાનું જ ફળ.

દુનિયામાં વ્યવહારકુશળ ઘણા થયા છે. તેઓએ વ્યવહારને સાચવ્યો છે ને શોભાવ્યો છે; પરંતુ દુનિયાને જેમણે સુખી અને જીવવા જેવી બનાવી છે તેઓ તો કલ્પક હતા. તેઓ આદર્શજીવી–તરંગી–ખ્યાલી હતા.

છતાં તેઓ દ્રષ્ટા હતા. તેઓએ સૂક્ષ્મતમ દૂરસ્થ તત્ત્વને જોયું. અંતરની આંખે ને કલ્પનાની પાંખે જોયું, ને તેને જીવનના ભોગે પણ જગત સમક્ષ મૂર્તિમન્ત કર્યું. તેઓની તાસીર જ એવી છે. તેઓ જે ભાળે છે તેની પાછળ પાગલ બને છે, ને તેને હાંસલ કરે છે ત્યારે જ વિરમે છે.

જગત આવા કલ્પકોથી પ્રગતિમાન છે–અને રહેશે.

—૨૧૦ ગિજુભાઇ

# આધુનિક કેળવણી

પૂ. ગાંધીજી

કેળવણી એ શબ્દ અત્યારે આપણે બધાનાં મુખમાંથી સાંભળીએ છીએ. નિશાળો, સરકારી તેમજ ખાનગી, ભરાઈ રહે છે. કૉલેજોમાં જગ્યા હોતી નથી. કેળવણી વિષે આટલો બધો મોહ છતાં એ વસ્તુ શું છે અને આજ સુધી મળેલી કેળવણીથી આપણને લાભ થયો છે કે હાનિ થઈ છે, અથવા પ્રયાસ પૂરતો લાભ થયો છે કે નહિ, એ વિચાર થતો ભાગ્યે જ જોવામાં આવે છે. જેમ કેળવણીના અર્થ વિષે વિચાર ઓછો થતો જોવામાં આવે છે, તેમ જ કેળવણીના હેતુ વિષે કહી શકાય. મુખ્ય હેતુ તો એ જોવામાં આવે છે કે, કેળવણી લઈને અમુક પ્રકારની નોકરી લેવાને સારુ આપણે લાયક થવું. જુદા જુદા ધંધાવાળા કેળવણી પામ્યા પછી પોતાનો ધંધો છોડીને નોકરી શોધતા જાય છે, અને નોકરી મળે એટલે આગળ ચડયા એમ માને છે. આપણી નિશાળોમાં કડિયા, લુહાર, સુથાર, દરજી, મોચી વગેરે જાતિઓનાં બાળકો ભણતાં જોવામાં આવે છે, પણ ભણીને તેઓ પોતાના બાપુકા ધંધાને આગળ વધારવાને બદલે તેને મૂળ હલકા ધંધા માની તજી દે છે, અને કારકુનની નોકરી મેળવવામાં માન માને છે. માબાપો પણ આ વિચારને અનુસરે છે; અને આમ આપણે જાતિભ્રષ્ટ અને કાર્યભ્રષ્ટ થઈ ગુલામગીરીમાં પડતા જઈએ છીએ. આવી દશા મેં હિંદુસ્તાનની મુસાફરીમાં ચારે તરફ જોઈ છે, અને તેથી ઘણી વખત મારું હૃદય રડેલું છે.

કેળવણી એ સાધ્ય વસ્તુ નથી પણ સાધન છે; અને જે વડે આપણે ચારિત્રવાન થઈ શકીએ તે જ કેળવણી ગણાય. આવું

પરિણામ નિશાળોમાં અપાતી કેળવણીમાંથી આવ્યું હોય એમ કોઇ નહિ કહી શકે. નિશાળમાં જઇને ચારિત્રને ખરચી નાખેલું હોય તેવા અનેક દાખલા નજરે પડશે. એક તટસ્થ અંગ્રેજી લેખકે કહ્યું છે કે, જ્યાંસુધી હિંદુસ્તાનમાં નિશાળો અને આપણાં ઘરોની વચ્ચે અનુસંધાન નહિ હોય, ત્યાંસુધી નિશાળીઆઓ ઉભયભ્રષ્ટ થશે. ઘરમાં માબાપો તરફથી અને આપણી આસપાસના વાતાવરણમાંથી આપણા યુવકોને એક પ્રકારનું જ્ઞાન મળે છે અને નિશાળોમાં તેનાથી વિરુદ્ધ જ્ઞાન મળે છે. નિશાળોની રહેણી ઘરની રહેણીથી ઘણી વખતે વિરુદ્ધ જોવામાં આવી છે. આપણી વાચનમાળાઓમાં આપેલું શિક્ષણ એ પોથી માંહેલાં રીંગણાં જેવું મનાય છે. એમાંનો કાંઇ પણ ભાગ આપણે આપણા ગૃહસંસારમાં દાખલ કરી શકતા નથી. આપણે શું શીખીએ છીએ તે વિષે માબાપો બેદરકાર છે. ઘણુંખરું વાચન કેવળ પરીક્ષા આપવાને સારુ ઉપાડી લીધેલું વૈતરું જ છે એમ આપણે માનીએ છીએ, અને પરીક્ષા આપ્યા પછી બને તેટલી ઉતાવળથી તે ભૂલી જવા પ્રયત્ન કરીએ છીએ. આપણી ઉપર આપણે નકલ કરનારા છીએ એવો આરોપ કેટલાક અંગ્રેજોએ મૂકેલો છે તે કેવળ અર્થરહિત નથી. તેમાંના એકે તો આપણને 'સુધારાનો શાહીચુંબક કાગળ' એવી ઉદ્ધત ઉપમા આપેલી છે. જેમ શાહીચુંબક કાગળનું કામ વધારે પડતી શાહી ચૂસી લેવાનું છે, તેમ આપણે સુધારાની અતિશયતા એટલે તેના દોષોને જ ગ્રહણ કરનારા છીએ, એમ આ લેખકે માનેલ છે. એવી દશા આપણી કંઇક અંશે થઈ છે એમ કબૂલ કરવું જોઇએ. આવી દશાના કારણનો વિચાર કરતાં મને તો એમ લાગ્યું છે કે, મુખ્ય દોષ અંગ્રેજી મારફત આપણને કેળવણી અપાય છે તેમાં છે. મેટ્રિક્યુલેશન સુધીની કેળવણી પૂરી કરતાં સાધારણ રીતે બાર વર્ષ જાય છે. આટલાં વર્ષમાં આપણને ઘણું જૂજ સામાન્ય જ્ઞાન મળે છે. પણ આપણો મુખ્ય પ્રયાસ એ જ્ઞાન આપણા કાર્યની અંદર ગૂંથી

દેવામાં–તેનો ઉપયોગ કરવામાં નથી હોતો, પણ અંગ્રેજી ભાષા ઉપર જેમ તેમ કાબૂ મેળવવામાં હોય છે. વિદ્વાન માણસોએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે કે, જો મેટ્રિક્યુલેશન સુધીનું જ્ઞાન સૌને પોતપોતાની ભાષામાં અપાય તો ઓછામાં ઓછાં પાંચ વર્ષ બચે–એટલે દશ હજારે મેટ્રિક્યુલેટની પાછળ પ્રજાનાં પચાસ હજાર વર્ષની નુકસાની ગઈ. આ મહાગંભીર પરિણામ છે, એટલું જ નહિ પણ આપણે આપણી પોતાની ભાષાઓને ભિખારી બનાવીએ છીએ. ઘણી વખતે 'ગૂજરાતી ભાષા બાપડી' એવું વાક્ય હું સાંભળું છું, ત્યારે મને ક્રોધ છૂટે છે. આ સંસ્કૃતની એક વહાલી દીકરી એ બાપડી હોય તો દોષ કંઈ ભાષાનો નથી, પણ આપણે કે જે ભાષાના વાલી છીએ તેનો છે.

આપણે તેને તરછોડી છે, તેને વિસારે પાડી છે, પછી તેનામાં જે તેજ, શૌર્ય વગેરે હોવાં જોઈએ તે ક્યાંથી હોય ? આપણા ઘરસંસાર અને આપણી વચ્ચે અંતરાય પડ્યો છે. માબાપ અને બીજાં કુટુંબીઓ, આપણો સ્ત્રી વર્ગ, આપણો ચાકરવર્ગ, જે બધાના પ્રસંગમાં આપણે ઘણા કાળ સુધી આવતું રહેવાનું છે, તેઓને આપણી નિશાળનું શિક્ષણ એ તો ગુપ્તધન બરોબર છે, તેનો ઉપયોગ તેઓને મળે જ નહિ. જ્યાં આવી વિષમ દશા વર્તતી હોય ત્યાં પ્રજા કોઇ પણ કાળે ન ચડી શકે, એ આપણને સહેજે જણાવું જોઇએ. આપણે તો શાહીચુંબક કાગળ ન હોત તો આટલાં વર્ષો થયાં મળતી આવેલી કેળવણીને અંતે જનસમાજમાં કોઇ નવી પ્રવૃત્તિ જોવા પામ્યા હોત. પ્રજાને આપણે ઓળખતા નથી. પ્રજા આપણને સુધરેલા ગણીને કાઢી નાખે છે, આપણે પ્રજા–વર્ગને જંગલી ગણી તેનો તિરસ્કાર કરીએ છીએ.

કૉલેજમાં મળતી વિશેષ કેળવણીનો વિચાર કરવા બેસીએ છીએ ત્યાં પણ એજ પરિણામ જોવામાં આવે છે, ત્યાં જ્ઞાન સારા પાયા ઉપર મૂકવામાં આપણો કાળક્ષેપ થાય છે. ત્યાં આપણે આપણી ભાષા ભૂલવાનું શરૂ કરીએ છીએ. કેટલાકને તો બાપુકી ભાષા તરફ

તિરસ્કાર પણ ઉપજે છે. અરસપરસમાં આપણો વ્યવહાર ઉચ્ચારમાં અશુદ્ધ અને વ્યાકરણદોષવાળું અંગ્રેજી બોલીને ચલાવીએ છીએ. જુદાં જુદાં શાસ્ત્રોના પારિભાષિક શબ્દો આપણી ભાષામાં આપણે ગોઠવેલા હોતા નથી, અને અંગ્રેજી ભાષામાં આવેલા આપણે પૂરી રીતે સમજતા નથી. કૉલેજનો ક્રમ પૂરો કર્યા પછી આપણી બુદ્ધિ શૌર્યહીન બને છે, અને આપણાં શરીર નમાલાં થઇ જાય છે. દવાની શીશી આપણને આખી જિન્દગી સારુ વળગે છે. એમ છતાં પ્રજા માને છે અને આપણે પણ માનીએ છીએ કે, આપણે પ્રજાનું નાક છીએ, આપણે તેના વાલી છીએ, પ્રજાનું ભવિષ્ય આપણા હાથમાં છે! કૉલેજમાંથી નીકળેલો ગૂજરાતી યુવાનવર્ગ ગંભીર વિચાર કરીને પ્રજાનું વાલીત્વ સ્વીકારશે તો તેઓને હું બહુ સાહસિક ગણીશ. આપણી કેળવણીની પદ્ધતિનો ચિતાર જો કે મેં બહુ નિરાશા ભરેલો આપેલો છે, છતાં એ નિરાશામાં પ્રૌઢ આશાનાં બીજ પણ રહેલાં છે, અંગ્રેજી ભાષા કોઇ પણ હિંદીએ ન જાણવી જોઇએ એવો આશય આ લેખનો નથી. જેમ રશિયામાં થયું, જેમ દક્ષિણ આફ્રિકા અને જપાનમાં થાય છે, તેમ આપણે પણ કરીએ. જપાનમાં થોડા માણસો ઊંચા પ્રકારનું અંગ્રેજી જ્ઞાન મેળવી યુરોપના સુધારામાંથી જે કાંઇ લેવા યોગ્ય હોય તે જપાની ભાષામાં મૂકી પ્રજાને તે વસ્તુ સુલભ કરી મૂકે છે, અને પ્રજાને અંગ્રેજી ભાષાજ્ઞાન મેળવવાના વ્યર્થ પ્રયાસમાંથી બચાવી લે છે. આપણામાં હવે ઘણાને અંગ્રેજી જ્ઞાન આવ્યું છે, તેઓ ભલે વધારે. અને જેની શરીરસંપત્તિ સારી હોય, અને જેનો માનસિક ઉત્સાહ મંદ ન પડયો હોય તેઓ અંગ્રેજી વગેરે ભાષામાં આવેલા પ્રજાને હિતકારક વિચારો વગેરે ગૂજરાતી ભાષા મારફતે ભલે જણાવે. આપણી કેળવણીનો ક્રમ આપણે સતત પ્રયત્ન કરી બદલાવી શકીએ છીએ, અને નવાં શાસ્ત્રો અને નવા વિચારોનું જ્ઞાન માત્ર ગૂજરાતી ભાષાની મારફતે આપી શકીએ છીએ. વૈદ્યકશાસ્ત્ર, નૌકાશાસ્ત્ર કે વિદ્યુતશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન ગૂજરાતી ભાષામાં

ન આપી શકાય એવું કાંઇ જ નથી. અંગ્રેજી ભાષા જાણ્યા પછી શરીર માંહેલા જુદા જુદા અવયવોનું જ્ઞાન મળી શકે અથવા તો ત્યાર પછી જ જીવતા માણસનું હાડકું વેરી શકાય, એવો કશોયે નિયમ નથી.

હિંદુસ્તાનમાં ઓછામાં ઓછા ૮૫ ટકા વસ્તીનો ધંધો ખેતીનો છે. ૧૦ ટકાનો ધંધો કારીગરનો છે; તેમાં મુખ્યત્વે કરીને વણાટકામ કરનારનો; અને બાકીના પાંચ ટકામાં મુત્સદ્દી વગેરે છે. આ છેલ્લો વર્ગ જો ખરેખરી લોકસેવા કરવા માગે તો તે વર્ગે ૯૫ ટકાના ધંધા વિષે કાંઇક માહિતી મેળવવી જોઇએ. ૯૫ ટકાની પ્રજાએ તો પોતાનાં માબાપ જે ધંધો કરે છે, તે બાબત વિષે જ્ઞાન મેળવવું એ તેમની ફરજ ગણાવી જોઇએ. જો આ વિચાર બરાબર હોય તો ખેતી અને વણાટકામ એ બે ધંધાનું જ્ઞાન બચપણથી જ આપણી શાળાઓમાં મળે એવી સગવડ હોવી જોઇએ. ખેતીનું અને વણાટકામ વગેરેનું સુંદર જ્ઞાન આપી શકાય એવી સ્થિતિ લાવવાને સારુ આપણી નિશાળો બધી ગામ અથવા શહેરોના બહુ વસ્તીવાળા ભાગમાં નહિ, પણ જ્યાં મોટાં ખેતરો કરી શકાય તેવી અને કેળવણી લગભગ ખુલ્લી હવામાં લઇ શકાય તેવી જગ્યામાં હોવી જોઇએ. આવી નિશાળોમાં નિશાળિયાઓની રમતગમત તે નિશાળોનાં ખેતરમાં હળ ચલાવવાની હશે બાળકોને અને જુવાનિયાઓને ફૂટબૉલ, ક્રિકેટ વગેરે ન હોય તો તેઓની જિંદગી શુષ્ક થઇ જાય એવી માન્યતા કેવળ મિથ્યા છે. આપણા ખેડૂતોના છોકરાઓને ક્રિકેટ વગેરે નથી મળતાં, છતાં તેઓ આનંદ વગરના કે નિર્દોષ મસ્તી રહિત નથી.

આ પ્રમાણે કેળવણીનો ક્રમ બદલવો એ કાંઇ મુશ્કેલીની વાત નથી. પ્રજામત એ વિચાર ધરાવતો હોવો જોઇએ, તો સરકારને ફેરફાર કર્યા વિના ચાલે જ નહિ. પ્રજામત તૈયાર થાય તેના પહેલાં જે માણસોને ઉપર બતાવ્યા પ્રમાણે કેળવણી પસંદ હોય તેઓએ અખતરા કરવા જોઇએ છે. અને તેઓના પ્રયાસમાં શુભ પરિણામ પ્રજા જોશે ત્યારે

પોતાની મેળે પ્રજા તે પ્રમાણે કરવા ઇચ્છશે. આવો અખતરો કરવામાં ઘણા ખર્ચની જરૂર નથી, એમ મને લાગે છે. પણ આ લેખ વ્યાપારની દૃષ્ટિથી નથી લખાયો. મુખ્ય હેતુ એ છે કે, આ લેખના વાંચનાર ખરી કેળવણી શું છે તેની શોધ કરે, અને શોધ કરવામાં આ લેખ જો કોઈ પણ પ્રકારે મદદરૂપ થઈ પડે તો આ લખવાનો પ્રયત્ન સફળ થયો ગણાશે. *

* 'સમાલોચક 'આ લેખ માટે પૂ. મહાત્માજીના અમે ઋણી છીએ.

★

**આ**જની સંસ્કૃતિ કૌશલપ્રધાન છે. જ્ઞાનનું ક્ષેત્ર વધારવું, તે દ્વારા કૌશલ મેળવવું, સત્તા હાથ કરવી, તે ટકાવવી, વધારવી અને અંતે અમર્યાદ ભોગ ભોગવવા એ જ એની ઝંખના દેખાય છે. જ્યારે જ્ઞાન પૂરેપૂરું વધશે, એની સાથે અને એને અંગે હૃદયનો વિકાસ થશે, કૌશલ પરોપકારી થશે, સત્તા સેવામાં વપરાશે, અને સાર્વત્રિક ઉત્કર્ષથી અદેખાઈને બદલે પ્રસન્નતા અનુભવાશે ત્યારે નવી સંસ્કૃતિ પ્રવર્તશે. એ જ દિશામાં કેટલાક લોકોનો પ્રયત્ન ચાલે છે. પણ એમને નથી સમજી શકતા વિજિગીષુ લોકો; અને દુઃખની વાત એ છે કે, નથી સમજી શકત જિજીવિષુ લોકો. એ બન્નેની પક્કડ છોડાવવા મથનાર માણસો બન્નેને અકારા લાગે છે.

—કાકા કાલેલકર

# આજનો વિકટ પ્રશ્ન

સર સર્વપલ્લી રાધાકૃષ્ણન

**આ**પણે બધા જનસમુદાયનું નવસર્જન કરવા આતુર છીએ. સમુદાયમાં હું ને તમે પણ છીએ. પણ માનવતાના ઘડતર વગરનું સમુદાયનું ઘડતર અધૂરું છે, અશક્ય છે. માનવી ઇતિહાસ ઘડે છે, પણ માનવીને કોણ ઘડે છે તેનો વિચાર થયો છે ખરો? માનવીને એના વિચારો ને આદર્શો ઘડે છે, એટલે જે કોવિદો, તત્ત્વવિદો ને ચિંતકો વિચારદોહન કરે છે, તેઓ સમુદાયના પ્રજાપતિઓ છે.

તમે મને તત્ત્વવિદ્ માનો છો. મારી ફિલસૂફીનો—મારાં તત્વચિંતનોનો તમે ઉલ્લેખ પણ કર્યો છે. છેલ્લાં ત્રીસ ત્રીસ વરસ સુધી મેં વિશ્વના નિરનિરાળા દેશોમાં તત્ત્વચિંતન ને તત્ત્વદોહન કર્યું છે. હું માનું છું કે આજના ભાનભૂલ્યા જગતને તત્ત્વચિંતનની સૌથી વધારે જરૂર છે. કોઈ સહજ પ્રશ્ન કરશેઃ માનવતા વધે છે, સંસ્કારિતા વધે છે, જ્ઞાનની દૃષ્ટિ વેધક બની છે, છતાં દુનિયામાં સર્વત્ર આ ઉત્પાત શેને આભારી હશે? એ ખરું છે કે માનવસમુદાયોના સુખદ વ્યવસ્થિત મંડાણની અનુકૂળતા આજે છે એટલી ગઈ કાલે નહોતી. આજે હળીમળીને રહેવાની અને ત્રાસરહિત જીવન જીવવાની જે અનુકૂળતાઓ છે, તે આગલા જમાનામાં નહોતી, પણ એ બધું છતાં સારું વિશ્વ કેમ વંઠયું છે? જ્ઞાનનાં ચશ્મા ક્યાં ફૂટી ગયાં છે? માનવીની વિવેકદૃષ્ટિને અંધાપો ક્યાંથી વળગ્યો છે? આજે જગત સાચી માનવતા માટે રહેવા યોગ્ય નથી રહ્યું એનું કારણ શું?

રખે માનજો કે જ્ઞાનની ખોટ પડી છે! રખે માનજો કે આપણે સંસ્કૃતિ-શૂન્ય, જડ ને હેવાન બન્યાં છીએ. એક સમય હતો, જ્યારે જ્ઞાનની અધૂરપો ને ઊણપોનો બચાવ થઇ શકતો. આજે તો જગતને વિજ્ઞાનનું ત્રિલોચન લાધ્યું છે. જો જ્ઞાન એ જ જગતના માનવકુલોના સુખનું સાધન હત તો આજનું વિશ્વ સ્વર્ગને બારણે જઇ બેઠું હત. પણ આજના જગતની શિકલ આવી કેમ? કોણ કહી શકશે કે નીતિબળ ને શકિત ખૂટી પડયાં છે? કોઇથી એમ ન બોલાય, લાખ્ખો મરજીવાઓ પડયા છે. જેમને ધારેલી સિદ્ધિ કાજે પ્રાણની પરવા સરખી નથી. કોઇ પહાડનું શિખર જોવા લાખ્ખો મરણીઆઓ જીવનાં જોખમ ખેડી શકે છે. વિમાની ઉડ્ડયન સલામત બનાવવા કંઇક મરણીઆ શોધકો મૃત્યુના મુખમાં જઇ પડે છે. માનવીની સુખશોધમાં મીણબત્તીની જેમ જીવનની જ્યોત જલાવી દેનારા વૈજ્ઞાનિકો આ યુગમાં પાકયા છે. આવાં સમર્પણ છતાં આવી ઉન્નત ભાવનાની ધરી પર ફરતું જગત સળગતા ગોળા જેવું આજે કેમ ઉત્પાતિયું બની ગયું હશે?

મારો જવાબ આ છે : એ સમર્પણ, એ નીતિબળ ને માનવીની એ વિરાટ શકિતનો અનર્થકારક વ્યય થાય છે. એ સિદ્ધિઓ જે પ્રજ્ઞા–બુદ્ધિ વિકસાવી શકે તે આપણાથી બાર ગાઉ દૂર છે. રક્ષણનું સાધન ભક્ષણની વિરૂતા બની ગયું છે. અમોલ પાણીદાર હીરાનાં મૂલ્યાંકન સ્વયંનિર્મ્યા પરખંદાઓ કરે છે. **જગતની માનવ-સંસ્કૃતિને માટે એ મહાન ભય ઉપસ્થિત થયો છે.** હું માનું છું કે પ્રજા–મહાપ્રજાઓને બીજી પ્રજા પાયમાલ કરે તે કરતાં તે પ્રથમ પોતેજ પાયમાલી વ્હોરે છે. આપણા પોતાના સાર્વત્રિક દષ્ટિ-દોષ વિના જગતની કોઇ સત્તા આપણને પરાસ્ત કરી શકતી નથી. જગતની પ્રજા–મહાપ્રજાઓના ઇતિહાસ ઉકેલો! તે તે પ્રજાના પોતાના કંઇ ને કંઈ દૂષણો હશે, કંઇ ને કંઇ એવાં છિદ્રો હશે, જેનો આક્રમણકારોને લાભ મળતાં તેની પકડમાં એ ફસાઇ પડી હશે ને

એનું પતન નિર્માયું હશે. એટલે એ દૃષ્ટિદોષ, એ નિર્બળતાઓ પૂરવાની તત્પરતા એ પુનરુત્થાનનું પહેલું પગથિયું છે, ને તે માટે સર્જક નેતૃત્વની જરૂર પણ પડશે.

અત્યારે આપણે જે સમયમાં જીવીએ છીએ તે બીજા બધા સમય કરતા જુદો છે. આજસુધી અનેક સંસ્કૃતિઓનું ઘડતર થયું, પરંતુ તેમાં દરેકમાં એક પ્રકારની વિશિષ્ટતા હતી. એક સંસ્કૃતિ બીજી સંસ્કૃતિથી અલગ પડી જતી હતી. પરંતુ આ યુગ તો વિશ્વસંસ્કૃતિની કલ્પનાનો યુગ છે. જોકે આજે પણ વિચારોનાં સંઘર્ષણ ચાલુ જ છે, ને દેશદેશની વિશિષ્ટ સંસ્કૃતિઓ સેળભેળ થતી ચાલી છે. હિન્દ એમાં નવી ભાત પાડશે ને વિશ્વને સંસ્કૃતિની ઉચ્ચોચ્ચ એકતાનું ભાન કરાવશે, એવી અત્યારે આશા પડે છે.

છતાં આજ સમયમાં વિચારોનો જે પ્રવાહ વહે છે, જેઓ વિચારે છે તેમનું સૌનું એક સૂચન છે કે જે વાદો આજસુધી હતા, તેમના વિનાશની ઘડી આવી છે, ને જગતમાં નવી પરિસ્થિતિ ઉત્પન્ન થવાની હવે વાટ જોવાય છે. તેવે વખતે આપણે આપણી સ્થિતિનું પુનરવલોકન કરી જવું જોઈએ.

જગત આખું વિજ્ઞાનમય બની રહ્યું છે. સંસ્કૃતિને પણ વૈજ્ઞાનિક સ્વરૂપ આપવાનું પ્રબળ મંથન ચાલી રહ્યું છે. નવા નવા વિચારો જગતમાં સ્ફૂરે છે, ને પ્રસરે છે; પરંતુ કશું પણ એમને એમ સ્વીકારી લેવાને આ વિજ્ઞાનયુગ તૈયાર નથી, જે કાંઈ તાત્ત્વિક મનાયું છે. મૂલભૂત મનાયું છે તે વિષે પ્રશ્નો પૂછવામાં આવે છે, ને ધર્મને વિષે પણ એવા જ પ્રશ્નો પૂછાય છે.

જે કાંઈ જૂનું છે, ખખડી ગયું છે, ઉદ્દેશહીન બની ગયું છે, તેને સ્વીકારવું? જે સ્વમતાગ્રહી છે તેને સ્વીકારવું? અને પછી તો લાગે છે કે ધર્મ એ તો સાધન છે, જેઓ મુક્તાત્માઓ છે તેઓ તો સદાય ધર્મથી પર જ રહ્યા છે, એ જ પ્રમાણે જેમણે વિજ્ઞાનની એકાંતિક ઉપાસના કરી છે, તેમનેય ધર્મની જરૂર જણાઈ નથી.

ત્યારે હું પૂછું છું કે આપણે ધર્મ વિના રહી શકીશું ? જીવી શકીશું ? થોમસ હાર્ડી, બર્ટ્રાન્ડ રસેલ, એચ. જી. વેલ્સ વગેરે વગેરે વિદ્વાનો તો ધર્મની ઠેકડી કરે છે ને હવે માનવીઓનાં ટોળામાં—જનસમુદાયમાં ઈશ્વરને નીરખી રહેવાની ઘોષણા થઇ રહી છે, એ કહે છે કે ઇશ્વર મરશે નહિ; એને મારી નાખીશું તોય એ ફરીફરી અવતાર લેશે; ધર્મને દફનાવશું તોય તત્ત્વજ્ઞાનનાં અવનવાં વહેમનાં ચિત્રવિચિત્ર સ્વરૂપો આપણી વચ્ચે આવીને પડશે. એમ કેમ ? માનવી તત્ત્વજ્ઞાન વિના કેમ નહિ રહી શકતો હોય ? એને ધર્મ તો જોઇએ જ જોઇએ. જો તમે એને સાચો ધર્મ નહિ આપો તો એ ખોટો ધર્મ ઉપજાવી લેશે, સારો નહિ આપો તો નઠારો ઢૂંઢી લેશે. ધર્મ કંપનાની વૃત્તિ, એની રહસ્યો શોધવાની જિજ્ઞાસા એના માનસમાં ઊંડી ઊંડી રોપાયેલી છે, ને જ્યાંસુધી એ માનસનું સ્વરૂપ કોઇ અનેરા ચમત્કારથી ન ફેરવી શકાય ત્યાં સુધી એ વૃત્તિ ટકવાની પણ છે, સંપૂર્ણતાની એની શોધમાં એ નહિ જ પે.

આ પ્રમાણે જો ધર્મ વિના માનવી ચલાવી લેવાનો જ નથી તો એને કેવો ધર્મ આપશો ?

આજ સુધીમાં ધર્મ સમજવામાં ઘણા ગોટાળા થયા છે, ભ્રમો નીપજ્યા છે; તેથી વિજ્ઞાનવાદીઓ તો ધર્મને ભ્રમ જ કહે છે. અને એ વાત પણ ખરી છે. ધર્મનાં ઘણાં વિધાનો અવળાં સમઝાયાં છે ને અવળાં રચાયાં પણ છે. અને બુદ્ધિને ગૂંગળાવી મારે તેવી ધર્મ-જડતા ગમે પણ કેમ કરીને ? પરંતુ વિજ્ઞાન તે Empirical છે. અવલોકન અને અનુભવની કસોટીમાંથી એ બધું પસાર થાય તે પછી જ એને સ્વીકારવાનું છે. બીજી બાજુએ ચેતનવાદી જગતમાં સઘળે ચેતન નીરખીને સઘળે સંતોષ પમાડે છે, ને ત્રીજો વર્ગ એમ જ માને છે કે વિશ્વ કોઈ એક નિરાળા શાસનના દોરથી નભી રહ્યું છે; એ ઇશ્વર નથી પણ નિયંત્રણ છે. ને એની મેળે એ પ્રવર્તે છે. માનવી એને ઓળખી લે ને અંકુશમાં લે એટલે પત્યુ, તો વળી કોઇ એમ

પણ કહે છે કે ધર્મ એ તો ઐતિહાસિક વિકાસના ક્રમમાં માનવીએ જે સમાજબુદ્ધિ કેળવી છે એ સિવાય બીજું કશું નથી, એની વાટમાં જે અનુભવો પડયા છે, તેમાંથી તારવેલી તત્ત્વબુદ્ધિને એણે ધર્મ કહેલ છે; અને ઇશ્વરી સત્યનું પણ એને નામ આપ્યું છે.

મહાન તત્ત્વજ્ઞ હેગેલ કહે છે કે તમારા નિરાળા ને અજાણ્યા અન્તઃસ્થ ચેતનની પ્રગતિ કરશો તો તમે ઋષિ, દ્રષ્ટા થશો.

તમે જુઓ છો કે વનસ્પતિ અને પશુઓમાં પણ ચેતન સળવળે છે, પરંતુ તેમની આસપાસ વીંટાએલી સંકલનામાં તેઓ એક રૂપ બની ગયાં છે. તેઓ માતબર પ્રશ્નો જગાવતાં નથી ને તેનો તોડ પણ કાઢતાં નથી. તેમને જીવવું છે પણ મરણનો તેમણે વિચાર કર્યો હોતો નથી. તેમની આત્મરક્ષણની વૃત્તિ તેમની જીવવાની ઇચ્છા માત્ર બતાવે છે: માનવી આવો નથી. તેણે તો બુદ્ધિ કેળવી છે. ને તેથી તેનામાં અજંપો છે. તેને ખબર છે કે તે મરી જવાનો છે ને એક જાતનો ભય તેની આસપાસ વણાયો છે. તે સમાજ સાથે સંસર્ગ રાખે છે પણ સમાજમાં જ વિરમતો નથી. એને પોતાનું હિત છે, ને તેને વિકસાવવું પણ છે, એ હિત ખાતર તો તે ઘણીવાર સમાજથી આઘે પણ જાય છે. સમાજના મતને ઠોકરે પણ ચડાવે છે ને કાનૂનોને ભાંગે છે પણ ખરો; કારણ કે મરણના ભય ઉપરાંત એનામાં Self-will આપમતીલાપણાની વૃત્તિ રહેલી છે. આ બે વૃત્તિનો માર્યો એ પ્રશ્ન પૂછે છે, વિચારે છે, ને અનેક સંઘર્ષણોનો શિકાર બને છે. એ કરુણામય પરિસ્થિતિ ઉભી કરે છે ને સઘળે એને વિસંવાદ જડે છે. એની બુદ્ધિ આમ મરણની પ્રતીતિ ને જીવનની મહેચ્છાનો સરવાળો છે. કેમ બચવું, કેમ ઊગરવું, એ એનો મહાપ્રશ્ન છે.

કોઈ જવાબ આપશે કે Subhuman-નિકૃષ્ટ માનવી બનો, પશુઓની સ્થિતિમાં ઊતરી જાઓ, તો એ જવાબ આપશે ખરો ! ના, એ અશક્ય છે. બુદ્ધિનો હ્રાસ કરવાની એમનામાં શક્તિ નથી.

જડ એ બની શકે એમ નથી, ધારે તોય. જે માનસશાસ્ત્રીય શાંતિ બુદ્ધિને અભાવે પશુઓ ભોગવે છે તે તેના નસીબમાં નથી. એ અશાન્ત છે, અસ્વસ્થ છે, અજંપાથી પીડાય છે, પણ પાશવતા એનો ઉપચાર નથી, એનો ઉપચાર બીજો કોઈક છે.

જે બુદ્ધિ એણે સાધી છે, જે એની અસ્વસ્થતાનું કારણ છે, તેને જો એ ઉચિત રીતે કેળવે તોજ એનો અજંપો ટળે એમ છે. એની બુદ્ધિમાં જે અવિદ્યા છે તે દૂર થાય, એ નિરાકાંક્ષી, નિર્મળ બને, Disinterestedness—ઉદાસીનતા કેળવે તોજ એનો ભય ટાળવાનું, શાન્ત અને સ્વસ્થ થવાનું આત્મસામર્થ્ય એ પ્રકટાવી શકે, બધાથી એ પર થઇ જાય ને એને ભાન આવે કે અન્તિમ સત્યની આંખે તે સૌ એકરૂપ ચિન્મય છે, તોજ એ અભય બને.

અભય બનવાની તક માનવીને મળી છે, કેમકે માનવીમાં મૃત્યુ ને અમૃત બન્નેની પ્રતિષ્ઠા થઇ છે. એનો મોહ એને મૃત્યુનું દર્શન કરાવે છે, એની સમ્યક્ દૃષ્ટિ એને અમૃત આપે છે. अमृतं चैव मृत्युश्च द्वयं देहे प्रतिष्ठितम्। मोहादापद्यते मृत्युर्ज्ञानेनापद्यतेऽमृतम्॥ નિશ્ચય આપણે કરી લેવાનો છે કે શું ખપશે. આમ બ્રહ્મમાં–ઇશ્વરમાં અભયનો વાસો છે તે બ્રહ્મત્વ કે ઇશ્વરત્વનો આદેશ કરતાં ધર્મનું કાર્ય પણ માનવીને મુક્તિ ને અભયતા બક્ષવાનું છે. બુદ્ધિથી પ્રેરાતા માનવીએ બુદ્ધિમાં અભય ને મુક્તિ પ્રેરવાં પડશે ને સ્વકીયવૃત્તિ, અહંને ભૂલીને ભય ત્યાગવો પડશે. પણ એની મુક્તિ ને એનો ભય તો અધૂરો ગણાય. બીજાઓને પણ એ અભય બનાવશે ને અભય ને અહિંસા, મુક્તિ ને પ્રેમનું એ સામ્રાજ્ય સ્થાપશે ત્યારે ધર્મની ફરજ સમાપ્ત થશે. એટલે જે ધર્મે પ્રેમમાં પોતાનાં મૂળ નાખ્યાં છે ને સત્ય પર જેની આસક્તિ છે તેજ ધર્મ આ ભગ્નહૃદય વિશ્વને સાચું દિશાભાન કરાવશે. *

* અમદાવાદમાં શેઠ મંગળદાસ મેમોરિયલ હોલમાં તા. ૧૩–૧૨–૩૮ ના રોજ આપેલ ભાષણ 'ગૂજરાત સાહિત્ય સભા અમદાવાદ'ના સૌજન્યથી–

# સંસ્કૃતિના સંરક્ષકો

શ્રી. કનૈયાલાલ મુનશી

**અ**ત્યાર સુધી વિદેશી સત્તા ધર્મ અને સંસ્કૃતિને ગાળવા માટે આર્યાવર્તે અનેક સબળ સાધનો ઉત્પન્ન કર્યાં છે. આમાંનું પ્રથમ સાધન તે બ્રાહ્મણ. હાલના જમાનામાં સ્વાર્થી લેખાતા એ વર્ગની ઐતિહાસિક મહત્તા મપાય એમ નથી. બ્રાહ્મણે યુગો થયાં અસ્મિતા જાળવી રાખી છે. એણે ઘરસંસાર સેવી સમાજની પ્રગતિ સાથે સંબંધ જોડયો છે. એણે પોતાની જાતને ભૂદેવ માની દૈવી નિશ્ચલતાનો દાવો કર્યો છે. જરૂર પડયે એણે પ્રગતિ કરી છે, જરૂર પડયે એણે સ્વસંસ્કારને ટેકવ્યા છે. એની કાર્યદક્ષતામાં ચાણાકયનું પ્રતિબિંબ છે, એના ક્રોધમાં ઔર્વનું ઝનૂન જણાયું છે; છતાં એના સાહિત્યપ્રેમમાં વેદવ્યાસનો ઉત્સાહ દેખાય છે; એનામાં સંસારની વ્યવસ્થા રચવાનો શોખ યાજ્ઞવલ્કયનો છે; એનામાં સંસ્કારપ્રેમ વસિષ્ઠનો છે

આ અતિશયોક્તિ નથી. યુગો આવ્યા ને ગયા, સામ્રાજ્યો ઊગ્યાં ને આથમ્યાં, પણ એણે ભીખ માગી વિદ્યા મેળવી, પૈસા ને ચપટી ચોખા લઈ વિદ્યા, ધર્મ ને સંસ્કાર પ્રસાર્યાં. તેની પ્રેરણાનું મંદિર તક્ષશિલા, કાશી કે ઉજ્જયિનીમાં હતું, એનું કર્તવ્યક્ષેત્ર આખા આર્યાવર્તમાં હતું. પરદેશી પ્રજા ગમે તેવી પ્રતાપી હોય પણ એની સાથે સંસર્ગમાં સ્વત્વ ખોઈ બેસતી. તે મંત્રી કે યોદ્ધો, ગુરુ કે ભિક્ષુક, કવિ કે ઇતિહાસકાર ગમે તેનું સ્થાન લઈ શકતો, ને બે પેઢીમાં ગમે તેને આર્યત્વના પાઠ શીખવી શકતો. શક ને હૂણ, ગ્રીક કે ગુર્જર, પચાસ વર્ષમાં એને પ્રતાપે આર્ય બની જઈ આર્યસમાજમાં સ્થાન પામતાં.

તેણે સંસ્કૃતિ કેવી રીતે સાચવી તે જોઇએ. પહેલું તો એ જ્યાં ગયો ત્યાં સંસ્કારનું કેન્દ્રસ્થાન રચ્યું. આજે જ્યાં અંગ્રેજ જાય છે ત્યાં નાનકડું લંડન બનાવે છે, તેમ જ બ્રાહ્મણ પણ જ્યાં ગયો ત્યાં કાશી પ્રગટ્યું. ઉજ્જયિની, વડનગર, શ્રીમાલ, સિદ્ધપુર બધે એણે સંસ્કારનાં થાણાં સ્થાપ્યાં. રાજસત્તાનાં થાણાં ભલે ઊઠી જાય પણ આ થાણાંને કોઇ સ્પર્શી શકે તેમ ન હતું.

બીજું જ્યાં એ ગયો ત્યાં સંસ્કૃત ભાષા ને સાહિત્યની ભકિત લેતો ગયો. દેવ ભલે બદલાય, સંપ્રદાય ભલે છોડાય, પણ સંસ્કૃત વિના શુદ્ધિ નહિ, ધર્મ નહિ, વિદ્યા નહિ, ને સંસ્કાર નહિ. આ માન્યતા મનાવવાનો જાદુ તેણે કર્યો. આજે આર્યાવર્તમાં સંસ્કૃતનું અપ્રતિમ ને અસ્પર્શ્ય સ્થાન છે. એ માત્ર લેટીન જેવી ગતયુગની ભાષા નથી. સંસ્કૃત એટલે ઇતિહાસ, જીવન, ધર્મ ને ભાવના. સંસ્કૃત એટલે આર્યત્વના આત્માને ઓળખવાનું સાધન. સંસ્કૃત એટલે આ ભવની પ્રેરણા ને પરભવનો મોક્ષમાર્ગ. ને સંસ્કૃત એટલે આર્યાવર્તનાં ઐકય ને અસ્મિતાનો પાયો. આ પ્રતાપ બ્રાહ્મણોનો. પ્રાકૃત ભાષા સેવનારા બૌદ્ધ ભિક્ષુઓ ને જૈન સાધુઓને પણ વિદ્યા ને ધર્મનો દાવો કાયમ રાખવા સંસ્કૃતની સત્તા સ્વીકારવી પડી અને આજે હિંદની ભાષાઓ સબળ ને સમૃદ્ધ કરવા પાશ્ચાત્ય ભાષાના અભ્યાસીઓને પણ તેની મદદ ને પ્રેરણા લીધા વિના છૂટકો થતો નથી.

બ્રાહ્મણે પ્રગટાવેલું ત્રીજું બલ પૌરાણિક કથાઓ છે. થોડેક અંશે ઐતિહાસિક, થોડેક અંશે ભાવનાત્મક, ઘણે અંશે રસિક એવા આ પાંચમા વેદના સાહિત્યે ઇતિહાસ, જીવન, ધર્મ ને સંસ્કાર ચારેયને સજીવન રાખ્યાં, એટલું જ નહિ પણ પરસંસ્કાર ને પરરાજ્ય બન્નેને વિસરવાનું મુખ્ય સાધન પૂરૂં પાડયું. આ સાહિત્યની મદદથી ઐતિહાસિક સાતત્ય પણ સચવાયું, આ સાહિત્યે રચેલી પારદર્શકતાથી વેદકાલનું ને ભારતકાલનું જ અંગ ચાલુ જીવન હોય એવો ભાસ પેદા થયો.

આ ઉપરાંત બ્રાહ્મણે બીજી બે ભાવના ઉપજાવી. એક તો

બ્રાહ્મણવર્ગની સર્વોપરીતાની. પોતાની શ્રેષ્ઠતા એજ એની સત્તાનું મૂલ હતી. આ શ્રેષ્ઠતાનો દાવો માત્ર આડંબર ન હતો પણ શક્તિ અને સેવા એ બે ઉપર રચાયેલી શ્રદ્ધા હતી.

બ્રાહ્મણે ઉપજાવેલી બીજી ભાવના તે સતીત્વની. સંસ્કૃતિકારની અચૂક નજરથી તેણે જોયું કે સંસ્કાર શુદ્ધ રાખવાનો પ્રથમ વિષય ગૃહ અને ગૃહિણી છે. બધી નીતિનો સાર એ જ ભાવના છે એમ તેણે ધીમે ધીમે શીખવવા માંડ્યું. અને તેથી પરિણામે જાતિ અને સંસ્કારની શુદ્ધિ સાચવવા એક મહાપ્રતાપી બળ પ્રગટ્યું.

આર્યાવર્તમાં અને ખાસ કરીને ગૂજરાતમાં બ્રાહ્મણે એક બીજું સાંસ્કારિક બળ પણ પ્રગટાવ્યું. આ બળ તે શૈવમત. વેદકાલનો શુદ્ધ અને સરલ ધર્મ અજ્ઞાન કે અનાર્ય જાતિને માટે યોગ્ય ન હતો, અને બૌદ્ધ મત જેવો જોઇએ તેવો શક્તિ-પ્રધાન નીવડયો નહિ; અને પરિણામે બીજા સૈકાથી પાશુપતમતનો પ્રચાર શરૂ થયો. ઇ. સ. ૨ થી ૫મા સૈકામાં ભૃગુકચ્છ પ્રદેશમાં અવતરેલા લકુલીશ કે નકુલીશ નામના ધર્માચાર્યે પાશુપતમતને સ્પષ્ટ સ્વરૂપ આપેલું લાગે છે, અને એ માહેશ્વરમતે પરદેશી અને પરસંસ્કારી ગ્રીક, હૂણ અને શક વિજેતાઓને જીત્યા. ગુપ્ત સમ્રાટો વૈષ્ણવ હતા, પણ ગુજરાતના ક્ષત્રિયોના સમયમાં અને વલ્લભીની જાહોજલાલીને વખતે પાશુપતમતનું પ્રાબલ્ય ઘણું જામ્યું લાગે છે. નર્મદાતીર અને સોમનાથ એ આ સંપ્રદાયનાં મુખ્ય સ્થાનકો હતાં, અને તેથી પૌરાણિક સાહિત્ય અને પાશુપતમતના સંયુક્ત બલથી બ્રાહ્મણે આર્યસંસ્કાર ભઠ્ઠી સતેજ રાખી હોય એમ સ્પષ્ટ દેખાય છે.

આર્યસંસ્કૃતિનું ગૂજરાતમાં બીજું મોટું સાધન તે જૈન સાધુ. કેટલાક ચક્રવર્તી રાજાઓએ જૈનમત સ્વીકાર્યો એમ ઇતિહાસ કહે છે, છતાં જૈનધર્મનો રાજસત્તા જોડે ઘણો થોડો સંબંધ દેખાય છે ઘણા અસલના વખતથી ગૂજરાત એ જૈન મતની પુણ્યભૂમિ મનાતી આવી હતી. એટલે એ મતનું પ્રાબલ્ય અહીં ઘણું હતું અને છે.

જે સાંસ્કારિક બળે આ મતનું સ્વરૂપ લીધું તેનું મુખ્ય અંગ સાધુઓ હતા.

સંન્યસ્ત ને સંસાર વચ્ચે–ભિક્ષુ ને સંઘ વચ્ચે–બ્રાહ્મણનું સ્થાન હતું. જૈન મતે આ સ્થાન રાખ્યું જ નહિ. સંન્યાસી સાધુ તે જ તે મતાવલંબીનો ધર્મગુરુ હતો, અને ગૂજરાતની સંસ્કૃતિ વિશિષ્ટ કરવામાં તેમણે મોટો ફાળો આપ્યો. તે વૈરાગ્યની ભાવના સતેજ રાખતો, તે વિદ્યાનો સંઘરો કરતો. તે સામાન્ય વર્ગનો હોવાથી તેની સહાનુભૂતિ સામાન્ય વર્ગો તરફ હતી. સંન્યાસી જીવનને લીધે પોતાનું સ્થાન અસ્પૃશ્ય બનવાથી સંઘમાં સમાનતાની ભાવના તે પ્રસારતો. અહિંસામંત્ર તેના સંપ્રદાયનો મૌલિક સિદ્ધાંત હતો. અને તેનાથી પ્રેરાઈ તે સમાજનાં દુઃખો ફેડવાનો પ્રયાસ કરતો. રાજસત્તાની મદદ ન હોવાથી લોકોનાં હૃદય જીતવાનો પ્રયત્ન તે સદા કરતો, અને તે પ્રયત્ન કરતાં પ્રબંધો જેવું લોકસાહિત્ય તે રચતો. તે સંસાર જોડે અસંબદ્ધ હતો એટલે પરિસ્થિતિ સાથે સમાધાન તે બરોબર કરી શક્યો નહિ, અને પ્રજામાં તડ પાડવાના તેના પ્રયત્ન ચાલુ રહ્યા. તેને સંસ્કૃતનું પ્રાધાન્ય સ્વીકારવું પડ્યું, પૌરાણિક કથાઓને સુધારાવધારા સાથે સ્વીકારવી પડી, અને સમાજમાં ને સંસ્કૃતિમાં તડ પાડવાના તેના પ્રયત્નો નિષ્ફળ થવાથી બીજાં બધાં સાંસ્કારિક બળોનો ઓછાવત્તા પ્રમાણમાં પણ સ્વીકાર કરવો પડ્યો.

## મધ્યકાલીન ગૂજરાત

વિ. સં. ૧૦૧૭માં ગૂર્જર મૂલરાજ સોલંકી પાટણની ગાદીએ આવ્યા. મધ્યકાલીન ગૂજરાતની મહત્તાના એ વિશ્વકર્માએ પાટણની સત્તા દુર્જય કરી, એટલું જ નહિ પણ સોમનાથને ગૂજરાતના ઇષ્ટદેવ સ્થાપ્યા, સિદ્ધપુરને ધર્મક્ષેત્ર બનાવ્યું, દેશદેશના બ્રાહ્મણો ગૂજરાતમાં વસાવ્યા. ભાંગેલા ભિલ્લમાલની વિદ્યા ને સંસ્કારને ઝીલ્યાં, અને નવા આર્યાવર્તના સાંસ્કારિક વહ્નિઓને પ્રજ્વલાવ્યા. તેના પ્રપૌત્ર સિદ્ધરાજના સમય સુધી આ જ્વાળા વધતી ગઈ. તે મહા-

પ્રતાપી સમ્રાટ ગુજરાતની સીમાને કાર્તવીર્યની સીમા સુધી લઈ ગયો. ઉજ્જયિની ને અજમેર ગુજરાતનાં અંગ થયાં અને બુંદેલખંડ ને કોલ્હાપુરમાં પાટણના નરેશની વિજયઘોષણા સંભળાઈ.

તે સમયમાં વિસરાએલાં, ખોવાએલાં, છૂટાંછવાયાં પડેલાં ઐતિહાસિક સાધનોમાંથી પણ બે વ્યક્તિ એવી નિરાળી પડે છે કે તેના આછા રેખાચિત્રમાં પણ તે સમયની સંસ્કૃતિ જોઈ શકાય એમ છે.

આમાંની એક વ્યક્તિ તે ભાવ બૃહસ્પતિ. તે કાન્યકુબ્જના બ્રાહ્મણ હતા, સર્વશાસ્ત્રવિશારદ હતા, અને પાશુપતમતના આચાર્ય હતા. સોમનાથ પાટણમાં આવેલા પાશુપતમતના મઠના તે પતિ હતા; સિદ્ધરાજના ને કુમારપાળના મિત્ર હતા ને માલવાના રાજાના ગુરુ હતા. એમનાં વિગતવાર પરાક્રમોનો હજુ પત્તો નથી, પણ એમના પ્રતાપે સિદ્ધરાજના મરણ સુધી શૈવમતનું પ્રાબલ્ય કાયમ રહ્યું હોય એમ લાગે છે.

પણ એમનાથી પણ વધારે નિરાળી બીજી વ્યક્તિ તો ધંધુકાના મોઢ વાણીઆ ચાચીંગની—હેમચંદ્રાચાર્યની. મુત્સદ્દીપણામાં તે ગૂર્જર મંત્રીઓથી ઉતરતા હતા; રાજસત્તાના સ્થાપકોની દૃષ્ટિ એમને હતી નહીં; પણ સંપ્રદાય પ્રસારવાની પોતાની દક્ષતામાં કે સાંસ્કારિક અસ્મિતા પ્રગટાવવાની કલામાં, વિદ્યાની સેવામાં કે બુદ્ધિની તીક્ષ્ણતામાં, અહિંસાના પ્રચારમાં, તપની સિદ્ધિમાં કે શબ્દબ્રહ્મની અડગ ભક્તિમાં આ 'કલિકાલ સર્વજ્ઞે' વિશિષ્ટ આર્યત્વના શ્રેષ્ઠ આદર્શો પોતાનામાં મૂર્તિમાન કર્યા. એમની શાસ્ત્રજ્ઞતા, એમનો વૈરાગ્ય ને એમની વાક્પટુતાની પ્રશંસા કરતાં એમના સમકાલીનોને સત્યયુગ પુનર્જિવન પામ્યો દેખાયો; અને પ્રતિસ્પર્ધી બ્રાહ્મણોને સંસ્કારનો ઇજારો હાથમાંથી સરી જતો લાગ્યો. એમણે પાટણની સત્તા હાથ કરી, અહિંસાના શોખમાં રાજબલ નષ્ટ કર્યું ખરું, પણ ગુજરાતને સંસ્કાર, તપ ને જ્ઞાનની સ્વભૂમિ કરી, અને ઉજ્જયન, કાશી ને કાશ્મીરનો ગર્વ તોડયો.

આ યુગમાં ગૂજરાતનું વ્યક્તિત્ત્વ સ્પષ્ટ રીતે આલેખાય એવુ દેખાય છે. માલવાના પરમાર સાથે આદરેલા અનંત વિગ્રહથી માલવા ને ગૂજરાત હંમેશને માટે છૂટાં પડયાં. સપાદલક્ષ ને રજપુતાના તો જુદાં હતાં જ અને થોડો વખત પાટણના નરેશોએ જૈન મતની સત્તા સ્વીકારી; અને મતના વિજય માટે કે પોતાની મહત્તા સાચવવા તે મતના મંત્રીઓએ આસપાસના હિંદુરાજ્યથી અતડાપણું સેવ્યું. આ અતડાપણાથી ગૂજરાતના વિશિષ્ટ સંસ્કારો વધારે નિરાળા ને સ્પષ્ટ થયા. જીવન પહેલેથી જરા આસપાસના જીવનથી ભિન્ન હતું, તે હવે વધારે થયું, અને કાર્તવીર્યના અનૂપ, આનર્ત ને સૌરાષ્ટ્ર પરશુરામનું શૂર્પારક અને અપરાંતઃ–એ પ્રદેશો જે લાટ તરીકે અસ્પષ્ટ વ્યક્તિત્વ પામ્યા હતા તે સિદ્ધરાજ જયસિંહના 'ગૂજરાત' તરીકે અનંતકાળ માટે સ્પષ્ટ સાંસ્કારિક વ્યક્તિત્ત્વ પામ્યા. આ સમયથી ગૂજરાતની પ્રજા ને સંસ્કૃતિ, ભાષા ને આત્મા એક ને અવિભાજ્ય થઇ રહ્યાં.

## મુસ્લીમોના આક્રમણનો પ્રત્યાઘાતઃ

પણ અરબસ્તાનના પયગંબરનો સંદેશ લઇ પરદેશીઓ હિંદ પર તૂટી પડયા. હિંદનું ધન લૂંટાયું; તેની સ્વતંત્રતા નષ્ટ થવા લાગી, તેના ધર્મ ને સંસ્કાર પર આફત આવી. આ પરસંસ્કારનું બલ દુર્ધર્ષ હતું. દર વર્ષે વિદેશીઓ ધન ને રાજ્યના લોભે આવતા; લોકોને વટલાવતાં અને દરરોજ નાનાંમોટાં રાજ્યોની ઉથલપાથલ કરતા; અને એ રીતે દરરોજ નવી સંસ્કૃતિની ધૂંસરી જોરજુલમથી આ દેશ પર બેસાડવાના પ્રયત્ન થતા હતા.

આ સંસ્કૃતિના અગ્નિથી તુર્કસ્તાન ને ઇરાનના જુના સંસ્કારો બળીને ભસ્મ થઇ ગયા હતા. આર્યસંસ્કૃતિના જીવનમાં કટોકટીનો પ્રસંગ આવ્યો. આર્યવીરોના આત્મભોગ, વીરાંગનાઓની નિશ્ચલતા અને સંસ્કાર–રક્ષકોની નિશ્ચયાત્મકતાની સાખ ગામેગામની કહાણી દેવા લાગી.

આખા દેશમાં જેમ આર્યત્વની આગ હોલવવાનો પ્રયાસ થયો તેમ ગુજરાતમાં પણ થયો; અને આખું આર્યાવર્ત સંસ્કારના સંરક્ષણ માટે તત્પર થયું.

આ સંરક્ષણ માટે પહેલાં સમાજને સ્થિર સ્વરૂપ અપાયું. જીવનને નિશ્ચલ ઘટનામાં જડી દેવામાં આવ્યું. ન્યાતોની સીમાઓ સખ્ત થઇ ગઈ. શિરસ્તાઓને શાશ્વત નિયમોનાં સ્વરૂપ અપાયાં. સંરક્ષકવૃત્તિ એજ જીવનનો મંત્ર થઇ રહ્યો. સ્વાતંત્ર્ય એટલે પાપ એમ ધર્મનો સિદ્ધાંત નક્કી થયો. અને આ નવી ભાવનાઓને ધર્મશાસ્ત્રોમાં સ્થાન આપવાની શરૂઆત થઇ.

આ સાથે સાંસ્કારિક અસહકાર શરુ થયો. મુસલમાની સંસ્કારનું ક્ષેત્ર નાનામાં નાનું કરવામાં આવ્યું, ને તેની સાથે સંબંધ ઓછામાં ઓછો રાખવામાં આવ્યો. વ્યાપારી સત્તા મહાજને હાથમાં લીધી. ગામની સત્તા પંચાયતે હાથમાં લીધી, ને સામાજિક ને નૈતિક સત્તા ન્યાતોએ હાથમાં લીધી. માણસ દિવાન થઈ નવાબ જોડે મસલત કરે, પણ ઘેર આવી નહાય તોજ સ્ત્રી ભાણું પીરસે. બહાર ભલે તે પરદેશીની મહેરબાની ભોગવે, પણ એના જીવનના અધિષ્ઠાતા તો ન્યાતીલાઓ ને તેના પર સત્તા ચલાવતા બ્રાહ્મણો જ રહ્યા. પરસંસ્કૃતિ રાજ્ય સિંહાસને હતી, પણ સંસારમાં તેને સ્થાન ન હતું. કેળવણી હતી તેમ જ બ્રાહ્મણોના હાથમાં રહી, અને જીવન્ત પર–સંસ્કારને જીવનક્રમમાંથી જાણે બાતલ કર્યા હોય તેવું માનસિક વાતાવરણ તેમણે રાખ્યા કર્યું. ભાષાને સાહિત્યમાં-સંસ્કારના ગઢમાં તો પરસંસ્કારનો સંચાર થાય તેમ હતું જ નહિ, અને ભાષા ને સાહિત્યની અધિષ્ઠાત્રી સંસ્કૃત હતી તેમ જ રહી.

આ ઉપરાંત પરસંસ્કારનું પ્રાબલ્ય તોડવા તેની પ્રેરણાભૂમિ જોડે સંબંધ જેમ બને તેમ ઓછો કરવામાં આવ્યો. વિ. સં. ૧૪૫૯માં મહમદશાહે ગૂજરાતને સ્વતંત્ર કર્યું, અને દિલ્હી જોડે સંબંધ છોડયો ત્યારથી મુસલમાનો ગૂજરાતના વિજેતાઓ મટી વતનીઓ થયા.

હિંદુઓ પર જુલમ ઓછો થયો. ધાર્મિક અસહિષ્ણુતા નામની જ રહી અને વટલેલા હિંદુઓ ધર્મે મુસલમાન છતાં ઘણે ભાગે સંસ્કારે હિંદુ જ રહ્યા. વહોરા, મોલેસલામ, ગરાશીઆ, ખોજા, કચ્છી મેમણો અને તેમના સહવાસી હિંદુઓ વચ્ચે માત્ર નામનો જ ફેર દેખાય છે. એજ ગૂજરાતની સંસ્કૃતિની ખૂબી છે એમ કહ્યા વિના ચાલતું નથી. વિજેતા પર પણ સંસ્કૃતિ વિજય મેળવવા લાગી. અમદાવાદ વસાવવામાં અહમદશાહમાં (વિ. સં. ૧૪૬૮–૧૪૯૯) મુસલમાન કરતાં રજપુત રાજાઓનો જુસ્સો વધારે હતો, અને આજે ગૂજરાતના શાહ બીજા મુઝફ્ફરનું (વિ. સં. ૧૫૬૯–૧૫૮૨) ચરિત્ર ગૂજરાતી સંસ્કૃતિના ઇતિહાસમાં શણગાર રૂપે દેખાય છે.

આ ઉપરાંત વિજય માટે તલસી રહેલા આર્ય સંસ્કૃતિના આત્માએ એક નવી પ્રવૃત્તિ આદરી. જીવનનો પ્રવાહ નિશ્ચેતન ન થાય, હૃદયનો ઉત્સાહ ન દબાય, અને સંસ્કાર સજીવન રાખે એવું એક મહા પ્રચંડ બળ તેણે પ્રગટાવ્યું. આ બલે ધર્મસંપ્રદાય સ્થાપ્યા. તેણે એક વ્યક્તિની આસપાસ સંસ્કૃતિ રચવી શરૂ કરી. તેણે એક ભાવના પ્રગટાવી. તે ભાવનાએ આખરે એક પુસ્તકનું સ્વરૂપ લીધું. તે પુસ્તક તે શ્રીમદ્ ભાગવત્.

શ્રીકૃષ્ણે ધીમે ધીમે હિંદુ કથાઓમાં મધ્યસ્થ સ્થાન લેવા માંડયું હતું. ઐતિહાસિક દૃષ્ટિએ તે કૃષ્ણ વાસુદેવ યાદવોના નાયક હતા. વિષ્ણુભકત ગુપ્તોના સમયથી તેમના પર દૈવી લક્ષણો આરોપાવા લાગ્યાં હતાં. વિષ્ણુનો આઠમો અવતાર કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ હતા તેને બદલે કૃષ્ણ વાસુદેવ મનાવા માંડયા હતા. મહાભારતના મુત્સદ્દી વીર મત્સ્ય પુરાણમાં (આશરે પાંચમી સદીમાં) દૈવી થઇ ગયા, ને એક બે શતક રહીને રચાએલા વિષ્ણુપુરાણમાં અવતારોમાં શ્રેષ્ઠ થયા. ભાગવતે તેમને દેવાધિદેવ, યોગીન્દ્ર ને માનવશ્રેષ્ઠનું ત્રેવડું પદ આપ્યું. સંસ્કારનો એક પ્રચંડ તરંગ તેમને નામે આર્યાવર્તમાં પ્રસરી રહ્યો. જુના સંપ્રદાયોમાં નવો જીવ આવ્યો.

નવા સંપ્રદાયો જન્મ પામ્યા, નવું સાહિત્ય પ્રગટ્યું ને મૃતપ્રાય સાહિત્યો ઊઠીને બેઠાં થયાં.

સંસ્કૃત રાજભાષાના સિંહાસન પરથી પદભ્રષ્ટ બની હતી. પરિણામે તેણે ધાર્મિક વ્યાસપીઠ પર પોતાનો કાબૂ મજબૂત કર્યો. એટલુંજ નહિ પણ પોતાની પ્રેરણા વડે પ્રાંતિક ભાષાઓને નવું જીવન આપ્યું. આ પરાક્રમ શ્રીકૃષ્ણના નામથી અને ભાગવતની પ્રેરણાથી થયું.

ગૂજરાતમાં ભાલણે (વિ. સં. ૧૪૯૫–૧૫૯૫) એ પ્રેરણાથી નવો સાહિત્યયુગ શરૂ કર્યો. મીરાં અને નરસિંહનાં કાવ્યો પણ આ નવા બલની પ્રેરણાથી રચાયાં, ને સ્વીકારાયાં. કવિ ને કથાકારોની પરંપરા મારફતે આર્યભાષા ને સંસ્કારનો આત્મા ગૂજરાતી સાહિત્યમાં અને તે દ્વારા સંસ્કારમાં ઉતર્યો. પ્રેમાનંદે નાનકડી રંગભૂમિ પર ભગવાન વેદવ્યાસનો પાઠ ભજવવાનો કૈંક પ્રયત્ન કર્યો, અને દયારામ સુધી–મુસલમાની યુગ પૂરો થયો ત્યાં સુધી–એ નવા બલની પ્રેરણા કાયમ રહી.

આ બલની ભવ્યતાનું ભાન આણવા એક કોઈ પ્રેમાનંદ જેવી આદર્શ વ્યક્તિની મનોદશા પારખવાનો પ્રયત્ન કરીએ. ભૂતકાળની આર્યસંસ્કૃતિ, પરાક્રમી કારકિર્દી, અપૂર્વ સાહિત્ય ને વિશુદ્ધ ભાવનાથી જાજવલ્યમાન એવી પવિત્ર ને શ્રેષ્ઠ સંસ્કૃતિનો તે વારસ હતો, પ્રતિનિધિ હતો. યુગો થયાં તેની સનાતન મહત્તા સદાચારી પિતા ને સતી માતાઓએ જાળવી હતી. તેને મન ભૂત મહત્તા ગયા જમાનાની ન હતી, પણ સદા સર્વદા વિજયી રહેતી મહત્તા હતી. તે પરસંસ્કારને બાળવા તત્પર હતો. તેના કાન ભૂતકાળની પ્રેરણાનું સંગીત સાંભળી રહ્યા હતા. તેની આંખ ભાવિ વિજય પર ઠરેલી હતી. તેણે અંતરનાં બાર ખોલી પોતાના આત્માનું સંસ્કારી સંગીત રેલાવ્યું. તેણે પાઠશાળાઓ પ્રેરી, ગામેગામ કીર્તન કર્યું, ગલીગલીએ કથા કરી, અને ઘેર ઘેર લોકગીત ગવડાવ્યાં. એણે ધર્મ

સાચવ્યો, ઐતિહાસિક સાતત્ય સાચવ્યાં, ભાષા ને સાહિત્ય સાચવ્યાં, પ્રેરણાને આદર્શ સાચવ્યાં અને સંસ્કૃતિનો અમર આત્મા, એને પ્રયાસે, ગુલામગીરીની બેડી તોડી દેશમાં વિજયી થઇ વિચરી રહ્યો.

આ સમયમાં વૈષ્ણવ સંપ્રદાય પણ આ બલનું અંગ થઇ રહ્યો. બારમા શતકમાં ગીત ગોવિંદ રચાયું. તેરમા શતકમાં બોપદેવે ભાગવત અને હરિલીલા ષોડશકલા રચ્યાં. વિ. સં. ૧૪૬૯ માં ગૂજરાતના નૃસિં- -હાચાર્ય મુનિએ 'વિષ્ણુભક્તિ ચન્દ્રોદય' નામનો વૈષ્ણવ ગ્રન્થ લખ્યો. વિ. સં. ૧૫૩૫ માં વલ્લભાચાર્ય જન્મ્યા. ચૈતન્ય વિ. સં. ૧૫૪૧ માં જન્મ્યા. પંદરમાં સૈકામાં વૈષ્ણવ નરસિંહ થયો. ભાલણ અને ભીમ પર પણ એ સંપ્રદાયની અસર દેખાય છે. અને તે દયારામ (વિ. સં. ૧૮૨૩ થી ૧૯૦૮) સુધી ચાલી આવી એ પણ નિર્વિવાદ છે. આ સંપ્રદાયના છેલ્લા પ્રતિનિધિ સહજાનંદ સ્વામી થયા (વિ. સં ૧૮૩૭ થી ૧૮૯૬) ત્યાં સુધી આ સંપ્રદાય સાંસ્કારિક બલ તરીકે રહ્યો.

બીજા પ્રાંતોમાં જે અજ્ઞાનવર્ગોની અધમ અને અસ્પૃશ્ય સ્થિતિ જોવામાં આવે છે તે આપણે ત્યાં જોવામાં આવતી નથી. તેનું કારણ પણ આપણી સંસ્કૃતિ છે. આ સંસ્કૃતિએ પૌરાણિક, જૈન, ને વૈષ્ણવ મતને અધમોદ્ધાર બનાવ્યા.

આ યુગમાં પણ જીવદયાના સિદ્ધાંતને માત્ર પુસ્તકોમાં નહીં પણ જીવનમાં ઉતારવાને જૈન સાધુ સંઘ સતત પ્રેરણા કરી રહ્યો લાગે છે. સહિષ્ણુતા, સમભાવ, દુઃખ ને નિર્બળતા તરફ સહૃદયતા એ ગૂજરાતી સંસ્કૃતિનાં અગત્યનાં લક્ષણ કેળવવાને મુસલમાની જુલમ હતો છતાં, તેણે અનેક પ્રયોગ કર્યા અને તેને પરિણામે જીવદયા વિષે લાગણી અને દુઃખ દૂર કરવાની તત્પરતા એ જેટલાં ગૂજરાતમાં જડે છે એટલાં ક્યાંય પણ જડતાં નથી.

મુસલમાન સત્તાએ તેની રાજકીય સત્તા લઈ લીધી, વૈષ્ણવ સંપ્રદાયે તેની સમાજિક સત્તા લઇ લીધી, છતાં આર્યસંસ્કૃતિમાંની પરમ ભાવનાઓ તપ ને વૈરાગ્ય તેણે એકાંતમાં સેવ્યાં કર્યાં.

અને આ પ્રમાણે આ યુગ ચાલ્યો. મરાઠા આવ્યા, પણ વડો-દરામાં થાણું થાપ્યા સિવાય કાયમની કૈં અસર કરી શક્યા નહીં, પણ આ યુગના સાંસ્કારિકતાના પ્રતિનિધિઓ શોધતાં ત્રણ વ્યક્તિઓ નિરાળી નજરે પડે છે.

એક તો પાલણપુરના ઓશવાલ, જૈન સૂરીશ્વર હીરવિજયસૂરિજી. સં. ૧૫૮૩માં તેમનો જન્મ હોઇ ગુજરાતના કટોકટીના ઐતિહાસિક પ્રસંગો વખતે તેમણે જીવન વહ્યું. અમદાવાદના મુસલમાન રાજાઓ માંહોમાંહે લઢી મર્યા, અને સંવત ૧૬૨૮માં ગુજરાતે સ્વાતંત્ર્ય ખોયું અને અકબરના સામ્રાજ્યનો વિભાગ થઇ રહ્યું. સંસ્કૃતિ ફરીથી મુશ્કે-લીમાં આવી પડી. હીરવિજયસૂરિએ જૈન મતે જે પૂજ્ય મૂર્તિઓ પ્રગટાવી છે તેમાંની વિશુદ્ધ ને અપ્રતિમ મૂર્તિ લાગે છે. તપની ભાવનામાં, શ્રદ્ધાની નિશ્ચલતામાં, નિઃસ્વાર્થ જીવદયામાં કે પરમાર્થ-પરાયણતામાં આ સાધુનું સ્થાન કોઇથી પણ ઉતરતું નથી. ચારે તરફ તેમના સાત્ત્વિક પ્રતાપની અસર થઇ, ગામેગામમાં તેમના નામનો જાદુ પ્રસર્યો.

જ્ઞાનવિલાસી શહેનશાહ અકબરને કાને એમનું નામ ગયું, ને તેણે આ અહિંસાના ઉપાસકને આમંત્રણ આપ્યું. જંબુસર પાસે ગાંધારથી નીકળી સૂરિ ચાલીને દિલ્હી ગયા. ગુજરાતની સંસ્કૃતિનો પ્રતિનિધિ મુગલ સત્તાના પ્રતિનિધિને મળ્યો. અકબરે તેમને, એના સ્વભાવ પ્રમાણે થોડોક વખત પોતાના ગુરુ સ્થાપ્યા. સૂરિએ અકબ-રને કેટલેક અંશે આર્યત્વના પાઠ પઢાવ્યા ને ગુર્જર સંસ્કૃતિને નિર્ભય કરવાનું વચન લીધું.

બીજી વ્યક્તિ તે ભટ પ્રેમાનંદની. (વિ. સં. ૧૬૯૨–૧૭૯૦) જે વર્ગનો એ સર્વોત્તમ પ્રતિનિધિ હતો તે વિષે તો હું આગળ કહી ગયો, પણ તે પોતે માત્ર કૃષ્ણના નામથી કે ભાગવતની પ્રેરણાથી પ્રેરાયો ન હતો. તેનું પ્રેરણાસ્થાન સંસ્કૃત સાહિત્ય હતું. તેનું લક્ષ ગુજરાતી સાહિત્યના વિકાસ પર હતું. તેણે ગુજરાતને વિશિષ્ટ

સાહિત્ય આપ્યું ને તે સાહિત્યદ્વારા તેની સંસ્કૃતિને સતેજ કરી. તેની જીભે સંસ્કૃત વાગીશ્વરીએ ગુજરાતી અવતાર લીધો.

અને ત્રીજી વ્યક્તિ તે સ્વામી સહજાનંદની. (વિ. સં. ૧૮૩૬–૧૮૮૬) વર્ણ ને ધર્મનો વિરોધ એણે અટકાવ્યો. અસમાનતા દૂર કરી, જ્ઞાન ને નીતિનો પ્રચાર કર્યો, અનાચાર ને દુઃખ અટક્યાં. એને પ્રતાપે ગૂજરાતમાં અધમવર્ગ નામનો જ રહ્યો. બ્રાહ્મણ, વિદ્વાન, અડગ વૈષ્ણવ ને આદર્શ સંન્યાસી આ સુધારકે પોતાનાં જીવન અને કારકિર્દીથી ગુજરાતી સંસ્કૃતિનાં આકર્ષક લક્ષણો સબલ કર્યાં. ગત યુગની ભવ્યતાનો પ્રતિનિધિ, એ નવા યુગના ઉમરા પર ઉભો રહ્યો.

—અને આ પ્રમાણે આ લગભગ ચારસો વર્ષનો યુગ પૂરો થયો.

## આંગ્લ સંસ્કૃતિનું આક્રમણ

નવો યુગ શરૂ થયો. પરદેશી સત્તા ને પરદેશી સંસ્કાર બન્નેનો સંચાર ફરીથી થયો. પ્લાસીનું યુદ્ધ થયું. પેશ્વાઇ સત્તા પડી, અને હિંદી સ્વાતંત્ર્ય માટે થયેલો છેલ્લો બળવો શમ્યો. અને પાશ્ચાત્ય સંસ્કૃતિ દાખલ કરવાનો પ્રયોગ શરુ થયો.

મુસલમાની સંસ્કૃતિ કાફર કહી જીવ લેતી; પાશ્ચાત્ય સંસ્કૃતિ દેવદૂત બની આત્મા હરતી. એકની સામે થવું સહેલ હતું; બીજાની સામે થવાનું અશકય થઇ પડયું.

આ પરસંસ્કારે આદરેલો કાર્યક્રમ આપણા જીવન, ધર્મ ને સંસ્કાર ત્રણેયના પાયા ઉખેડી નાખવાનો હતો. સંસ્કૃતિને તેના સ્થાન પરથી ઉઠાડી મૂકવી, સ્વભાષાને બને તો ઉચ્છેદી નાખવી, બ્રાહ્મણોની સત્તાને તોડી નાખવી, સામાજિક ભાવનાઓને વીસરાવી દેવી, ભૂતકાળનું જ્ઞાન અને તેને માટેનો ગર્વ–એ બન્નેને ભૂલાવી દેવાં; સાંસ્કારિક ને રાષ્ટ્રીય અસ્મિતા કદિ હતી નહિ, અને છે નહિ, એવો ચોક્કસ ખ્યાલ આપવો; અને સ્વતંત્રતા પોષવાને બહાને

સ્વચ્છંદ પ્રસારવો એ આ કાર્યક્રમનાં જાણ્યે અજાણ્યે સ્વીકારાએલાં અંગ હતાં.

તે ઉપરાંત બીજાં પણ કેટલાંક અંગ આવ્યાં. આપણો ખરો ઇતિહાસ પ્લાસીના યુદ્ધથી શરુ થયો; આપણી ભાવનાઓની શરૂઆત અંગ્રેજી સાહિત્યના અભ્યાસથી જ થઇ. અને આપણો ઉદ્ધાર વિદેશી સંસ્કારથી જ થશે એવી એવી અનેક માન્યતાઓ પેદા કરવા માટે મહેનત થઇ રહી.

વિ. સં. ૧૮૯૧માં સીરામપોરમાં પાદરીએ પહેલી શાળા ખોલી. વિ. સં. ૧૮૯૧માં મેકૉલેએ અંગ્રેજી કેળવણીને પ્રાધાન્ય આપ્યું. વિ. સં. ૧૯૧૩માં કલકત્તા, મદ્રાસ ને મુંબઈની શારદાપીઠો સ્થપાઇ.

આ કેળવણી પાછળ આપણે ગાંડા બની ગયા. આપણે જંગલી હતા, એટલે એ કેળવણીથી આપણને સુધરવાની જરૂર હતી. આપણે ત્યાં સ્વાતંત્ર્ય નહોતું એટલે એ કેળવણી આપણને સ્વતંત્ર બનાવવાની હતી. આપણે ત્યાં વિદ્યા નહોતી. એટલે એ કેળવણી આપણને જ્ઞાની કરવાની હતી. આ કેળવણીએ આપણને સુધાર્યા, આપણને માણસ બનાવ્યા, આપણને મોક્ષમાર્ગે ચઢાવ્યા. આપણે જંગલી હતા; આપણામાં જ્ઞાન નહોતું ને ચારિત્ર્ય નહોતું ને આપણામાં ભાવના નહોતી ને સ્વાતંત્ર્ય નહોતું : ને મેકૉલે જેવા જગદુદ્ધારકે આ કેળવણીનાં દ્વાર ખોલી સુવર્ણયુગ શરૂ કર્યો.

જે દેશે મુસલમાન સંસ્કૃતિના ત્રાસને તિરસ્કાર્યો તે આ જાદુમાં ફસાઇ ગયો. પૂર્વજોની કીર્તિ કલંકિત કરી, આત્મસંસ્કારને તિરસ્કારી આપણે પાશ્ચાત્ય સંસ્કૃતિના તેજમાં આંધળા બની ગયા.

અને તેણે સરવાળે શું કર્યું ? આવી માન્યતાએ આપણી પ્રજાનું શારીરિક બળ ખોવડાવ્યું. ભૂતકાલના ગૌરવ માટે આપણને

પ્રેમ હતો તે વિસરાવી પરસંસ્કારની ભીખ માગતા કર્યા. એણે જ્ઞાન ને શુદ્ધિ પર રચાયેલી વર્ણવ્યવસ્થા તોડી પૈસાદાર ને ગરીબના વર્ણો રચ્યા. એણે બ્રાહ્મણની વિડંબના કરાવી સાહેબપૂજા શીખવી. એણે મર્યાદાની ભાવના તોડી સ્વચ્છંદ શીખવ્યો. મિતાહારી જીવન ત્યજાવી ક્ષુદ્ર વાસનાઓ પાછળ ઘેલા કર્યા. એણે સંસ્કૃતને વિસરાવી અંગ્રેજીની ભક્તિ દાખલ કરી. આપણું સાહિત્ય છોડાવી પરસાહિત્યની ગુલામગીરી કરાવી, આપણો ઈતિહાસ ભૂલાવી પારકી મહત્તાના જાપ જપાવ્યા. આપણી રીતિ ને પહેરવેશ, આપણા આચાર ને વિચાર, આપણી ભાવના ને ગૌરવ બધાં કલંકરૂપ હોય એમ તેને ત્યાગતાં શીખવ્યું. ભૂતકાલ વિસરાવી એણે આપણું ભાવિ વેચાતું લઇ લીધું.

પર સંસ્કારનું વિષ આપણી રગોમાં પ્રસરવા માંડયું. ઘરો ભંગાયાં, કુટુંબો તૂટયાં, ન્યાતો તૂટી, ભાવનાની ભ્રષ્ટતા દાખલ થઇ, સંયમ ગયો ને ગૌરવ ગયું. આપણને ખાતરી થઇ કે આપણે નાલાયકમાં નાલાયક છીએ; ને આ પરસંસ્કારનાં ઝાંઝવાં જોઇ તરસ છીપાવવાની આશા રાખી, નિરાધારીમાં અને અધમતામાં, આપણે પરાશ્રયી ઉદ્ધારનાં નિર્જીવ સ્વપ્નાં જોઇ રહ્યા.

જ્યારે આખા દેશમાં આ પ્રમાણે પરસંસ્કાર વિજય કરી રહ્યો હતો ત્યારે પણ ગૂજરાતમાં એનું જોર ઝાઝું ચાલ્યું નહિ. અંગાર બુઝાયા નહિ. આપણે ત્યાં સંસ્કારી ભદ્રલોક ને અસંસ્કારી અધમ લોક વચ્ચે ફેર નહોતો. આપણે ત્યાં બ્રાહ્મણ વર્ગની સત્તા એવી ન હતી કે બ્રાહ્મણ ને બ્રાહ્મણેતર વર્ગ વચ્ચે તકરાર ઉભી થઇ શકે. મુસલમાન અને હિંદુઓ વચ્ચે એક સંસ્કારનું એવું બંધન હતું કે તે પણ તોડયું તૂટે એમ નહોતું. આપણા સમાજમાં કેટલેક અંશે સ્વતંત્રતા હતી; ધર્મધુરાની અસહિષ્ણુતા પણ કેટલેક અંશે સંસ્કૃતિમાં જ હતી. પરિણામે જ્યારે આખા દેશમાં પરસંસ્કારનો વિજય થયો ત્યારે અહીં આ સંસ્કારની ભઠ્ઠીના અંગાર પર માત્ર રાખ જ વળી. નવ–આર્યાવર્તમાં આંચ તો ધીકતી જ રહી.

આ અંગારમાંથી પહેલો તણખો ઉડયો મોરબીના બ્રાહ્મણ સ્વરૂપે. એ તણખો બીજે પ્રાંતે ગયો. શાસ્ત્રીય જ્ઞાનનો ભંડાર તેના હાથમાં હતો; વાચા તેની જીભે વસી હતી; વૈદિક ઋષિ સમો તેનો આત્મા પ્રબલ હતો; અને તેની નજર સંસ્કૃતિકારની હતી. આ નરવીર સનાતન નવ-આર્યાવર્તના આ યુગનો પહેલો પ્રતિનિધિ બન્યો.



મહર્ષિ દયાનંદ સરસ્વતી

તેણે ચારે તરફ પ્રસરી રહેલા ભયનું માપ કાઢયું. તેને ઐતિહાસિક સાતત્ય અને સાંસ્કારિક અસ્મિતા વિના સંસ્કૃતિ બચાવવી અશકય લાગી. તેના બ્રાહ્મણપૂર્વજોની સંસ્કાર-સંરક્ષક વૃત્તિઓ તેનામાં વ્યક્ત થઇ. તેણે સાંસ્કારિક અસ્મિતા ફરી પ્રગટાવી; એને પ્રતાપે યુગોનાં અંતર છતાં વેદનો ટંકાર ફરી સંભળાયો, ને પર સંસ્કારે પ્રસારેલી જાળને એણે પહેલી છેદી.

પણ દયાનંદનું (વિ. સં ૧૮૮૧-૧૯૩૯) કર્તવ્ય ક્ષેત્ર ગૂજરાતની બહાર હતું. હૈહયોના આ દેશમાં માત્ર ધર્મથીજ સંસ્કાર જળવાય એવું કૈં ન હતું. તાપીતટે એક સાહિત્યકરૂપે સ્વ-સંસ્કારનો આત્મા પ્રગટયો. નર્મદ વીર હતો, અને તે સમાજ સુધારવા મથ્યો. તે તત્ત્વદૃષ્ટા હતો, અને તેને સ્વસંસ્કારમાં રહેલું રહસ્ય

સમજાયું. એટલુંજ નહીં પણ પરસંસ્કારને વિસારી નાખી, સ્વસંસ્કારને પુનર્જીવન આપનાર મહાગુજરાતીઓની જે અનંતમાળા અનાદિકાલથી ચાલી આવે છે તેનો એ મણકો થઈ રહ્યો.

એને મેં હાલના સાહિત્ય મન્વંતરનો મનુ કહ્યો છે. જેમ ભાલણે ભગવતયુગના આરંભમાં સાહિત્ય ને સંસ્કારને સાચવવાનું ને વ્યક્ત કરવાનું સાધન બનાવ્યું હતું, તેમ નર્મદે (વિ. સં. ૧૯૮૯–૧૯૪૨) આ યુગમાં નવા પ્રકારના સાહિત્યને તેવા જ ઉપયોગમાં લીધું. તેણે ગૂજરાતને વિસરાયેલી અસ્મિતાની ફરી યાદ દીધી. તેણે સાહિત્યની સેવાને સંસ્કાર-સંરક્ષણમાં અગ્રસ્થાન આપ્યું.

પરસંસ્કાર ગાળી નાખી, સ્વસંસ્કારને સતેજ રાખવા બીજે ઠેકાણે એક જ્વાલા પેદા થઇ. તે જ્વાલાને નડિયાદ સંપ્રદાયના નામથી ઓળખી શકાય. ભૂતકાલમાં સંસ્કાર–સંરક્ષણમાં નાગરોએ મોટો ભાગ લીધો હતો તે આપણે જોયું. વલ્લભીના સમયથી તેઓ આર્ય સંસ્કૃતિઓના રક્ષકો હતા; મધ્યકાલમાં તેઓ પાશુપતમતના સ્તંભો હતા; અને મુસલમાન યુગમાં રાજ્યસત્તાના પરસંસ્કારનું વિષ નિર્બલ કરવામાં તેમણે ઘણી સેવા બજાવી હતી. તેમનામાં વિદ્વત્તા ને સંસ્કાર ચાલ્યાં આવતાં હતાં. પરસંસ્કાર જોડે તેમણે અસહકાર અસંસ્કારક રીતે કર્યો હતો. આ કારણથી તેમનામાં સાંસ્કારિક અસ્મિતાની જ્યોત બળતી હતી.

નડિયાદ પાટનગર નહોતું એટલે રાજકીય ખટપટે તેનું વાતાવરણ ક્ષુદ્ર કે સ્વાર્થી કર્યું નહોતું, અને ત્યાંના નાગરોએ સંસ્કૃતને તેના આદ્યસ્થાન પર સ્થાપવાને, ગૂજરાતીને સજીવ ભાષા તરીકે પોતાનો દાવો ચાલુ રાખવાને અને આ રીતે સ્વસંસ્કારનો વિજય સાધવાને ભગીરથ પ્રયત્ન કર્યો. મનસુખરામની અવગણના કરવી સહેલ છે, પણ મનસુખરામે (વિ. સં. ૧૮૯૬–૧૯૬૩) અંગ્રેજી યુગની શરૂઆતમાં, પરસંસ્કારની અસર ચારે તરફ ફરતી તે વખતે, સંસ્કૃતની

અડગ ભક્તિ કરી ને સ્વસંસ્કારમાં નિશ્ચલ શ્રદ્ધા રાખી તે તેમની મહત્તા દેખાડે છે. યુગોના યુગો થયાં જે સાંસ્કારિક શસ્ત્રે આપણને સજીવ રાખ્યા હતા અને આર્યસંસ્કૃતિને વિજયી કરી હતી તેની ખંડિત થતી ધારને ફરીથી તેણે પાણી પાયું. **ગોવર્ધનરામ** [વિ. સં. ૧૯૧૧–૧૯૬૩] પણ આ જ સંપ્રદાયના; અને તેના સારામાં સારા અંશો 'સરસ્વતીચંદ્ર'માં વ્યક્ત થયા દેખાય છે. એ પુસ્તકે એક દસકા સુધી તો સાંસ્કારિક બલનું સ્વરૂપ લીધું હતું. **મણિલાલ નભુભાઈએ** [વિ. સં. ૧૯૧૪–૧૯૫૪] પોતે એ સંપ્રદાયના છતાં તેના આદર્શોથી ભિન્નતા દાખવી; પણ પ્રાચીન ગૌરવ ને જ્ઞાનનું ગુજરાતને ભાન કરાવનાર તરીકે એ સંપ્રદાયમાં એમનું સ્થાન ઘણું મોટું છે. સાહિત્ય પરિષદની સંસ્થા આ સંપ્રદાયે પ્રગટાવેલી શકિતનું મોટામાં મોટું પ્રદર્શન હતું; અને 'ગુર્જર સભા'ની સદ્દગત સંસ્થા તે આ શકિતનું છેલ્લું પ્રદર્શન હતું. આ ઉચ્ચાશયી સંપ્રદાય સાંસ્કારિક બલ તરીકે હવે રહ્યો નથી; પણ એની ભાવનાનો વારસો ચારે તરફ વહેંચાયો છે, ને એક બલમાંથી અનેક બલો પ્રગટયાં છે.

ગુજરાતી સંસ્કૃતિનું એક સુંદર લક્ષણ લોકનું સ્વમાન હતું. આ લક્ષણને લીધે પ્રતાપી ગુજરાતમાં વર્ગશાસન કે આપખુદ સત્તા ટકી શકતી નહિ. કયાં તો એ વારસો હૈહયોનો હોય, યાદવોનો હોય કે યૌધેયોનો હોય; પણ મંડલેશ્વરો, બ્રાહ્મણો કે જૈનો પોતાના વર્ગની સત્તા વધુ વખત બેસાડી શકયા નહિ. આ જ કારણને લીધે કોઈ વર્ગ જ્ઞાન કે સંસ્કારનો ઈજારો રાખી શકતો નથી, અને સમસંસ્કારિતા બધા વર્ણમાં દેખાય છે. અને આ જ લક્ષણને લીધે અંગ્રેજી રાજ્યસત્તાએ રચેલું અંતર ગુજરાતી પ્રજા સમજી શકી નહિ, અને બેસાડવા માંગેલી ધાક બેસાડી શકી નહિ.

પ્રથમ **દાદાભાઈ નવરોજી** અને **નવરોજી ફરદુનજીએ** આ લક્ષણ જાળવી રાખ્યું; અને (વિ. સં. ૧૯૨૬) ઈ. સ. ૧૮૬૦થી એ



દાદાભાઈ નવરોજી

લક્ષણના પ્રતિનિધિ **ફીરોજશાહ મહેતા** થવા લાગ્યા. એ જીવ્યા ત્યાં સુધી સાંસ્કારિક બલની મૂર્તિ રહ્યા.

ફીરોજશાહ ગુજરી ગયા અને પ્રેસિડેન્સી એસોસિએશનનું પ્રતિનિધિત્વ હોમરૂલ લીગની મુંબઇની શાખાના હાથમાં ગયું. એ ગૂજરાતી સંસ્થાએ સંસ્કાર ખિલવવામાં મોટો ફાળો આપ્યો અને રાજકીય ઉત્સાહની પાછળ રાષ્ટ્રિય ને સાંસ્કારિક અસ્મિતા પ્રગટી.

આખા હિંદની માફક ગૂજરાતે સ્વસંસ્કાર બચાવવા માટે મુસલમાની યુગમાં સ્ત્રીઓ પર અંકુશ મૂકયો હતો અને છતાં બીજા પ્રાંતોમાં પ્રચલિત પડદાનો રિવાજ તેણે સ્વીકાર્યો નહોતો. આ યુગમાં સંસ્કાર ખીલવવા ગૂજરાતે સ્ત્રીઓને જીવનમાં સમાન ને સ્વતંત્ર સ્થાન આપવાની શરૂઆત કરી; અને જે સંસારસુધારો કંઇક અંશે આણવા માટે બીજા પ્રાંતોમાં ધાર્મિક સંપ્રદાયની જરૂર પડી તે અહીંઆં સ્ત્રીઓને મળેલા ઊંચા સ્થાનથી એની મેળે થયો. અને ગૂજરાતમાં સામાજિક પ્રગતિ ઝપાટાબંધ સધાતી જાય છે તેનું મુખ્ય કારણ આ જ છે.

આ પ્રમાણે નવ–આર્યાવર્તનો લોકસંગ્રહ પ્રગતિમાન જીવન માટે, સ્વસંસ્કારના વિજયપ્રયાણ માટે તૈયારી કરી રહ્યો.

## ગાંધીજીનું ગૂજરાત

અને વિ. સં. ૧૯૭૦માં એક ચિરસ્મરણીય બનાવ બન્યો. દક્ષિણ આફ્રીકાથી ઉઘાડે પગે, દેશી ઢબનાં લૂગડાં પહેરી એક મુસાફર મુંબઇ

બંદરે ઊતર્યો. નવ આર્યાવર્તે પરસંસ્કારની રાખ ખંખેરી નાખી હતી. ભટ્ઠીમાં અગ્નિ તપતો હતો. બધાં સાંસ્કારિક બલોની આંચ ધગતી હતી. એ આંચ ભેગી થઇ ગઇ–જ્વાલા થઇ. આ નવો ઉતારુ તે જ્વાલાની મૂર્તિ બની રહ્યો. ગૂજરાત **ગાંધીજીનું** થયું.

ગાંધીજી એક માણસ નથી; પણ અનેક સંસ્થાઓનો સમૂહ છે. ભાવનાઓના સમુચ્ચય છે; સાંસ્કારિક બલનું કેન્દ્રસ્થાન છે. સંસ્કૃતિકાર છે. એ વર્તમાનકાલના નથી; એમનામાં ભૂતકાલની મહત્તા ને ભાવિની ભવ્યતા છે. એમને પગલે નવ–આર્યાવર્તે સંસ્કારનું સંરક્ષવું છોડી દીધું, પણ સંસ્કારના પાઠ સૃષ્ટિને પઢાવવા માંડયા.

એમણે સાહિત્યની બધી પ્રવૃત્તિ હાથમાં લીધી. સાહિત્ય પરિષદે પ્રેરણા ઝીલવામાં શુદ્ધ સાહિત્યની ભક્તિ વિસારે મૂકી. 'ગૂજરાતી' ને 'સરસ્વતીચંન્દ્ર', ભાગવત ને પ્રેમાનંદ, કથા ને કીર્તન એ બધાંનું સ્થાન **'નવજીવને'** લીધું. અને એમની પ્રેરણાના બલથી અનેક નાનાં મોટાંએ 'યુગધર્મ'ને સમૃદ્ધ કર્યું છે.

એમણે રાજકીય પ્રવૃત્તિ હાથમાં લીધી, અને માત્ર ગૂજરાતમાં જ નહિ, પણ આખા હિંદમાં એમની પ્રેરણા અને એમના શાસનથી સ્વાતંત્ર્યપ્રેમ, રાષ્ટ્રીય અસ્મિતા, ને વીરતા પ્રસર્યાં. આ રાજકીય ચળવળે લોકોનું દૃષ્ટિબિંદુ ફેરવી નાખ્યું. પરસત્તાએ પોતાની મહત્તાની માન્યતા જે ચારે તરફ પ્રસારી હતી તે નષ્ટ થઇ.

એમણે સંસ્કૃતિનો, પોતાનો જીવનમંત્ર ઉચ્ચારવાનો, પોતાનો વિકાસક્રમ નક્કી કરવાનો, અને ચારે તરફ પોતાનો વિજયધ્વજ ફરકાવવાનો હક્ક સિદ્ધ કર્યો. માતૃભાષામાં બોલવામાં જ મહત્તા છે, હાથે વણેલાં લૂગડાંમાં જ શોભા છે, પોતાપણું રાખી રહેવામાં જ ગૌરવ છે અને પોતાની સંસ્થાઓ પોતાના સંસ્કારની મદદથી જ સુધરી શકે છે એ વિસરાએલા સિદ્ધાંતોને એમણે જીવનમાં સ્થાન આપ્યું.

એમણે ગુજરાતી સંસ્કૃતિનાં લક્ષણો આખા હિંદમાં ફેલાવ્યાં. અંગ્રેજો આવ્યા પછી મુસલમાન ને હિંદુ વચ્ચે આખા હિંદમાં પહેલી વખત એકતાનતા એમણે પ્રગટાવી. હીરવિજયસૂરિએ જે અસર એક વ્યક્તિ પર કરી હતી, તે તેની સંસ્કૃતિના પ્રતિનિધિએ સમગ્ર મુસલમાનો પર કરી.

એણે બ્રાહ્મણોને—જન્મે નહિ, પણ સેવા ને ત્યાગ સિદ્ધ કરી રહેલા સંસ્કારસેવી અર્વાચીન બ્રાહ્મણોને—કેળવણીનો ઇજારો પાછો આપ્યો. પરસંસ્કારનું મહાપ્રબલ શસ્ત્ર અંગ્રેજી કેળવણીનો પાદરીશાઇ આત્મા જે નિર્બલ થઇ રહ્યો હતો, તેણે દેહ છોડયો.

એમનામાં સહજાનંદનો અધર્મ ને અજ્ઞાનને ઉદ્ધારવાનો અને સમસંસ્કારિતા પ્રસારવાનો ઉત્સાહ હતો, અને તેમની પ્રેરણાથી ગૂજરાતમાં અંત્યજોને ઉદ્ધારવાને માટે પગલાં લેવાઇ રહ્યાં છે.

એ ઉપરાંત પરસંસ્કારને ગાળવા માટે જે સાંસ્કારિક અસહકારના સબળ શસ્ત્રનો બ્રાહ્મણોએ ગત યુગોમાં ઉપયોગ કર્યો હતો, તેનો નવે સ્વરૂપે ને નવી ધારથી એમણે ઉપયોગ કરવા માંડયો, અને એનો એમણે એવો સચોટ ઉપયોગ કર્યો કે ફરીથી પરસંસ્કારનો સંચાર થવો સંભવિત નથી.

પણ આ ઉપરાંત આર્યસંસ્કૃતિનાં કેટલાંક પરમ લક્ષણો એમણે મૂર્તિમાન કર્યાં. જે સંસ્કારો નિર્બળ ગણાતા હતા, તેમનું અત્યંત પ્રબલ દર્શન એમણે કરાવ્યું. તપ ને અહિંસા, સત્ય, સંયમ ને સ્વાસ્થ્ય માત્ર ભાવનાઓ થઇ રહ્યાં હતાં તે જીવનમાં ઉતર્યાં. માત્ર ગૂજરાતી સંસ્કૃતિ નહીં–પણ મૌલિક આર્યસંસ્કૃતિ 'સાબરમતીના સાધુ' ને રૂપે, વિજયી થઇ આખા દેશમાં વિચરી રહી; અને તેના પડઘા હિંદીના હૃદયે હૃદયમાં પડયા–ને વસ્યા; અને નવ–આર્યાવર્તના વહ્નિ જે જ્વલંત થઈ રહ્યા હતા તેની ધગશ ચારે દિશામાં પ્રસરી. નવ–આર્યાવર્ત હવે સ્વસંસ્કાર શુદ્ધ રાખવાની ભઠ્ઠી નહોતું, પણ અપૂર્વ સંસ્કારો પ્રસારવાનો યજ્ઞકુંડ બની રહ્યું.

## સંસ્કારનો નવીન યુગ :

ગાંધીજી જેલમાં ગયા; અને એક હાથે કરેલાં સંસ્કારનાં બીજો ફૂલી ફાલી ચારે તરફ વેરાયાં. તે નવે સ્વરૂપે નવી મોહકતા સાથે આજે ગૂજરાતને શોભાવી રહ્યાં છે.

આર્યત્વનું અમોલું અંગ કાવ્યમયતા, રસિકતા ને પ્રેમપૂજા, એ યાદવકાલથી ગૂજરાતી સંસ્કારનું અગત્યનું અંગ હતું. મીરાંએ ને નરસિંહે તેને પોષ્યું હતું અને જીવનમાં તેનું સ્થાન સાચવ્યું હતું પણ મીરાંનો નિર્મલ આદર્શ પાછળથી આવેલા વૈષ્ણવ સંપ્રદાયે જરા બગાડયો હતો; રસાત્મક ગૂજરાતી જીવનમાં ક્ષુદ્રતાનો કંઇક સંચાર કર્યો હતો, અશુદ્ધરુપે દયારામ ને નર્મદે તેને ગાયો હતો.

આ અગત્યનું સાંસ્કારિક બલ શુદ્ધ કરવાનો પ્રથમ પ્રયાસ **નરસિંહરાવે** (વિ. સં. ૧૯૪૨માં) 'કુસુમમાળા'માં કર્યો; **કાન્તે** 'ચક્રવાક મિથુન'માં તે પ્રયાસ ઝીલ્યો; **કલાપીએ** તેને જીવનમંત્ર કર્યો ને 'કેકારવ' દ્વારા કરાયો; **ન્હાનાલાલે** 'વસંતોત્સવ'માં એ બલને જરા ધાર ચઢાવી. પણ જૈન સાધુની અસર ગાંધીજી પર કૈંક હતી. તેમના સૃષ્ટિક્રમમાં આ બલને માટે ઝાઝું સ્થાન નહોતું અને તેથી આ સાંસ્કારિક બલને ધાર જોઇએ તેવી ચઢી નહીં. એ અને બીજાં સાંસ્કારિક બલ જે ગાંધીજી હાથમાં ન લઈ શકયા, અથવા જે તેમની છાયામાં વિકસી શકયાં નહીં તે પણ હવે પોતાનું કામ કરી રહ્યાં છે.

ગૂજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઇ છે, તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે. ઊંડી વ્યાવહારિક્તા ને ઊંચી અભિલાષા છે. તેમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે, મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે, ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફૂલની સુકુમારતા છે. ને છતાં સતીની અડગતા છે. તેમાં રસિકતા છે ને છતાં સંરક્ષકવૃત્તિ છે. કાવ્યમયતા છે ને

છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે. ધર્માંધતા નથી છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે. તેમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખે જ ઉભા રહેવાનું ડહાપણ છે. નવા નવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હિંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

એના કૌટુમ્બિક જીવનમાં સ્વચ્છંદ નથી અને સંકોચ પણ જતો રહેવા માંડ્યો છે. એની ન્યાતોનાં બંધનો એવાં ઢીલાં નથી કે ભૂતકાલનું ભાન કે સામાજિક વ્યવસ્થા તૂટે, અને એવાં સખત નથી કે વ્યક્તિસ્વાતંત્ર્યનો વિનાશ કરે. એના ધર્મસંપ્રદાયો એવા જડ નથી કે માનસિક વાતાવરણ રોગિષ્ટ કરે ને એવા રાજસી નથી કે વ્યવહારૂ જીવનની આડે આવે.

એનું સાહસ એવું અવિચારી નથી કે નિર્બલતા નિમંત્રે અને એવું પરાશ્રયી નથી કે પરદેશી સત્તા કે રસાકસી એને ડારી શકે. ગામેગામમમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે. ઘેર ઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

અને ગૂજરાતની સાંસ્કારિક અસ્મિતા આ બધી પ્રવૃત્તિને સમગ્ર જીવન પર અધિષ્ઠાત્રીરૂપે બિરાજે છે. જાણ્યેઅજાણ્યે બધા એક ને અવિભક્ત ગૂજરાતના અંગ બને છેઃ અને જેમ અંગેઅંગની એકતાનતા પરથી જ આત્મા પરખાય છે તેમ ગૂજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. **કાર્તવીર્ય** ને **પરશુરામની** આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઊભી છે. અને આર્યત્વનાં સનાતન તત્ત્વોઃ મહત્ત્વાકાંક્ષા ને વીરતા, સ્વમાન ને સ્વાશ્રય, શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા, શબ્દબ્રહ્મની સર્વાંગસેવા અને પ્રેમ–નિર્મલ ને નિરંકુશ; આ પુરાણા નવ–આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે.

# સંસ્કૃતિનો વિસ્તાર

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

વૃક્ષો પોતપોતાની જગ્યાએ જ રહે છે, પણ વાયુ વૃક્ષોનાં બીજને એક જગ્યાએથી બીજી જગ્યાએ ઉડાડી જાય છે. ફૂલ પોતાની જગ્યાએ જ રહે છે, પણ પતંગિયાંના પગને ફૂલના જે પરાગ ચોંટી રહે છે તે વડે દૂર દૂરનાં ફૂલોમાં રહેલાં પુંકેસર અને સ્ત્રીકેસરનો સંયોગ થાય છે અને એવી રીતે પુષ્પસૃષ્ટિનો વિસ્તાર થાય છે. માનવી સંસ્કૃતિનું પણ એમ જ છે. મનુષ્યની અંદર બન્ને વૃત્તિ જોવામાં આવે છે –સ્થાવર અને જંગમ. સ્થાવર માણસો હોય છે તેઓ એક જ જગ્યાએ રહે છે. તેમની અંદર સંરક્ષક વૃત્તિ વિશેષ હોય છે. સ્થાવર લોકો પુરાણપ્રિય હોય છે, શાન્તિના ઉપાસક હોય છે. જંગમ લોકો એમનાથી તદ્દન ઉલટા; એમનામાં સ્થિરતા નથી હોતી. ગમે તેટલો લાભ થતો હોય તો પણ જંગમ માણસ એક સ્થાનને પકડીને બેસવાનો નહિ. સ્થાવર મનુષ્યનો ધંધો ખેતી છે, જંગમ મનુષ્યનો ધંધો શિકાર અથવા પશુપાલન છે. શિકાર એ જંગલી સ્થિતિ છે, પશુપાલન એ તેનાથી સુધરેલી સ્થિતિ છે. સ્થાવર તેમ જ જંગમ બન્ને વૃત્તિઓ ઈશ્વરનિર્મિત છે. ઉભયની મારફત ઈશ્વરનો હેતુ જ ફળીભૂત થતો હોય છે. આ તત્ત્વને ધ્યાનમાં રાખીને આપણે ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનું અધ્યયન કરીશું.

જગતમાં મુખ્ય ત્રણ સંસ્કૃતિઓ જોવામાં આવે છે: મુસલમાની, ખ્રિસ્તી તથા હિંદુ. આ સંસ્કૃતિઓને જો કે અમે અહીં તે તે ધર્મનાં જ નામ આપ્યાં છે, છતાં ધર્મ અને સંસ્કૃતિ એ બે એક જ વસ્તુ છે

એમ નથી. આટલું લક્ષમાં રાખીશું તો અહીં રજૂ કરેલા વિચારોમાં ગોટાળો નહિ જણાય.

મુસલમાની સંસ્કૃતિ આરબ લોકોના તંબૂઓમાં નિર્માણ થઇ અને ઘોડાની પીઠ પર તેનો વિસ્તાર થયો. જ્યાં જ્યાં ઘોડો પહોંચી શકયો ત્યાં ત્યાં મુસલમાની સંસ્કૃતિ ગઇ. પ્રત્યેક જન્મ જેમ બે વ્યક્તિઓના સંયોગ વડે થાય છે તેમ સંસ્કૃતિનું પણ છે. મુસલમાની ધર્મના અરબી વીર્યનો ઇરાની સંસ્કૃતિની સાથે સંયોગ થયો અને ઇસ્લામી સંસ્કૃતિ નિર્માણ થઈ.

હવે ખ્રિસ્તી સંસ્કૃતિ જોઇએ. ખ્રિસ્તી સંસ્કૃતિનો જન્મ ભૂમધ્ય સમુદ્રના કિનારા પર થયો છે અને એનો પ્રસાર સમુદ્રના દેહ ઉપર ફરનારી નૌકાઓ મારફત થયો છે. ખ્રિસ્તી ધર્મના તત્ત્વને ગ્રીક સંસ્કૃતિનું પોષણ મળ્યું અને આગળ જતાં રોમન સંસ્કૃતિના અખાડામાં શીખીને એ તૈયાર થયો. ખ્રિસ્તી સંસ્કૃતિની ઉપર માતા-પિતાના કરતાં ગુરુના શિક્ષણનું પરિણામ અધિક થયેલું દેખાય છે. જ્યાં જ્યાં નૌકાની ગતિ છે ત્યાં ત્યાં આ સંસ્કૃતિનો વિસ્તાર થયેલો છે.

ત્રીજી સંસ્કૃતિ હિંદુઓની. મુસલમાની સંસ્કૃતિનું ચિત્ર તંબૂની પાસે ઘોડો બાંધીને બતાવી શકાય, ખ્રિસ્તી સંસ્કૃતિનું ચિત્ર સમુદ્રમાં મોજાંની ઉપર ડોલતી નૌકાથી વ્યક્ત કરી શકાય, ત્યારે હિંદુ સંસ્કૃતિનું ચિત્ર વટવૃક્ષની નીચે એકાદ ઝૂંપડીની નજીક ગાય બાંધીને દર્શાવી શકાય. આર્યધર્મનો દ્રાવિડી ઇત્યાદિ સંસ્કૃતિની જોડે વિવાહ થયો તેમાંથી હિંદુ સંસ્કૃતિ નિર્માણ થઇ છે.

ખ્રિસ્તી સંસ્કૃતિનો પ્રસાર કરવા સારુ હોડી છે, મુસલમાની સંસ્કૃતિનો પ્રસાર કરવા સારુ ઘોડો છે; હિંદુ સંસ્કૃતિનો પ્રસાર કરનારું કોણ છે? જંગલો સાફ કરીને ખેતી અને શહેરો સ્થાપન કરનારા આર્યોએ હિંદુ સંસ્કૃતિનો થોડો ઘણો વિસ્તાર કર્યો ખરો, પણ હિંદુ સંસ્કૃતિનો વિસ્તાર કરનારો ખરો પ્રસારક તો ઝૂંપડીની ઉપર ઉગેલી

તુંબડીનુંજ ભિક્ષાપાત્ર બનાવી શરીર ઉપર ઓઢેલાં વસ્ત્રોને લાલ માટીમાં રંગીને 'न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्व मानशुः' કહી ધર્મ અને અમૃતત્વનો પ્યાલો સંસારને પાવા ચાલી નીકળનારો સર્વસંગપરિત્યાગી પરિવ્રાજક છે. આ માર્ગના આદ્યપરિવ્રાજકે તો ઉત્તર હિંદુસ્તાનમાંજ વિહાર કર્યો, પણ એના શિષ્યો 'अक्रोधेन जिने क्रोधम्' બોલતા આખા યુરેશિયાને વ્યાપી વળ્યા.

વિવિધતા એ સૃષ્ટિનો મૂલમંત્ર છે. એકજ સંસ્કૃતિનો પ્રસાર આખા જગતમાં થાય એવી ઇતિહાસ-વિધાતાની ઇચ્છા નથી. વિવિધતાને વિષે એકતાને પ્રસ્થાપિત કરવી એમાં જ પ્રભુનો આનંદ રહેલો છે.

જેને એકાંગી સાક્ષાત્કાર થયો છે, તેને આ તત્ત્વ સમજાતું નથી, અને એટલા માટે જ પોતાના જ તત્ત્વનું સાર્વભૌમત્વ પ્રસ્થાપિત કરવા માટે એ બહાર પડે છે. આ પ્રચારક વળી હંમેશાં નિઃસ્વાર્થીજ હોય છે એવું પણ નથી.

નૂતન તત્વપ્રાપ્તિનો પુત્રોત્સવ સમાન આનંદ પેટમાં સમાવી ન શકાયો ત્યારે મુસલમાની ધર્મ સારી આલમમાં ફેલાવવાને ઇસ્લામી ધર્મવીર આગળ આવ્યા. આસપાસની જંગલી જાતિઓને મુસલમાની ધર્મની ઉચ્ચતા સહેજમાં ગમી ગઇ અને તેઓ તેમાં ભળી ગયા. બીજી તરફથી મુસલમાનોએ ઇરાની સંસ્કૃતિનો સ્વીકાર કર્યો. પણ મુસલમાની ધર્મને આલમગીર, (સાર્વભૌમ) બનાવવો હોય તો હિંદુ અને ખ્રિસ્તી એ પૂર્વ અને પશ્ચિમના છેડા સાચવીને રહેલી બે સંસ્કૃતિઓ ઉપર પણ જય મેળવવો જ જોઇએ. ભોગજોગે હિંદુસ્તાન અને યુરોપ બન્ને ઠેકાણે આ જ અરસામાં સંઘશક્તિ નાશ પામી ચૂકી હતી. યુરોપમાં નાનાં નાનાં રાષ્ટ્રો એકબીજાની જોડે લઢી મરતાં હતાં અને હિંદુસ્તાનમાં અનેક જાતિઓ અનેક રાજા રજવાડાંઓ 'હું મોટો કે તું મોટો' કહીને માંહોમાંહે કલહ મચાવી રહ્યાં હતાં. સ્વાભાવિક રીતેજ સાહસિક મુસલમાનોને કુરાન, તલવાર અને

વ્યાપારનો પ્રસાર કરવો સહેલો થઈ પડયો. મુસલમાનોએ સ્પેનના અંતરમાં અલ્હમ્બ્રા (લાલમહાલ) ચણ્યો અને આગ્રામાં તાજમહાલ. તાજમહાલ ભલે ગમે તેવો સુંદર રહ્યો, તો પણ છેવટે તો એ એક કબર જ. મુમતાજ બેગમને જ નહિ, પણ સાથે મુસલમાની સંસ્કૃતિના વિસ્તારને પણ એના ગર્ભમાં દફનાવવામાં આવ્યો.

યુરોપમાં તો ખ્રિસ્તી ધર્મનો પ્રસાર ખૂબ જ થયો હતો, પણ ખ્રિસ્તી ધર્મનું નમ્ર નીતિશાસ્ત્ર યુરોપિયન લોકોને કદાપિ ગળે ઉતર્યું ન હતું. એક ગાલ પર તમાચો પડે કે બીજો ગાલ ધરવાની તૈયારી યુરોપમાં કોઇ કાળે ન હતી. તેવી સ્થિતિમાં મુસલમાની તલવારનો મારો શરૂ થતાંજ યુરોપમાં રહેલી ક્ષાત્રવૃત્તિ જોરમાં આવી અને શાર્લમાન રાજાના વખતથી માંડીને મુસલમાની સત્તાને ધકેલી ધકેલીને યુરોપની બહાર હાંકી મેલવાનો પ્રયત્ન આજની ઘડી સુધી ચાલુ રહ્યો છે. હવે તો મુસલમાની સંસ્કૃતિને યુરોપની બહાર હાંકી મેલીને જ યુરોપિયન રાષ્ટ્રો સંતોષ માની નિરાંતે બેસશે એવો તાલ દેખાતો નથી. આફ્રિકા ખંડમાં ખ્રિસ્તી અને મુસલમાન એ બન્ને ધર્મો પોતપોતાનો વિસ્તાર કરવા મથી રહ્યા છે. તેમાં ખ્રિસ્તી ધર્મના કરતાં મુસલમાન ધર્મને અધિક સફળતા મળે છે એથી ખ્રિસ્તી લોકોને બહુ દુઃખ થાય છે. ઘણાંખરાં મુસલમાન રાષ્ટ્રોને તો યુરોપની પ્રજાઓ આજ વ્યાપી વળી છે, આને પરિણામે કોઈને કોઈ કાળે મુસલમાની રાષ્ટ્રો ફરીથી સજીવન થઇને ખ્રિસ્તી રાષ્ટ્રોની ઉપર હલ્લો કર્યા વિના રહેવાનાં નથી. આઘાત-પ્રત્યાઘાતના નિર્દય નિયમના સકંજામાં પકડાયેલી આ બે સંસ્કૃતિઓ ક્યાં સુધી આમ લડતી જ રહેશે એ કહી શકાય એમ નથી. ઉત્સાહના પ્રથમ જોશમાં આખા જગતને જીતવા નીકળી પડેલી મુસલમાની સંસ્કૃતિને યુરોપમાં જેમ શેહ મળી અને તેનો ગર્વજ્વર ઉતર્યો તે જ પ્રમાણે હિંદુસ્તાનમાં મુસલમાની સત્તાને શીખ અને મરાઠા તરફથી જબરો વિરોધ થયો અને અહીં પણ મુસલમાની સંસ્કૃતિનું અભિમાન હરાયું.

'તમારા ધર્મ તે તમે પાળો, અમારો ધર્મ અમે પાળીશું.' એ હિંદુ ધર્મમાં રહેલું સ્વધર્મરહસ્ય મુસલમાનોને સમજાયું લાગે છે. કુરાનમાં પણ એક એવું વચન છે કે 'તમને તમારો ધર્મ અને અમને અમારો ધર્મ'' ચુસ્ત મુસલમાનો આનો શો અર્થ કરે છે તે જાણી લેવું જોઇએ.

ખ્રિસ્તી ધર્મમાં, ખરૂં જોતાં, તો લડાઇને સ્થાન જ નથી. મુસલમાની ધર્મમાં ધર્મપ્રસારને અર્થે લડવું એ પુણ્યપ્રદ માન્યું છે, એટલું જ નહીં પણ એને કર્તવ્ય માન્યું છે. હિંદુ ધર્મ વચલો માર્ગ સ્વીકારે છે. હિંદુ ધર્મમાં ધર્માનુકૂલ રક્ષણ કરવા સારુ યુદ્ધને વિહિત માન્યું છે. આત્મરક્ષણ સારુ કે ધર્મરક્ષણ સારુ કરવાના યુદ્ધને હિંદુ ધર્મ **यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम्** માને છે.

That thou mayest injure none, dove-like be,
And serpent-like that none may injure thee."

આ બાઇબલના વચનમાં હિંદુતત્ત્વ યથાસ્થિત વર્ણવાયું છે. હિંદુ લોકોએ પોતાના બચાવનો પ્રયત્ન કર્યો છે, પણ વેર વાળવાની બુદ્ધિ એમને કદાપિ સૂઝીનથી; અને તેથી જ આજ હિંદુ-મુસલમાન એકત્ર રહેવાની શકયતા કલ્પવામાં આવી શકે છે.

પાશ્ચાત્ય સંસ્કૃતિ અર્થપ્રધાન છે, હિંદુ-મુસલમાન સંસ્કૃતિઓએ જીવનની આર્થિક બાજુ તરફ લક્ષ જ ન આપ્યું. તેના પ્રાયશ્ચિત તરીકે બેઉને આજ પાશ્ચાત્ય સત્તાના પાશમાં સપડાવું પડયું છે. જીવનને પરિપૂર્ણ કરવું હોય, પારમાર્થિક સાથે ઐહિક કલ્યાણ સાધવું હોય, તો શ્રી વેદવ્યાસ કહી ગયા છે તેમ,

**धर्मार्थकामाः सममेव सेव्याः ।**

આપણે તેમાંના એક અંગ પ્રત્યે દુર્લક્ષ કર્યું. આપખુશીથી જે અંગનું આપણે અનુશીલન કર્યું નહિ તેનું અનુશીલન પરાભવ અને પારતંત્ર્યની કઠોર શાળામાં ઇશ્વરે આપણી પાસે કરાવ્યું. પૅન-

ઈસ્લામિકો ભલે ગમે તે કહે, પણ મુસલમાન સંસ્કૃતિમાં જહાંગીર બનવાનો મોહ હવે રહ્યો નથી. હિંદુઓએ જેમ વેરની બુદ્ધિ ન રાખતાં પોતાના બચાવ પૂરતોજ વિરોધ કર્યો તે પ્રમાણે આજે હિંદુ–મુસલમાને એક થઇને સાત્ત્વિક વૃત્તિ વડે અને આત્મિક બળ વાપરીને આ અર્થપરાયણ પાશ્ચાત્ય સંસ્કૃતિનો વિરોધ કરવો જોઇએ.

આ જંગમ સંસ્કૃતિનો ત્રીજો નમૂનો હિંદુ ધર્મમાંથી જ નીકળેલા બૌદ્ધ ધર્મનો છે. આ ધર્મને પણ સાર્વભૌમ થવાની પ્રથમથી લાલસા હતી, પણ એનાં સાધનો સૌમ્ય અને સાત્ત્વિક હતાં. એથી તેના વિસ્તાર કિંવા સંકોચની અંદર રક્તપાતની આવશ્યકતા ન દેખાઇ. આ ધર્મમાં સત્યનો જેટલો અંશ છે તેનો આપોઆપ પ્રસાર થાય છે અને ભ્રામક કલ્પનાઓ કે અહંકાર તળિયે ઠરી રહે છે. જેમ સમુદ્રમાંના શુદ્ધ પાણીની વરાળ બનીને આકાશમાં ઊડી જાય છે અને ખારું મીઠું નીચે પડયું રહે છે તે પ્રમાણે બૌદ્ધ ધર્મનું આજ સુધી થતું આવેલું છે.

હિંદુસ્તાન જ સર્વ ધર્મનું મોસાળ છે. ધર્મોની વ્યવસ્થા કરવાની શકિત હિંદુસ્તાનમાં રહેલી છે. હિંદુ સંસ્કૃતિમાં જંગમ કરતાં સ્થાવર તત્ત્વ વિશેષ છે અને મુખ્ય વાત તો એ છે કે હિંદુ સંસ્કૃતિમાં અહંકાર નથી. સર્વ સંસ્કૃતિઓના સમન્વયનો પ્રથમ પ્રયોગ પરમેશ્વર હિંદુસ્તાનમાં નહિ કરે તો બીજે કયાં જઇને કરશે. ?*

---

* આ લેખને માટે શ્રી. કાકાસાહેબના અમે ઋણી છીએ.

અતિ શ્રદ્ધા એ એક પ્રકારનું ગાંડપણ હશે; પણ અતિ તર્ક એ બીજા પ્રકારનું ગાંડપણ છે. દુનિયામાં બેવકૂફી બે પ્રકારની છેઃ અતિશ્રદ્ધાની અને અતિ તર્કની. દુનિયામાં મૂર્ખ પણ બે પ્રકારના છેઃ બધું જ અગમ્ય છે એમ સમજનારા, ને બધું જ ગમ્ય છે એમ માનનારા.

—ધૂમકેતુ

# સંસ્કૃતિના સર્જકોને

શ્રી. જયેષ્ઠારામ મણિશંકર ઉપાધ્યાય

કેટલાક શબ્દો સમજવા બહુ સહેલા પણ સમજાવવા એટલા જ કઠણ. એવો એક શબ્દ તે સંસ્કૃતિ. એનો પ્રચાર ખૂબ પણ એની સર્વમાન્ય વ્યાપ્તિ બાંધવી મુશ્કેલ. એટલે સામાન્ય વ્યાખ્યા આપવાનો પ્રયાસ નકામો. માત્ર એથી શું અભિપ્રેત છે એટલું જ જણાવવું હોય તો સંસ્કાર અથવા સંસ્કરણ અને તેનો સંચય એટલે સંસ્કૃતિ એમ કહેવાય. એમાં શાસ્ત્ર અને સાહિત્ય, પરંપરા અને ઇતિહાસ એવી અસંખ્ય બાબતોનો સમાવેશ થાય છે; અને તે બધાને પરિણામે વ્યક્તિના આચાર અને વિચાર, તેનાં વાણી અને વર્તન, તથા તેનાં જીવન અને વ્યવહાર જે રીતે ઘડાય છે એ ઘટક તત્ત્વ સંસ્કૃતિને નામે ઓળખાય છે. આ દૃષ્ટિયે સંસ્કૃતિ બહુજ વ્યાપક અને સૂક્ષ્મ ભાવના છે, અને જીવનમાત્રના પ્રદેશ પર તે ફરી વળે છે.

સંસ્કાર વ્યક્તિની દૈનિક પરિચર્યા અને તેના વ્યવહારનું સંસ્કરણ કરે છે. એનામાં શુદ્ધાશુદ્ધનો વિવેક જન્માવે છે, તથા કાર્યાકાર્યનો ભેદ સ્પષ્ટ બતાવે છે. તે જ પ્રમાણે, સંસ્કૃતિ સામુદાયિક જીવનને વ્યવસ્થિત અને વિશુદ્ધ બનાવે છે. સમાજની એષણા કે આકાંક્ષા, એની અહંતા કે અસ્મિતા, એના વિજય કે પરાજય, એનો સંચય કે અપચય, ટૂંકમાં એનું અસ્તિત્વ કે સ્વરૂપ એ બધાનું નિયામક બળ સંસ્કૃતિમાં છે.

સંસ્કૃતિના સર્જકમાં ક્રાન્તદર્શન હોય છે. એથી કરીને તે દૂર સુદૂરના ભવિષ્યને પ્રત્યક્ષ કરી શકે છે. સમકાલીનો ન જોઇ શકે એવી

અનુપકારક કે પ્રત્યાઘાતક બાબતો વિશે તે યથાસમય ચેતવણી આપે છે અને સંસ્કૃતિને સમયોચિત પ્રવાહ સાથે સંવાદી રાખવા નવાં તત્ત્વોને અપનાવે છે. દુનિયાના વ્યવહાર–ડાહ્યાઓ એને હસે છે પણ એવા ઉપહાસથી તે વિવશ બનતો નથી. એની વાણીને લોકો ઘેલછા ગણે છે પણ એથી એ ચળતો નથી. એના શરીર પર સીતમની ઝડીઓ વરસે છે પણ એથી એના આત્માનું ઓજસ્ ઝંખવાતું નથી. કોઇ કાવ્ય કે ઇતિહાસમાં તે જીવે છે માત્ર ભાવના રુપે, સંસ્કૃતિનું પરિત્રાણ કરવા. આવો સર્જક પોતાના સ્વાર્પણમાંથી એક અમોઘ બળ નીપજાવે છે અને તે કાળક્ષમ બને છે. જેની દુરાધર્ષ દીપ્તિને સમકાલીનો ન ઝીલી શકયા તેનું અવિચળ તેજ હજારો વર્ષો સુધી જીવનનૌકાની સફરમાં ખરાબે અટવાયેલા અનેકને દીવાદાંડી માફક માર્ગદર્શક થાય છે. એવા સ્રષ્ટાઓ જ સંસ્કૃતિના ખરેખરા સર્જકો છે.

સચેતન પ્રાણીઓની જેમ પોતાની મેળે ખીલવાની અને પોતાને ટકાવી રાખવાની શક્તિ સંસ્કૃતિમાં હોય છે. એને લીધે સમયના વહેવા સાથે એ પ્રગતિ સાધે છે, છતાં એનામાં સંકરતા આવતી નથી. કેમકે વિજાતીય અંશોને પોતાનામાં ઓગાળવાનો અને તેમને પોતામય અર્થાત્ સજાતીય બનાવવાનો એમાં ગુણ છે. એ આંતર વિશિષ્ટતાને લીધે તે કાળાતીત (stale) અથવા સ્થવિર રહેતી નથી. રાજ્યપલટાઓ એને અસર કરી શકતા નથી. પણ એવા અનેક ઝંઝાવાતો સામે તે અણનમ ઊભી રહે છે.

પ્રાગ્ ઐતિહાસિક કાળમાં આવી સંસ્કૃતિનો પ્રથમ ઉદ્દય થયો આર્યાવર્તમાં. અર્વાચીન 'સુધારા'એ જેમની ખૂબ વગોવણી કરી છે તે બ્રાહ્મણો એના સ્રષ્ટા. એ સંસ્કૃતિનો પરિચય કાંઇક આ રીતે અપાય—'સૃષ્ટિના સર્જનકાલે **આદ્ય પુરુષે** ઉલ્લાસ નિહાળ્યો. એ ઉલ્લાસમાં સમભાગી થવા પ્રકૃતિ સરજાવી. માનવવંશના માતપિતાએ એ સમગ્ર સર્જનમાં આનંદ ઉડાવ્યો. એમના સંસર્ગથી

વિસ્તાર વધ્યો. સર્જનમાત્ર આનંદની છોળે ઉછળતું. ઉલ્લાસ એ જીવનનું ધ્યેય હતું. એ નિરવધિ આનંદનાં દર્શન ઋગ્દ્રષ્ટાઓએ ઉષાના રંગમાં, સવિતાના અર્ધ્યમાં, અને ઋતના પાલનમાં કર્યાં અને એનાં ભવ્ય ગાન ગાયાં. પુરુષસૂક્તે એ માનવકુલોના વિભાગ કર્યા અને બ્રાહ્મણને અધિષ્ઠાતા સ્થાપ્યો. વર્ષો વહ્યાં અને માનવકુલોએ ભ્રમણ શરુ કર્યાં. એમના એ વખતના ઉલ્લાસમાં સ્વચ્છંદનો સંભવ દેખાયો એટલે સંયમની મર્યાદા બાંધી. એ હજારો વર્ષ દરમિયાન બ્રાહ્મણોએ સૃષ્ટિનું નવસર્જન કર્યું. રાજા સ્થાપ્યો અને વર્ણ સ્થાપ્યા. એના રંગે વર્ણમાત્ર રંગાયા, અને આશ્રમો બંધાયા. યુગોના યુગો પસાર થયા છતાં બ્રાહ્મણ એ નવરચનાનું કેન્દ્ર રહ્યો. એણે શ્રુતિયોનો સમન્વય કર્યો અને સ્મૃતિયોનું સંસ્કરણ કર્યું. અન્ય વર્ણોના ઉલ્લાસમાં પોતે સંયમ કેળવ્યો. એના યજ્ઞમાં અને તપમાં, તત્ત્વદર્શનમાં અને વ્યવહારમાં સંયમ ઓતપ્રોત થયો. બ્રાહ્મણ સંયમની મૂર્તિ બન્યો. એ સંયમે ભાવના સરજાવી; ને એ ભાવના વડે રાજ્ય અને નીતિ, ધર્મ અને અર્થ, સમાજ અને વ્યવહાર એણે મૂલવ્યાં. આ સંસ્કરણ પરંપરામાંથી બ્રાહ્મણોએ સરજાવેલી ભાવના તે આર્યસંસ્કૃતિ. એના મૂળમાં સંયમ છે. લોકશ્રેય એનો પરિપાક છે. એ સંસ્કૃતિનો વિજયધ્વજ ભગવાન શંકરાચાર્યે ફરકાવ્યો. એની પ્રતિભાએ શિરોલને આંજ્યો. એનાં ગાન કવિવર્ય ન્હાનાલાલે ગાયાં. એનાં દર્શન શ્રી. મુનશીએ કરાવ્યાં. "*

કોઇ મહાનદને અનેક સ્રોત હોય તેમ આર્યોની આદ્ય સંસ્કૃતિમાંથી અસંખ્ય પ્રવાહો વહેતા દેખાય છે. એ પ્રવાહોના વિવિધ સ્વરુપ કોઇ સમાજ કે સંપ્રદાયમાં, કોઇ સંસ્થા કે સામયિકોમાં પ્રતીત થાય છે. આર્યસમાજ અને બ્રહ્મોસમાજ, વલ્લભ ને સ્વામિનારાયણ સંપ્રદાય, શાન્તિનિકેતન અને ભારતીય વિદ્યાભવન એ બધાં પ્રાચ્યસંસ્કૃતિના અભિનવ અવતાર સરખાં છે. તેજ પ્રમાણે, પ્રબુદ્ધ ભારત અને

* જયે. મ. ઉપાધ્યાય—'કોને માટે ?' 'આહુતિ' સને૧૯૩૮.

વિશ્વભારતી, તથા નવજીવન મુદ્રણાલય અને ગીતા પ્રેસ જેવાં પ્રકાશન મંદિરો સંસ્કૃતિ નિર્માણ કરનારાં આનુષંગિક અંગો છે. એ સર્વે ભિન્નરુચિના લોકસમુદાયના સામાજિક અને નૈતિક જીવનને ઘડે છે.

કોણ જાણે કેમ એશિયા એ સંસ્કૃતિસ્થાપકોનું પ્રભવસ્થાન છે. બુદ્ધ, ઇશુ અને મહમદ એ ત્રણેય વિભૂતિયો એશિયાની. કપિલ-વસ્તુના સિદ્ધાર્થ આર્યાવર્તમાં બુદ્ધત્વ પામ્યા; અને ચીન, જપાન અને સિલોનની વિરાટ જનસંખ્યાએ એની સંસ્કૃતિ સ્વીકારી. જેરુ-સલેમના ઈશુની સંસ્કૃતિ યુરોપ અને અમેરિકામાં સંચરી. અર-બસ્તાનના અરણ્યમાંથી ઇસ્લામનો પયગામ ઈરાન, તુર્કસ્તાન તથા મધ્ય એશિયામાં થઇને હિંદ સુધી પહોંચ્યો. બુદ્ધ સંસ્કૃતિને આર્ય-સંસ્કૃતિની એક શાખા ગણિયે તો આર્ય, ખ્રિસ્તી અને ઈસ્લામી એ ત્રણ મુખ્ય સંસ્કૃતિયોનો પરિવાર આખી અવનીમાં ફેલાયો.

વૈદિક સંસ્કૃતિ સામે બુદ્ધ સંસ્કૃતિયે જેહાદ પોકારી, અહિંસાને પ્રાધાન્ય આપ્યું. ક્રિશ્ચિયન સંસ્કૃતિના અધિષ્ઠાતા પોપ સામે લ્યુથરે બંડ કર્યું અને એમાં હિંસા પ્રગટી. પ્રચારની ઝુંબેશમાં ઇસ્લામ સંસ્કૃતિયે હિંસાને ન ઉવેખી. પશ્ચિમની પ્રજાઓએ, વણિકનીતિથી, ખ્રિસ્તી સંસ્કૃતિ દેશાન્તરોમાં પણ જમાવી. ઇસ્લામી સંસ્કૃતિયે કળા અને વૈભવને પરાકાષ્ઠાએ પહોંચાડયા. પણ લખલૂટ મૉજશૉખમાં, તલવારની ધારે મેળવેલ, સામ્રાજ્ય ગુમાવ્યું. ખ્રિસ્તી સંસ્કૃતિયે પરા-જિત પ્રજાઓની ગુલામીમાંથી અઢળક સંપત્તિનો સંચય કર્યો, પણ વાણિજ્યની તીવ્ર રસાકસીમાં અંદરો અંદર દાવાનળ પ્રગટાવ્યો. આ બન્ને સંસ્કૃતિમાં અસહિષ્ણુતા આવી અને એ અસહિષ્ણુતા ધાર્મિક અને સામાજિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં પણ પ્રવેશી. પરિણામે બન્નેએ આત્મવંચના નોતરી.

ઇસ્લામી અને ક્રિશ્ચિયન સંસ્કૃતિની ઝપાઝપીમાં આર્યસંસ્કૃતિયે સહિષ્ણુતા કેળવી, સંરક્ષણવૃત્તિ સ્વીકારી. પ્રાદેશિક પ્રચારનો લોભ એણે થંભાવ્યો. એ કારણે એનાં ગૌરવ અને વેગ મોળાં પડતાં દેખાય

છે. પણ એથી તેણે પોતાનું અંતસ્થ સ્વરૂપ જાળવી રાખ્યું અને પરસંસ્કૃતિની નાગચૂડમાં ફસાતાં બચી.

આપણે જે જમાનામાં રહિયે છિયે તેની સંસ્કૃતિ અનેક સદી-ઓના વારસારુપે ઉતરી આવી છે. એના અનન્ત સર્જકો પૈકી કેટકેટલાય **દધિચિયો**ના અસ્થિયે, **ઔર્વ**ની ઉગ્રતાએ, અને **કૌટિલ્ય**ની નીતિયે એને ઉજ્જવળતા આપી છે. એમાં અસંખ્ય **સગરો** અને **સુવર્ણાઓ** હુતદ્રવ્ય તરીકે હોમાયાં છે. એમાં એક બાજુ **વસિષ્ઠ** અને **અરુન્ધતી**ના તપનો, તો બીજી બાજુ **ભીષ્મ**ના ત્યાગનો આદર્શ ઝળકે છે. એને **રામચંદ્ર** શા રાજેન્દ્રની અને **શ્રીકૃષ્ણચંદ્ર** સરખા કર્મયોગીન્દ્રની દીક્ષા મળી છે. **વાલ્મિકિ** અને **શ્રીમદ્ દ્વૈપાયન** વ્યાસના કાવ્ય-મહોદધિથી એનું સાહિત્ય સભર અને સઘન થયું છે. અને તેથી આશરે એક હજાર વર્ષની પરાધીનતા દરમિયાન વ્યામોહનાં અનેક આવરણો છતાં **આર્ય**સંસ્કૃતિ તેની સાંસ્કારિક અસ્મિતા ટકાવી શકી છે.



મહર્ષિ દયાનંદ સરસ્વતી

અર્વાચીન યુગમાં પણ આવા સર્જકોની પરંપરા ઇતિહાસ નોંધે છે. એ સર્જકો આપણા જમાનાની

અનુપમ વિભૂતિયો છે. સમય સામીપ્યને લીધે આપણે તેમનું યથાર્થ મૂલ્યાંકન કરી શકતા નથી એ વાત જુદી, પણ ભવિષ્યમાં તેઓ સંસ્કૃતિના નિર્માતા લેખાશે એ ચોકસ. સ્થળસંકોચની મર્યાદાને કારણે આપણે માત્ર ચાર સંસ્કૃતિકારોનાં દર્શન કરીશું. આ ચાર તે **દયાનંદ, રવિબાબુ, લોકમાન્ય** અને **મહાત્માજી.**

પાશ્ચાત્ય સંસ્કૃતિના આક્રમણકાળમાં ચારેય પ્રગટ થયા. બૃહસ્પતિની બુદ્ધિ ધરાવતા આ ચારેયમાં ભાવિ ઉકેલવાની અપૂર્વ શક્તિ અને તેને યુગદર્શી બનાવવાની અમેય દીપ્તિ હતાં. આત્મપ્રતિભાએ ઓપતા આ જ્યોતિર્ધરોએ નિસ્તેજ બનતી આર્યસંસ્કૃતિના પ્રવાહમાં પલટો આણ્યો.

સરસ્વતીના અવતાર સમા દયાનંદે પશુપતિની નિશ્ચેષ્ટતા પોકારી. ટંકારાના આ બ્રાહ્મણે પંજાબમાં પ્રયાણ કર્યું. વૈદિક સંસ્કૃતિના પુનરુદ્ધાર માટે એણે ઘોષણા કરી. એના સારસ્વત પ્રવાહે સારા ઉત્તર હિંદને નવ પ્રેરણા આપી. એની સંસ્કૃતિયે બુદ્ધિ અને જાતિની સંકરતામાંથી પ્રજાસમુદાયને બચાવ્યો. એનામાં દુર્ધર્ષ વિજેતાનું તેજ અને બ્રહ્મર્ષિનું ગૌરવ હતું. સોળ કળાએ પ્રકાશતા એ પ્રચંડકાય પુરુષ સામે થવાની કોઇમાં હામ ન હતી. આર્ય સંસ્કૃતિ અને તેની પરંપરાને ટકાવી રાખવા એણે સ્થળે સ્થળે 'ગુરુકુળો' સ્થાપ્યાં. 'કાંગડી' એ એનું મહાન યાત્રાસ્થાન. સમાજના શરીરને 'આર્યસમાજે' સાંસ્કૃતિક સ્વાસ્થ્ય આપ્યું.

બીજો જ્યોતિર્ધર શાન્ત અને સ્વસ્થ ચિત્તનો બંગવાસી કવિ સમ્રાટ્. એણે પ્રાસાદમય વાણીમાં સંસ્કૃતિની આરાધના આદરી. ભગવાન સહસ્રરશ્મિની જેમ આલમમશહૂર રવીન્દ્રનાથે પોતાના અક્ષર રાશિમાં આર્ય સંસ્કૃતિનો મધ્યાહ્ન નિરૂપ્યો. પૂર્વ અને પશ્ચિમના સમન્વયમાં વિશ્વનું શ્રેય રહેલું છે એ જીવનસંદેશ એણે જગતને જાહેર કર્યો. એ માટે પ્રાચીન મુનિકુલોના આશ્રમોની યાદ આપતા **'શાંતિનિકેતન'**ની સ્થાપના કરી; અને તેમાં ભિન્ન ભિન્ન સંસ્કૃતિયોના

આચાર્યોને અધ્યાપન માટે નોતર્યા. પ્રકૃતિ અને કલા, કાવ્ય અને ઇતિહાસ વગેરેનું સાંસ્કારિક નિર્માણ આ સંસ્થાએ અનોખી રીતે કર્યું. રવીન્દ્રનાથના સાહિત્યનો પરિમલ 'મોડર્ન રિવ્યુ'એ પ્રસરાવ્યો; અને 'શાન્તિનિકેતન'નો સાંસ્કૃતિક સૌરભ 'વિશ્વ ભારતી'એ આપ્યો. જગતના ગુરુવર્ય તરીકે પ્રસિદ્ધ થયેલ આ વિશ્વવંદ્ય વિભૂતિએ સાહિત્યિક સંસ્કૃતિને ઓજસ્વી બનાવી.


સ્વ. શ્રી. રવીન્દ્રનાથ ટાગોર

વીર કેસરી શી ફાળ ભરતો ત્રીજો માર્તંડ પ્રગટ્યો છત્રપતિ શિવાજી મહારાજના મહારાષ્ટ્રમાં. એના રુધિરમાં શાંડિલ્યનાં જ્ઞાન અને તેજનો સંભાર હતો. નૈયાયિકની કુશાગ્ર બુદ્ધિ અને ગણિતિની સૂક્ષ્મ ચોકસાઇ એને વર્યાં હતાં. એણે 'કેસરી'નું પ્રકાશન શરૂ કર્યું અને સમર્થ પત્રકાર તરીકે એના તંત્રીપદેથી આમવર્ગની સાંસ્કારિક એકતાનો પ્રચાર આદર્યો. એના 'ઑરાયન'ની ગણતરીમાં અને 'ગીતા રહસ્યના કર્મયોગ'માં આર્ય સંસ્કૃતિના પાંડિત્યનો અભિનવ નિષ્કર્ષ દુનિયાને આપ્યો. બાળ ગંગાધર બ્રાહ્મણ તરીકે જીવ્યા, અને ક્ષત્રિય તરીકે ઝઝૂમ્યા. એના આર્યત્વે સંસ્કૃતિના પ્રવાહમાં એક વિલક્ષણ બળ ઉત્પન્ન કર્યું; અને એમને 'લોકમાન્ય'નું બિરુદ મળ્યું.

દયાનંદ, રવિબાબુ અને લોકમાન્ય ત્રણેય બ્રાહ્મણ: જન્મે અને કર્મે. એક સુધારક, બીજો કવિ અને ત્રીજો પંડિત. આર્ય સંસ્કૃતિને



સ્વ લોકમાન્ય તિલક

નવજીવન આપનારા ત્રણેય અર્વાચીન સંસ્કૃતિના દ્રષ્ટા, સ્રષ્ટા અને નિર્માતા. પશ્ચિમના સંસ્કારે આપણી સંસ્કૃતિમાં સંક્ષોભ જન્માવ્યો ત્યારે દયાનંદ સરસ્વતીએ સમાજની પુનર્ઘટના વિહિત લેખી. પશ્ચિમની ભભકમાં આપણા સાહિત્યકોની ઉપેક્ષા થતી ત્યારે રવીન્દ્રનાથ ટાગોરની 'ગીતાંજલિ'યે જગતોત્કૃષ્ટ સાહિત્યના નમૂના તરીકે 'નોબલ પ્રાઇઝ' મેળવ્યું. વિદેશી પંડિતોએ આપણી સંસ્કૃત્તિ વિશે વ્યામોહ ઉત્પન્ન કરાવ્યો ત્યારે એ સંસ્કૃતિની સઘનતા અને સાતત્ય લોકમાન્યે પુરવાર કર્યાં. સારાંશ કે સમાજ, સાહિત્ય અને પાંડિત્ય એ ત્રણેય વિષયમાં આર્ય સંસ્કૃતિની વિશિષ્ટતા પશ્ચિમના અર્વાચીનોએ પણ સ્વીકારી આ ત્રણ મહારથીઓના પ્રતાપે.

અર્વાચીન સંસ્કૃતિકારોની આ પરંપરામાં ચન્દ્રની સુધા વરસાવતો એક સાધુ વાણિયો દેખાય છે. એના સામાન્ય શરીરમાં અસામાન્ય

આત્મા વિલસતો હતો. આર્ય સંસ્કૃતિની જ્યાં અને ત્યાં ઉપેક્ષા થતી એણે જોઈ. શિક્ષિતોના સમાજમાં વિદેશી સંસ્કારનો સંચાર થતો એણે નિહાળ્યો. આથી સંસ્કૃતિવત્સલ એના આત્માને અસહ્ય આઘાત થયો. એણે સંસ્કૃતિવિધાયકોને આરાધ્યા. પ્રાચીન અને અર્વાચીન એ બન્નેનો દૃષ્ટિભેદ એણે પચાવ્યો. પૂર્વ અને પશ્ચિમની એણે તુલના કરી. ભૂત અને ભવિષ્ય એનામાં સંક્રાન્ત થયાં. તપસ્વીનાં તપ અને સંયમ એણે પોતાનામાં કેળવ્યાં. એની એ ભગીરથ તપશ્ચર્યામાંથી 'સત્ય' અને 'અહિંસા' એ સંસ્કૃતિ માત્રનો પ્રાણ છે એમ એને માલૂમ પડયું; એ એના જીવનના પર્યાય બન્યા. 'સત્ય' અને 'અહિંસા'-એ અનેકવાર એને પ્રેરણા આપી અને એ સૂક્ષ્મ પ્રેરણા વડે પ્રાચીન સંસ્કૃતિને અર્વાચીન સ્વરૂપે ઉતારવા તે તૈયાર થયો. એણે પત્રકારિત્વ હાથમાં લીધું અને એની પ્રેરણાએ સરજાવેલ નૂતન સંસ્કૃતિનો પયગામ દેશ પરદેશમાં પહોંચાડયો. એણે સાહિત્ય સરજાવ્યું: સરળ પણ પ્રાણવાન. એણે આશ્રમો સ્થાપ્યા: સેવા અને ત્યાગના આદર્શ પર. એણે



પૂ. ગાંધીજી

શિક્ષણની યોજના વિચારી: જનસમગ્રને અક્ષરજ્ઞાન આપવા. એના સંસ્કૃતિયજ્ઞમાંથી **કાકા સાહેબ** અને **કોસાંબી, મહાદેવભાઈ** અને **મશરૂવાળા** જેવા વિવિધ સ્ફુલિંગો ઉદીપ્ત થયા. વેદકાળના કોઈ ઋષિની માફક એણે સ્વેચ્છાએ ફકીરી લીધી. ભગવાન બુદ્ધ અને ઈશુની જેમ આત્મશુદ્ધિ અને લોકશ્રેય માટે એણે જીવન સર્વસ્વ

હોડમાં મૂક્યું. એ 'સ્થિતપ્રજ્ઞ' બન્યો અને સારી દુનિયાએ એને 'મહાત્માજી' તરીકે અર્ઘ્ય આપ્યો. આમ બ્રાહ્મણત્વના સંયમ અને તપ વડે એણે પ્રાચીન સંસ્કૃતિનું નવ સંસ્કરણ કર્યું.

સંસ્કૃતિનું આ સ્વરુપ સર્વદેશીય છે. એની વ્યાપકતા સમગ્ર જનતાને સ્પર્શે છે. સંહારના તાંડવોનો એ નિષેધ પોકારે છે કેમકે માનવમાત્રમાં રહેલી અખૂટ સર્જકશક્તિમાં એને અવિચળ વિશ્વાસ છે. વૈયક્તિક અને સામુદાયિક જીવનશોધનનો વ્યાપાર એ એની વિશેષતા છે. ગાંધીવાદ આ સંસ્કૃતિનો પ્રચાર કરે છે. પણ મહાત્માજીની આ સંસ્કૃતિ ગાંધીવાદથી કાંઈક જુદી પડે છે. નિર્ભેળ સત્ય અને અહિંસા ઉપર આ સંસ્કૃતિ ઊભી છે; ગાંધીવાદ એ વિષે એકમત નથી. સંયમ અને તપથી જ એ સંસ્કૃતિ સાધ્ય છે; ગાંધીવાદમાં એ અંશો અસ્પષ્ટ દેખાય છે. આ સંસ્કૃતિ વિશ્વકલ્યાણને ઝંખે છે; ગાંધીવાદ એનું હિંદીકરણ ઇચ્છે છે. 'વિશ્વશાન્તિ' એ આદર્શ ગાંધીજીનો, રાષ્ટ્રોત્થાન ગાંધીવાદનો. તાત્પર્ય કે, મહાત્માજીની સંસ્કૃતિ પૃથ્વીના પરિઘ જેટલી વિશાળ પણ આકાશ જેટલી સૂક્ષ્મ છે અને તેથી જ સપાટી પર જીવતા સમુદાયને એ વાસ્તવિક લાગતી નથી.



શ્રી. અરવિંદ ઘોષ

આમ છતાં, આ સંસ્કૃતિયે લોકજીવનમાં અજબ પરિવર્તન આણ્યું. વ્યવહારના જાહેર ધોરણમાં રાષ્ટ્રીયતા આવી. સાહિત્ય અને શિક્ષણનાં નવસર્જન આરંભાયાં, અને સંસ્કૃતિના નવા દૃષ્ટિબિંદુ વડે એનાં મૂલ્યાંકન થયાં. પાશ્ચાત્ય અનુકરણને બદલે

પહેરવેશમાં સાદાઇ આવી, અને સામાન્ય જનતા સહેલાઇથી સમજે એવો વાગ્વૈભવ પ્રસર્યો. એશઆરામને બદલે શ્રમજીવનનો મહિમા વધ્યો અને સંઘશક્તિમાં રહેલી સર્જકતા પ્રત્યક્ષ થઇ. આ સંસ્કૃતિનો ઉષઃકાળ સ્વામી વિવેકાનંદ અને રામતીર્થના ઉદ્બોધનમાં, પરમહંસ રામકૃષ્ણ અને અરવિંદના યોગમાં તેમજ ભારતભૂષણ પંડિત માલવીઆજીના અને એન. શ્રીનિવાસ શાસ્ત્રીના ચિંતનમાં દેખાય છે.



પંડિત મદન મોહન માલવીઆજી

વર્તમાન યુગમાં, ક્રિશ્ચિયન અને ઇસ્લામી સંસ્કૃતિના આંતર ગુણો વિસરાયા, ત્યારે એક તરફ રાહુલ સાંકૃત્યાયન જેવા સમર્થ પંડિતે બુદ્ધ સંસ્કૃતિનો પ્રચાર જીવના જોખમે કર્યો; અને બીજી તરફ અર્વાચીન સર્જકોએ આર્યસંસ્કૃતિનું રાષ્ટ્રોન્મુખ નિર્માણ આરંભ્યું. અને આ રીતે પ્રાચીન સંસ્કૃતિના પ્રવાહને અખંડિત રાખ્યો. માટે કાળક્ષમ (time proof) બનેલી આ સંસ્કૃતિ સારી દુનિયાને વિશ્વબન્ધુત્વની સાંકળે સાંધે એમ આપણે પ્રાર્થિયે.

# કેળવણી અંગે લખતર નરેશનું પ્રવચન

[ લખતર એ હરપાળદેવ સ્થાપિત ઝાલાવંશની શાખા. શ્રી શક્તિ એમનાં કુળદેવી. એની ભૂમિમાં શ્રીકરણદેવે વલ્લભસંપ્રદાયને બહલાવ્યો અને શ્રીચરણની અનન્ય આરાધના દ્વારા સંસ્કારનો અભિનવ પરિમલ પ્રગટાવ્યો. એ ક્રાન્તદર્શી રાજવી આજીવન લોકસંગ્રહ અર્થે જ જીવ્યા, અને તેમની પરંપરા તેમના અનુગામીઓએ અવિચ્છિન્ન રીતે જાળવી રાખી તે હાલના નાo ઠાકોર સાહેબે આપેલ વ્યાખ્યાન પરથી પ્રતીત થાય છે. પ્રસ્તુત વ્યાખ્યાન 'સંસ્કૃતિના સંરક્ષકો'ને ઉપયોગી થશે એ આશયથી એનો સમાવેશ અત્ર કર્યો છે.

—સંપાદક ]

અહીં એકત્રિત થયેલા પ્રજાસમૂહને વિદિત હશે કે આજે આપણે બધા સંસ્કૃત પાઠશાળાના ઉદ્ઘાટન નિમિત્તે મળ્યા છિયે. ઉદ્ઘાટનના એ જાહેર વિધિ દ્વારા અમારા તેમ જ પ્રજાસમસ્તના હૃદયમાં અનન્ય સ્થાન પામેલા ગોલોકવાસી પૂo દાદાબાપુશ્રીની આંતર ઇચ્છાને અમે અમલમાં મૂકિયે છિયે. અમારા સ્વ. પૂo પિતાશ્રીને પણ આ અભિલાષા હતી. તેથી આ પાઠશાળા પ્રાતઃસ્મરણીય એ રાજર્ષિના 'સ્મારક' તરીકે 'શ્રી કરણસિંહજી સંસ્કૃત પાઠશાળા' નામે ઓળખાશે એમ જાહેર કરતાં અમને સવિશેષ હર્ષ થાય છે.

પ્રજાસમૂહને કેળવણી આપવી એ રાજ્યનો પરમ ધર્મ છે એ અમારા પૂo પિતામહનું જીવનસૂત્ર હતું. તદનુસાર, રાજ્યનાં હિત અને પ્રજાના શ્રેય માટે લખતર સ્ટેટમાં માત્ર પ્રાથમિક જ નહીં પણ માધ્યમિક કેળવણી પણ મફત આપવાની સંગીન યોજના એમણે કરી છે. કન્યા–કેળવણી માટે અલગ પ્રબંધ કરવામાં આવેલ છે. હાઇસ્કૂલમાં તેજસ્વી વિદ્યાર્થીઓને તેમના અભ્યાસમાં પ્રોત્સાહન તરીકે સ્કૉલરશિપ આપવાનું ધોરણ એમણે જ દાખલ કર્યું છે એટલું જ નહીં પણ સાહિત્ય અને વિજ્ઞાનની વિવિધ શાખાઓમાં યુનિવરસિટી સુધીનું ઉચ્ચ શિક્ષણ લેવાની એક સરખી તક કોઈ પણ પ્રકારના અંતરાય વિના જુદી જુદી શિષ્યવૃત્તિઓ દ્વારા અપાય છે. ભણનારની સંખ્યા

દિન પ્રતિદિન વધતી જતી હોવાથી કૉલેજમાં દાખલ થવાની ખૂબજ હાડમારી પડે છે. તેથી રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કૉલેજમાં દર વર્ષે લખતર રાજ્યના બે વિદ્યાર્થીઓને દાખલ કરવાની ગોઠવણ હમણાં કરવામાં આવી છે. સારાંશ કે, શિક્ષણની અનેકવિધ ભૂમિકાઓનો લાભ અમારી પ્રજાને કોઈ પણ જાતના ભેદભાવ વિના મળે એ હેતુથી શક્ય હોય એ બધા ઉપાયો રાજ્ય તરફથી લેવાયા છે.

પણ કેળવણીનાં બે અંગો છે: જ્ઞાન અને સંસ્કાર. શિક્ષણની ભિન્ન ભિન્ન સંસ્થાઓ અક્ષરજ્ઞાન અને વિષયજ્ઞાન, પચરંગી માહિતી મારફત આપે છે. એ સંસ્થાઓ આપણા તરુણોને કેળવે છે અને એ કેળવણી એક અથવા બીજી રીતે એમને ઉપયોગી થઇ છે એ ખરું; પણ એથી સંસ્કારનો ઉદય થતો નથી, બલ્કે ભણનારનો મોટો ભાગ સંસ્કૃતિ વિમુખ બનતો જાય છે એ પણ એટલુંજ ખરું છે. સંસ્કાર વગરની કેળવણી એ કેવળ ભાર અથવા શોભા રુપ છે અને એવી એકાંગી કેળવણી મનુષ્યના સર્વાંગ વિકાસ સાધી શકતી નથી.

આધુનિક શિક્ષણસંસ્થાઓમાં સંસ્કાર નિર્માણ કરવાનો જે ઓછો ગુણ છે તે પાઠશાળાઓ પૂરો પાડી શકે છે. તેથી જ સેન્ટ ઝિવિયર્સ કૉલેજ, બિનારસ હિંદુ યુનિવરસિટી વગેરે સ્થળોએ અનુભવલબ્ધ શ્રી. હરિશંકર શાસ્ત્રી જેવા બહુશ્રુત પંડિતને આ પાઠશાળાનું સંચાલન સોંપ્યું છે. એ દૃષ્ટિએ શ્રી કરણસિંહજી સંસ્કૃત પાઠશાળા, આપણી બીજી શિક્ષણ-સંસ્થાઓ સાથે સંવાદી રહીને, ભણનારની બધી જ શક્તિયોને પૂરેપૂરી ખીલવશે અને ખાસ કરીને તેમને સંસ્કારાભિમુખ બનાવશે એમ અમારી ઉમેદ છે.

આજના વૈજ્ઞાનિક યુગમાં સંસ્કૃત જેવી પ્રાચીન ભાષા પર વધારે પડતો ભાર મૂકવો ઇષ્ટ છે કે કેમ એ દલીલના જવાબમાં જણાવવાનું કે ભાષા તરીકે અહિં સંસ્કૃતનો આગ્રહ અભિપ્રેત નથી. પણ એના વિશાળ સાહિત્યમાં અને શાસ્ત્રમાં, એનાં નિત્યનૈમિત્તિક કર્મમાં અને તત્ત્વચિંતનમાં, એના પુરાણમાં અને ઇતિહાસમાં,

સંસ્કૃતિની જે અખૂટ શક્તિ સભર ભરી છે, જેના વિરાટ રાશિમાં-થી અર્વાચીન વિજ્ઞાને અનેક તત્વો તારવ્યાં છે, જેના પરિશીલન માટે અનેક મૅકસમુલરોએ અને બ્યુલરોએ પરસેવાતૂટ પ્રયાસો કર્યા છે, તે વિશે અભિરુચિ કેળવવાની બાબત અત્રે ઉદ્દિષ્ટ છે. રાજભાષા તરીકે આપણે અંગ્રેજી પાછળ સમગ્ર શક્તિ અને સાધન ખરચિયે; શોખના વિષય તરીકે ફારસી કે ફ્રેન્ચ જેવી ઇતર ભાષાઓ ભણિયે; રાષ્ટ્રભાષા તરીકે હિંદીને અપનાવિયે; છતાં સંસ્કૃતિની માતા અને સર્જકતાની મૂર્તિ સસ્કૃત તરફ ઉદાસીન રહિયે એ આપણી પરંપરા અને ઇતિહાસનો દ્રોહ કરવા બરાબર છે.

સંસ્કારનો સંચય એટલે સંસ્કૃતિ. દુનિયાના ઇતિહાસમાં હિંદુ, મુસ્લીમ અને ખ્રિસ્તી એ ત્રણ જુની સંસ્કૃતિયો છે. આ ત્રણ સંસ્કૃતિનો વિસ્તાર આખી આલમમાં તુંબડી, તલવાર અને નૌકાથી થયો છે. ઐહિક સુખ એ પશ્ચિમની સંસ્કૃતિનો આદર્શ; સંયમ અને તપ એ હિંદુ સંસ્કૃતિનું ધ્યેય. આમ પશ્ચિમની અને પૂર્વની સંસ્કૃતિ વચ્ચે જે ભિન્નતા છે તે તેમનાં જીવન અને વ્યવહારમાં પણ દેખાય છે.

પશ્ચિમની પ્રજાઓના સંપર્કથી એમના જીવનનો આપણને મોહ થયો. એના શિક્ષણે વ્યક્તિગત ઉલ્લાસ જન્માવ્યો, અને આધુનિક વિજ્ઞાને ભૌતિક વિલાસ પાછળ આપણને ગાંડા કર્યા. સંયમ અને તપને બદલે ઐહિક સુખ અને અહંતાનો આપણામાં સંચાર થયો. પરિણામે પરંપરાને ફગાવી, સંસ્કારને તિરસ્કાર્યા, અને સંસ્કૃતિને સરવા દીધી. પહેરવેશ પલટાયો, વાણીમાં સંકરતા આવી અને પારકાની નકલમાં ગૌરવ માન્યું. ઘર ભંગાયા; ન્યાતો તૂટી અને ભ્રષ્ટતા દાખલ થઇ. આ સ્થિતિ માટે પાશ્ચાત્ય સંસ્કૃતિ કે એની કેળવણી કરતાં આપણે પોતે જ વધારે જવાબદાર છિયે. જડવાદી ગણાતી ખ્રિસ્તી પ્રજાઓ ઇશ્વરને માને છે, અને નિયમસર દેવળોમાં બાઇબ-બલનું પ્રવચન સાંભળે છે. ચુસ્ત મુસલમાન, અચુક રીતે, નિમાજ પઢે છે પણ સુધરેલો અથવા કેળવાયેલ લેખાતો હિંદુ સંસ્કાર

નિર્માણ કરનાર જપ, તપ કે સંધ્યાપૂજન વગેરેમાં શિથિલ દેખાય છે. એટલું જ નહીં પણ એવાં કાર્યોને તે શાસ્ત્રોમાં ધતીંગ ગણે છે. પશ્ચિમની પ્રજાઓ ચોખંડ પૃથ્વીમાં પથરાણી છે પણ પોતાના આચાર વિચાર કે પહેરવેશમાં ફેરફાર કર્યો નથી. હિંદને આંગણે વસેલા પારસીઓએ અંગ્રેજી રીતભાતનું અનુકરણ કર્યું પણ પોતાના ધર્મના પ્રાચીન સંસ્કાર, અગિયારી પૂજનમાં અને કટિસૂત્રમાં અણી-શુદ્ધ જાળવી રાખ્યા. સામ્રાજ્ય માટે સ્વાર્પણ કરતી શીખ પ્રજાની "ગ્રન્થ સાહેબ" વિશે પૂજ્યતા સુપ્રસિદ્ધ છે. ત્યારે આપણે શિખા અને સૂત્રને ત્યાગ કરવામાં, પોતાની પત્નીને 'Mrs' (મિસીસ) તરીકે ઓળખાવવામાં અને 'અગ્નિહોત્ર'ને નામે ધૂમ્રપાનમાં યથેચ્છ રાચિયે છિયે એ નક્કર હકીકત છે. તાત્પર્ય કે, વિવેકશૂન્ય અનુકરણને પરિણામે 'સુધારો' કાંઇક અવળી રીતે આપણામાં ઉતરવા પામ્યો છે.

ગૃહસ્થો, આજે સંસ્કૃતિ ભયમાં છે. ઐહિક સુખના અતિરેકથી ક્રિશ્ચિયન સંસ્કૃતિ વિનાશના મુખમાં ધસે છે; અને આર્યસંસ્કૃતિ, આપણી પોતાની ઉપેક્ષાથી, લુપ્તપ્રાય થતી જાય છે. સમ વિષમતાઓના અનેક ઝંઝાવાતોમાં પણ આર્ય સંસ્કૃતિ કોઈ ભારતમાર્તંડ પંડિત શ્રી ગટુલાલજીમાં, શિવકુમાર શાસ્ત્રીમાં, કોઈ સર રાધાકૃષ્ણ પલ્લવીમાં કે આચાર્ય આનંદશંકર ધ્રુવમાં હજી પણ પ્રતીત થાય છે. એણે અનેક સંસ્કૃતિયોને આશ્રય આપ્યો છે અને અનેકને નવજીવનનો રાહ બતાવ્યો છે. સમગ્ર વસુધા એક અને અવિભાજ્ય કુટુંબ છે એ 'વિશ્વબન્ધુત્વ'નો અનેરો આદર્શ એણે જીવનમાં ઉતાર્યો છે અને તેથી તેનામાં જીવનક્ષમ ગુણ ઓતપ્રોત થઇ ટકી રહ્યો છે. એને લીધે એ પારકાંને પોતાનાં કરી જીવાડે છે માટે આજના મંથનકાળમાં આ સંસ્કૃતિ સારી દુનિયાને બચાવે એમ આપણી સર્વની અભિલાષા છે. અને તેમાં અમારી પ્રજા, પ્રસ્તુત પાઠશાળા મારફત, પોતાના સાંસ્કારિક ઘડતરનો અભિનવ ફાળો આપે એમ શ્રી રણછોડજી પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે.

# ગૂજરાતની સંસ્કારકૂચ

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

ગૂજરાતનું પ્રાચીન જાહેરજીવન તેજ, શૌર્ય અને સાહસ ભરેલું હતું. સંવત ૪૨૭ માં યવનો સામે વડનગરના નાગરોએ યુદ્ધ કરી એમને હાંકી કાઢ્યા હતા. પણ છેવટે વલ્લભીપુર ભાંગ્યું, તે સાથે વડનગર પણ શક–પાર્થિયન અને હૂણ લોકોએ ભાંગ્યું હતું. આઠમા સૈકામાં ગુજરાત વિષે શંકર કવિએ કલ્યાણીના ભુવડ રાજાની સભામાં નીચે મુજબ વર્ણન કર્યું :

'ગૂર્જર દેશ જે પૃથ્વીનો સુંદર ભાગ છે, જે ભૂમિ પૂર્ણ રસાળ છે ને પાણી, ઘાસ, ઝાડથી શોભે છે, જ્યાં ધન પુષ્કળ છે, જ્યાં મનુષ્યો ઉદાર છે, જ્યાં સરસ્વતી માનુષી દેહે રહે છે.'

ચાવડા અને સોલંકી વંશે ગુજરાતના જીવનને સંસ્કૃત કર્યું હતું. મૂળરાજે રૂદ્રમાળ બાંધ્યું. વિમળશાએ સુંદર શ્રેષ્ઠ જૈન દહેરાં બાંધ્યાં. મીનળદેવીએ મીનળસરનું મોટું તળાવ બંધાવ્યું. સિદ્ધરાજે સહસ્રલિંગ તળાવ બાંધ્યું. આ સમયે કપુરચંદ, દેવસૂરિ અને હેમાચાર્ય જેવા સમર્થ જૈન સાધુઓ થયા. સિદ્ધરાજ જયસિંહના સમયમાં ગૂજરાતની પ્રજા સુસંસ્કૃત અને સુખી હતી.

તેરમી સદીથી ગુજરાત મુસ્લિમ શાસન નીચે આવ્યું, ત્યારથી એની સંસ્કૃતિની અધોગતિ થઈ. અત્યાચાર, દગા, મારામારી, યુદ્ધો, અધર્મ, વિપ્લવો વગેરેનો જમાનો આવ્યો. ગૂજરાતના લોકોની સંસ્કૃતિનો વિનિપાત શરૂ થયો.

સને ૧૩૯૬ થી ૧૫૭૨ સુધી ગુજરાત સ્વતંત્ર સુલતાનોના આધિપત્યમાં રહ્યું. દબદબો, નવાં સ્થાપત્ય, ભપકો, દરબારી દેખાવો અને રાજ્યસમૃદ્ધિ ખૂબ વધ્યાં. પરંતુ લોકોની સંસ્કૃતિનો અધઃપાત અટકયો નહિ. સંસ્કૃત વિદ્યા લોપ થવા માંડી.

સને ૧૬૨૮ થી ૧૮૧૫ સુધીમાં મુગલાઇ રહી. તેમાં ૧૭૬૩ સુધી ઓરંગઝેબના અવસાન સુધી ગૂજરાત આબાદ હતું. વેપાર પણ ઠીક ચાલતો હતો. એક મજબૂત સામ્રાજ્યની અંદર પ્રજા સાધારણ રીતે સુખી હતી. ઔરંગઝેબના જીવતાં જ મોગલ સામ્રાજ્યના પતનનાં ચિન્હો દેખાવા લાગ્યાં હતાં. અને સને ૧૬૬૪ અને ૧૬૭૦ માં શિવાજીએ બે વખત સુરત લુંટયું હતું. હવે ગૂજરાતમાં લુંટફાટ, દગા, અત્યાચાર અને અરાજકતા ચાલી.

સને ૧૭૦૭ માં પીલાજીરાવ ગાયકવાડે વડોદરામાં ગાદી સ્થાપી. હવે ગૂજરાત ઉપર પેશ્વા અને ગાયકવાડનો અમલ શરૂ થયો. આ સમયે એકતાની જરૂર હતી. પરંતુ એકસંપને બદલે ન્યાતો અને સંપ્રદાયના વાડાઓએ જોમ પકડયું. પરસ્પર કન્યાવ્યવહારમાં અને ભોજન વ્યવહારમાં પ્રતિબંધ મૂકાયા. લોકોની સંસ્કૃતિ મોળી પડવા લાગી. વહેમો વધ્યા. ખોટી અંધશ્રદ્ધાળુ માન્યતાઓ દાખલ થઈ. નીતિ અને ચારિત્ર હળવાં થયાં. શામળ, અખો વગેરે કવિઓએ જે સમાજનું વર્ણન કર્યું છે તે ઉચ્ચ ગણાય નહિ. મુસલમાનોએ 'ગાંડી ગૂજરાત, આગેપે લાત ઔર પીછેસે બાત' એ કહેવત તે સમયના ગૂજરાતીઓના બીકણ સ્વભાવ, વહેમીપણું, અંધશ્રદ્ધા, ખુશામત ને પરતંત્રતા ઉપર જોડી કાઢી છે.

હવે અંગ્રેજી અમલ આવ્યો. અંગ્રેજી વિદ્યા દાખલ થઈ. પાશ્ચાત્ય સુધારા ગૂજરાતની અંદર ડોકિયું કરવા લાગ્યા. એ જમાનામાં વિજ્ઞાનની શોધો આવવા લાગી. રેલ્વે આવી, પોસ્ટ આવી, ખ્રિસ્તી ધર્મનાં મિશનો આવ્યાં, મ્યુનિસિપાલીટીઓ આવી, લોકલબોર્ડો આવી, અંગ્રેજી ધોરણે પ્રાઇમરી સ્કૂલો અને હાઇસ્કૂલો ખૂલી. કૉલેજો પણ ખોલ-

વામાં આવી. મીલો ઊભી થવા માંડી. કારખાનાં સ્થપાયાં. નવા ઉદ્યોગોના પાયા નંખાયા. હિંદના બીજા પ્રાંતો સાથે ગુજરાતનો સંબંધ વધ્યો. પ્રેસો સ્થપાયાં. વર્તમાનપત્રોની મહાન જાહેર સંસ્થા અસ્તિત્વમાં આવી. પુસ્તકો પ્રકટ થવા માંડયાં. પશ્ચિમની વિજ્ઞાનની શોધોએ ગુજરાતના જીવન ઉપર અસર કરી.

આ અસર તદ્દન સારી પણ નહોતી. ઢાલની બીજી બાજુ પણ હતી. અંગ્રેજો આ દેશમાં ધનપ્રાપ્તિ માટે આવ્યા હતા. એમણે હિંદનો વેપાર હાથમાં લીધો. પૂરા દોઢસો વર્ષો સુધી હિંદની અર્થનીતિ એમણે પોતાના હાથમાં લીધી. હજારો વર્ષો થયાં અનેક હુન્નરો હિંદમાં ફાલ્યા ફૂલ્યા હતા; પરંતુ વરાળયંત્રોની હરિફાઇ સામે એ ટકી શકયા નહિ. અંગ્રેજોએ વેપારમાંથી મોટી સમૃદ્ધિ હિંદમાંથી મેળવી. આ સમૃદ્ધિના બળે તેઓ પોતાના ઉદ્યોગોને પુષ્ટ બનાવી જગતભરમાં મોટા ધનવાન થયા. ગૂજરાતનાં ગામડાં અને ગ્રામવાસીઓ સ્વદેશીમાંથી વિદેશી વસ્તુઓ વાપરતાં થયાં.

ગુજરાતના લોકોમાં આ સિવાય બીજી પણ નિર્બળતાઓ આવી. તેઓ નિર્બળ બન્યાં. અગાઉ પોતાના રક્ષણ માટે દરેક ગ્રામવાસીઓ હથિયાર રાખતા, અને હથિયારોનો ઉપયોગ સમજતા હતા. હવે તેમની પાસેથી હથિયારો ખૂંચવી લેવાયાં. દગા-ફિસાદો, મારામારી રહ્યાં નહોતાં. એકંદરે શાંતિ અને સુલેહમાં પ્રજા રાચતી હતી; પરંતુ તેથી પ્રજા નિર્બળ અને નિઃસત્વ બની ગઇ. એમના યુવાનોને સૈન્યમાં લેવામાં આવતા નહોતા, એમની શારીરિક બળવૃદ્ધિ માટે કસરતશાળાઓ નહોતી. તે સિવાય જૈન, વૈષ્ણવોના સંપ્રદાયો હિંદુઓને અહિંસક અને શ્રદ્ધાળુ બનાવતા હતા. લોકોમાંથી નિડરપણું, સ્વતંત્રતા અને લડાયક જુસ્સો અસ્ત થયાં હતાં.

ગામડાનું અર્થશાસ્ત્ર મોળું પડયું હતું. ગામડાઓમાં સ્વદેશી વસ્તુઓને બદલે પરદેશી વસ્તુઓનો ભરાવો થતો હતો.

બીજી તરફ નવા નવા ખર્ચાળુ શોખો લોકોમાં આવતા હતા.

ઝીણાં વસ્રો, બૂટ, મોજાં, નેકટાઇ પણ દાખલ થયાં હતાં. દારૂનો દૈત્ય પણ આવી ચૂકયો હતો. લોકો વિવાહ આદિ પ્રસંગોમાં મોટાં ખર્ચો કરતાં શીખ્યાં હતાં. નવી સંસ્કૃતિના દુર્ગુણો એમનામાં પ્રવેશતા હતા.

આ સમયના વિદ્વાનો સમજુ અને સુધારકવૃત્તિના હતા. એમના સામે રૂઢિભક્ત સ્વાર્થી ધર્મગુરુઓ અને અંધશ્રદ્ધાળુ પ્રજા ભારે કમર કસીને ઊભી હતી. સુધારકો વિદ્વાનો હતા પણ મૂઠીભર હતા. એઓ નીડર અને સાહસિક હતા; છતાં ઘણાખરા આર્થિક સ્વતંત્રતા પણ ભોગવતા નહોતા. પ્રજાનો રૂઢિપૂજક વર્ગ એમના પ્રત્યે સખ્ત ઘૃણા કરતો હતો. એમને હંફાવી, હરાવી અને કીચડમાં નાખવા અંધશ્રદ્ધાળુઓ હંમેશાં તૈયાર હતા. **નર્મદાશંકર કવિએ** સુધારાનો ઝંડો હાથમાં લઈ પુનર્વિવાહ, બાળવિવાહ નિષેધ, શિક્ષણ વગેરે વિષયો ઉપર ભારે જેહાદ ઉપાડી. કવિશ્રી **દલપતરામભાઇએ** પુનર્વિવાહ, શિક્ષણ અને પરદેશગમન સંબંધી પોતાના વિચારો કવિતામાં મીઠાશ અને મોકળાશથી જણાવ્યા. **ભોળાનાથભાઇએ** પુનર્વિવાહ, એકેશ્વરવાદ ઉપર વજન આપ્યું. **છોટાલાલભાઇએ** મીલઉદ્યોગની શરૂઆત કરી. **મહિપતરામભાઇએ** પરદેશ પ્રવાસ કર્યો. મુંબઇના ગુજરાતી સુધારકો રંગભૂમિમાં પણ ખૂબ ઘૂમ્યા, પરંતુ એમને ભારે તકલીફો ભોગવવી પડી.

રાજકીય વિષયમાં ગૂજરાત આ સમયે ખૂબ પછાત હતું. અંગ્રેજી રાજ્ય આપણા માટે આશીર્વાદ સમાન છે, એમ દલપતરામભાઈ જેવા મહાકવિ પણ માનતા હતા. અંગ્રેજો પ્રત્યે સૌને ખૂબ માન હતું. એમના રાજ્યઅમલમાં 'ગાય અને વાઘ એક આરે પાણી પીએ છે' એમ સૌ માનતા હતા. કવિ નર્મદાશંકર જેવા વિરલાઓ આ પરિસ્થિતિ સમજી ગયા હતા. **દયાનંદ સરસ્વતીની** અસર નીચે આવેલા કેટલાકની આંખો ખુલી હતી. સ્વ. **દાદાભાઇ નવરોજજી** જેવા વિરલાઓ આ દિશામાં વિચાર કરતા થયા હતા. હજી હિંદી નેશનલ

કોંગ્રેસની સ્થાપના થઈ ન હતી, પરંતુ રાજદ્વારી સંસ્કારોનાં બીજ ગૂજરાતની ભૂમિમાં વવાઈ ચૂક્યાં હતાં. ચારે તરફ આંદોલનો જાગ્યાં હતાં, અને જાગૃતિ આવતી જતી હતી.

પછી નેશનલ કૅાંગ્રેસની શરૂઆત થઇ. યુનિવર્સિટીમાંથી અનેક વિદ્વાનો પાકવા માંડયા. **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ** ગુજરાતી ભાષાની ઉન્નતિ માટે પ્રયાસો શરૂ કર્યા. અમદાવાદમાં શ્રી સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપણા નીચે, અને સુરતમાં કોંગ્રેસની બેઠક મળી. પરંતુ એ કોંગ્રેસો તદ્દન મવાલ હતી. હજી ગૂજરાતમાં પહેલા દરજ્જાના કોઇ રાજદ્વારીઓ પાકયા નહોતા. દક્ષિણના **શ્રી. બાળગંગાધર તિલકના** વિશેષ અનુયાયીઓ ગૂજરાતમાં નહોતા. **શ્રી. સયાજીરાવ ગાયકવાડની** પ્રજામાં શિક્ષણ અને સુધારાના પ્રયત્નો ઉપર ખૂબ વિરુદ્ધતા થતી હતી. ગામડાંઓમાં તો બિલકુલ જાગૃતિ નહોતી. મજૂર-મંડળોમાં ઐક્ય અને સંગઠન ન હતું. સમાજવાદ અને સામ્યવાદનો વાયુ ગુજરાતમાં વાયો નહોતો. જાહેર જીવનની જાગૃતિ બહુ ધીમી અને એકધારી પ્રગતિશીલ નહોતી.

હવે ગૂજરાતમાં **ગોવર્ધનયુગની** છાપ પડી હતી. એમના સરસ્વતીચંદ્રનો **આદર્શ** ગુજરાતના યુવકોએ ઉપાડી લીધો. ગૂજરાતના તે સમયના યુવાનો ઉપર સરસ્વતીચંદ્રની ભારે અસર હતી. **સ્વ. મણિલાલ નભુભાઇના** લેખો વિદ્વદ્ભોગ્ય હતા. **સર રમણભાઈ** જાહેર સેવાનાં કાર્યો, જાહેર સંસ્થાઓના સરસ વહીવટ અને સાહિત્ય વિષયમાં આગળ પડતો ભાગ લેતા હતા. **શ્રી. લાલશંકર ઉમિયાશંકર** પણ સમાજસુધારા અને જાહેર સંસ્થાઓમાં આગળ પડતો ભાગ લેતા હતા. **શ્રી. ઉત્તમલાલ ત્રિવેદી** સરસ લેખો લખતા હતા. **રણછોડભાઇ ઉદયરામ, મનસુખરામ ત્રિપાઠી, ઝવેરી લાલભાઈ** વગેરે એ યુગમાં આગેવાનો હતા.

**શ્રી. રણજીતરામ વાવાભાઇમાં** નવા યુગનાં આંદોલનો વસ્યાં હતાં. ગુજરાતના જીવનના ઘડતરમાં તેઓના સુંદર મનોરથ હતા. કવિવર

**ન્હાનાલાલભાઇએ** પણ સાહિત્ય–સ્વામી તરીકે ગુજરાતીઓના ઘડતરમાં સારો ફાળો આપ્યો છે. **ડૉ. આનંદશંકર ધ્રુવે** પણ એક સરસ શિક્ષણકાર અને સાહિત્યના સિતારા તરીકે ગુજરાતી જીવનને ઉજ્વળ કર્યું છે. સાક્ષરરત્ન **સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ** પણ પત્રકારિત્વ અને સાહિત્યમાં ગૂજરાતને ઋણી કરી ગયા છે. **સાક્ષરરત્ન શ્રી કેશવલાલ ધ્રુવ** પણ ગૂજરાતી ભાષાની સેવામાં સારો ફાળો આપી ગયાછે. આ સમયે ગૂજરાતી સાહિત્ય પરિષદની પણ શરૂઆત થઇ હતી. સર ચીમનલાલ સેતલવડ રાજકાર્યમાં હજી સુધી ઘૂમ્યા કરે છે. દાદાભાઇ નવરોજી પછી કૉંગ્રેસના નાવનું સુકાન ઘણાં વરસો સુધી સર ફિરોજશાહના હાથમાં રહ્યું.

સને ૧૯૦૭ માં **શ્રીમતી નાનીબહેન ગજ્જર** અને **શ્રીમતી બાજીગૌરીએ** વનિતા વિશ્રામ સ્થાપ્યું. એ સંસ્થાએ તે પછી મહિલા વિદ્યાલય ખોલ્યું. એમણે સ્ત્રી કેળવણી માટે ટ્રેનિંગ કૉલેજ પણ કાઢી છે. સ્ત્રીઓના ઉદ્ધાર માટે **બહેરામજી મલબારી** અને **દયારામ ગીદુમલે** આજીવન પ્રયત્નો કર્યા હતા. સેવાસદનની સ્થાપનાએ પણ સ્ત્રીઓને સુસંસ્કૃત બનાવવામાં સારો ફાળો આપ્યો છે. **સર વિઠ્ઠલદાસ ઠાકરસીની** બાદશાહી સખાવતથી ચાલતી, શ્રી. કર્વેની સ્થાપિત વિદ્યાપીઠે સ્ત્રી કેળવણી માટે સારું કામ કર્યું છે. એની શાળાઓમાં ૪૫૦૦ વિદ્યાર્થિનીઓ છે. વિદુષી, પરોપકારી બહેનો **વિદ્યાબહેન** અને શ્રી. **શારદાબહેનની** પણ એ વિષયમાં સેવા અગ્રગણ્ય છે.

સને ૧૯૧૫માં ગૂજરાતમાં એક જ્યોતિર્ધર પધાર્યા. એ પહેલાં એમની દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના મુખ્ય સંચાલક તરીકે જગતભરમાં પ્રતિષ્ઠા હતી. તેઓએ આવીને જ ચંપારણ્યનો સત્યાગ્રહ ઉપાડયો. તે પછી તેઓ સાબરમતી આશ્રમ સ્થાપી અમદાવાદ નજદીક રહ્યા. એમના જેટલો મહાન પ્રભાવ અને પ્રકાશ ગૂજરાતમાં વિશેષપણે અને આખા હિંદમા સામાન્ય રીતે કોઇ પણ જ્યોતિર્ધરે પાડયો નથી. આધુનિક પ્રજાના ઘડતરમાં એમણે મોટો ફાળો આપ્યો છે.

મહાત્માજી આખા હિંદના છે. પણ એમની એથી વિશેષ અસર

ગૂજરાત ઉપર છે. નૂતન ગૂજરાતનાં રાજકારણ, સાહિત્ય, અને સમાજ પર, ગ્રામજીવન અને શહેરીજીવન પર, બુદ્ધિજીવીઓ અને શ્રમજીવીઓ પર એમ સાર્વત્રિક એમની બહોળી અને ઊંડી અસર પડી છે. હમણાંના ગૂજરાત અને તેની પ્રજાના ઘડતરમાં સાબરમતીના સંતનો મોટો ફાળો છે. ખેડાનો સત્યાગ્રહ, સને ૧૯૨૧ અને ૧૯૩૦ ના હિંદના સર્વ મોટા સત્યાગ્રહો, અમદાવાદમાં મજૂર મહાજનની સ્થાપના, વિદ્યાપીઠની મહાન સંસ્થાની સ્થાપના, હરિજનોને આગળ વધારવાની મહેચ્છા, નવજીવનનું પ્રકાશન, એમની ઊંડી



પૂ. ગાંધીજી

સાહિત્યસેવા અને પ્રજાકલ્યાણની એમની અનેક પ્રવૃત્તિઓએ આજે ગૂજરાતને મોટી જાગૃતિમાં આણ્યું છે. સર્વે પ્રાંતોમાં ગૂજરાતનો ઊંચો દરજ્જો પૂજ્ય મહાત્માજીને આભારી છે.

એમણે સ્વ. **શ્રી. મહાદેવભાઈ દેસાઇ, કાકાસાહેબ કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા**, શ્રી. **નરહરિ પરીખ**, શ્રી. **જીનવિજયજી** શ્રી. **વાલજી દેશાઇ** અને નવજીવન મંડળના બીજા શ્રેષ્ટ સાહિત્યસ્વામીઓને ગૂજરાત પાસે ધર્યા છે. તેમ જ ટૂંકા વાકયવાળી, અર્થગાંભીર્યયુક્ત છતાં તદ્દન સરળ શૈલી ગૂજરાત પાસે ધરી છે. શિક્ષણમાં ગૂજરાત વિદ્યાપીઠ એ કેળવણી વિષયના એમના પ્રયત્નોનું સુંદર ફળ છે. સરદાર શ્રી. **વલ્લભભાઇ પટેલ**, શ્રી. **ભુલાભાઇ દેસાઈ**, શ્રી. **કનૈયાલાલ મુનશી** વગેરે નેતાઓ એમણે જ ગૂજરાતમાં દીપાવ્યા છે. એમનો ગૂજરાત ઉપર મોટો ઉપકાર છે.

ગૂજરાતના જાહેર જીવનને મહાત્માજીએ પ્રકાશિત અને જાગ્રત કર્યું છે. આજે સ્ત્રીશકિત જાગી ઊઠી છે. દેશોદ્ધાર, પિકેટીંગ, વ્યાખ્યાનો

એ સર્વેમાં સ્ત્રીઓ પ્રેમથી મુખ્ય ભાગ લેવા તૈયાર છે. આખા ગૂજરાત અને મહાગૂજરાતમાં પણ ગુજરાતી સ્ત્રીઓ જાહેરમાં વિશેષ ભાગ લે છે. અનેક સ્ત્રીસંઘો ચલાવે છે. જ્યોતિસંઘ જેવી સ્ત્રી કલ્યાણની સંસ્થાઓ સ્થાપે છે. પડદો ઘણો જ ઓછો થયો છે. સ્ત્રીઓ મર્યાદિત સ્વતંત્રતા અને પોતાના હકકો સમજવા લાગી છે. રાજકોટ રાજ્ય સાથેના સત્યાગ્રહમાં સ્ત્રીશકિત ઠીક ઠીક બહાર આવી હતી.

નવયુવકો પણ દેશ, સ્વદેશી અને સ્વરાજ માટે બહાર પડવા લાગ્યા છે. એમનામાં અનેક સમાજવાદી, સામ્યવાદી અને બીજા આગળ વધેલા વિચારવાળા છે. સ્વરાજ એ પોતાનો જન્મસિદ્ધ હક્ક છે, એમ તેઓ માનતા થયા છે, અને એની સિદ્ધિ માટે લાખ્ખો યુવકો પ્રાણ આપવા પણ તૈયાર છે. યુવકોએ જૂના ચીલા અને આગળથી ચાલ્યા આવતા રીતરિવાજો મૂકવા માંડયા છે. બ્રાહ્મણ અને શાસ્ત્રો એમણે હવે ગૌણ ગણ્યાં છે. ધર્મગુરુઓ, રાજાઓ અને જમીનદારો પ્રત્યે એમને માન ઓછું થયું છે. શ્રમજીવીઓ અને કૃષકો પ્રત્યે એમની સહાનુભૂતિ વધી છે. મૂડીવાદીઓ અને સામ્રાજ્યવાદીઓ પ્રત્યે એમને ઘૃણા છે. આ યુવકોમાં થનગનાટ છે, ચેતન છે, અને આઝાદીની તમન્ના છે.

વર્તમાનપત્રોની શક્તિ અને પ્રચાર પણ વધ્યાં છે, આખું જગત વર્તમાનપત્રોએ મૂઠીમાં બતાવી દીધું છે. લોકોની વાચનભૂખ ઉઘડી છે. અનેક પુસ્તકો, માસિકો વગેરે પ્રકટ થાય છે.

છતાં ગૂજરાતમાં હજી ઘણું કરવાનું બાકી છે. હજી ૮૫ ટકા નિરક્ષરતા દૂર કરવાની છે. ગામડાંઓને સુધારવાનાં છે. ગ્રામ્ય-ગૃહઉદ્યોગોનો વિકાસ કરવાનો છે. હજી તો પુષ્કળ પ્રગતિ કરવાની છે, પરંતુ આ સર્વે પ્રગતિ માટે ક્ષેત્ર અને સાધનો તૈયાર છે. જાગૃતિ આવી છે. 'બંધુ, જાગો, ઊઠો, હૃદયમંદિરે પ્રકાશ દિવ્ય આવે.'

## શ્રી. પ્રૉ. અતિસુખશંકર ક. ત્રિવેદી

પ્રૉ. અતિસુખશંકર ત્રિવેદીનો જન્મ સુરતમાં ૧૮૮૫માં થયો હતો. તેમણે અમદાવાદ, નડિયાદ, ભરુચ, પૂના વગેરે સ્થળોએ માધ્યમિક શિક્ષણ લીધું હતું, અને સને ૧૯૦૦માં મેટ્રીકની પરીક્ષા પાસ કરી ગૂજરાત કૉલેજમાં ઉચ્ચ કેળવણી માટે દાખલ થયા હતા. ત્યાં પોતાની કારકિર્દી ત્રણ વર્ષ સુધી સફળ બનાવી પછીથી તેઓ એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થવા મુંબઇ ગયા; અને એમ. એ. ની પરીક્ષા સને ૧૯૦૬માં ફિલૉસૉફી વિષય લઇ બીજા વર્ગમાં પસાર કરી. પછી તેમણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો ને ૧૯૦૭માં એલ એલ. બી. ની ડિગ્રી મેળવી. તરત જ ફિલૉસૉફીના પ્રૉફેસર શ્રી. ડાહ્યાભાઇ લલ્લુભાઈ પુરોહિતને વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબે વિલાયત મોકલ્યા, તેથી તેમણે પોતાની ખાલી પડેલી જગ્યા અતિસુખશંકરભાઇને આપવા ભલામણ કરી ને તેઓ તે જગ્યાએ આવ્યા.

પોતાની નોકરીનાં પ્રથમ દસ વર્ષ તો તેમણે શીખવવામાં, અભ્યાસમાં ને સાહિત્ય કામમાં જ ગાળ્યાં. પણ ૧૯૨૦ થી તેમને મુંબઇ યુનિવર્સિટીના કામકાજમાં સક્રિય ભાગ લેવાની ઇચ્છા થઈ, અને છેવટે ૧૯૨૧માં તેઓ સેનેટના સભ્ય થવા પામ્યા પણ ખરા. તેઓ થોડોક વખત સિન્ડિક પણ થયા હતા. તેમણે મુંબઈ યુનિવર્સિટીની લેવાતી આર્ટ્સની પરીક્ષાઓમાં જુદા જુદા વિષયોમાં પરીક્ષક તરીકે પણ કામ કર્યું છે. મુંબઇ યુનિવર્સિટીને લગતી નિશાળોમાં તેમણે યુનિવર્સિટી ઇન્સ્પેકટર તરીકે પણ કામ કર્યું છે. સેનેટના સભ્ય તરીકે તેમની મુખ્ય સેવા એ જ ગણી શકાય કે તેમણે હાલની હિન્દુસ્થાનની ભાષાઓ (Modern Indian Languages)ને ફરજિયાત વિષય તરીકે મેટ્રીકની પરીક્ષામાં સ્થાન અપાવ્યું. તેમ જ બી. એ. ની

પરીક્ષા માટે પણ આપણા દેશના તત્ત્વજ્ઞાનનો વિષય દાખલ કરાવ્યો. તેઓ ફિલૉસૉફી ઉપરાંત ગુજરાતીના વિષયમાં પણ લૅકચર આપતા



શ્રી. પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી

હતા. તેઓ ૧૯૨૩ માં નીતિશાસ્ત્રના વિષયમાં મુંબઈ યુનિવર્સિટીમાં યુનિવર્સિટી લૅકચરર હતા અને જ્યારે ૧૯૨૮ માં મદ્રાસમાં અખિલ હિન્દ તત્ત્વજ્ઞાન મહાસભા (All India Philosophical Congress) ભરાયલી તે વખતે મુંબઇ યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે તેઓ હાજર હતા ને તેમણે ‘Philosophic outlooks on the Problem of truth’ ઉપર પેપર લખેલો. તે ઉપરાંત ૧૯૩૭ માં મુંબઇ યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે તેઓ નાગપુર ગયેલા. ત્યાં તેમણે ‘Mysticism in Mediaeval Gujarat’ પર પેપર વાંચ્યો હતો. મુંબઇ યુનિવર્સિટી તરફથી તેઓ એમ. એ. તેમ જ પીએચ. ડી. ના વિદ્યાર્થીઓ માટે શોધખોળ (Research Papers) માં શિક્ષક તરીકે નીમાયા હતા અને પ્રો. વી. એચ. દાતેએ પોતાની પીએચ. ડી. ની ડિગ્રી તેમની દેખરેખ નીચે જ લીધી હતી. કૉલેજના દરેક કાર્યમાં તેમનો સક્રિય ફાળો હંમેશ જ તેઓ આપતા. કૉલેજના વાર્ષિક મેળાવડા તેમ જ કૉલેજના સુવર્ણ મહોત્સવ વખતે પણ મેળાવડાનું કાર્ય તેમણે પંદર દિવસમાં જ પાર પાડેલું. યુનિવર્સિટીના કામમાંથી નવરાશ મળે ત્યારે શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારાય ને વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો રચવામાં તેઓ પોતાનો સમય ગાળતા. બાળવિદ્યાર્થીઓ માટે તેમણે “નિવૃત્તિ વિનોદ” નામનો નિબન્ધોનો સંગ્રહ છપાવ્યો છે. તે વરસો સુધી હાઇસ્કૂલોમાં શીખવાતો. એમની ‘ત્રિવેદી વાચનમાળા” પ્રાથમિક નિશાળોમાં ચાલે છે. ઉપયોગમાં આવે ને સરળ પડે તેવાં લખાણો લખવાની એમનામાં અસાધારણ શક્તિ છે. વડોદરા કૉલેજમાં સૌથી લોકપ્રિય પ્રૉફેસર એઓ જ હતા. તેમના ગ્રંથોમાં મુખ્ય ગણી શકાય તેવા “નિવૃત્તિ વિનોદ” (૧૯૧૭), અને “સાહિત્ય વિનોદ” (૧૯૨૮), એમ બે છે. તે ઉપરાંત તેમણે ઘણાં ભાષાંતરો પણ કરેલાં છે, શાર્પ “જાપાનની કેળવણીની પદ્ધતિ” (૧૯૧૦), ગિઝો–“યુરોપના સુધારાનો ઇતિહાસ” (૧૯૧૩), રેશડોલ–“નીતિશાસ્ત્ર”.–તેમનું “પ્રવાસ

વિનોદ''નું પુસ્તક પણ છપાઇ ગયું છે ને તે પણ ઘણું જ રસયુક્ત છે. ''આત્મવિનોદ'' છપાઇને હમણાં જ બહાર પડયું છે. તદુપરાંત તેમણે અંગ્રેજીમાં પણ કેટલાંક પુસ્તકો લખ્યાં છે :

Studies in Deductive Logic (1912)
Studies in Inductive Logic (1914)
Logic in an Easy Chair (1925)
Psychology (1919)
Ethics (1920)

અને વળી વડોદરામાં જે સાહિત્ય સભા ચાલે છે તેણે અત્યાર સુધી તેમના પ્રમુખપદ નીચે અનેક રસિક પ્રવૃત્તિઓ આદરી છે. ગુજરાતના ઘણા દેશી તેમ જ વિદેશી સાક્ષરોની જયંતીઓ ઉજવી છે. વળી આ સભાએ 'સાહિત્યકાર' ત્રૈમાસિકની શરૂઆત શ્રી. અતિસુખશંકરભાઇના પ્રમુખપદે જ કરી. તેમના જેવા ઘણા જ ઉત્સાહી પ્રમુખ મળ્યાથી સભાનું કામ તેજથી ચાલ્યું. આ 'સાહિત્યકાર'નો મુદ્રાલેખ 'આનંદ અને સંસ્કૃતિ' રાખવાની પણ તેમણે જ સૂચના કરેલી. આમ તેઓ સંસ્કૃતિ બાબત ઘણી જ ઝીણવટ દાખવતા અને ખાસ કરીને આમાં અતિસુખશંકરભાઇના મનનીય અગ્રલેખો તેમ જ ચાલુ બનાવોની સમીક્ષા કરતો નિરીક્ષણ વિભાગ સાહિત્યરસિકોને પ્રિય થઇ પડ્યા હતા. 'સાહિત્યકાર' માટે લેખો મેળવ્યા બાદ તેનાં પ્રૂફ પ્રમુખશ્રી જાતે જ જોતા. પણ છેવટે આર્થિક તંગી તેમ જ બીજી અનેક નાની નાની મુશ્કેલીઓને અંગે તે પત્ર બંધ થયું. પણ છતાં ય પ્રમુખના ઘણા જ ઉત્સાહભર્યા માનસને લઇને તે પત્રની ભસ્મમાંથી વડોદરા સાહિત્ય સભાને 'પ્રેમાનંદ અંક' તથા 'શામળ અંક' જેવાં અભ્યાસપૂર્ણ પ્રકાશનો સાંપડયાં છે.

તેમનું લખાણ ઘણું જ સરળ હોય છે. ભાષાશુદ્ધિ વિષે તેઓ ઝીણવટભરી ચીવટ રાખે છે.

બાળકોને અનુકૂળ થઈ પડે એવી તેમની લેખન પદ્ધતિ છે. તેમની લખાવટમાં વૈવિધ્ય નથી પણ પ્રવાહ એકધારો નિશ્ચિત પંથે ચાલ્યો જાય છે. પચીસ વરસ પર એમણે લખવા માંડેલું પણ એમની ભાષાના રંગ ને લખાણની દિશા આજે પણ તેનાં તે જ છે.

હું કૉલેજના બીજા જ વર્ષથી એટલે ૧૯૩૯-૪૦થી તેમના નિકટ સંબંધમાં આવવા લાગી. તે વખતે તો તેઓ ફક્ત લૉજીકનો વિષય જ અમને શીખવતા અને એ વર્ષમાં જ મને તેમની શિક્ષણપદ્ધતિનો આછો આછો અનુભવ થવા માંડ્યો. તેઓ લૅક્ચર્સ ઘણા જ રસપૂર્વક આપતા ને ગમે તેવા અઘરા વિષયને પણ પોતાની સરળ, હલકી શૈલી-થી રસમય બનાવી દેતા. પરીક્ષક તરીકે પણ તેઓ ઘણી જ ઉદારવૃત્તિ દાખવતા ને વિદ્યાર્થીને જરા પણ અન્યાય ન થાય એનું ખાસ ધ્યાન રાખતા, ને વિદ્યાર્થીને તેની મહેનતના બદલામાં પૂરેપૂરા માર્ક્સ આપતાં પણ તેઓ કદી અચકાયા નથી.

વધારે ગાઢ સંબંધમાં તો જ્યારે મેં બી. એ. માં ઐચ્છિક વિષય તરીકે ફિલૉસૉફી લીધી ત્યારે જ હું આવી. ફિલૉસૉફીનો વિષય સાધારણ રીતે બધા જ અઘરો ગણે છે. ઘણુંય ઊંડું ઊંડું સમજવાનું હોય છે અને તેમાં પણ ‘Metaphysics’ જેવો વિષય એટલે તો હદ જ આવી હતી. આવા કઠણ વિષયને સમજાવતાં પણ તેમણે કદી કંટાળો દાખવ્યો નહોતો, અને સૌથી વધારે તો જ્યારે તેઓ ‘Indian Philosophy’ હિન્દનું તત્ત્વજ્ઞાન શીખવતા ત્યારે ક્ષણભર તો લાગતું કે પશ્ચિમના તત્ત્વજ્ઞાનમાં કંઈ જ નથી, બધું નકામું જ છે. અને તે વિષય પરની નોટ તો એટલી સરળ કે ગમે તે વાંચે તો પણ સમજી શકે. દરેક વિષયમાં તેમનું વાચન ઘણું જ વિશાળ રહેતું, ખાસ બાબત તો એ હતી કે દરેક વિષય પર તેઓ ઘણાં જ પુસ્તકો વાંચતા ને તેમાંથી અગત્યની બાબતો ગ્રહણ કરી તેઓ પોતાની ટૂંકી નોટ કાઢતા, ને તે તેઓ ક્લાસમાં વિદ્યાર્થીઓને લખાવતા. તેમને જરા સામાન્યતઃ બીજાઓ કરતાં જલ્દી લખાવવાની ટેવ હતી. જેથી

ખાસ એ ફાયદો થતો કે પરીક્ષામાં જલ્દીથી લખી શકાતું. તેમ જ રોજની અર્ધો–પોણો કલાક લખવાની ટેવને અંગે પરીક્ષા વખતે અમે જલ્દીથી સારું લખાણ લખી શકતાં. તદુપરાંત વિદ્યાર્થીને જ્યારે જોઇએ ત્યારે તેઓ ચોપડીઓની મદદ પોતાની ખાનગી લાયબ્રેરીમાંથી પણ આપતા. કોઈ પણ વિદ્યાર્થી તેમની પાસે ગમે તે વખતે ગમે તે પૂછવા જતાં કદી પણ અચકાતો નહીં. ને તેની તે મુસ્કેલી તેઓ કાળજીપૂર્વક દૂર કરતા. હું પ્રથમ કૉલેજમાં દાખલ થઇ ત્યારે મને તો એમ જ ખ્યાલ હતો કે પ્રૉફેસર પાસે તે શી રીતે જવાય? અને વળી તેઓ તો આપણને જવાબ પણ ન આપે. પણ મારો એ ખ્યાલ ત્રિવેદી સાહેબના સબંધમાં આવતાંવેંત જ સદાને માટે દૂર થઇ ગયો. મારો તેમની સાથેનો સંબંધ સાચા અર્થમાં શિક્ષક–વિદ્યાર્થિની કરતાં પિતાપુત્રી તરીકેનો કહું તો તેમાં જરાય અતિશયોક્તિ ગણાય નહીં. તેમની પાસે જતાં હું કોઇ દિવસ અચકાતી પણ નહોતી કે નહોતો કર્યો વખતનો પણ વિચાર. મન ફાવ્યું ત્યારે દોડયાં. પછી તો જે બાબત પૂછવાની હોય તે ભલેને તેમના વર્તુળ બહારની હોય. ઘણાં બાળકો પિતા પાસે જતાં બ્હીએ છે પણ ખરાં, અમને તો તેમણે કદી એ શબ્દનું ભાન થવા દીધું જ નથી. તેઓ પોતાની અમૂલ્ય સલાહ દરેક વિષયમાં આપતા. તેમનો મોટામાં મોટો ગુણ તો એ હતો કે તેઓ હંમેશ વિદ્યાર્થીઓને ઉત્સાહ આપતા, ઉત્તેજિત કરતા. ચાલુ સાલમાં જ જ્યારે હું બી. એ. ની પરીક્ષા માટે તૈયારી કરતી હતી ત્યારે મને સેકન્ડ ક્લાસ માટે તો ઘણી જ ગભરામણ થતી હતી, પણ એમણે તો હંમેશાં મને તેમ જ મારા બીજા સહાધ્યાયીઓને અમારો ફર્સ્ટ ક્લાસ આવશે એવી જ વાતો કરેલી, ને એ તો બાળ સ્વભાવ જ છે કે મોટી આશા આપે તો તે ઉત્સાહપૂર્વક આગળ ધાય. અને મેં એ રીતે પોતાની હિંમત પર નહીં પણ એમના એ ઉત્સાહજનક, આશાજનક શબ્દોના ગુંજનમાં જ પરીક્ષા આપી, છેવટે સેકન્ડ ક્લાસ સહેલાઇથી આણ્યો. તેમનો આશીર્વાદ સદા મારા પર વરસ્યા જ કરતો. ગમે તેવા ઠોઠ વિદ્યાર્થીઓને પણ કદી તેઓ 'નપાસ' શબ્દની ખબર ન

પડવા દેતા. પરીક્ષા આપતાં અગાઉ થોડા દિવસ પહેલેથી જ તેઓ અમને યોગ્ય સલાહ આપી અમારાં દિલ પ્રફુલ્લિત કરી દેતા. નેપોલિયન માટે 'Impossible' શબ્દ જ નહોતો. ત્રિવેદી સાહેબના શબ્દકોષમાં 'નિરાશા' શબ્દને સ્થાન જ નહોતું. એમના જીવનમાં શુષ્કતા તો જરાય ન દેખાતી. તેમના જીવનમાં રસની જરાય ખામી નહોતી જણાતી. વિદ્યાર્થીઓ માટે તેમનો સદ્‌ભાવ ખૂબ જ હતો. ને દરેક પ્રત્યે પિતા જેટલો જ પ્રેમ તેઓ દાખવતા. મને તો તેઓ વાત્સલ્ય પ્રેમની મૂર્તિ સમાન જ લાગતા. કૉલેજમાંથી અમે એમની સાથે પ્રવાસમાં જતાં તે વખતે પણ તેમની હાજરીથી અમારા યુવાનવૃંદને જરા પણ સંકોચ ન થતો બલ્કે અમારો આનંદ સો ગણો વધી જતો. વયમાં તો વૃદ્ધ કહી શકાય પણ સ્વભાવ તો સમયાનુસાર ફેરવી લેતા ને અમારી સાથે બિલકુલ બાળસ્વભાવ જ દાખવતા.

આવા પિતાતુલ્ય પ્રૉફેસર નિવૃત્ત થયાનું થોડા વખત પહેલાં જ જ્યારે અમે સાંભળ્યું ત્યારે દરેક વિદ્યાર્થીનાં દિલ ભરાઇ આવ્યાં. તેઓ તો જે દિવસે નિવૃત્ત થયા તે જ દિવસથી નાસિકની "H. P. T. Arts College" માં ફિલૉસૉફી શીખવવા માટે નિમાઇ ગયા છે. છતાં અમને તો એ ન જ ગમેને ? એમની હાજરી સદા કૉલેજમાં રસ સિંચતી. અમને તો એમની શિખામણની જરૂર હરઘડીએ પડયા જ કરે છે, પણ ફક્ત એટલું આશ્વાસન છે કે તેમને ઘેર પણ ગમે તે વખતે જઇ સલાહ લઈ આવીએ છીએ. આતો એક કીડી હાથીનું માપ કાઢે તેવી મારી સ્થિતિ છે. અને એ માપ કોઈ દિવસ નીકળી શકયું છે ?

પ્રભુ તેમને દીર્ઘાયુષ આપે એટલી પ્રાર્થના કરવી એ કંઈ બાળક માટે અશકય નથી, માટે એ પ્રાર્થના સહિત જ અત્રે વિરમું છું.

**નીલેશ્વરી ચીમનલાલ મહેતા**

# પ્રૉ. અનંતરાય મણિશંકર રાવળ

શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રમાં સેવા કરી રહેલા, અર્વાચીન ગુજરાતીઓમાં જેમનું નામ ગણાવ્યા વિના ચાલે નહી તેવા, પ્રૉફેસર **અનંતરાય મણિશંકર રાવળ**ની જન્મ તારીખ ૧-૧-૧૯૧૨, વતન વળા (જૂનું વલભીપુર), અને જ્ઞાતિ શિહોર સમવાયના ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણની છે. તેમની પ્રાથમિક ને માધ્યમિક કેળવણીનું સ્થાન અમરેલી, અને કૉલેજ કેળવણીનું સ્થાન, મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાંનું એક સત્ર બાદ કરતાં, બધો વખત ભાવનગરની શામળદાસ કૉલેજ હતું.



**પ્રો. અનંતરાય મણિશંકર રાવળ**

વિદ્યાર્થી તરીકે એમની કારકિર્દી ઊજળી હતી. મેટ્રિકમાં બધા ગુજરાતી વિદ્યાર્થીઓમાં સંસ્કૃતમાં પ્રથમ આવવા બદલ ગુ. વ. સો. હસ્તકનું કમળાશંકર ત્રિવેદી પારિતોષિક, ઇન્ટરમાં મુંબઇ યુનિવર્સિટીની મણિશંકર મજમુદાર ફીકાણી સંસ્કૃત સ્કૉલરશીપ, અને બી. એ. તથા એમ. એ. માં આખી યુનિવર્સિટીમાં ગુજરાતીમાં પ્રથમ

આવવા બદલ અનુક્રમે હરગોવિંદદાસ કાંટાવાળા પારિતોષિક અને ગુ. વ. સો. નો દી. બ. કે. હ. ધ્રુવ સુવર્ણચંદ્રક તેમને મળ્યાં હતાં. ઈ. સ. ૧૯૩૨માં સંસ્કૃત ઑનર્સ ને ગુજરાતી સાથે બીજા વર્ગમાં બી. એ. થઇ તે વર્ષના ઓકટોબરથી ૧૯૩૪ના જુન સુધી તેઓ શામળદાસ કૉલેજમાં ફેલો નીમાયા હતા. ૧૯૩૪માં મુખ્ય ભાષા ગૂજરાતી અને ગૌણ અંગ્રેજી સાથે સામાન્ય રીતે દુર્લભ ગણાતા પ્રથમ વર્ગમાં એમ. એ. થયા પછી થોડા જ સમયમાં અમદાવાદની ગુજરાત કૉલેજમાં, નિવૃત્ત થએલા દી. બ. કેશવલાલ હ. ધ્રુવની જગ્યાએ, ગુજરાતી ભાષા તથા વાઙ્મયના અધ્યાપક તરીકે તેઓ નીમાયા હતા. હાલ તેઓ એ જ સ્થાને કામ કરે છે.

એમને ને એમના કાર્યને બે રીતે મૂલવવાં જોઇએ : અધ્યાપક તરીકે અને સાહિત્યકાર તરીકે. અધ્યાપક રાવળ વિશે સૌથી પહેલું એ કહેવું જોઇએ કે એ પોતાની કર્તવ્યનિષ્ઠા કદી ચૂકયા નથી. નિયત થએલા અભ્યાસક્રમને તેમના અનેક ધંધાભાઇઓ કરે છે તેમ, તેઓ કદી અધૂરો રાખતા નથી પણ ચીવટ અને ખંતપૂર્વક તેનો સાંગોપાંગ અભ્યાસ કરાવે છે તે એમની આ કર્તવ્યપરાયણતાને લીધે જ. આ સાથે, જેના અભાવે ભલભલા વિદ્વાન પણ સારા અધ્યાપક તો નથી બની શકતા તે વ્યવસ્થિત શિક્ષણપદ્ધતિ પણ પ્રૉ. રાવળને સહજસિદ્ધ બની ગઈ છે. ને છતાં, અધ્યાપનમાં કેવળ પરીક્ષા તરફ નજર દોડાવી વિદ્યાર્થીઓને પરીક્ષા જીતાડી આપે તેટલું જ કહી-લખાવી કૃતકૃત્ય થઈ જવું, કે બીજે પક્ષે જ્ઞાનપ્રદાનના લોભમાં વિદ્યાર્થીઓને પરીક્ષા પરત્વે લગભગ દિક્શૂન્ય બનાવી દેવામાં પરિણમે એવી પ્રવચનબાજીમાં પડી જવું, એ બંને એકમાર્ગી શિક્ષણપદ્ધતિનાં ભયસ્થાનો ટાળી, બંનેનો પ્રશસ્ય સમન્વય એમણે સાધ્યો છે. તેમના વિષયમાં વિદ્યાર્થીઓનાં પરીક્ષાનાં પરિણામો આજ લગી ઊજળાં આવતાં રહ્યાં છે એનું એક કારણ એ છે. ગંભીર ને શુષ્ક વિષયનેય રસવંત બનાવે તેવો આછો વિનોદ, અને ભાવનાલક્ષી

કૃતિ કે કર્તા વિશે બોલતાં, શીખનારાઓને માટે સંસ્કારપ્રેરક નીવડે એવું વાતાવરણ ખડું કરવા પાછળ દેખાતી ભાવનાશીલતા, એ બે શ્રી. અનંતરાય રાવળનાં અધ્યાપક તરીકેનાં વધુ નોંધપાત્ર લક્ષણો ગણાય. અધ્યાપક તરીકેનાં આવાં લક્ષણોથી તેમ જ વ્યક્તિ-જીવનમાં યે સ્વભાવની સારપ ને સરળતા, મિલનસારપણું ને મીઠાશ, ને વિદ્યાર્થીઓને અભ્યાસ કે અન્ય ગૂંચવતી બાબતોમાં સલાહ સૂચન કે માર્ગદર્શન આપવાની તત્પરતા જેવા ઉમદા ગુણોને લીધે પ્રૉફેસર રાવળ, સસ્તી વિદ્યાર્થીપ્રિયતા મેળવવા તેઓ જાણીબૂઝીને મથ્યા નથી છતાં, ઘણા વિદ્યાર્થીઓનો ચાહ ને આદર મેળવી શક્યા છે. કેળવણીકાર તરીકેની તેમની સફળતાનું આ એક મોટું ગૌરવ-ચિહ્ન ગણાય.

એમના અધ્યાપકીય જીવનની સમાન્તર દોડતી સાહિત્યકીય પ્રવૃત્તિ, ખરું જોતાં એમની અધ્યાપકીય પ્રવૃત્તિથી એક દોઢ વર્ષ મોટી છે. આમ નવ-દશ વર્ષની થવા આવેલી એમની સાહિત્યપ્રવૃત્તિએ એમની પ્રૉફેસરી કરતાં એમને ગૂજરાતના સાહિત્યરસિકોમાં વિશેષ જાણીતા બનાવ્યા છે. સાહિત્યક્ષેત્રે સર્જન કરતાં વિવેચન તરફ એ પહેલેથી જ વળી ગયા છે. સર્જનમાં એમણે કલમ નથી જ ચલાવી એમ તો કેમ કહેવાય? કાવ્ય,[૧] હળવા નિબંધ[૨] ને વાર્તા[૩]ના ક્ષેત્રમાં પ્રયોગ દાખલ તેમની કલમે કોઇ કોઈ વાર લટાર મારી છે. નિબંધ ને વાર્તા પરત્વે તો તેઓએ, આમ પ્રવૃત્તિ છૂટક છૂટક ને મર્યાદિત ન રાખતાં ચાલુ જ રાખે તો સારૂં, એવું ઇચ્છાઇ જાય તેવું સત્ત્વ બતાવ્યું પણ છે–છતાં એમનું, સાચું નિષ્ઠાપૂર્વકનું લેખન તો વિવેચનનું જ ગણાય. કેમ જે, આરંભ એમણે વિવેચનથી જ કર્યો છે ને ત્યાર પછી લગભગ ચાલુ સાધના અદ્યાપિપર્યંત એની જ રાખી છે. ૧૯૩૩ થી આજસુધીમાં કૌમુદી,

(૧) 'અમે બધા' ( શારદા–પ્રૉફેસર અંક ) : (૨) 'રંગભૂમિનો રાજા' (કૌમુદી), 'આંસુનો મહિમા' (ગુજરાત), 'ક્રિકેટ' (ગુજરાત સમાચાર દીપોત્સવી અંક) : (૩) 'વિચિત્ર પ્રયોગ' ને 'બુદ્ધપદનો ઉમેદવાર' ('ચા ઘર' ભા. ૧–૨)

શરદ, માનસી, ગુજરાત, ગુણસુંદરી, માધુરી, પ્રસ્થાન આદિ સામયિકોમાંના વિવેચનલેખો ને ગ્રંથાવલોકનો, નર્મદ, રણછોડભાઇ, શામળ આદિના સ્મારકગ્રંથોમાં આપેલા લેખો, ગુજરાત સાહિત્ય સભા તરફથી કરેલી 'સાડત્રીસના ગ્રંથસ્થ વાઙ્મય'ની સમીક્ષા; 'રાઇનો પર્વત' પર લખેલી સરસ પ્રવેશક ને ટિપ્પણીવાળી પુસ્તિકા; અત્યારસુધીમાં અપાયલાં કેટલાંક સાહિત્યવિષયક વ્યાખ્યાનો, આઠેક[૪] પુસ્તકોના પ્રવેશકો, આ બધી સામગ્રી તોળતાં જણાશે કે પ્રૉ. રાવળની એકધારી વિવેચનાત્મક લેખનપ્રવૃત્તિ જથ્થાની દૃષ્ટિએ ઓછી નથી ઊતરી. ને ગુણની દૃષ્ટિએ જોવું હોય તો, એમની 'સાડત્રીસના વાઙ્મયની સમીક્ષા' પ્રતિવર્ષ થતી એવી સમીક્ષાઓમાં ઊંચા દરજ્જાનું સ્થાન હજુય ભોગવે છે; અને 'ગુજરાતી નાટય સાહિત્યનું રેખાદર્શન,' 'સ્નેહમુદ્રા,' 'કવિ નરસિંહરાવ,' 'રાઇનો પર્વતનું વિવેચન,' 'વાણિયાનો કવિ,' 'સરસ્વતીચંદ્રનું પાત્રવિધાન,' 'કવિનું પહેલું નાટક,' આદિ લેખો છપાયા ત્યારે જેમ સારો સત્કાર પામ્યા હતા તેમ ત્યારબાદ અભ્યાસીઓ ને કૉલેજના ગુજરાતીના વિદ્યાર્થીઓ, તેનો સારો ઉપયોગ કરતા જણાય છે. એવાં સમૃદ્ધ વિવેચનોને વહેલી તકે ગ્રંથસ્થ કરી નાંખવાની ખાસ જરૂર, પ્રૉ. રાવળ કે એ નહીં તો ગુજરાતના પ્રકાશકો કેમ નહીં જોતા હોય?

સતત અભ્યાસશીલતા, ને ઊંડો તાગ લેવા મથતું દૃષ્ટિનું સર્વસ્પર્શી ઊંડાણ એ તો વિવેચકની શ્વાસનળી છે. પ્રૉ. રાવળના વિવેચનલેખો પાછળ પણ પૂરતો અભ્યાસ હોય છે. કૃતિને એમની નજર ચારે બાજુથી ફરી વળતી દેખાય છે. વિષયનું સાંગોપાંગ અશેષ નિરૂપણ એમનો આદર્શ જણાય છે. એમની એક ખાસ માન્યતા એ છે કે પક્ષાપક્ષી ને બદ્ધ મતોના વમળોથી સાવ નિરાળા રહી સર્જાતા સાહિત્ય પ્રવાહના તટ પર તટસ્થ દ્રષ્ટા જેવા ઊભા રહી, તેના સમીક્ષક

(૪) એ પુસ્તકો આ : કાવ્યસંહિતા, ધૂમકેતુ પાઠાવલિ, આપદ્ધર્મ, પશ્ચિમને સમરાંગણે, અલકા, શૌર્યનાં તેજ, રાખનાં રમકડાં, રમા.

બનવાની અનુકૂળતા બીજા કરતાં અધ્યાપકને તેના ધંધાની રૂએ વિશેષ હોય છે અને તેથી પ્રજાના સારસ્વત પ્રવાહની આંકણી ને દિશાદર્શન બીજા કરતાં એ વર્ગ પાસેથી વધુ મળવાં જોઇએ. પ્રૉ. રાવળ પોતા પૂરતો એ ઉચ્ચ ધર્મ બજાવવા મથેલા અવશ્ય જણાય છે. કૃતિ પાસે એ પક્ષપાત કે પૂર્વગ્રહ વિનાની હૃદયની સાફ આરસી લઇને હંમેશાં પહોંચે છે અને એમાં તેનું જેવું પ્રતિબિંબ પડે તેવું પડવા દે છે. આ નિષ્પક્ષપાતતા સાથે કર્તાને તથા કૃતિને પૂરેપૂરો ન્યાય આપવા સારુ વિવેચકમાં સર્વ પ્રથમ હોવો આવશ્યક એવો સમભાવનો ગુણ પણ આ વિવેચક પાસે પૂરતા પ્રમાણમાં છે. પણ તલસ્પર્શી અભ્યાસ, પક્ષપાતરહિતતા અને સમભાવ હોય તો પણ દૃષ્ટિનું ઊંડાણ ના હોય તો વિવેચન સત્ત્વશાળી બને નહીં. પ્રૉ. રાવળ પાસે એ છે, તે સાથે તેમનું મૂલ્યાંકનનું ધોરણ અને રસભાન પણ ઊંચું છે. કૃતિ પ્રત્યેના સહૃદય સમભાવને લીધે એ મિજાજ ગુમાવે કે આંખ રાતીપીળી કરે એવું જેમ ભાગ્યે બને છે, તેમ વિવેચકની ગંભીર જવાબદારીના જાગ્રત ભાનને લીધે અભિપ્રાય ઉચ્ચારતાં એ અવિવેકી કે અસમતોલ જવલ્લેજ બને છે, આમ કરતાં એમણે સત્યને અવગણ્યું નથી કે કૃતિના કે કર્તાના દોષપક્ષે કહેવું જોઇએ તે, કડવા બન્યા વગર, છતાં એટલી જ અસરકારકતાથી ને સાત્ત્વિક સૌમ્યતાથી કહી નાંખતાં, તે પોતાના વિવેચનોમાં અચકાયા નથી. લખાણમાં, વિવેચનમાં પણ, એને ઘાટીલું ને કલાયુક્ત બનાવવા, શૈલીનો એમને આગ્રહ છે. અને તેમની પ્રસન્ન, પ્રવાહી, વર્ષાની ઝીણી ઝીણી ફરફર જેવી રમ્ય શૈલી એમનાં વિવેચનોને સુવાચ્યતા ને કલાયુક્તતા અર્પવામાં સારો ભાગ ભજવે છે. વિવેચનમાં અર્ધરમતીઆળ પત્રશૈલીના તેમ સરસ્વતીચંદ્રને ગુણસુંદરી જેવાં પાત્રોને સંબોધી લખાયલા પત્રોના તેમણે જે પ્રયોગ કર્યા છે, ત્યાં ત્યાં તેમની શૈલી પ્રસંગ પૂરતી મધુરી હળવાશ અને તાજગી ધારણ કરે છે.

આ બધું જોતાં, પ્રૉ. અનંતરાય રાવળની વિવેચનસેવા આપણા

વિવેચકોની જૂની નવી પેઢીમાં તેમને મોખરાની હરોળમાં માનભર્યું સ્થાન અપાવે તેવી છે એમ નિઃસંકોચ કહી શકાય. આવી નાની વયમાં જ વિવેચક તરીકે લબ્ધપ્રતિષ્ઠ બની જેમણે કીર્તિનો કિનખાબ ગૂંથી લીધો છે, તેમને હાથે હજુ એ જ ક્ષેત્રમાં બધું જ ક્યાં મળી ગયું છે કે ભવિષ્યને માટે તેમની પાસેથી વધુ અપેક્ષાઓ ના રખાય? *

—ઉપેન્દ્ર છ. પંડ્યા બી. એ. (ઑનર્સ)

**સ્ત્રી**સ્વાતંત્ર્ય એ અહિંસા અને સંસ્કૃતિની કસોટી છે. મનુષ્યની હિંસક બુદ્ધિએ સ્ત્રીને ગુલામ બનાવી છે. સ્ત્રીઓના અંતઃકરણમાં જો અસીમ માતૃપ્રેમ ન હોત તો આ ગુલામી સ્ત્રીઓએ કદી પણ સ્વીકારી ન હોત. તેઓએ આત્મહત્યા કરીને સમગ્ર માનવજાતિનો અંત આણ્યો હોત. પડદા જેવી ભયંકર રૂઢિઓ સહન કરીને પણ જો સ્ત્રીઓએ આપણને આજ સુધી જીવતા રાખ્યા હોય તો તે કેવળ આ માતૃપ્રેમને જ આભારી છે. પણ સ્ત્રીઓને આવી રીતે ગોંધી રાખીને પુરુષોએ તો પોતાની હિંસક બુદ્ધિની પરાકાષ્ટાનું પ્રદર્શન કર્યું છે. આથી અહિંસાત્મક સંસ્કૃતિનો જો પૂર્ણપણે વિકાસ કરવો હોય તો સ્ત્રીઓને સર્વતોપરિ સ્વતંત્રતા આપવી જોઈશે. સ્વતંત્ર સ્ત્રીઓની મદદથી જે સંસ્કૃતિનો ઉદય થશે તે જ સંસ્કૃતિ અહિંસાત્મક બનશે, અને તેથી જ માનવજાતિને માટે સુખકારક અને હિતાવહ થશે.

—**ધર્માનંદ કોસામ્બી**

---

*૧ તેમની કૃતિઓઃ (૧) સાડત્રીસનું વાઙ્મય. (૨) 'શાઇનો પર્વત'નું વિવેચન (૩–૪) 'બુદ્ધિ પ્રકાશ લેખ સંગ્રહ' ૧–૨ (શ્રી. નવલરામ ત્રિવેદી જોડે)

## પ્રૉ. અમૃતલાલ ભ. યાજ્ઞિક એમ. એ.

પ્રૉ. અમૃતલાલ ભગવાનજી યાજ્ઞિકનો જન્મ ધ્રાંગધ્રા (કાઠિયાવાડ)માં, ઇ. સ. ૧૯૧૩માં થયો છે. નિરક્ષરતા ને અજ્ઞાનથી ભર્યાભાદર્યા આ પ્રદેશમાંથી, સાધન વિહોણા છતાં અંતરની પ્રબળ



અભિપ્સાની એક માત્ર ટેકણલાકડીને આધારે આધારે, જીવનની વંકી કેડીએ આપબળે આગળ વધેલા આપણા જૂજ નવયુવાનોમાં શ્રી. યાજ્ઞિકનું જીવન માનાર્હ ને ઉદાહરણ રૂપ થાય એવું છે.

મેટ્રીક લગીનું શિક્ષણ પોતાના વતન (ધ્રાંગધ્રા) માં પૂરું કરીને એમણે કોઇક કનેથી વાટખરચી ઉછીની લીધી. કૉલેજમાં ચાલતાં ભણતરનાં પુસ્તકો અન્ય સહાધ્યાયી મિત્રો કનેથી માંગ્યાં. ફી વગેરે બીજા ખર્ચની જોગવાઇ કરવા ફાજલ સમયમાં એમણે ટયુશનો મેળવવા માટે આપણા તાલેવંતોના ઘરઘરના ઊંબરા ઘસ્યા ને હેબાં ખાધાં; ને એ રીતે, ગમે તેવા સહનશીલ માણસની હામને ભાંગી નાખે–જીવનના આંતરરસને હણી નાખે–એવા સંજોગોમાં કૉલેજનો ઉચ્ચતર વિદ્યાભ્યાસ આદર્યો ને પરિપૂર્ણ કીધો.

કૉલેજનો બધો અભ્યાસ એમણે ભાવનગરની શામળદાસ કૉલેજમાં કર્યો છે. ઇ. સ. ૧૯૩૯ માં એમ. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં ઉત્તીર્ણ કરીને થોડો સમય એમણે વિલેપારલેની ગોકળીબાઇ હાઇ-

સ્કૂલ ને ઘાટકોપરના રામજી આસર વિદ્યાલયમાં શિક્ષક તરીકે નોકરી સ્વીકારી હતી. ને ત્યાર પછીથી માટુંગા [મુંબઇ]ની રામનારાયણ રૂઇઆ કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે જોડાયા છે.

હાઇસ્કૂલમાં ને કૉલેજમાં શિક્ષક–પ્રાધ્યાપક તરીકેની એમની કારકિર્દી અત્યંત કુશળ ને લોકપ્રિય થઇ ચૂકી છે. કોઇ પણ જાતના પાંડિત્યના ડોળ વગર, નિરભિમાનપણે પોતાના થયેલા ને થતા એવા નક્કર અભ્યાસના પરિપાક રૂપ અધ્યાપન એ જ જેના જીવનનો આનંદ ને વ્યવસાય છે એવા આ પ્રાધ્યાપક આપણા નૂતન જીવનના ઘડતર અર્થે, સંસ્કારદીપની ચિરંતન જ્યોતમાં પોતાની સમગ્ર શક્તિની વિનમ્ર અંજલિ ઉમેરીને, મૂંગો પણ મહત્વનો ફાળો આપી રહ્યા છે.

—પ્રેમશંકર હ. ભટ્ટ

## શ્રી. અમૃતલાલ વિ. ઠક્કર



શ્રી. અમૃતલાલ વિ. ઠક્કર

'ઠક્કર બાપા'ના વહાલસોયા નામથી જાણીતા થયેલા શ્રી. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કરનો જન્મ ભાવનગરમાં ઈ. સ. ૧૮૬૯ માં થયો હતો. એલ. સી. ઇ. ની ડિગ્રી મેળવ્યા બાદ પૂર્વ આફ્રિકામાં યુગેન્ડામાં એમણે સને ૧૮૯૯થી ૧૯૦૨ સુધી ત્રણ વર્ષ સિવિલ એન્જિનિયર તરીકે કામ કર્યું હતું.

૧૯૦૩થી બે વર્ષ સુધી તેઓ સાંગલીમાં સ્ટેટ એન્જિનિયરના હોદ્દા પર હતા; અને ત્યારપછીનાં નવ વર્ષ એટલે સને ૧૯૧૪ સુધી મુંબઇ મ્યુનિસિપાલિટિમાં તેઓ એન્જિનિયર હતા. ત્યાંથી એમણે 'હિંદ સેવક સમાજ'માં જોડાવા માટે સને ૧૯૧૪માં રાજીનામું આપ્યું હતું. આપણા પ્રાંતના એક અને અજોડ લોકસેવક તરીકે તેઓ પ્રખ્યાત છે. 'ઠક્કરબાપા' ના નામમાં એવો કોઈ જાદુ છે કે સૌ કોઇનું શિર એમની આગળ ઝૂકી પડે છે. એક આદર્શ લોકસેવક, સાચા કેળવણીકાર અને ખાસ કરીને પછાત વર્ગોના ઉદ્ધારક તરીકે પૂ. ઠક્કર બાપાનું નામ ઘેર ઘેર જાણીતું થઇ ગયું છે.

પછાત વર્ગોમાંથી નિરક્ષરતા દૂર કરવાને તથા તેમનામાં મૂળ ઘાલી ગયેલા અનેક દુર્ગુણો અને કુરિવાજોનો નાશ કરવાને તેઓ અથાક શ્રમ લે છે. પંચમહાલમાં ભીલોની સેવા કરવા 'ભીલ સેવા મંડળ'ની એમણે સ્થાપના કરી છે. અને લગભગ છેલ્લા બે દસકાથી આ સેવા મંડળ એમની દેખરેખ નીચે સુંદર સેવા કરી રહ્યું છે, તે સૌ કોઇ જાણે છે.

પૂ. ગાંધીજીની અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિમાં તેમને અત્યંત રસ છે, અને અસ્પૃશ્યતા નિવારણ માટે તેમણે અનેક ભોગ આપી સુંદર કાર્ય કર્યું છે. પૂ૦ મહાત્માજીની આ સેવા–પ્રવૃત્તિમાં પૂ૦ ઠક્કર બાપાનો હિસ્સો જબ્બર છે.

સને ૧૯૩૨ થી તેઓ અખિલ હિંદ હરિજન સેવક સંઘના સામાન્ય મંત્રી તરીકે કામ કરે છે. ૧૯૨૦–૨૧ માં એમણે જમશેદપુરમાં સુંદર કાર્ય કર્યું હતું, અને મૂળ વતનીઓની સ્થિતિનો અભ્યાસ કરવા ખાનદેશ, આસામ, ઓરિસ્સા વગેરે પ્રાંતોમાં મુસાફરી કરી હતી. સને ૧૯૩૩ થી ૧૯૩૫ સુધીનાં ત્રણ વર્ષ પર્યન્ત તેઓ 'અખિલ હિંદ હરિજન સેવક સંઘ'ની શાખાઓ સ્થાપવા માટે આખા હિંદમાં ફરી વળ્યા હતા. એમાં પ્રથમનાં બે વર્ષ પૂ૦ ઠક્કર બાપા પૂ૦ મહાત્માજીના હરિજનસેવા અંગેના પ્રવાસમાં તેમના મંત્રી તરીકે સાથે ફર્યા હતા. સને ૧૯૩૯ માં ઠક્કર બાપાએ સિત્તેર વર્ષ

પૂરાં કર્યાં તે પ્રસંગે એમને એક લાખ રૂપિયાની થેલી અર્પણ કરવામાં આવી હતી.

શ્રી. ઠક્કર બાપા જેવા આદર્શ સમાજ સેવક, સાચા લોકનેતા અને બુઝર્ગ વિદ્વાન કેળવણીકાર આપણે ત્યાં છે, એ આપણું સદ્‌ભાગ્ય છે. અત્યારે પોણોસો વર્ષની વૃદ્ધ વયે પણ એક યુવાનને શરમાવે એવા ઉત્સાહ, ખંત અને ચિવટથી તેઓ સેવા કરી રહ્યા છે. એમનું સાદું, સરળ, નિયમિત અને ઉન્નત જીવન આપણે માટે આદર્શરૂપ બને એવું છે.

## રા. શેખ આદમભાઇ યુસુફભાઇ

બી. એ; એસ. ટી. સી. (બોમ્બે), એમ. આર. એસ. ટી. (લંડન),
**પ્રીન્સીપાલ, મહાબત મદ્રસા હાઈસ્કૂલ, જૂનાગઢ.**


રા. આદમભા ઈશેખ

**ગુજરાતના** આધુનિક કેળવણીકારો અને અધ્યાપકોમાં પ્રિન્સિપાલ શેખનું સ્થાન મોખરે મૂકી શકાય. તેમનો જન્મ ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં તા. ૧૩મી ફેબ્રુઆરી, ૧૮૯૯, ને દિને થયો હતો. તેમના પિતા, મુનશી યુસુફ પીરમોહંમદ, અમદાવાદ પી. આર ટ્રેનિંગ કોલેજના બીજા વર્ષમાં પાસ થઇ માસિક માત્ર બાર રૂપિયાના પગારથી સરકારી નોકરીમાં પ્રાથમિક શિક્ષક

તરીકે જોડાયા હતા અને ખેડા તથા પંચમહાલ જીલ્લામાં તેમ જ સુરત શહેરમાં ગુજરાતી–ઉર્દૂ શાળાઓમાં લગભગ પાંત્રીશ વર્ષ નોકરી કરી, માસિક વીશ રૂપીઆના પેન્શનથી, સને ૧૯૧૮માં વાનપ્રસ્થ થયા પછી આશરે ૭ માસના ટૂંક અરસામાં સને ૧૯૧૯માં સ્વર્ગસ્થ થયા હતા. રા. આદમભાઈ શેખે પોતાની પ્રાથમિક કેળવણીનો કક્કો ખેડા જીલ્લાના અલીણા ગામમાં તથા માધ્યમિક કેળવણીનો કક્કો સુરત શહેરમાં ઘૂંટયો હતો. ત્યાર પછી, પોતાના વતન કપડવંજની, તે વખતે અંગ્રેજી ચાર ધોરણ સુધી શીખવતી, મ્યુનિસિપલ એ. વી. સ્કૂલમાં અંગ્રેજી બીજા ધોરણમાં દાખલ થયા હતા. તે વખતે તેઓ ખેડા જીલ્લાની સરકારી મિડલસ્કૂલ સ્કૉલરશિપ માટેની નડીઆદ મુકામે લેવાતી પરીક્ષામાં ઉચ્ચ નંબરે ઉત્તીર્ણ થઇને શિષ્યવૃત્તિ મેળવવા ભાગ્યશાળી થયા હતા. અંગ્રેજી ત્રીજા ધોરણમાંથી તેમણે ખેડા જીલ્લાની હાઇસ્કૂલ સ્કૉલરશિપ માટેની પરીક્ષા આપીને, ખેડા જીલ્લાના સમસ્ત હિંદુ તથા મુસલમાન વિદ્યાર્થીઓમાં પ્રથમ નંબરે આવી, ચાર વર્ષ માટેની ઉપર્યુક્ત સરકારી સ્કૉલરશિપ હસ્તગત કરી હતી. અંગ્રેજી ચોથા ધોરણમાં સંસ્કૃત ઐચ્છિક વિષય લઈ, પ્રથમ નંબરે પાસ થઇ, નડીઆદની સરકારી હાઇસ્કૂલમાં તેઓ દાખલ થયા હતા. અહિ તેઓ મેટ્રીક સુધીની અંગ્રેજી, સંસ્કૃત, તથા ગુજરાતીની પ્રત્યેક પરીક્ષામાં પ્રથમ પદ પ્રાપ્ત કરીને પોતાના હિંદુ શિક્ષકો અને સહાધ્યાયીઓના અત્યંત પ્રીતિપાત્ર બન્યા હતા અને કેટલાક તો તેમને આદમભાઇને બદલે આદિતભાઈ તરીકે ઓળખતા. સને ૧૯૧૫માં તેમણે મેટ્રિક તથા સ્કૂલ ફાઇનલની પરીક્ષા સંસ્કૃત તથા ગુજરાતીના વિષયો સાથે પસાર કરી હતી. તેમને ચિત્રકળાનો પણ શૉખ હોઈ મુંબઇની સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટ તરફથી લેવાતી ડ્રોઇંગની ત્રણે પરીક્ષાઓ તેમણે પસાર કરી હતી અને સાથે સાથે ઉર્દૂ–ફારસીનો પણ સાધારણ અભ્યાસ કરી લીધો હતો.

મેટ્રિક થયા પછી તેઓ અમદાવાદની ગુજરાત કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ લેવા માટે દાખલ થયા અને અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્ય

ઐચ્છિક વિષય તરીકે લઈને સને ૧૯૧૯માં વીશ વર્ષની વયે બી. એ. થયા. સ્વ. સાક્ષરશિરોમણિ પૂજ્ય પ્રૉફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવના તેઓ શિષ્ય હતા. અને ગુજરાત કૉલેજના પ્રથમ મુસ્લિમ સંસ્કૃત ગ્રેજ્યુએટ હોઈ ખૂબ પ્રશંસા પામ્યા હતા. કૉલેજજીવનમાં ક્રિકેટ, ટેનીસ, બૅડમિન્ટન, તેમ જ દેશી રમતોમાં ઉત્સાહભર્યો ભાગ લેતા હતા અને એક સારા ખેલાડી તરીકે જાણીતા થયા હતા. તેમનો તે શૉખ અત્યાર સુધી કાયમ રહ્યો છે.

સને ૧૯૧૯ માં બી. એ. ની પરીક્ષા આપવા માટે તેઓ મુંબઈ ગયા તે દરમિયાનમાં ઘર આગળ તેઓના પિતાનું અચાનક અવસાન થયું અને તેથી તેમના શિરે અસહ્ય કૌટુમ્બિક બોજો લદાયો. તેથી વધુ અભ્યાસના વિચારને તિલાંજલિ આપી તેઓ બી. એ. પાસ થયા પછી તરત જ કપડવંજની મ્યુનિસિપલ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા, અને એક દશકા સુધી ત્યાં નોકરી કરીને પોતાના બે લઘુ બંધુઓની કેળવણી તરફ ધ્યાન આપતા રહ્યા. એમના નાનાભાઈ (મોહંમદભાઈ) ૧૯૨૯માં એમ. બી. બી. એસ. ની પરીક્ષા પાસ કરી જૂનાગઢની રસુલખાનજી હૉસ્પિટલમાં મૅડિકલ ઑફિસર તરીકે ત્રણ વર્ષ નોકરી કરી અચાનક અકાળ વયે અવસાન પામ્યા તેથી તેમના હૃદયને અત્યંત આઘાત થયો હતો. તેમના સૌથી નાના ભાઈ (ઉમરભાઈ) બી. એ. સુધી અભ્યાસ કરી હાલમાં એક દશકાથી જૂનાગઢમાં એક એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કરે છે.

સને ૧૯૨૨માં કપડવંજ મ્યુનિસિપલ હાઈસ્કૂલમાંથી એક વર્ષની કપાત પગારે રજા લઈને તેઓ મુંબઈની સરકારી એલફિન્સ્ટન મિડલ સ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા, પરંતુ છ માસ પછી સને ૧૯૨૩ના એપ્રિલમાં, સદરહુ મિડલ સ્કૂલ હાઈસ્કૂલ સાથે જોડાઈ જતાં ત્યાંથી છૂટા થવાથી, મુંબઈના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની ઓફિસમાં ગુજરાતી જાણનાર ગ્રેજ્યુએટ ક્લાર્ક તરીકે જોડાયા. મુંબઈની આબોહવા માફક નહિ આવવાથી તથા કૌટુમ્બિક અને આર્થિક ઉપાધિને અંગે છ માસ

પછી ત્યાંની સરકારી નોકરીનું રાજીનામું આપીને તેઓ પાછા કપડવંજ હાઈસ્કૂલમાં પોતાની મૂળ જગ્યા પર હાજર થયા. ત્યાં તેમણે સને ૧૯૨૩ થી ૧૯૨૯ સુધી પહેલા આસિસ્ટંટ શિક્ષક તરીકે અને થોડો વખત હેડમાસ્તર તરીકે સફળતાપૂર્વક કામ કર્યું. અને ૧૯૨૯ માં એસ. ટી. સી. ની પરીક્ષા બીજા વર્ગમાં પાસ કરી. કપડવંજ હાઈ-સ્કૂલની લગભગ એક દશકાની નોકરી દરમિયાન તેમણે હંમેશાં ઉપલાં ધોરણમાં (મેટ્રિક સુદ્ધાં) અંગ્રેજી, સંસ્કૃત, અને ગુજરાતી વિષયોનું અધ્યાપન કર્યું અને સાથે સાથે ઑનરરી ક્રિકેટ સેક્રેટરી તરીકે સ્કૂલની સેવા કરી. ત્યારપછી સને ૧૯૨૯ના ડીસેમ્બરની ત્રીજી તારીખે તેઓ જૂનાગઢ સ્ટેટ સર્વિસમાં, નવી સ્થપાએલી જૂનાગઢ એ. વી. સ્કૂલના હેડમાસ્તર તરીકે જોડાયા. કપડવંજ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકેની તેમની એક દશકાની કારકિર્દી દરમિયાન તેઓ વિદ્યાર્થીઓ તથા તેમના વાલીઓના એટલા બધા પ્રીતિપાત્ર બન્યા હતા કે તેઓ જ્યારે કપડવંજ છોડી જૂનાગઢ જવાના થયા ત્યારે કપડવંજની તમામ સંસ્થાઓએ ધર્મ કે જાતિના ભેદભાવ વિના, જાણે કે પોતાની જ કોમના એક સજ્જન પરદેશ જતા હોય તેમ, તેમને ભારે વિદાયમાન આપી, ઉજ્જવળ ભવિષ્યની અભિલાષાઓ પ્રદર્શિત કરી હતી. પ્રયાણના દિવસે તો આખી હાઇસ્કૂલ સ્ટેશને ઉપસ્થિત થઇ હતી અને અનેક વિદ્યાર્થી-મિત્રોએ સજળ નેત્રે વસમી વિદાય વખતનો હૃદયભાર જેમ તેમ વહન કરીને તેમના ઉપર અનેક ભલી લાગણીઓ રૂપી પુષ્પોની વૃષ્ટિ કરી હતી.

તેઓ સને ૧૯૨૯ થી ૧૯૩૭ સુધી જૂનાગઢ એ. વી. સ્કૂલના હેડમાસ્તર તરીકે રહ્યા અને તેમણે તે ૭૦૦ વિદ્યાર્થીઓની વિશાળ શાળાને એક આદર્શ સંસ્થા બનાવી. ત્યાંના શિક્ષણક્ષેત્રમાં તેમણે વિધવિધ પ્રકારના નવીન અખતરાઓ કરીને શિક્ષકો તેમ જ શિષ્યોમાં પ્રાણ પૂર્યા. 'પ્લે વે' (Play Way) અથવા ગમ્મત સાથે જ્ઞાન આપવાની પ્રથાને તેમણે પ્રથમ સ્થાન આપ્યું હતું અને નાનાં કુમળાં બાળકોમાં વિદ્યા પ્રત્યે અભિરુચિ ઉત્પન્ન કરી. ઉક્ત સ્કૂલમાં આદ

વર્ષના સતત પરિશ્રમના પરિણામે રાજ્યે કદર કરીને તેમને સને ૧૯૩૭માં વેરાવળની દિલાવરખાનજી હાઇસ્કૂલના હેડમાસ્તરની ઉચ્ચ-તર પદવીએ સ્થાપિત કર્યા. ત્યાં બે વર્ષમાં સ્કૂલની ઉત્તરોત્તર પ્રગતિ થતાં, તેના બદલા તરીકે રાજ્યે સને ૧૯૩૯માં જૂનાગઢની મોટામાં મોટી કેળવણીની સંસ્થા, મહાબત મદ્રસા હાઇસ્કૂલમાં તેમની હેડ-માસ્તર તરીકે બદલી કરી. આ સંસ્થામાં બાળ વર્ગથી માંડીને મેટ્રિક સુધીનું શિક્ષણ અપાય છે. તેના પ્રાથમિક વિભાગમાં લગભગ ૨૦૦ શિષ્ય–શિષ્યાઓ ભણે છે અને માધ્યમિક વિભાગમાં ૫૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. સને ૧૯૪૧થી તેમને પ્રિન્સિપાલનો હોદ્દો એનાયત કરવામાં આવ્યો છે અને ચાલુ સાલમાં તેઓ લંડનના એમ. આર. એસ. ટી. તરીકેનું માન મેળવવા ભાગ્યશાળી થયા છે. સને ૧૯૪૧ તથા ૧૯૪૨માં તેઓ મુંબઇ યુનિવર્સિટિની મેટ્રિકની પરીક્ષામાં ગુજરાતીના પરીક્ષક નીમાયા હતા. તેઓનું ગુજરાતી સાહિત્યનું વાચન બહોળું છે અને યથાવકાશે કાંઇક કાંઇક લખવાનો શૉખ ધરાવે છે.

તેઓ શાળાની શિક્ષણેતર પ્રવૃત્તિઓમાં પણ અદ્યપર્યંત સક્રિય ભાગ લે છે. નિષ્પ્રાણ જણાતાં ક્રીડાંગણોમાં તેમણે પ્રાણ પૂર્યા છે. દેશી રમતો ઉપરાંત, ક્રિકેટ, અને ખાસ કરીને બેડમિન્ટનના તેઓ જાણીતા ખેલાડી છે. રાજ્યની ઇન્ટર–સ્કૂલ સ્પોર્ટસ તથા સીનિયર ક્રિકેટ ટૂર્નામેન્ટ કમિટિના તેઓ સેક્રેટરી છે. ઇન્ડિયન રેડ ક્રોસ સોસાય-ટીની જૂનાગઢ બ્રાન્ચની એક્ઝીક્યુટિવ કમિટિના, સ્થાનિક લાયબ્રેરી કમિટિના, તથા સ્ટેટની ટેક્સ્ટ બૂક કમિટિના તેઓ સભ્ય છે અને ટેક્સ્ટ બૂક કમિટિની સંસ્કૃત તથા ગુજરાતી સબ કમિટિના 'કનવીનર' છે. આમ સને ૧૯૧૯ થી ૧૯૪૨ સુધી લાગલાગટ ૨૩ વર્ષથી શિક્ષણક્ષેત્રમાં રોકાએલા એ એક અનુભવવૃદ્ધ કેળવણીકાર છે. સ્વભાવે નિખાલસ, મિલનસાર, સ્વાશ્રયી, અને બુદ્ધિશાળી હોવાથી, દુગ્ધ–શર્કરા પ્રમાણે તેઓ શિષ્યો, શિક્ષકો અને અધિકારી વર્ગના પ્રીતિપાત્ર થયા છે. —યુ. એમ વોરા

# સ્વ. આચાર્યશ્રી આણુંદશંકર ધ્રુવ



સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવ

**અમદાવાદ** એ ગુજરાતનું રાજનગર છે. **સાબરમતીના** જળની પેઠે સંસ્કૃતિની અનેકરંગી છોળો **એણે** ઉડાડી છે. **અહમદશાહની** કલ્પનામાંથી એનો જન્મ થયો. મુસલમાની રિયાસતે એને કલા આપી. રણછોડભાઇના સાહસે 'રેંટિયા'માંથી એને ઉદ્યોગધામ બનાવ્યું. **મહાત્માજીની** તપશ્ચર્યાએ એને અદ્યતન અપૂર્વતા આપી.

ત્યાં સાહસ અને શ્રીનો નિવાસ છે; તેમ જ સરસ્વતીનું એ ધામ છે. સાહસ, શ્રી અને સરસ્વતીના ત્રિવેણીસંગમે એની ઓજસ્વિતા, અવિચળ દ્યુતિયે, ઝળકાવી છે. પડખે વહેતા **સાબરનાં** નીરે સમૃદ્ધ બનતી એની ભૂમિમાં કાંઇ અજબ આકર્ષણ ભર્યું છે. એણે વઢવાણથી દલપતરામને આકર્ષ્યા, અને સૂરતથી મહીપતરામને નવલરામ અને રા. બ. કમળાશંકરના અક્ષરજીવનને એણે સવિશેષ ઓપ

આપ્યો. બંગવાસી સત્યેન્દ્રનાથ ટાગોર અને સિંધના દયારામ ગિડુ-મલે આ ભૂમિને ચુંબન કર્યાં. ગુજરાતના આધુનિક સાહિત્યનો ઉગમ સૂરત, અમદાવાદ અને નડિયાદમાં થયો. તેમાં પણ અમદાવાદના અક્ષરસ્વામીઓએ, જીવનની વ્યવહારદક્ષતાને લીધે, વિશિષ્ટ સ્થાન મેળવ્યું. એનું સાહિત્યજીવન કવિ દલપતરામે શરુ કર્યું અને તેને અક્ષય સ્વરુપ આપવા વર્નાકયુલર સોસાયટિની સ્થાપના કરી. અમદાવાદમાં સ્વામીનારાયણના મંદિરની પ્રતિષ્ઠા, અને ત્યાં દલપતરામનો નિવાસ એ વિધિયોગ સાહિત્યને ઉપકારક થયો. એમાંથી કવિની ધીરવાણી, પ્રાસાદમય શૈલીમાં, પ્રગટી અને એણે એ સમયના સાહિત્યનો માનદંડ નક્કી કર્યો. એમાં સૂરતનો આવેશજન્ય જુવાળ ન હતો, કે સનાતનીઓની સંસ્કૃતપ્રચુરતા ન હતી. એ જ અરસામાં દિ. બ. ભોળાનાથે પ્રાર્થના સમાજ સ્થાપી અને 'અભંગમાળા' ગાઇ. વિલાયતથી પાછા ફરેલ રા. સા. મહીપતરામે ગુજરાત–કાઠિયાવાડના શિક્ષકોને અભિનવ પ્રેરણાઓથી ઉત્તેજ્યા. દિ. બા. અંબાલાલે બાળ ગુજરાતીઓમાં ચોકસાઇપૂર્વક, સર્જકતાનું બીજારોપણ કર્યું. આ સમગ્ર બળોમાંથી વર્તમાન યુગની સાંસ્કારિક આંચ, અમદાવાદમાં, પ્રગટી.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં પ્રસ્તુત સાંસ્કારિક આંચના ત્રણ પ્રતિનિધિયો જણાય છે. ભોળાનાથ, મહીપતરામ અને દલપતરામ. આ આદ્ય જ્યોતિર્ધરોનો વારસો પરંપરાએ તેમના પુત્રોમાં ઉતર્યો. એમણે વાગ્દેવીની અનેકમુખી ઉપાસના આદરી. એમનાં સર્જને ઉગતા સાહિત્યમાં નવીનતાનો સંક્ષોભ જન્માવ્યો. એ સંક્ષુબ્ધતાએ આચાર્ય આણંદશંકરમાં ધ્રુવદર્શન કર્યું અને સારસ્વત પ્રવાહે સ્થિર અને લાક્ષણિક સ્વરુપ પકડયું. એમાં અતલ ઊંડાણ અને વૈવિધ્ય આવ્યાં. એનાં અંગો અને ઉપાંગોનો, એની શાખા અને પ્રશાખાઓનો વિસ્તાર અને વિકાસ વધ્યાં. અમદાવાદ સાહિત્યતીર્થ બન્યું. તીર્થંકરોની એ પુનિત ભૂમિમાં સર રમણભાઇએ વિવેચનાને અર્ઘ્ય આપ્યો. બીજો અર્ઘ્ય આપ્યો ભાષા અને સાહિત્યના

અખંડ ઉપાસક સા. શ્રી. નરસિંહરાવે રસ અને કલાની અશેષ આરાધનાને. સંશોધન અને સંસ્કરણ દ્વારા ગીર્વાણ ગિરાનું ગુજરાતીમાં અવતરણ એ ત્રીજો અર્ધ્ય દિ. બ. કેશવલાલનો. શારદાદેવીને ચોથો અર્ધ્ય કવિવર્ય ન્હાનાલાલ તરફથી મળ્યો અને તેમણે ગગનગામી આદર્શ અને કલ્પનાવિહારથી શોભતો અપૂર્વ સાહિત્યરાશિ સરજાવ્યો. સારી ગુજરાત મગરુર બને એવા આ ચાર પુત્રરત્નો અમદાવાદના: વિવેચક, પંડિત અને કવિ. વ્યક્તિત્વે એકબીજાથી નિરાળા પણ સ્વયંપ્રકાશિત; ચારેયનાં જીવન અને કવનના રાહ જુદા. પ્રસ્તુત તીર્થંકરોની વિશેષતા એકઠી થઈ, અને તે પંડિતયુગના છેલ્લા પ્રતિનિધિ ડૉ. આચાર્ય આણંદશંકર ધ્રુવમાં, લાક્ષણિક રૂપે પ્રગટી; એટલે રાજનગરની સાંસ્કારિક વિભૂતિયોમાં તે અગ્રેસર લેખાયા.

અર્ધ્ય એટલે આરાધના. એ પ્રાચીન પરંપરા છે. અર્ધ્યપાત્ર વ્યક્તિયોને નરશ્રેષ્ઠ, પુરુષપ્રવર ઇત્યાદિ વિશેષણો લગાડાય છે, અને તેમનામાં વિભૂતિનું આરોપણ કરાય છે. આચાર્ય આણંદશંકર ધ્રુવ વાસ્તવિક અર્થમાં આનંદની મૂર્તિ હતા. જીવનનો આનંદ અથવા ઉલ્લાસ, સંયમ એટલે તપથી જ પ્રાપ્ત થાય છે એ બ્રાહ્મણ સંસ્કૃતિનો લોકોત્તર આદર્શ એમણે જીવનમાં અને વ્યવહારમાં આચર્યો તે એમની પહેલી વિભૂતિ. નભોમંડળ સંક્ષુબ્ધ બને ત્યારે જેમ ધ્રુવનો તારો માર્ગદર્શન કરાવે તેમ સાક્ષરમંડળમાં ઉગ્ર વિવાદ ઊભો થાય ત્યારે ડૉ. આણંદશંકરનો મત એ ધ્રુવ સમાન નિશ્ચલ તેટલો જ તેજસ્વી લેખાતો એ એમની બીજી વિભૂતિ. આદ્ય સ્મૃતિકાર બ્રાહ્મણોનાં ૭ કર્તવ્યો ગણાવે છે. તદનુસાર, ધ્રુવ સાહેબે અધ્યયન દ્વારા સરસ્વતીનો પ્રતિગ્રહ કર્યો, અધ્યાપન મારફત એનુ દાન કર્યું; અને આ રીતે સારસ્વત સત્ર તથા તેની પરંપરા આજીવન ચાલૂ રાખી. તટસ્થતા એ એમની ત્રીજી વિભૂતિ. તટસ્થતાના લક્ષણને લીધે એ પ્રવાહપતિત થતા નથી. તટસ્થતા એમની પ્રકૃતિનો લાક્ષણિક ધર્મ છે અને તેથી જ વિષમ પરિસ્થિતિમાં સામાન્યને દુર્લભ એવું આર્ષદર્શન તેઓ કરાવી શકયા છે. અક્ષરબ્રહ્મની ઉપાસનામાં કે આચાર્ય તરીકેના જીવનમાં

એ તાટસ્થ્યે જ તેમને સવિશેષ અર્ઘ્યાર્હ બનાવ્યા છે. સંયમ અને આનંદ એ બ્રાહ્મણના ગુણ; તટસ્થતા એ આચાર્યજીવનનો પરમ ધર્મ. ગુણ-ધર્મરૂપી આ ત્રણ વિભૂતિના સંયોગે આચાર્ય આણંદશંકર પુણ્યભૂમિ કાશીક્ષેત્રમાં સ્થપાયેલ હિંદુ વિદ્યાપીઠના ઉપ–કુલપતિ થયા. આચાર્ય તરીકે 'ગુરૂણાં ગુરુઃ' બનેલા આ વિભૂતિ–પુરુષે ગુજરાતથી માંડીને ઉત્તર હિંદ સુધી બ્રાહ્મણત્વની જ્યોત, અખંડ અને સચેત, રાખી.

ડૉ. ધ્રુવ સરખા ભદ્રપુરુષથી અમદાવાદ તેમ જ ગુજરાત જરૂર મગરુર બને. પણ માત્ર ગુજરાતી તરીકે જ એમની ગણના કરવામાં સંકુચિતતા દેખાય છે. જન્મે તે ગુજરાતી હતા અને પહેરવેશમાં ચૂસ્ત અમદાવાદી હતા એ ખરું. પણ એ શરીરમાં વિલસતો આત્મા આર્યોની અમર સંસ્કૃતિનો વારસ હતો એ પણ એટલું જ ખરું છે. એ આંતરરાષ્ટ્રિય પુરુષ હતા; તેથી જ મહાત્માજીએ એમને ગુરુપદે સ્થાપ્યા. ભારતભૂષણ પંડિત માલવિયાજીએ વિદ્યાપીઠનું સુકાન એમને સોંપ્યું. ડૉ. એ. બી. કીથ અને ઝીમરમૅન જેવા પાશ્ચાત્ય પંડિતોએ એમની મિત્રતા વાંચ્છી. પ્રાન્તિક ભેદથી પર રહી એમણે વિશ્વવંદ્ય કવિશ્રેષ્ઠ ટાગોરને ભાવભીની અંજલિ આપી, અને જીવનની સંધ્યાએથી ઊઠીને ડૉ. સર રાધાકૃષ્ણને આશીર્વાદ આપ્યા.

સાહિત્ય સેવા એ આણંદશંકરભાઈના જીવનનો પ્રથમ ખંડ છે. કોઈ હુયેનસંગ દૂર સુદૂરના પ્રદેશોમાં બુદ્ધ સંસ્કૃતિનાં અવશેષ અને સંશોધન માટે દેશાન્તર ખેડે, તેમ તરુણ આણંદશંકરે, સ્નાતક થયા બાદ, સાહિત્યની સમ્યક્‌દૃષ્ટિ મેળવવા દેશાવરના ભિન્ન ભિન્ન પંડિતોનો સમાગમ, ખંતથી પણ બહુજ વિનમ્રભાવે સાધ્યો; અને પરિણામે અક્ષરસર્જનની શરુઆત 'સુદર્શન' દ્વારા કરી. 'અભેદમાર્ગી' પ્રો. મણિલાલ દ્વિવેદીનાં જીવન અને કવન વિશે પરસ્પર વિરોધી મતો પ્રચલિત હતા, તે સર્વનું આચાર્યશ્રીએ સાંગોપાંગ નિરસન કર્યું; અને આર્યસંસ્કૃતિના અનન્ય ઉપાસક 'સુદર્શનકાર'ને જાહેરમાં સબહુમાન અર્ઘ્ય આપ્યાં.

આચાર્ય આણંદશંકર પ્રકૃતિયે સૌમ્ય છે એટલા જ પાંડિત્યમાં દુર્ધર્ષ છે. સાહિત્યના વાડાઓ કે સંપ્રદાયોથી તે હમેશાં અલિપ્ત રહ્યા છે. ઘણી વેળા તો, વિરોધાભાસી જણાતા મતોનો સમન્વય કરવા તેમણે પરિશ્રમ લીધો છે એ એમની સર્જક પ્રતિભાનો એક ગુણ લેખી શકાય. સર રમણભાઇ અને પ્રો. મણિલાલ જેવા પ્રતિસ્પર્ધીઓના વિરોધ એમની પાસે ઓસરી જાય એ આચાર્ય ધ્રુવ સાહેબની અસામાન્ય પ્રતિભાનો બીજો ગુણ છે. કાવ્ય અને કવિતા વિશે, એરિસ્ટોટલથી માંડીને જગન્નાથ સુધીના રસમીમાંસકો અનેક વ્યાખ્યાઓ આપે છે, ત્યારે આચાર્ય આણંદશંકર એને 'આત્માની કલા' તરીકે ઓળખાવે છે. એ લક્ષણ સર્વગ્રાહી અને મર્મસ્પર્શી છે એની ના કહેવાય તેમ નથી; અને જો કે પ્રસ્તુત લક્ષણ ભવભૂતિના 'ઉત્તરરામ'માંથી લીધું છે છતાં કાવ્યના તાત્ત્વિક અર્થમાં, એના વિશિષ્ટ અંગ તરીકે ઉપસ્થિત કરી બતાવવામાંજ ડૉ. ધ્રુવની મૌલિકતા પ્રતીત થાય છે એ એમનો ત્રીજો ગુણ. એ જ પ્રમાણે સ્વ. કાન્તના 'વસન્તવિજય'થી આકર્ષાયેલા અનેક પંડિતો, ઉપ-પંડિતો કે અપંડિતોની વિચારશ્રેણીમાં પરિવર્તન લાવવાના હેતુથી 'આ કાવ્યનો કરુણ રસ શેમાં ?' એ પ્રશ્ન દ્વારા ચિંતનની નવી દિશા ઉઘાડે છે એ એમનો ચોથો ગુણ. તાત્પર્ય કે, સાહિત્યના ઉત્કૃષ્ટ તત્ત્વોનો રસાસ્વાદ કોઈ નવીજ રીતિયે કરાવવો એ આણંદશંકરભાઇના લેખનની વિશેષતા છે.

એમનામાં નર્મદનો પ્રચંડ ઘોષ નથી, કે નરસિંહરાવની ઉગ્રતા નથી. પણ શીતળ ચન્દ્રની કાન્તિ જેવા 'હંસ વિવેક બુદ્ધિનાં નીર' આચાર્યશ્રીમાં ચળકે છે. અપ્રમેય પ્રજ્ઞા છતાં જ્ઞાનરાશિનો ભાર એમને લાગતો નથી. ગર્ભશ્રીમન્ત છતાં સંપત્તિની એમનામાં અતડાઇ નથી ઉત્તરોત્તર ઉચ્ચ અધિકાર પ્રાપ્ત થયા છતાં સત્તાનો નશો એમને ચડયો નથી. વેદાન્તના અઠંગ અભ્યાસી છતાં જડતાનો આભાસ પણ એમને સ્પર્શતો નથી. સાહિત્યના અનન્ય ઉપાસક છતાં તે માત્ર કલ્પનાવિહારી નથી. ન્યાય અને ઇતિહાસના

પરિશીલનથી એ વસ્તુમાત્રનાં કાર્યકારણમાં ઊંડા ઉતરે છે, અને સ્વાભાવિક રીતે જ તત્ત્વદર્શન તરફ ઢળે છે. શાસ્ત્રો અથવા મહા-પંડિતોના પ્રમાણોથી એમને વ્યામોહ થતો નથી, પણ બુદ્ધિની કુશાગ્રતાથી ઉપસ્થિત પ્રશ્નનો તાત્ત્વિક ઉકેલ નૈયાયિકની જેમ કાઢે છે. સાહિત્યના સંદિગ્ધ કોયડાઓ પ્રસંગે, પૂર્વ કે પ્રતિપક્ષી મંડળો અથવા તેના વિવાદોમાં ન તણાતાં, તે તટસ્થ અભિપ્રાય ઉચ્ચારે છે અને કોઈ જુદાજ દૃષ્ટિબિંદુથી સ્ફોટ કરી વિષયનું ગૌરવ વધારે છે. રસા-ન્વેષણમાં પણ ગતાનુગતિક રીતિ કે પદ્ધતિ તેમને પસંદ નથી. સર્વાંગે સાક્ષર છતાં માત્ર અક્ષરસેવાને જ એ જીવનનું ઇતિકર્તવ્ય ગણતા નથી, પણ જીવન અને રાષ્ટ્રને ઉપકારક ક્ષેત્રોને પણ તે ખેડે છે.

આચાર્ય આણંદશંકરમાં જે બહુશ્રુતતા હતી તેના પ્રમાણમાં તેમણે ગુજરાતને થોડું આપ્યું છે એમ ઘણીવાર કહેવાયું છે. આ કથનમાં જરા ઊંડા ઉતરવાની જરુર છે. પ્રથમ તો, મનોવ્યાપારના તરંગો જ્યાં જ્યાં ફરી વળે તે બધું જ શબ્દોમાં ઉતારવુ–એમાં સાહિત્યના અક્ષય ગુણો આવતા નથી. બીજુ, આણંદશંકરભાઈનું સર્જન, મોટે ભાગે, જીવનદર્શી છે એટલે વિવાદલક્ષી સાહિત્યના શબ્દ-બાહુલ્યને એમાં સ્થાન નથી. ત્રીજું, પ્રાકૃત જનના રંજન માટે કે પ્રતિષ્ઠાના લોભથી એમની લેખિની, ભાષાભભકમાં કે મિથ્યાવાદમાં, ઉતરવા ભાગ્યેજ તત્પર થાય છે. અને વિશેષમાં ચોથું અને સૌથી મોટું કારણ તો એ છે કે શાસ્ત્ર અને જ્ઞાનના ઉચ્ચતમ અધિકાર વિના એમના બહુ મોટા ભાગના અક્ષરદેહ તરફ સહેજે અભિરુચિ થાય તેમ નથી. આમ છતાં, ચિન્તનપ્રધાન સાહિત્યનો કયો વિભાગ એમણે વણસ્પર્શ્યો રહેવા દીધો છે એમ પૂછવાનું મન થાય છે. ખરી રીતે જોતાં, ભૌતિક સંપત્તિ અને ઐહિક વિલાસ પાછળ ઘેલી બનેલી સૃષ્ટિને યુગધર્મની દીક્ષા આપવા ઉપનિષદ્ કાળનો કોઇ બ્રાહ્મણ અવતર્યો હોય તેમ આચાર્ય આણંદશંકરે ગૃહ અને ધર્મ, રાજ્ય અને નીતિ, રસ અને કલા ઇત્યાદિનું તત્ત્વદર્શન 'આપણા ધર્મ'માં આપ્યું છે; અને એ ગ્રન્થના

પાદેપાદમાં આચાર્યશ્રીના શિષ્ટ અને સંસ્કારી આત્માનું ઓજસ્ નીતરે છે. એમણે ઋગ્વેદના અમુક મંડળનું સંસ્કરણ કર્યું છે અને 'શ્રી ભાષ્ય' ને ગુજરાતીમાં ઉતાર્યું છે. એ સિવાય અર્ણવ જેટલા ઊંડા અને વિશાળ એમનો સાહિત્યરાશિ હાલ તુરત 'વસન્ત' ની ફાઈલોમાં પૂરાયો છે, છતાં એમનું જે સાહિત્ય ઉપલબ્ધ છે તે પરથી એટલું અવશ્ય કહેવાય કે કોઈ 'રૈવતગિરિ'નાં શૃંગો 'જળહળ જ્યોતથી' આકાશમંડળને ઉદ્યોત કરે તેમ એમની નવોન્મેષશાલિની પ્રતિભા વડે ઉત્પન્ન થયેલો સાહિત્યરાશિ સમગ્ર વાઙ્મયવારિધિને આમૂલાગ્ર દેદીપ્યમાન બનાવે છે; માટે એમાં થોડા ઝાઝાનો પ્રશ્ન સંભવતો જ નથી.

અધ્યાપક તરીકેનો વ્યવસાય એ આચાર્યશ્રીના જીવનનો બીજો ખંડ છે. શારદાસેવન અને અધ્યાપકનો ધંધો એટલે સાહિત્ય અને શિક્ષણનો સંગમ. એમણે અધ્યાપનકાર્ય આરંભ્યું શ્રીમદ્દ્વૈપાયન વ્યાસની નિર્મળ દૃષ્ટિથી. પશ્ચિમના સંસર્ગથી અસ્થિર બનેલા વિનીતોનો અને સ્નાતકોનો સમૂહ એમણે નિહાળ્યો અને એમને સંસ્કૃતાભિમુખ કર્યા. અભ્યાસમાં ઐતિહાસિક દૃષ્ટિ અને તુલનાત્મક ધોરણ પર ભાર મૂકયો. આ રીતે, આચાર્યશ્રી સંસ્કૃતિના સર્જક અને વાહક બન્યા. આજના તરુણ પ્રૉફેસરોમાં દેખાતી 'અહંતા'થી એ સર્વથા વેગળા હતા. અન્ય મતનું ખંડન કે મંડન કરતા હોય, અથવા વિષયનું આત્મલક્ષી નિરુપણ ચાલતું હોય તેવા પ્રસંગોએ પણ 'અહમિકા'નો સ્પર્શ તેમને થતો નથી. તેજસ્વી વિદ્યાર્થીઓને તે પારખી લેતા, અને તેઓ ન કલ્પી શકે એટલી સહાનુભૂતિ ધરાવતા; છતાં અંગત અભિપ્રાય કે સંબંધ તેમની વિવેક-બુદ્ધિમાં કદાપિ અંતરાય કરી શકયો નથી. આમાં પણ એમનો પ્રકૃતિસિદ્ધ સંયમ અને તાટસ્થ્ય એ જ કારણભૂત દેખાય છે. સ્વયં-પ્રકાશિત પ્રતિભા વિનાનાને એમ. એ.ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં મૂકવા તેઓ કયારેય લલચાયા નથી; અને એવા એક પ્રસંગે વધારે ઉદાર થવા માટે સા.શ્રી નરસિંહરાવ જેવાને પણ એમણે માર્મિક

ટકોર કર્યાનું કહેવાય છે. આવી અનેક ઘટનાઓના પ્રત્યક્ષ સાક્ષી આચાર્યશ્રીના પ્રીતિપાત્ર શિષ્ય અને હાલ પોદાર હાઈસ્કૂલના સુપ્રસિદ્ધ પ્રિન્સિપાલ રા. રામપ્રસાદ બક્ષી છે.

શિક્ષણના વાહન તરીકે પરભાષાનો બોજો અને એની કૃત્રિમતા એમને ખૂંચતાં. છતાં અંગ્રેજી સાહિત્ય અને એના અભ્યાસની ઉપયોગિતા એ સ્વીકારતા. માતૃભાષાના અનન્ય ભક્ત છતાં એનો સર્વતોભદ્ર અને શાસ્ત્રીય વિકાસ સંસ્કૃતથી જ શકય છે એમ દઢતાપૂર્વક જાહેર કરતા. ગુજરાત યુનિવરસિટીની હિમાયતમાં, શિક્ષણને રાષ્ટ્રિય વલણ આપવાની અને કેળવણીમાં વ્યાપકતા લાવવાની એમને ભાવના હતી.

જીવનપ્રવાહ એક અને અખંડિત છતાં તેમાં વિવિધ પાસાં જણાય છે. આચાર્યશ્રીના જીવનનો ત્રીજો ખંડ એટલે 'વસન્ત'નું તંત્રીપદ. સાહિત્યકાર એટલે સંસ્કૃતિનો વારસ; અને અધ્યાપક એટલે એનો પ્રચારક. આ ઉભય લક્ષણોથી સંપન્ન આચાર્ય આણંદશંકરનાં દર્શન પત્રકાર તરીકે થાય છે. પત્રકારિત્વ એ બાણશૈય્યા પર સૂવા જેવું વિષમ કર્તવ્ય છે. એની મર્યાદા અને જવાબદારી વ્યકિતના સંયમને કસે એટલી કપરી છે. આમ છતાં, 'વસન્ત'ના સંચાલન દ્વારા ગુજરાતી સાહિત્યમાં વસન્તની પ્રફુલ્લતા અને નવશ્રી એમણે આણ્યાં છે. સવિતા તેના સહસ્ર રશ્મિયો વડે જેમ મર્ત્ય લોકને તેજ અને પ્રાણ આપે છે તેમ પોતાની અનન્ત શક્તિયોની પ્રતીતિ આચાર્યશ્રીએ 'વસન્ત' મારફત ગૂજરાતને કરાવી છે. ગૂજરાત સકારણ ગર્વ લઈ શકે એવા અનેકને એમના 'વસન્તે' પ્રસિદ્ધિ આપીઃ સા. શ્રી નરસિંહરાવભાઇનાં મનનસંચયનો મોટો ભાગ 'વસન્તે' પ્રગટ કર્યો; કવિવર્ય ન્હાનાલાલના અપૂર્વ કાવ્યામૃતનો આસ્વાદ એમાંથી મળ્યો; રા. ચન્દ્રવદન મ્હેતા અને રા. ઉમાશંકર જોષીનો પરિચય એજ 'વસન્તે' કરાવ્યો; મહર્ષિ શિનડેથી માંડીને લેડી વિદ્યાબ્હેન પર્યંતના રાષ્ટ્ર અને સમાજ સેવકોને એમાં અર્ધ્ય અપાયા. અને એ બધાથી વિશેષ એમના તંત્રીપદેથી

નિયમિત રીતે લખાતી 'નોંધો' એ આચાર્યશ્રીની એકનિષ્ઠા અને કાર્યક્ષમતાનો પુરાવો છે.

ચેતનાની સર્વોચ્ચ વિભૂતિને અર્ધ્ય આપવો એ એની પાસેથી પ્રેરણા લેવા બરાબર છે. સહસ્રરશ્મિ સવિતા એ ચેતન પ્રકૃતિની સર્વોત્કૃષ્ટ વિભૂતિ છે. પ્રાતઃકાળે એને અર્ધ્ય આપવાની પરંપરામાં એ હેતુ અન્તર્ગત રહેલો છે. એને ચાલૂ રાખવામાં ઉભયતઃ ગૌરવ અને શ્રેય છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતાના વિભૂતિયોગમાં ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રે વિભૂતિમાત્રનો સંચય વર્ણવ્યો છે માટે જ રાજસૂય યજ્ઞ વખતે એ યુગમૂર્તિ પુરુષોત્તમને અર્ધ્ય આપ્યાનો ઉલ્લેખ મહાભારતમાં છે.

અર્વાચીન સમયની ઐતિહાસિક ઘટનાનું સૂક્ષ્મ અને તાત્ત્વિક નિરુપણ કરનાર કાર્લાઇલે છ પ્રકારના માનવશ્રેષ્ઠોને 'વીરપૂજા'માં અપૂર્વ અર્ધ્યની અંજલિયો આપી છે. તે જ પ્રમાણે પૂર્વ અને પશ્ચિમનો જેમનામાં સુભગ સમન્વય થયો છે, સાહિત્ય અને શિક્ષણ જેમનાં આજીવન વ્યાસંગ છે, પત્રકારિત્વ અને જાહેરજીવન જેમનાં અંગ બન્યાં છે, શિષ્ટ અને સંસ્કારી નાગરિકત્વે જેમની માનવતા ઘડી છે, લોકસેવકો અને લોકનાયકો જેમને વંદે છે, મજૂરો અને માલિકો જેમની લવાદમાં અચળ વિશ્વાસ ધરાવે છે, લોકસંગ્રહ જેમના જીવનનો આદર્શ છે, અને વીસમી સદીની અનેક વિષમતાઓ વચ્ચે જેઓ 'સ્થિતપ્રજ્ઞ' રહ્યા છે એવા જન્મે અમદાવાદી, સંસ્કારે ગૂજ-રાતી અને સંસ્કૃતિયે બ્રહ્મર્ષિ સમા આચાર્ય આણંદશંકર ધ્રુવના અમર આત્માને અમારા અંતરના અનેક અર્ધ્ય આપિયે છિયે, એમની અનન્ય વિભૂતિયોની પ્રેરણા પામવા.

—જયેષ્ઠારામ મણિશંકર ઉપાધ્યાય

# શ્રી. પ્રૉ. ઇન્દુકાન્ત વી. ત્રિવેદી એમ. એ.

**પ્રાધ્યાપક** ઇન્દુકાન્ત વી. ત્રિવેદીનો જન્મ ઇ. સ. ૧૯૦૪ માં સૂરતમાં થયો છે. ગુજરાતના પ્રખર વિદ્વાન સ્વ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના કુટુંબનો એમને ઉચ્ચ સંસ્કારવારસો મળેલો છે. પ્રાથમિક શિક્ષણ અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેઇનિંગ કૉલેજમાં અને અંગ્રેજી શિક્ષણ ત્યાંની કૉન્વેન્ટ યૂરોપીઅન સ્કૂલમાં એમણે લીધું છે. અંગ્રેજી ભાષા ઉપરનો એમનો સબળ કાબૂ આ યૂરોપીઅન સ્કૂલનું ફળ છે. વડોદરા કૉલેજમાં બી. એ. અને એલ્ફીન્સ્ટન કૉલેજમાં ૧૯૨૯ માં એમ. એ. થયા.

અને તરતજ ૧૯૩૦ માં ભાવનગરની સામળદાસ કૉલેજમાં તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રના પ્રાધ્યાપકની જગ્યા મળી. ફિલસૂફ જેવી ગંભીર વિચારતરંગમાં રમતી એમની મુખાકૃતિ એમની પ્રતિભાનું સાચું પ્રતિબિમ્બ છે પ્રસંગાનુકૂળ આરોહ અવરોહે અવિચ્છિન્ન પ્રવાહે વહેતી એમની વાગ્ધારા, અંગ્રેજી ભાષા ઉપરનો સરસ કાબૂ અને વિષય સાથે એકરૂપ બનતી એમની સાહજિક પ્રકૃતિ એ એમની શિક્ષણપ્રિયતાના ખાસ કારણો છે. એમની શિક્ષણશૈલીમાં માત્ર સાહિત્ય-સરળ રમૂજ નથી, પણ વિષયમાં રસ ઉપજાવી સંગીન અભ્યાસનું ઊંડું દર્શન કરાવવાની કુશળતા છે. એક જ શબ્દમાં કહેવું હોય તો તેમની શૈલી રસગંભીર છે. વિદ્યાર્થીમાનસનો સૂક્ષ્મ અભ્યાસ અને રસગર્ભ શિક્ષણ એમને સાચા શિક્ષકની સફળતા અપાવે છે. એટલું જ નહીં પણ વિદ્યાર્થીના અભ્યાસમાં એમને ખાસ રસ લેવાની ટેવ છે તેથી ઘણી ય વાર તેજસ્વી વિદ્યાર્થીને ઉપયોગી માર્ગદર્શક થઇ પડે છે. અભ્યાસરુચિ ઉત્પન્ન કરી તેને યોગ્ય ઉત્તેજન આપવું તે સાચી

કેળવણીનું અંગ છે. વિદ્વતા કે પાંડિત્ય એકલું ખરા શિક્ષકને માટે પૂરતું નથી, પણ વિદ્વતા કે અભ્યાસ વિદ્યાર્થીઓમાં કેટલાં ઉતારી શકાય છે તે વધારે જરૂરતું છે. પ્રાધ્યાપક ત્રિવેદીમાં આ કુશળતા પ્રકૃતિગત છે.

માનસશાસ્ત્ર એમનો પ્રિય વિષય છે. તેના નવા સિદ્ધાંતોનો અને નવી દૃષ્ટિનો અભ્યાસક્રમમાં ઉપયોગ કરવો જોઈએ તેને વિષે પ્રા. ત્રિવેદી બહુ આતુર રહે છે. કેળવણીની આવા પ્રયોગોદ્વારા પુનર્રચના થવી જોઇએ તે વિષે એમણે ભાવનગર તેમજ અન્ય સ્થળોએ વ્યાખ્યાનો આપ્યાં છે, અને આપે છે. આમ કેળવણી ક્ષેત્રની પણ સુંદર સેવા બજાવતા રહે છે.

આ દિશામાં વ્યહવારુ કાર્ય સાધવા માટે પણ તેમણે મહેનત કરી છે. ૧૯૩૫માં મુંબઇ યુનિવરૂસિટીની સેનેટના સભ્ય ચૂંટાયા અને ૧૯૪૦ સુધી રહ્યા તે દરમ્યાન એમણે કેળવણીના ફેરફારો વિશે હિમાયત કરી છે. ફિલસૂફીના બોર્ડ ઓવ્ સ્ટડીઝ્‌ના પણ ૧૯૩૫ થી ૧૯૪૦ સુધી સભ્ય હતા. કેળવણીમાં યોગ્ય ફેરફાર કરવા માટે તેમણે હંમેશાં ઉત્સાહી ભાગ લીધો છે. આમ માત્ર કૉલેજમાં જ નહિ પણ કેળવણીના સમગ્ર ક્ષેત્રમાં એમણે પોતાની સેવાનો લાભ આપ્યો છે. અને હજુ પણ સાચી કેળવણીના ધોરણ માટે ઉત્સાહભર્યું કામ કરે છે.

—અમૃતલાલ ભ. યાજ્ઞિક

જે સમાજમાં સર્વદર્શી જાગૃત પુરુષો નથી તે સમાજ મરી ગયેલો જાણવો. જે સમાજમાં પ્રયોગવીરો નથી તે સમાજ ઘરડો થયો છે એમ જાણવું, અને જે સમાજમાં વૃદ્ધો અને યુવાનોને સ્થાન નથી તે સમાજ અલ્પાયુષી છે એમ માનવું. —કાકા કાલેલકર

# સ્વ. રા. સા. ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ



**રા. સા. ઈશ્વરલાલ ખાનસાહેબ**

**એક આદર્શ** શિક્ષક અને સફળ હેડ માસ્તર તરીકે સારી પેઠે ખ્યાતિ પામેલા રા. સા. ખાન-સાહેબનો જન્મ સને ૧૮૬૯માં સૂરતમાં થયો હતો. ગામઠી શાળામાં થોડો વખત અભ્યાસ કરી એઓ પ્રાથમિક શાળામાં દાખલ થયા હતા; અને પછી સુરતની સરકારી હાઇસ્કૂલમાં દાખલ થઇ સુપ્રસિદ્ધ ઉત્તમરામ મહેતાજીની મીઠી વહાલભરી દૃષ્ટિ નીચે ઇનામો તથા શિષ્યવૃત્તિ મેળવી સને ૧૮૮૬માં તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી.

ત્યારબાદ વધુ અભ્યાસ માટે મુંબઇની ઝેવિયર્સ કૉલેજમાં દાખલ થયા, પછી એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થઇને સને ૧૮૮૯માં અંગ્રેજી અને ફારસી સાથે બી. એ. ની ઉપાધિ મેળવી. ફારસી ભાષા પર એમણે એટલો સારો કાબૂ મેળવ્યો હતો કે એઓ તેમાં સારી રીતે

વાતચીત પણ કરી શકતા. અને કહેવાય છે કે બી. એ. ની પરીક્ષામાં અંગ્રેજીમાંથી ફારસીમાં તરજુમો કરવાના પ્રશ્નમાં તેમણે કેટલીક 'બેતો' જાતે બનાવીને લખી હતી. બીજી ભાષા ફારસી હોવા છતાં ગુજરાતી ભાષાનું એમનું જ્ઞાન એટલું બધું ઉત્તમ હતું કે એમના ગુજરાતી લેખો અને ભાષણો જોતાં આપણને એમ લાગ્યા વગર રહે નહિ કે એમની અન્ય ભાષા સંસ્કૃત જ હોવી જોઇએ.

રા. સા. જ્ઞાતિએ કાયસ્થ; અને કાયસ્થ એટલે તો મુત્સદ્દી કોમ; એટલે એ કોમના બી. એ. થએલા નવજુવાનને એલ્. એલ્. બી. થયા વગર ચાલે જ કેમ? આથી એમણે મુંબઇ સરકારના સેક્રેટેરિયેટના એક ખાતામાં મળતી નોકરી ન સ્વીકારી, તેમ જ સુરતની સરકારી હાઇસ્કૂલમાં પણ અંગ્રેજી શિક્ષકની ખાલી પડેલી જગા જતી કરી, કાયદાના અભ્યાસમાં ચિત્ત પરોવ્યું; પરંતુ વકીલના ધંધા માટે તેઓ સર્જાયા ન હતા.

સંજોગોવશાત્ એમણે મુંબઇમાં નોકરી સ્વીકારી; છતાં સુરતમાં રહેવાય તો સારું એવી ઇચ્છાને લીધે પ્રસંગ ઉપસ્થિત થતાં ધીરે ધીરે પગભર થતી સાર્વજનિક હાઇસ્કૂલમાં સ્વ. અઠાવાળાની ખાલી પડેલી જગ્યાએ તેઓ જોડાયા.

સને ૧૯૨૫થી ૧૯૩૧ એટલે રા. સા. ના જીવનનો મધ્યાહ્ન. સને ૧૯૨૫માં સુરતમાં ભરાયેલી મુંબઈ ઇલાકાની શિક્ષકપરિષદની સ્વાગત સમિતિના તેઓ પ્રમુખ થયા. સને ૧૯૨૬માં શાળાના ઇનામ સમારંભ પ્રસંગે સર લેસ્લી વિલ્સને એમને માટે પ્રશંસાના જે ઉદ્ગારો કાઢ્યા હતા તે રા. સા. ની શિક્ષક તરીકેની સફળતા સૂચવતા હતા. ૧૯૨૭માં સરકારે એમને 'રાવસાહેબ'નો ઇલ્કાબ આપી શારદાદેવીના એ અનન્ય ઉપાસકે કેળવણીના ક્ષેત્રમાં કરેલી નિઃસ્વાર્થ સેવાની કદર કરી.

૧૯૨૫થી ૧૯૩૧ સુધીમાં મેટ્રિકની પરીક્ષામાં એઓ ગુજરાતીના પરીક્ષક, અંગ્રેજીના પેપર સેટર અને મોડરેટર થયા. તેમ જ અલ્હાબાદ યુનીવર્સિટી તરફથી લેવાતી અજમેરની મેટ્રીકયુલેશન પરીક્ષામાં એઓ ગુજરાતીના પરીક્ષક નીમાયા. સને ૧૯૦૦થી ૧૯૨૯ સુધી રાયચંદ દીપચંદ કન્યાશાળાના માનદ્ મંત્રી તરીકે એઓએ કામ કર્યું, અને ૧૯૨૬થી ૧૯૨૯ સુધી સુરત મ્યુનિસિપલ સ્કૂલબોર્ડમાં કેળવણીના નિષ્ણાત તરીકે પણ એમણે સેવા બજાવી.

ચાલીશ વર્ષની સતત મહેનતની અસર એમના શરીર પર સને ૧૯૨૯ની સાલથી જણાવા માંડી; અને શારીરિક અસ્વસ્થતા ચાલુ રહેવાને પરિણામે ઇ. સ. ૧૯૩૧ના જૂનમાં શાળાના આચાર્યપદેથી એઓ નિવૃત્ત થયા; છતાં શાળા તરફના પ્રેમને લીધે શાળામાં દરરોજ થોડો વખત અંગ્રેજી શીખવવાનું સોસાયટીનું નિમંત્રણ એમણે સ્વીકાર્યું, અને આ પ્રમાણે શારદા મંદિરની સેવા કરતાં કરતાં જ ૧૯૩૬માં એમનો જીવનદીપ હોલવાયો.

હેડમાસ્તર તરીકેના તેમના વર્તનમાં કોઇ દિવસ પણ સત્તા, જોહુકમી, દમામ, ઠાઠ કે દંભ જોવામાં આવતાં નહિ. ઊંચી પદવીનો યા જ્ઞાનનો મદ એમને કદીય સ્પર્શી શકયો નથી- સાર્વજનિક કૉલેજના પ્રિન્સીપાલ શ્રી. ગાડગીલને વિદાયગીરીનું માન આપતી વખતે તેમણે જાતે ત્યાં કહ્યું કે 'મારા કરતાં તો આ ખાનસાહેબ માનને વધારે યોગ્ય છે.'

વર્ગમાં જવાનો વખત થયો હોય, પુસ્તક લઇ રા. સા. જવા માંડે, પરંતુ એકાએક કંઇ યાદ આવતાં થંભે, પાછા ફરે. આવીને લાયબ્રેરીમાંથી પુસ્તક કઢાવે. એક બે, ત્રણ પુસ્તકો ઉઘાડી reference જોતા નજરે પડે. વર્ષોના શિક્ષણ–અનુભવ પછી પણ માત્ર પોતાના અનુ-

ભવના આધારે વર્ગમાં ગમે તેમ ગાડું ગબડાવવાનો પ્રયત્ન ન કરતાં શીખવવાના પાઠને લગતી તેમની ચીવટ અને ઝીણવટભરી પૂર્વ તૈયારી કરવાની ટેવ ખરેખર શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓ માટે અનુકરણીય ગણાય.

એમની શીખવવાની પદ્ધતિ ઘણી જ નિરાળી હતી. વિવિધ ભાવોનો ચહેરા ઉપરનો આવિર્ભાવ એ એમનું ખાસ લક્ષણ કહી શકાય. વર્ગમાં શીખવતી વખતે કોઇ વખત વાંચેલું યા સાંભળેલું વાક્ય યાદ કરતાં ઇતિહાસમાં વાંચેલ ગ્લેડ્સ્ટનના જેવી એમની ભવ્ય અને વિચારમગ્ન આકૃતિ આજે પણ એમના કોઇ વિદ્યાર્થીની નજર સમક્ષ ખડી થાય તો નવાઇ નહીં. અંગ્રેજી વિષય શીખવવામાં એઓ સંસ્કૃત, પર્શ્યન કે ગુજરાતી સાહિત્યના પોતાના જ્ઞાનનો ઉપયોગ બહુ જ છૂટથી કરતા અને તે પણ એક નટને છાજે એવા હાવભાવથી કે જેથી ગમે તેવા ઠોઠ વિદ્યાર્થીના હૃદયમાં પણ સોંસરું ઉતરી જાય.

રા૦ સા૦ ઇશ્વરલાલ ખાનસાહેબને શિક્ષક તરીકે ઉત્તમ પંક્તિમાં મૂકનાર તેમની વાક્પટુતા અને બહુશ્રતપણું હતાં. પાણીના રેલાની માફક હાવભાવ સહિત વહી જતી બુલંદ છતાં ગંભીર વાણી સાંભળવા ભલભલા શિક્ષકોને પણ ઉત્કટ ઇચ્છા થતી, અને વર્ગમાં નહીંતો વર્ગની બહાર પણ એક શિષ્યની માફક એમને સાંભળવાથી જ ઘણા શિક્ષકોએ પોતાને કૃતાર્થ માન્યા છે. 'પિરિયડ' પૂરો થયો હોય તોયે વિદ્યાર્થીઓ એકી ટસે ખાનસાહેબના વિદ્વતાપૂર્ણ ભાષણો સાંભળવામાં ભાન ભૂલે-—મંત્રમુગ્ધ બને, એ એમના ચોમેર ઉડતા જ્ઞાનફુવારામાં સ્નાન કરે. એમની પ્રેરણાનાં પાન કરી કરીને આજે કેટલાય વિદ્યાર્થીઓ વકીલ બૅરિસ્ટર, શિક્ષક કે ડૉકટર થયા હશે, પણ હજુ એમના હૃદયમાં ઊંડે ઊંડે એક ઇચ્છા તો રહી જ ગઇ હશે અને તે રા. સા. ને ફરી સાંભળવાની.

'ઇંલાકાના સારામાં સારા વક્તાઓ (orators) માં રા. સા. ખાનસાહેબનું પદ ઘણું ઊંચું છે.' પ્રિન્સિપાલ ગાડગીલની એવી ઉક્તિમાં જરાપણ અતિશયોક્તિ નથી.

મોટરોમાં ફરતા, દ્રવ્યથી ઢંકાયેલા કે મૂછોના આંકડા મરડી રૂઆબમાં ફરનાર રાવસાહેબો અને ખાન સાહેબો તો ઘણુાયે મળી આવે, પરંતુ છત્રી ઓઢી વરસાદથી ધોવાઈ કપચી ઉભી થઈ રહેલી હોય એવા રસ્તા પર, અગર તો ઉનાળાના તાપથી તપેલી ધરતી પર ચાલી શાળાએ આવી વિદ્યાર્થીઓ સાથે નિર્દોષ આનંદ લઈ જીવન વ્યતીત કરનાર રાવ સાહેબો તો વિરલ!

અમીરી હૃદય એજ અમીરીનું ખરું માપ છે, નહિ કે કુળ યા ધન. રા. સા. ખાનસાહેબે પોતાના હેડમાસ્તરપણા દરમિયાન ખાનદાની બતાવી છે. એક શિક્ષક તરીકે એટલા સંપૂર્ણ નીવડયા છે કે કોઈપણ વ્યક્તિ કોઇપણ કારણે આજે એમની સામે આંગળી ચીંધી શકે એમ નથી, એજ એમની મહત્તા.

એમની તલસ્પર્શી શિક્ષણપદ્ધતિ, એમનું વિશાળ જ્ઞાન, સામા મનુષ્યના મન ઉપર પ્રભાવ પાડતી એમની ભવ્ય મુખમુદ્રા અને હૃદયને ખેંચી લે તેવી લોહચુંબકતા, એમનો આનંદી સ્વભાવ–ટૂંકમાં એમના આદર્શ શિક્ષક જીવનથી શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓનું માન એઓ સંપાદન કરી શકયા. *

---

* શ્રી. બ્રિ. જ. અક્કડના સૌજન્યથી

કોઈપણ ચોક્કસ ધ્યેય માટે અપાએલું બલિદાન માનવજાતની લાગણીઓના તાર હલાવી મૂકે છે, અને જેમ બલિદાન શુદ્ધ અને ધ્યેય ઉચ્ચતર તેમ એ બલિદાનના પડઘા કાળની કંદરાઓમાં ગુંજતા આગળ વધતા જ જાય છે, અને સેંકડો વર્ષો સુધી નર–નારીઓનાં જીવન ઘડે છે.

—પંડિત જવાહરલાલ

## રા. રા. ઇસ્માઇલ હાજી મહમ્મદ અબ્રહાની

બી. એ.

ચીફ એજ્યુકેશનલ ઑફિસર, જૂનાગઢ સ્ટેટ.



રા. ઇસ્માઇલ હાજી મહમ્મદ અબ્રહાનીનો જન્મ ઇ. સ. ૧૮૮૫ માં થયો હતો. તેઓ જૂનાગઢના વતની છે. તેમણે શિક્ષણની શરૂઆત મહાબત મદ્રસામાં કરી હતી, અને જૂનાગઢની બહાદુરખાનજી હાઇસ્કૂલમાંથી મેટ્રિક થયા હતા. ઈ. સ. ૧૯૦૮ માં જૂનાગઢની બહાઉદ્દીન કોલેજમાંથી તેમણે બી. એ. ની પરીક્ષા પાસ કરી હતી. જૂનાગઢની મેમણ કોમમાંથી તેઓ પહેલા જ ગ્રેજ્યુએટ છે. તેમણે નોકરીની શરૂઆત મુંબઇમાં મેસર્સ મીરઝા અને મંગલદાસ સોલીસીટર્સ ઑફિસમાં કારકુન તરીકે કરી હતી.

ત્યાર પછી નીચે દર્શાવ્યા મુજબ જુદે જુદે સ્થળે જુદા જુદા હોદ્દાથી તેમણે કામગીરી બજાવી હતી :-

(૧) ચીફ ઇન્સ્પેકટર-મદ્રાસ પ્રેસિ. અને મલબાર કોસ્ટ માટેની ઇન્ડો બરમા પેટ્રોલિયમ કંપની.

(૨) એકાઉન્ટન્ટ- જમાલ બ્રધર્સ- રંગુન.

(૩) ઇ. સ. ૧૯૧૨ થી ૧૬ સુધી જૂનાગઢ સ્ટેટના નેક બખ્ત નેક-નામદાર બેગમ મા સાહેબાના પ્રાઇવેટ સેક્રેટરી.

(૪) આસિ. સેક્રેટરી–કાઠીઆવાડ મુસ્લીમ એજ્યુ. કોનફરન્સ અને એજ્યુ. ઓફિસર કાઠીઆવાડ મુસ્લીમ સ્કૂલ્સ.

(૫) મેનેજર–ઇન્ડીયન સુગર ફર્મ, જાવા અને સીંગાપુર.

(૬) ઇ. સ. ૧૯૨૧ થી ૨૭ સુધી મરચંટ તરીકે મુંબઈ.

(૭) ઇ. સ. ૧૯૨૮ થી ૩૨ મેસર્સ આદમજી જ્યુટ મીલ્સ બેલુર (કલકત્તાના) ના મેનેજર.

(૮) ઈ. સ. ૧૯૩૨ થી ૩૪ મુંબઈમાં ઘરનું બીઝનેસ.

(૯) ઈ. સ. ૧૯૩૪ થી ૩૮ મેસર્સ દારૂવાળા રાઈસ મીલ્સ બરમાના મેનેજર

ઇ. સ. ૧૯૩૮ થી તેઓશ્રી જૂનાગઢ સ્ટેટના ચીફ એજ્યુ. ઑફિસર તરીકે કામગીરી બજાવે છે. આ ઉપરાંત નેક નામદાર ખુદાવિંદ નવાબ સાહેબ બહાદુરના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે હોઇને મોટર ખાતાનાં ઉપરી તરીકેની કામગીરી બજાવે છે, તેમ જ જૂનાગઢ સ્ટેટ બેંક એડવાઈઝરી કમીટીના ચેરમેન પણ છે.

ઉર્દૂ સાહિત્ય, શિક્ષણ તથા વેપારનો તેમને બહોળો અનુભવ છે અને દેશાટનથી શિક્ષણનો જે અમૂલ્ય લાભ મળે છે તે તેમને મળેલો છે,

એક મુસ્લીમ કેળવણીકાર તરીકે તેઓએ સારી પ્રતિષ્ઠા મેળવી છે. જૂનાગઢ રાજ્યની કેળવણીમાં નવીન તત્વો દાખલ કરવાને અને એમાં આવશ્યક ફેરફારો કરી શિક્ષણ પદ્ધતિ તેમજ સાધનોને શાસ્ત્રશુદ્ધ અને અદ્યતન બનાવવાને તેઓ સદા ઉદ્યુક્ત રહે છે. સમાજ અને રાષ્ટ્રને તેજસ્વી અને પ્રાણવાન બનાવવા માટે પ્રાથમિક શાળાથી જ સુધારાની શરૂઆત થવી જોઇએ એમ તેઓ માને છે, અને એ દિશામાં એમના સુંદર પ્રયાસો સતત ચાલુ જ હોય છે.

—છેલશંકર ચ. શુક્લ

## સ્વ૦ ઉમિયાબાઈ જીવણરામ દવે



તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૬માં થયો હતો. તેઓ ચુડા (ઝાલાવાડ)ના વતની હતાં અને જ્ઞાતે ઔદિચ્ય બ્રાહ્મણ હતાં. તેમનાં લગ્ન ચુડામાં જ શુકલ ચતુર્ભુજ ગોવિંદજી સાથે થયાં હતાં જે સ્ત્રી-કેળવણીના હિમાયતી ટ્રેઈન્ડ મહેતાજી હતા. જે જમાનામાં સાધારણ સમાજ સ્ત્રી કેળવણીની વિરુદ્ધ હતો તે જમાનામાં ઉમિયાબાઇએ લગ્ન પછી પણ પોતાનો અભ્યાસ જારી રાખ્યો હતો. તેમણે અઢારેક વર્ષની ઉંમરે રાજકોટની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેનમાંથી ફર્સ્ટ ક્લાસ સિનિયર તરીકેની પરીક્ષા પસાર કરી અને તરતજ ઇ. સ. ૧૮૯૫માં માંગરોળ (કાઠીઆવાડ)ની કન્યાશાળાનાં હેડમિસ્ટ્રેસ (મુખ્ય શિક્ષિકા)ની જગા સ્વીકારી. ત્યાં તેમણે આશરે અગિયાર વર્ષ સ્તુત્ય કામ કરી તેમનાં નીચેના સ્ટાફ તથા વિદ્યાર્થિનીઓનો સારો પ્રેમ સંપાદન કર્યો હતો.

ઇ. સ. ૧૯૦૬માં સિંધ સરકારની નોકરી સ્વીકારી તેઓ થરપારકર જીલ્લાના છાછરા ગામે હેડમિસ્ટ્રેસ તરીકે ગયાં હતાં. વચમાં ૭ માસ માટે યથા નામા તથા ગુણાઃ એવા ઇસ્લામકોટ ગામમાં રહેવું પડયું હતુ.

ત્યાર પછી મિઠ્ઠી ગામે ગયાં હતાં. છેવટે પાછું છાછરા જ મળ્યું હતું. એટલે નોકરીનો વિશેષ સમય ત્યાં ગયો. તેમને હિંદી, સિંધી ગુજરાતી અને થોડું અંગ્રેજી એમ ચાર ભાષાનું જ્ઞાન હતું. ઈ. સ. ૧૯૧૭માં છાછરામાં ૪૧ વર્ષની ન્હાની વયે તેમણે હાર્ટફેઇલની બીમારીમાં સ્વર્ગવાસ કર્યો. હજુ પણ ત્યાંની પ્રજા તેમને એક આદર્શ, ચારિત્ર્યશીલ અને કર્તવ્યપરાયણ હેડમિસ્ટ્રેસ તરીકે યાદ કરે છે. તેમના એક પુત્ર છેલશંકર ચતુર્ભુજ શુકલ બી. એ. હોઇને જૂનાગઢ રાજ્યમાં એજ્યુ. ઇન્સ્પેક્ટર તરીકે છે.

## શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી



શ્રી. મુનશી

પોતાની પ્રતિભાશાળી કલમ વડે ગૂજરાતીઓની લગભગ લુપ્ત થએલી અસ્મિતાને સજીવન કરનાર શ્રી. કનૈયાલાલ મુનશીનો જન્મ ભરૂચ મુકામે ભાર્ગવ બ્રાહ્મણની જ્ઞાતિમાં ૧૯મી ડિસેમ્બર ૧૮૮૭ને રોજ થયો હતો. એમના પિતા શ્રી. માણેકલાલ નરભેરામ મુનશીને સરકારી નોકરીને અંગે જુદે જુદે સ્થળે જવું પડતું, આથી શ્રી. કનૈયાલાલ મુનશીનો પ્રાથમિક અભ્યાસ કોઈ એક સ્થળે થયો નહોતો. ૧૯૦૨માં મેટ્રિક થઇ તેઓ વડોદરાની કૉલેજમાં દાખલ થયા. તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનનો ઐચ્છિક વિષય લઇને ઇ. સ. ૧૯૦૬માં શ્રી. મુનશી બી. એ. થયા. કૉલેજનાં આ વર્ષો દરમિયાન એ કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કરતા બાબુ અરવિંદ ઘોષનાં જ્વલંત અને પ્રેરક વ્યક્તિત્વ અને રાષ્ટ્રભાવનાની ઊંડી છાપ શ્રી. મુનશી પર પડી હતી. એ પ્રેરણા નીચે સેવાયેલાં એમનાં સ્વપ્નોનો સુંદર ખ્યાલ આપણને

એમની 'સ્વપ્નદૃષ્ટા' નામની નવલકથામાં મળે છે. પરંતુ સ્વપ્નો જોવામાં વાસ્તવિકતા તરફ વિમુખ બનવાની નિર્બળતા શ્રી. મુનશીમાં નહોતી. એટલે એમણે અભ્યાસ ચાલુ રાખ્યો. અને ૧૯૧૦માં એલએલ. બી. થયા. ૧૯૧૩માં એડવોકેટ બન્યા અને મુંબઇમાં વકીલાત શરૂ કરી. શ્રી ભુલાભાઇ દેસાઈ જેવા પીઢ અને સુપ્રસિદ્ધ એડવોકેટની સાથે રહી તાલીમ મેળવી. પોતાની તીવ્ર પ્રતિભા ને ચીવટથી આજે શ્રી. મુનશી મુંબઈના ગણતર આગેવાન ધારાશાસ્ત્રી-ઓમાંના એક બન્યા છે.

જીવનનો ઉલ્લાસ અને જીવનની સરળતા પામવાની ભાવનાવાળા શ્રી. મુનશી કંઈ આ પૈસા પેદા કરવાની પ્રવૃત્તિમાં જ મચ્યા રહે નહિ એ દેખીતું છે. આથી એમણે પોતાનાં સ્વપ્નોને સત્ય બનાવે એવા પ્રયત્નો અને પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનું શરૂ કર્યું. તે વખતે મુંબઈમાં નીકળેલી ગુર્જર સભામાં જોડાઇ તેઓ દેશના અનેકવિધ પ્રશ્નો ચર્ચતા. 'નવજીવન અને સત્ય' નામના અઠવાડિકના તેઓ સહતંત્રી બન્યા, અને હોમરૂલ લીગની મુંબઇની શાખાના મંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું.

એ જ અરસામાં એમણે એમની સાહિત્યસેવા પણ આરંભી. ઇ. સ. ૧૯૧૩-૧૪ માં એમની પહેલી નવલકથા 'ઘનશ્યામ વ્યાસ'ને નામે એમણે પ્રકટ કરી. ગુજરાતી સાહિત્યના આકાશમાં એક અતિ તેજસ્વી ગ્રહનો ઉદય થયો છે એમ એ 'વેરની વસૂલાત'થી બધાંને સમજાઈ ગયું. અને ત્યારપછીનાં પોતાનાં અનેક જ્વલંત અને પ્રતિભાસંપન્ન પુસ્તકોથી શ્રી. મુનશીએ ગુજરાતી સાહિત્યને ખૂબ સમૃદ્ધ બનાવ્યું છે. નવલકથા-લેખનમાં શ્રી. મુનશીને સ્વ. શ્રી. રણજીતરામ મહેતા તરફથી સારું પ્રોત્સાહન મળતું. ૧૯૧૫-૧૬માં એમનું 'કોનો વાંક?' બહાર પડ્યું. સામાજિક પ્રશ્નોને ઉદ્દામ સુધારકની દૃષ્ટિએ એમણે એમાં છણ્યા છે, પરંતુ મુનશીના સાહિત્યમંદિરના સુવર્ણ કળશ સમી નવલત્રયીમાંની પ્રથમ નવલકથા તો ' પાટણની પ્રભુતા ' (ઇ. સ.

૧૯૧૬). એમાં એમણે ગુજરાતના ઇતિહાસનું એક તેજસ્વી પાનું લઇને તેમાં તેજ અને પ્રાણ પૂરી ગુજરાતીઓને ગુજરાત માટે ગૌરવ લેતા કર્યા છે. ગુજરાતની એક સાંસ્કારિક વ્યક્તિ તરીકેની અસ્મિતા પ્રકટાવવામાં આ નવલત્રયી સારો ફાળો આપે છે. ૧૯૧૭માં ' ગુજરાતનો નાથ ' અને ૧૯૨૨માં 'રાજાધિરાજ' બહાર પડયાં. દરમિયાન ૧૯૨૦–૨૧માં 'પૃથ્વીવલ્લભ' અને પાછળથી ૧૯૨૪ માં ' ભગવાન કૌટિલ્ય 'નું સર્જન થયું. એ જ વર્ષમાં એમની ' સ્વપ્નદ્રષ્ટા ' પણ પ્રસિદ્ધ થઇ.

આ ઉપરાંત ' પુરન્દર પરાજય ' ' અવિભક્ત આત્મા ' 'તર્પણ' 'ધ્રુવસ્વામિની દેવી, ' ' પુત્ર સમોવડી,' 'લોપામુદ્રા' વગેરે પુરાણ કથાઓ પરથી રચેલાં સુંદર નાટકો છે. પોતાની અદ્દભુત કલ્પનાથી શ્રી. મુનશી વેદના સમયનું વાતાવરણ આ નાટકોમાં બહુ સુંદર રીતે ખડું કરે છે. તેમ જ ભારતનાં ગૌરવનાં પોતાનાં સ્વપ્નોને આમ સાહિત્યમાં સરજાવતા શ્રી. મુનશી આપણા સમાજની અનેક ત્રુટિઓની સુધારણાર્થે તેના પર પ્રહારો કરવાનું ચૂકયા નથી. એ નાટકોમાં જૂનું અને નવું બધું એમના સપાટામાં આવે છે. જેમાં ખાસ માનવતા નથી, જે સમાજને વેગવાન બનાવી શકે એવું નથી, તે બધું એમના કટાક્ષોમાં સપડાય છે. શ્રી. મુનશીનો હાસ્યરસ ઘણા ઊંચા પ્રકારનો છે. આવા પ્રયત્નો એમણે 'કોનો વાંક ?' નવલકથા દ્વારા, તેમ જ 'વાવાશેઠનું સ્વાતંત્ર્ય', 'બે ખરાબ જણ', 'આજ્ઞાંકિત', 'કાકાની શશી' અને 'બ્રહ્મચર્યાશ્રમ', વગેરે નાટકો લખીને કર્યા છે. આ ઉપરાંત 'શિશુ અને સખી' નામની સુન્દર ગદ્ય–કવિતા, તેમ જ સાહિત્ય સંસદ્‌ના વાર્ષિક ઉત્સવોના પ્રમુખપદેથી અપાયેલાં વિચારપ્રેરક વ્યાખ્યાનો અને ગૂજરાતી નવલિકા સાહિત્યમાં જેનું સ્થાન ઘણું ઊંચું છે એવી 'મારી કમલા અને બીજી વાતો' એમણે પ્રસિદ્ધ કર્યાં છે.

કાક, મુંજાલ અને કૌટિલ્યના આ સર્જકને અસહકાર અને અહિંસામાં નમાલાપણું અને નિર્બળતા માલુમ પડયાં. જીવનનો

ઉલ્લાસ માણવાની ધગશવાળા શ્રી. મુનશીને ગાંધીજીની સત્ય, સંયમ અને સહનશીલતાની નીતિ ન રુચે એ સ્વાભાવિક હતું. પરિણામે ગાંધીજીના વર્ચસ્વનો હિંદના રાજકારણમાં સ્વીકાર થતાં શ્રી. મુનશી માત્ર સાહિત્ય અને વકીલાતમાં પોતાનું સમગ્ર ધ્યાન આપી રહ્યા. આમ બન્યું એમાં હિંદના રાજકારણમાં કદાચ ખોટ ગઇ હશે, પરંતુ ગુજરાતી સાહિત્યને તો તેથી ઘણો લાભ થયો છે. મુનશીનાં પુસ્તકો લઇ લો તો ગૂજરાતી સાહિત્ય કેટલું નિર્ધન થઇ જાય એ કલ્પી લેવાનું રહે છે.

ઇ. સ. ૧૯૨૨માં શ્રી. મુનશીએ 'સાહિત્ય સંસદ્'ની સ્થાપના કરી. શ્રી. મુનશીના આદર્શોને મૂર્ત્ત સ્વરુપ આપનારા સાહિત્યકારોની એ સંસ્થા છે. અને આપણા સાહિત્ય ક્ષેત્રમાં એક નવીન બળ તરીકે એ સંસ્થાનો તરત સર્વત્ર સ્વીકાર થયો. ઇ. સ. ૧૯૨૬થી શ્રી. મુનશી ગૂજરાત સાહિત્ય પરિષદના કાર્ય સાથે ઓતપ્રોત થઇ રહેલા છે. સાહિત્ય પરિષદના કરાંચીમાં મળેલા અધિવેશનના તેઓ પ્રમુખ હતા. ૧૯૨૫થી મુંબઇ યુનિવર્સિટીના સભ્ય, પછીથી એના સીંડીક તેમ જ ગુજરાતી બૉર્ડ ઑફ સ્ટડીઝના સભ્ય તરીકે એમણે સેવા બજાવી છે. વડોદરા રાજ્યે નીમેલા યુનિવર્સિટી કમીશનના તેઓ અગ્રણી સભ્ય હતા. ૧૯૨૭માં મુંબઇ સરકારે નીમેલી ફરજિયાત શારીરિક શિક્ષણની યોજના માટેની સમિતીના તેઓ પ્રમુખ હતા તેમ જ મુંબઈ ધારાસભામાં યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે ચૂંટાયા હતા.

ઇ. સ. ૧૯૨૮ માં સરદાર વલ્લભાઇ પટેલની આગેવાની નીચે બારડોલી તાલુકાએ સરકારની મહેસૂલ આકરણી વિરુદ્ધ સત્યાગ્રહ શરુ કર્યો. સરકારનો અમાનુષી જુલમ અને તેની સામે અભણ ખેડૂતોનો અહિંસક સંગ્રામ જ્યારે શ્રી. મુનશી જાતે આવીને જોઇ ગયા ત્યારે તેમને મહાત્માજીના અહિંસાત્મક સત્યાગ્રહની પાછળ રહેલું અદ્‌ભુત બળ સમજાયું. અહિંસામાં કાયરોને સ્થાન નથી એ પ્રથમ દર્શન શ્રી. મુનશીને થયું ને તેણે એમનામાં જીવન-પલટો આણ્યો. એ પલટો આપે તેવી બીજી

પ્રેરણા એમને એમનાં પત્ની સૌ. લીલાવતી મુનશી તરફથી મળી. સૌ. લીલાવતી અને શ્રી. કનૈયાલાલ મુનશીનાં પુનર્લગ્ન ઈ. સ. ૧૯૨૬ માં થયાં હતાં. સૌ. લીલાવતી મુનશી પણ ઉચ્ચ કોટિનાં લેખિકા હોઇ મુનશીદંપતીનું ગૂજરાતી સાહિત્યમાં અનોખું સ્થાન છે.

ધારાસભાના સભ્યપદનું રાજીનામું આપી દઇને સને ૧૯૩૦–૩૧ની સત્યાગ્રહની લડતમાં શ્રી. મુનશીએ ઝંપલાવ્યું અને જેલમાં ગયા. ૧૯૩૦માં એમને ૭ માસની સજા થયેલી. ૧૯૩૨માં બે વર્ષની. સત્યાગ્રહ મોકૂફ રહ્યો અને ધારાસભામાં પ્રવેશ કરવાનું નક્કી થયું. યુનિવર્સિટી તરફથી ફરી ચૂંટાઇને શ્રી. મુનશી પાછા ધારાસભામાં ગયા. ત્યારબાદ મહાસભા પ્રધાન મંડળમાં મુંબઈ સરકારના ગૃહસચિવ (હોમ મેમ્બર) તરીકે શ્રી. મુનશીએ સુંદર કાર્ય કરી બતાવ્યું. મહાસભાના આદેશને માન આપી હજારો રૂપિયાની માસિક કમાણીને ઠોકરે મારી માત્ર રૂા. ૫૦૦ નું માસિક વેતન સ્વીકારી પ્રજાના સેવક બનવામાં ગૌરવ લઇને શ્રી. મુનશીએ જ્વલંત દેશદાઝ અને અદ્ભુત સ્વાર્થત્યાગનો મનોહર ને અનુકરણીય બોધપાઠ આપણી સમક્ષ રજૂ કર્યો છે. ત્યાર પછીનાં એમનાં સેવાકાર્યોનો સમય તો એટલો બધો આપણી નજીક છે કે એના વિષે અહીં ઉલ્લેખ કરવાની જરૂર નહીં રહે.*

---

* શ્રી. પ્રિ. જ. અક્કડના સૌજન્યથી.

સંકટો વિના સ્વતંત્રતા નથી, અને રાત વિના સવાર નહિ. જો તમને સ્વતંત્રતા પ્રાપ્ત થાય તો એ તમારા નિશ્ચય, ઉદ્યોગ અને સાહસથી જ. તમને પરાધીનતામાં રાખનાર જો બળવાન છે, તો એ તમારે લઇને જ બળવાન બન્યા છે. તમારી અંદર અંદરની ફાટફૂટ એ જ એમનું કવચ છે, તમારી દુર્બળતા જ એમની શક્તિ છે. તમારું તમારા પોતાના વિષેનું અજ્ઞાન એ જ એમનું સામર્થ્ય છે. જો તમે આટલું જાણી લો તો બધું તમારું જ છે. —લોકમાન્ય તિલક

## સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

**સ્વ૦** કમળાશંકર ત્રિવેદીનો જન્મ વિ. સં. ૧૯૧૩ના આસો વદ ૮, ઇ. સ. ૧૮૫૭ના ઓક્ટોબરની ૧૧મી તારીખે સુરતમાં આમલીરાનમાં થયો હતો. એમણે પ્રાથમિક શિક્ષણ દુર્ગારામ મંછારામ મહેતાજીની ગોપીપુરાની નિશાળમાં સમાપ્ત કર્યું. એમના પિતાની ઇચ્છા એમને આગળ અભ્યાસ કરાવવાની ન હતી, કેમકે એવા અભ્યાસનો ખર્ચ ઉઠાવી શકાય તેવી એમની કૌટુમ્બિક સ્થિતિ નહોતી. વિચારમાં ને વિચારમાં જ એક વર્ષ નકામું ગયું. ત્યારબાદ આગળ અભ્યાસ કરવાની રજા મળી, અને સ્વ૦ કમળાશંકરે દરેક ધોરણમાં શિષ્યવૃત્તિઓ મેળવી પોતાનો અભ્યાસ તેને આધારે ચાલુ રાખ્યો. ૧૮૭૫માં તેઓ મેટ્રિકની પરીક્ષામાં સારી રીતે ઉત્તીર્ણ થયા, એટલે ફરી પાછો પ્રશ્ન ઊભો થયો કે હવે શું ? એમને તો ભણવું જ હતું, પરંતુ જે પિતા અંગ્રેજી પહેલા ધોરણમાં પણ મોકલવા રાજી નહોતા, તે વળી કૉલેજમાં પોતાના પુત્રને મોકલે ?

તે સમયના સુરતની હાઇસ્કૂલના હેડમાસ્તર અને જાણીતા કેળવણીકાર જમશેદજી અરદેશર દલાલની સલાહ લેવામાં આવી. શ્રી. દલાલે આગ્રહપૂર્વક વધુ અભ્યાસ માટે સલાહ આપી, અને જરૂર પડયેથી નાણાંની મદદ આપવા પણ ખુશી બતાવી ! આવી રીતે પ્રોત્સાહન મળવાથી સ્વ૦ કમળાશંકર મુંબઇ ગયા અને એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. ત્યાં એમને સારી શિષ્યવૃત્તિ મળી, એટલે નાણાંની ભીડ આપોઆપ મટી ગઇ.

કૉલેજમાં અભ્યાસ કરતાં, પોતાના અભ્યાસની સંગીનતાને લીધે તેઓ પ્રિન્સી. વર્ડ્ઝવર્થ અને સ્વ. ડૉ. સર ભાંડારકર જેવા શિક્ષાગુરુઓના અત્યંત પ્રેમપાત્ર થયા અને માન સાથે ૧૮૭૮માં બી. એ.

થયા. તે સમયમાં રૂઢિપાલન ચુસ્ત હતું. એટલે વડીલોની ઇચ્છાને માન આપી તેઓ હૉસ્ટેલમાં પોતાની રસોઇ સુદ્ધાં હવે હાથે બનાવી લેતા! આવી આવી મુશીબતો વેઠી ભણનાર, અને તે ભણતરમાં દીપી ઊઠનાર આજે કેટલા નીકળશે?

બી. એ. થયા પછી એમ. એ. થવાને પ્રયત્ન કરતાં, પુસ્તકો ખરીદવા નાણાં ન હોવાને લીધે અભ્યાસ-પુસ્તકોની નકલ કરી લઇ તે વાંચવા માંડેલાં. છતાં વડીલની મરજી નોકરી કરાવવાની જ હોવાથી તેઓ નોકરીમાં જોડાયા. શિક્ષક, હેડમાસ્તર, પ્રૉફેસર અને પ્રિન્સીપાલની જગ્યાઓએ તેમણે સરકારી કેળવણીખાતામાં એકત્રીસ વર્ષ સેવા કરી. અમદાવાદ, નડિયાદ, ભરૂચ, પૂના, મુંબઇ-એટલાં સ્થળોમાં અસંખ્ય વિદ્યાર્થીઓને તેમના શિક્ષણામૃતનો લહાવો આપ્યો. માધ્યમિક શાળામાં શિક્ષક તરીકે કામ કરતા હતા તે સમયે વખતોવખત એમની નિમણૂક ડેક્કન કૉલેજ [પૂના]માં અને એલ્ફીન્સ્ટન કૉલેજમાં સંસ્કૃત અને પૌર્વાત્ય ભાષાઓના પ્રોફેસર તરીકે થઇ હતી; અને તે દરમ્યાન એમની જાણ વિના, અને અલબત્ત પ્રયત્નનો તો સંભવ જ ન હોઇ શકે,-મુંબઇ સરકારે એમને મુંબઇ યુનિવર્સિટીની તે સમયની સેનેટના સભ્ય નીમ્યા. સરકારી નોકરીનાં છેલ્લાં દશ વર્ષ અમદાવાદની પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સીપાલ તરીકે તેમણે કામ કર્યું, અને ઇ. સ. ૧૯૨૪માં નિવૃત્ત થયા. તે અરસામાં બનારસની પંડિત સભા તરફથી તેમને બહુમાનાર્થે 'વિદ્યાભૂષણ'નું માનપત્ર એનાયત થયું હતું.

શિક્ષક તરીકે તેમણે અસંખ્ય શિષ્યોને મુગ્ધ કર્યા હતા. શિક્ષણ રસિક કરવાની તેમની આવડત એવી અસાધારણ હતી કે શીખનારને હંમેશ એમ જ થતું કે હવે ફરી પાછો ક્યારે એમના 'સમય' આવે! તેઓ જ્ઞાનના ભંડાર હતા. એક પણ વિષય એવો નહોતો, જેમાં તેઓ પારંગત નહોતા! વિષયની મુખ્ય બાબતોનું ને તેનાં મૂળતત્ત્વોનું તેઓ ઠોકી ઠોકીને સ્પષ્ટીકરણ કરતા ને આગળ જતાં હંમેશ પુનરાવર્તન કરીને જ જતા.

ઇતિહાસ શીખવે ત્યારે વિદ્યાર્થી જાણે જીવન્ત બનાવો જ જોઈ રહે એવી ખૂબીથી તે શીખવતા. એમનું Brief History of England એ નામનું પુસ્તક હજારો વિદ્યાર્થીઓનું જીવનનાવ બન્યું હતું ને સુમારે ત્રીસ વર્ષ એવાં ગયાં કે આખા મુંબઇ ઇલાકામાં તેઓ Brief History ના લેખક તરીકે જ ઓળખાતા

'સંસ્કૃત' તો જેનું **મહાભાગ્ય** હોય તેમને જ એમની પાસે શીખવાનું મળ્યું હશે. હાઇસ્કૂલોમાં તેમ જ કૉલેજમાં એ વિષય એમના હાથ નીચે શીખવો એનો લાભ જ એ છે કે પછી એ વિષયમાં નિર્ભય થવું. તેમણે જૂની પદ્ધતિ પ્રમાણે સિદ્ધાન્ત કૌમુદીનું અને અનેક વ્યાકરણગ્રન્થોનું જાતે અધ્યયન કર્યું હતું એટલે સંસ્કૃત તો તેમને રમત જેવું હતું અને જેવું પોતાને રમત જેવું હતું તેવું શીખનારને રમત જેવું તેઓ કરાવી શકતા એ તેમની ખૂબી હતી. અંગ્રેજી, ગણિત, ખગોળશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર વગેરે જુદા જુદા વિષયો તેમને શીખવવાને આપેલા તે પ્રત્યેકમાં તેઓનું પાંડિત્ય ને તેમની અદ્વિતીય શિક્ષણશૈલી તેમને સાફલ્ય આપતાં. તેમની પાસે શીખવા બેસનાર તેમને હંમેશ **પૂજ્ય** અને **પ્રાતઃસ્મરણીય** ગણતા. જાહેર રસ્તાઓ પર લાંબા થઈને નમસ્કાર કરનારા અનેક એમના શિષ્યોના દાખલા મોજૂદ છે, જે બતાવે છે કે તેઓ એક આદર્શ ગુરુ હતા. તેની ચાવી તેમના **પાંડિત્ય**ની સાથે તેમના **ચારિત્ર્ય**માં હતી. તેઓ **સત્યનિષ્ઠ અને કર્ત્તવ્યનિષ્ઠ** હતા. ઉદ્યોગ ને નિયમિતતા તો તેમનાં જ. 'ખુશામત' શબ્દને તેમના શબ્દકોષમાં સ્થાન ન હતું. પ્રમાણિકપણું તેમનું સર્વત્ર મશહૂર હતું. માન પ્રાપ્ત કરવાની તેમને લાલસા જ નહોતી. સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ થવા માટેની વિનંતિનો તેમના પર તાર આવ્યો, ત્યારે તેમને મૂંઝવણ તો એ થયેલી કે ના કેવી રીતે પાડવી? રાવ બહાદુરનો ખિતાબ તેમને કેવી રીતે મળ્યો તે તેમને મન હંમેશનો કોયડો જ હતો! પોતાનું આખું જીવન, વિદ્યોપાર્જન કરવું અને કરાવવું એમાં જ તેમણે વ્યતીત કર્યું હતું.

પોતાના નિવૃત્ત જીવનનો કાર્યક્રમ એક આર્ય જીવનનો કાર્યક્રમ હતો. પોતે રોજ સવારે સાડા પાંચે ઊઠતા. કેટલીકવાર ત્રણ ચાર વાગે આંખ ઉઘડી જાય તો ક્યાંતો ઊઠીને ટેબલ પર બેસે કે ક્યાંતો પથારીમાં સુંદરમાં સુંદર શ્લોકો લલકારે, જે સાંભળનારને અનહદ આનંદપ્રદ થતું. હજાર, દોઢહજાર શ્લોકો એમને કંઠસ્થ હતા. ઊઠ્યા પછી નાહીને તેઓ સંધ્યાપૂજા કરતા. બાદ બધાં કુંટુંબીજનો સમક્ષ પેપર વાંચતા, ને સાડા આઠેક વાગ્યે ટેબલ પર બેસતા. તેમનું ટેબલ પુસ્તકોથી હંમેશ ભરચક રહેતું. જેણે તે જોયું હોય તેને જ તેનો ખ્યાલ આવે. તે જૂનું મોટું ટેબલ, તેમને હાથે જ મૂકાયેલા ક્રમમાં જ તેમનાં પુસ્તકોની ગોઠવણી સાથે વડીલપૂજાની પવિત્ર ભાવનાથી તેમના પુત્ર પ્રૉ૦ અતિસુખશંકર ત્રિવેદીએ હજી તેને તે જ હાલતમાં રહેવા દીધું છે! જ્યારે કોઈ મળવા જાય ત્યારે તે તેમને એ ટેબલ પર જ જોય. તેમનો સ્વભાવ એવો સ્નેહાળ કે કોઇ મળવા આવે તો તરત વાતમાં પૂરા મશગૂલ થાય, પણ તે જ્યાં જાય કે તરતજ પોતે પોતાના કામમાં જ ઉદ્યુકત હોય. તેમણે અનુભવ વિનોદમાં લખ્યું છે કે 'મને મારો સમય નિર્ગમન કરવાની લેશ પણ હરકત નથી. સેવામાં હતો ને મારો વખત જેમ નિયમિત રીતે જતો હતો તેવી જ નિયમિત રીતે મારો સમય સેવામાંથી નિવૃત્ત થયા પછી જાય છે.' તેમના સ્વર્ગવાસ બાદ તેમનું તૈલચિત્ર અનાવરિત કરતાં સર લલ્લુભાઇ આશારામ શાહ જે એમના શિષ્ય હતા, તેમણે ઉદ્‌ગારો કાઢ્યા હતા કે 'જે વ્યકિત પોતાના માનસનું આ પ્રમાણે આત્મપૃથકકરણ કરી શકે તે વ્યકિતના નિયમિત ને સાધુ જીવનને વિષે કોઇને પણ માન ઉત્પન્ન થયા વિના રહે નહિ.'

તેઓ ૧૯૦૨ થી ૧૯૧૪ સુધી 'શાળાપત્ર'ના તંત્રી હતા, અને તે સમય એવો ગયો કે જ્ઞાનની ગૂંચો ઉકેલવા માટે સાહિત્યશોખીનોને 'શાળાપત્ર' જોવું પડતું!

તેમણે માત્ર સંસ્કૃતમાં તેમ જ ગૂજરાતીમાં એટલાં બધાં પુસ્તકો લખ્યાં છે કે તેની માત્ર ગણતરી કરવામાં આવે તો તેમના ઉદ્યોગને

વિષે તેમ તેમની પ્રતિભાને વિષે ઉચ્ચ માન થયા વિના રહે નહિ. Bombay Sanskrit Series માં તેમનાં સંશોધિત પુસ્તકો અનેક હતાં, જેમાં रेखागणित જેવો આકરગણિતનો ગ્રન્થ, एकायलि જેવું રસશાસ્ત્રનું પુસ્તક, षड्भाषा चंद्रिका જેવું ભાષાશાસ્ત્રનું પુસ્તક, ને प्रक्रिया कौमुदी જેવું વ્યાકરણનું કઠિન પુસ્તક સમાતાં હોવાથી જણાઇ આવે છે કે એમનુ પાંડિત્ય કેટલું સર્વતોગ્રાહી હોવું જોઇએ. તેઓ ગુજરાતના 'ભાંડારકર' હતા; અને તેમનું સંસ્કૃતનું પાંડિત્ય સમસ્ત હિંદમાં, ઈંગ્લંડમાં અને જર્મનીમાં મશહૂર હતું. તેમનો शांकर भाष्यानुवाद અદ્વિતીય ગુર્જર અનુવાદ તરીકે પ્રખ્યાત છે. 'બૃહદ્ વ્યાકરણ' તેમનો મૌલિક ગ્રન્થ છે, ને ગૂજરાતી સાહિત્યમાં તેની કીર્તિ અમર રહેશે. 'શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વો' તેમની પોતાની શિક્ષણપદ્ધતિનો તાદૃશ ચિતાર આપે છે, ને શિક્ષણશાસ્ત્રનો ગૂજરાતીમાં આદર્શ ગ્રન્થ છે. 'ત્રિવેદી વાચનમાળા' એક સ્વતન્ત્ર વાચનમાળા તરીકે પ્રથમ જ પ્રકાશમાં આણવાનું માન તેમને ઘટે છે. અને આ વાચનમાળામાં નીતિ, ધર્મ ને આર્યસંસ્કૃતિ તરફનો ઝોક પ્રશસ્ય છે. તેમની संस्कृत शिक्षिका જે શીખ્યા હશે તેને સંસ્કૃત સાહિત્યની અર્થગંભીરતાનો સુંદર ખ્યાલ હશે. તેમણે અસંખ્ય પુસ્તકોનાં સરકારી રાહે અવલોકન કર્યાં છે, જે સરકારી હોવાથી અપ્રસિદ્ધ છે; પરંતુ તેમના મકાનમાં તેની અનેક ફાઇલો છે, જે જોવામાં આવે તો તેમાંથી ઘણું મળી શકે તેમ છે.

'બૃહદ્ વ્યાકરણ' ની પેઠે જ 'કાવ્યશાસ્ત્ર' પર ગુજરાતીમાં મૌલિક ગ્રન્થ પ્રગટ કરવાની તેમની તીવ્ર ઇચ્છા હતી ને તેની સામગ્રી તો પુષ્કળ હતી—જેનો પુરાવો 'કાવ્યસાહિત્ય મીમાંસા'નું પુસ્તક પૂરતો આપે છે, પરંતુ તે શકય બને તે પહેલાં જ ૪ થી ઓગસ્ટ ૧૯૨૫ ને દિને તેમની જીવનસરિતા અટકી ગઇ. તેમને વિષે ઘણું જાણનાર સ્વ. પ્રૉ. વ્યોમેશચન્દ્ર પાઠકજીએ તે સંબંધમાં ઉદ્‌ગાર કાઢ્યા છે કે, 'કમળાશંકરભાઇનું પુખ્ત ઉંમરે અવસાન થયું હતું,

છતાં એમ થયા વિના રહેતું નથી કે કો' અજાણ્યા ગામડામાં કેટલી-કવાર અભણ ડોશીઓને એકસો ચાળીસ વર્ષની જિંદગી બક્ષે છે, તેના કરતાં નર્મદાશંકર કે ગોવર્ધનરામ જેવા કળાકરો અથવા મણિ-લાલ કે કમળાશંકર જેવા મહાપંડિતોને ઈશ્વરે ચિરંજીવી કીધા હોત તો કેવું સારૂ ?'

—ઈન્દુકાન્ત વી. ત્રિવેદી

## શ્રી. કાળીદાસ નાગરદાસ શાહ એમ. એ.

'Heights by great men reached and kept,
Were not attained by sudden flight;
But they while their companions slept,
Were toiling in the dead of night'



શ્રીમાન્ કાળીદાસ નાગરદાસ શાહ

'પ્રભાવશાળી પુરુષો ઉન્નતિના જે ઉચ્ચ શિખરે પહોંચી ગયા હોય છે તે સહજ રીતે નથી પહોંચ્યા; પરંતુ સામાન્ય જનસમાજ જ્યારે પ્રમાદ–નિદ્રાનું સેવન કરી રહ્યો હોય છે ત્યારે મહાન પુરુષો પ્રબળ પરિશ્રમદ્વારા પુરુષાર્થનું સેવન કરતા હોય છે.'

આશરે ચાર દાય-કાથી પણ વિશેષ સમય કેળવણીક્ષેત્રમાં કાર્ય કરી બહોળો અનુભવ ધરાવ-નાર ગુજરાતનાં ગણ્યાં-ગાંઠયાં કેળવણીકારોમાં

શ્રીમાન્ કાળીદાસ નાગરદાસ શાહનું નામ ગૌરવશાળી ગણાય તેવું છે. પોતાની મૂક સેવા અને પ્રતિભાસંપન્ન કાર્યશકિતથી તેઓએ વઢવાણ શહેરની જૂની અને પ્રખ્યાત સંસ્થા, દાજીરાજ હાઇસ્કૂલને વિસ્તૃત બનાવી સંગીન પાયા ઉપર લાવી મૂકેલ છે

દાજીરાજ હાઇસ્કૂલની સ્થાપના સમસ્ત કાઠિયાવાડની બીજી કેળવણી સંસ્થાઓમાં અગ્રગામી છે અને તેની સ્થાપનાના સમયથી જ પ્રખર વિદ્વાન અને વિદ્યારસિક હેડમાસ્તરો મેળવવાને તે ભાગ્યશાળી થયેલ છે. શ્રીમાન્ કાળીદાસભાઇનું સ્થાન તેઓમાં અનોખું છે. ઘણાંકના અભિપ્રાય પ્રમાણે જો તેઓ વઢવાણ જેવા ખૂણામાં પડેલા સ્થાનમાં ન હોત તો એક પ્રખ્યાત વિદ્વાન અને અગ્રગણ્ય પુરુષ તરીકે તેમનું નામ દેશભરમાં મશહૂર હોત, એવા ગુણો તેઓ ધરાવે છે.

એક કર્મવીરને છાજે તેવી તેમની કાર્યશીલતા છે, અને જે સ્વાવલંબી ભાવનાથી તેમણે ઉચ્ચ સ્થાન તથા માન મેળવ્યાં છે, તેનું દૃષ્ટાંત સૌ કોઇને અનુકરણીય અને પ્રેરણાદાયી છે. તેમનું જીવન ખાસ કરીને વિદ્યાર્થીઆલમને વધારે માનનીય છે, કારણ કે—

'Lives of great men all remind us,
We can make our lives sublime.'

એવા લોંગફેલોના કથનાનુસાર આવા પ્રેરણાદાયી જીવનમાંથી હંમેશાં પ્રેરણા પ્રાપ્ત થાય છે.

તેમનો જન્મ લીંબડીના શેઠ કુટુંબમાં સને ૧૮૮૦ના ડીસેમ્બરની ૧૮મી તારીખે થયો હતો. પિતાશ્રી નાગરદાસ મોતીચંદ તથા મોતીચંદ ખીમચંદ લીંબડી થઇ ચચિયાણા ગયેલા. તેમના પિતાશ્રીના મામા દામોદર દેવળ તથા નારણ દેવળ વઢવાણ સ્ટેટમાં કારભારીપદે હતા. નાગરદાસભાઇ તેમની પાસે રહેવા આવેલા.

કાલીદાસભાઇના માતુશ્રીનું નામ જડાવ હતું. તેઓ જૈન ધર્મમાં અનન્ય પ્રીતિ રાખતાં હતાં અને ભજન, સામાયિક, પ્રતિક્રમણ વગેરે

વગેરે તેમનાં નિત્યકર્મ હતાં, અને તેનાં તેઓ ઊંડા અભ્યાસી હતાં. તેઓ ધાર્મિક નિયમોનું પાલન અત્યંત શ્રદ્ધાપૂર્વક કરતાં અને એક માસમાં લગભગ દસ ઉપવાસ તો હોય જ. આવાં ધાર્મિક અને નીતિમાન માતાના સુસંસ્કારો તેમના પુત્ર તથા પુત્રી સમરત ઉપર બહુ જ સારા પડયા હતા. બહેનનો જન્મ ૧૮૯૦માં થયો હતો.

તેમના પિતાશ્રીની સ્થિતિ સાધારણ હતી. તેઓ નોકરી કરતા અને વ્યાપાર પણ કરતા. ઘણા જ સ્વાશ્રયી અને સારી સમજવાળા હતા એટલું જ નહિ પણ ધર્મ, નીતિ, સચ્ચાઇ, દયા વગેરે ગુણો તેમના જીવનમાં ઓતપ્રોત હતા. આવા સારા પિતા અને સદ્‌ગુણી માતાનાં સંસ્કાર તળે ઉછરેલ બાળકોનાં હૃદયમાં ધર્મ અને નીતિનાં બીજારોપણ થાય એમાં શી નવાઇ? શ્રીમાન્ કાળીદાસભાઇ તેના જ્વલંત દૃષ્ટાંત સમા છે.

શરૂઆતના જીવનમાં તેમણે વઢવાણ શહેરની પ્રાથમિક શાળામાં અભ્યાસ કર્યો હતો. દરેક વર્ગમાં તેઓ પ્રથમ નંબરે પાસ થતા હતા તથા ગુરુની શુશ્રૂષા દ્વારા તેમનો સારો સ્નેહ સંપાદન કર્યો હતો. સને ૧૮૯૦થી તેઓ દાજીરાજ હાઇસ્કૂલમાં દાખલ થયા હતા. આ શાળા તે સમયે કાઠિયાવાડની પાંચ-સાત હાઇસ્કૂલોમાં પ્રખ્યાત ગણાતી હતી. તે વખતના હેડ માસ્તર મી. કે. કે. કાપડીયા એમ. એ. વિજ્ઞાનશાસ્ત્રના વિશારદ પ્રોફેસર જેવા હતા. સને ૧૮૮૫-૮૬માં હાઇસ્કૂલના પ્રથમ હેડમાસ્તર ખંડુભાઇ દેસાઇ હતા અને તેમની પછી મી. કાપડીયા હેડમાસ્તર નીમાયા હતા.

તેમના સહાધ્યાયીઓમાં મુખ્ય હાલમાં પ્રખ્યાત ભાવનગરવાળા ડૉ. કેશવલાલ વી. ઠાકર, બૅરીસ્ટર પોપટલાલ ચુડગર, મી. સુખલાલ ડાહ્યાભાઇ શેઠ અને મી. મણિશંકર રેવાશંકર વગેરે હતા. વઢવાણ હાઇસ્કૂલમાં પ્રથમ નંબરે પાસ થવાથી તેમને સ્કૉલરશીપો મળતી. શિક્ષકો પણ તેમનાં કામ, વર્તન અને અભ્યાસથી હંમેશા સંતોષ પામતા હતા. શિક્ષકોમાં મી. સી. એમ. શ્રોફ, (જે રાજકોટ,

રતલામ, પ્રતાપગઢ વગેરે જગ્યાએ દિવાન હતા ) તથા મી. અનુપરામ રામજી ભટ્ટ વગેરે શિષ્યપ્રેમી વિદ્વાન ગુરુઓ હતા. તેમની નીચે અભ્યાસ કરવાથી તેમને ઘણો લાભ થયો હતો. તેમનામાં ધાર્મિક સંસ્કારો શરૂઆતથી જ હતા. જૈનશાળાઓમાં પણ તેમણે ધર્મનો અભ્યાસ કર્યો હતો અને ગુરુઓના સદ્બોધથી તેમના વર્તન ઉપર સારી છાપ પડેલી હતી. સાથે સાથે ગૃહનું વાતાવરણ પણ ઘણુંજ સારું હતું.

સન ૧૮૯૭માં મેટ્રીકની પરીક્ષા આખી યુનિવર્સિટીમાં સાતમે નંબરે પાસ કર્યા બાદ શામળદાસ કૉલેજમાં આગળ અભ્યાસ કર્યો હતો. કૉલેજમાં તેમના સહાધ્યાયીઓમાં મી. ગીરધરલાલ ઝુઝાભાઇ ચુડગર તથા મી. સુખલાલ ડાહ્યાભાઈ શેઠ વગેરે મુખ્ય હતા. તેનણે સંને ૧૮૯૮માં પ્રીવીયસની પરીક્ષા પસાર કરી હતી, જે વખતે મુંબઇમાં ઇંગ્લીશ અને સંસ્કૃતની મૌખિક પરીક્ષામાં તેઓ સારા નંબરે પાસ થયા હતા. સને ૧૮૯૯માં તેમની તબિયત બરાબર ન રહેવાથી તેમને અભ્યાસ છોડી દેવો પડયો હતો.

આ અરસામાં તેમના પિતાશ્રી વઢવાણ કેમ્પમાં પેસ્તનજી નસરવાનજી જીનવાળાના કૉટન પ્રેસમાં મેનેજર તરીકે કાર્ય કરતા હતા. ત્યાં તેમણે વ્યાપાર સબંધી સારું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તેઓ ખાનગી રીતે કાયદાનો અભ્યાસ કરતા હતા. એવામાં સને ૧૮૯૯માં શ્રી દાજીરાજ હાઇસ્કૂલના છઠ્ઠા આસીસ્ટન્ટ મી. ભાઇચંદ કાનજીનો સ્વર્ગવાસ થવાથી તે જગ્યાએ મી. શાહની નીમણુક સ્વ. નામ. બાલસિંહજી ઠાકોર સાહેબે કરી હતી. આ રીતે તેઓ કેળવણી ખાતામાં લગભગ ૪૩ વર્ષ થયાં નોકરી કરે છે અને તેટલો જૂનો અનુભવ ધરાવે છે.

શરૂઆતથી જ તેમના શિષ્યો પ્રતિ તેમને અનહદ પ્રેમ હતો અને તેમની શીખવવાની શૈલી ઘણી સારી હોવાથી તેમના શિક્ષણની ઘણી સારી અસર થતી હતી. તેમના જૂના શિષ્યો તે બાબતમાં તેમની મુક્ત કંઠે પ્રશંસા કરે છે.

સને ૧૯૦૧ માં તેમણે હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા આપી હતી; પરંતુ પાસ થવા માટે માર્કનું ધોરણ ૬૦ ટકા હોવાથી તેઓ નિષ્ફળ નિવડયા હતા. ત્યાર પછી સને ૧૯૦૨માં તેઓ ઈન્ટર આર્ટસમાં સેકન્ડ કલાસમાં પાસ થયા હતા. હવેથી તેમની વૃત્તિ વિશેષ અભ્યાસ કરવાની થઇ અને બે વર્ષના સતત અભ્યાસ પછી સને ૧૯૦૪માં ઇતિહાસ અને રોમન લૉ ઐચ્છિક વિષય તરીકે લઇ બી. એ. ની પરીક્ષામાં સેકન્ડ કલાસમાં પાસ થયા.

હવે તેમની મહત્ત્વાકાંક્ષા એમ. એ. થવાની થઇ. એમ. એ. માં તેમના સહાધ્યાયી મી. ભાસ્કરરાય વિઠ્ઠલરાય મહેતા તથા લીંબડીના હાલના હેડમાસ્તર મી. અમૃતલાલ દેવનાથ પંડ્યા વગેરે હતા. કવિસમ્રાટ ન્હાનાલાલભાઈ એમ. એ. માં ઇતિહાસ લઈ પાસ થયેલ, તેમની સાથે અને જુનાગઢના ઇતિહાસના પ્રખ્યાત પ્રોફેસર હોડીવાળા સાથે પણ કેટલોક પત્રવ્યવહાર કર્યો હતો અને એમ. એ. નો અભ્યાસ પોતાના શિક્ષણના કાર્ય ઉપરાંત કર્યો હતો.

સને ૧૯૦૬ના ડીસેમ્બરમાં તેમણે એમ. એ. ની પરીક્ષા ઇતિહાસ અને અર્થશાસ્ત્ર લઇ પાસ કરી. તે વખતે ઝાલાવાડ-કાઠિયાવાડમાં ગણ્યાગાંઠયા એમ. એ. હોવાથી તેમની ખ્યાતિ દરેક જગ્યાએ સારી થઇ હતી. વઢવાણ શહેરના જૈન સ્થાનકવાસી સંઘે તેમને માનપત્ર અર્પ્યું હતું, જેમાં તેમના વર્તન, ચારિત્ર અને અભ્યાસની સારી રીતે કદર કરવામાં આવી હતી.

સેકન્ડ એલએલ. બી. નો અભ્યાસ કરવા તેઓ વારંવાર વિચાર કરતા હતા અને મુંબઇના લૉ કૉલેજના પ્રિન્સીપાલને તાર કરી પૂછાવ્યું હતું કે, 'જો કે મોડું થયું છે, પણ ટર્મ મળશે કે કેમ ?' તેમણે મુંબઇ આવવા તાર કરેલો પરંતુ તેમના માતાપિતા કોઇ રીતે પોતાના એકના એક પુત્રને પોતાની દૃષ્ટિથી દૂર રાખવા ઇચ્છતાં નહોતાં. માતાપિતા અને સગાંવહાલાંઓની

ઇચ્છાને માન આપીને એલએલ. બી. થવાનો વિચાર તેમણે ઘણા આત્મભોગે પડતો મૂકયો.

તે અરસામાં સને ૧૯૦૭ના માર્ચની ૭મી તારીખે લીંબડીની પ્રખ્યાત 'સર જસવંતસિંહજી હાઇસ્કૂલ' ખોલવામાં આવી અને તે હાઇસ્કૂલના હેડમાસ્તર અને લીંબડી સ્ટેટના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે ના. મહારાણાશ્રી જસવંતસિંહજીએ તેમની નીમણુંક કરી. લીંબડી હાઇસ્કૂલની શરૂઆત હતી; પરંતુ તેની સંગીન રીતે વ્યવસ્થા કરવામાં મી. શાહે તનતોડ મહેનત કરી હતી અને તે વખતના દિવાન મી. ઝવેરભાઈ તેમના કાર્યથી ઘણા સંતોષ પામ્યા હતા.

સને ૧૯૧૦ ના નવેમ્બરની ૧ લી તારીખે વઢવાણ હાઇસ્કૂલના હેડમાસ્તર મી. કે. એચ. પંડયા નિવૃત્ત થવાના હતા, તેથી વઢવાણના સ્વ. ઠાકોર સાહેબ જસવંતસિંહજી તથા પો. એ. સાહેબ મી. એન. એચ. કૉગાહીલની ઇચ્છાથી તેમની નીમણુંક વઢવાણની દાજીરાજ હાઇસ્કૂલના હેડમાસ્તર તથા વઢવાણ સ્ટેટના કેળવણી અધિકારી તરીકે કરવામાં આવી હતી.

દાજીરાજ હાઇસ્કૂલમાં સને ૧૯૧૦માં ચાર્જ લીધો તે પહેલાં સને ૧૯૦૭માં ભાવનગર કૉલેજના પ્રિન્સીપાલે આસિસ્ટંટ પ્રોફેસર ઑફ હીસ્ટ્રીની જગ્યાની તેમને ઑફર કરી હતી, પરંતુ તે સ્વીકારવા તેમણે આભારપૂર્વક ના પાડી હતી. ધ્રાંગધ્રા સ્ટેટમાં સર અજીતસિંહજી હાઇસ્કૂલના હેડમાસ્તર તથા સ્ટેટના કેળવણી-અધિકારી તરીકે પણ તેમને માટે માગણી કરવામાં આવી હતી. વઢવાણ આવ્યા બાદ મોરબી સ્ટેટ તથા પાલનપુર સ્ટેટ તરફથી પણ તેમને હેડમાસ્તરની જગ્યા સ્વીકારવા કહેલ, પરંતુ પોતાના વૃદ્ધ પિતાની સેવાને અંગે તેમણે વઢવાણ શહેર છોડવા ના પાડી હતી. આ પ્રમાણે પોતે ઘણા મંથનને અંતે વઢવાણમાં જ સ્થિર થયા હતા.

લીંબડીથી જ્યારે તેઓ વઢવાણ જવાના હતા ત્યારે તેમના ટૂંક સમયના કામથી, શિક્ષણથી તથા રાજ્ય અને રૈયત તરફની વફાદારીથી

તે વખતના મહારાણા શ્રી સર દોલતસિંહજી, લીંબડીની પ્રજા તથા વિદ્યાર્થીઓને એટલો બધો સંતોષ થયેલ કે તેમની વિદાયગીરીના માનમાં એક અઠવાડીઆ સુધી પાર્ટીઓ કરેલ, અને લીંબડીના વિદ્યાર્થીઓએ એક સુંદર માનપત્ર તેમને આપ્યું હતું. લીંબડીના ઇતિહાસમાં અપૂર્વ બનાવ એ બન્યો હતો કે લીંબડી સ્ટેટની પ્રજાએ સને ૧૯૧૦ ના ઓક્ટોબરના છેલ્લા અઠવાડીઆમાં સ્વ. નામદાર મહારાણા સાહેબના પ્રમુખપણા નીચે આ યુવાન અને વિદ્વાન હેડમાસ્તરને એક સુંદર માનપત્ર આપ્યું હતું. સ્થળ–સંકોચને કારણે એનાં થોડાં અવતરણો પણ અહીં આપી શકાય તેમ નથી, પરંતુ એટલું કહેવું બસ થશે કે એક વિદ્વાન કેળવણીકાર અને આદર્શ વિદ્યાગુરુ તરીકે શ્રી. શાહે એમના સર્વના હ્રદયમાં અનોખું સ્થાન જમાવ્યું હતું.

હેડમાસ્તર તરીકેના તથા કેળવણી અધિકારી તરીકેના પોતાના કાર્યમાં અત્યંત અલ્પ સમય મળતો હોવાથી તેઓશ્રી એક સારા લેખક હોવા છતાં બહુ પ્રકાશનો બહાર પાડી શકયા નથી. તેમણે અંગ્રેજી ભાષામાં 'હિંદનો ઇતિહાસ' નામનું પાઠ્ય પુસ્તક રચેલ છે જેને માટે પ્રો. હોડીવાળા અને બીજા વિદ્વાનોએ બહુ સારા અભિપ્રાયો આપેલ હતા.

દાજીરાજ હાઇસ્કૂલને સારી સ્થિતિ પર મૂકવામાં તેઓએ ઘણો જ સારો ફાળો અદ્યાપિ પર્યંત આપેલ છે. તેઓના વિદ્યાર્થીઓ પૈકી કેટલાઓએ મુંબઇ અને ઇંગ્લાંડ યુનિવર્સિટીની ઘણી સારી પરીક્ષાઓ પસાર કરેલ છે, અને પોતાના જીવનની સુંદર કારકિર્દીઓથી પોતાના આ ગુરુને સારી શોભા આપી રહેલ છે. તેમની શિક્ષણ પદ્ધતિ, કાર્ય શકિત અને શાળાઓની વ્યવસ્થા કરવાની તેમની બુદ્ધિ અને શક્તિ ખરેખર પ્રશંસનીય છે.

હાઇસ્કૂલના તથા ગુજરાતી શાળાના વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘણો સારો વધારો થયો છે. સને ૧૯૧૦માં તેઓ દાખલ થયા ત્યારે

વિદ્યાર્થીઓની સંખ્યા ફક્ત ૩૨૪ની હતી જે હાલ એક હજાર ઉપર પહોંચેલ છે. શિક્ષકોની સંખ્યા પણ ૧૦થી વધી ૨૫ ની થયેલ છે અને સ્ટેટમાં શાળાઓની સંખ્યા ૨૧ થી વધી ૩૩ સુધી પહોંચેલ છે. તેમની કારકિર્દી દરમ્યાન લગભગ ૫૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ મેટ્રીકમાં પાસ થયેલ છે.

આવા ઉચ્ચ ગુણોથી વિભૂષિત હોવા છતાં શ્રીમાન્ કાળીદાસભાઇ અત્યંત સાદા, સહૃદયી અને ઉદાર દિલના છે. અન્ય વિદ્યાર્થીઓ તેમની હાજરીમાં ધ્રૂજતા હોવા છતાં જ્યારે તેઓ મેટ્રીકમાં તેમના વર્ગમાં આવે છે ત્યારે જ તેમના અત્યંત રમુજી અને આનંદી સ્વભાવનો તેમને પરિચય થાય છે.

તેમની ૩૨ વર્ષની કારકિર્દીમાં સ્વ. ના. જસવતસિંહજી સાહેબ, સ્વ. ના. જોરાવરસિંહજી સાહેબ તથા ઘણા દિવાનો તથા એડમીની-સ્ટ્રેટરો તેમના કાર્યથી ઘણા સંતોષ પામેલ છે; અને તે માટે તેમને સારાં સર્ટિફીકેટો આપેલ છે અને એડમીનીસ્ટ્રેશન રિપોર્ટોમાં સારી તારીફ કરેલ છે.

કાઠિયાવાડમાં આટલી સેવા કરનાર વિદ્યાગુરુઓ જવલ્લે જ જોવામાં આવશે. રાત્રિ-દિવસ તેઓ પોતાનાં કાર્યને અંગે તનતોડ મહેનત અને વિચાર કરે છે. તેમણે નિઃસ્વાર્થપણે ઘણા વિદ્યાર્થીઓનાં જીવન સુધારેલ છે. કોઇ કોઇ વખતે તેઓને હાલના જમાનાના વંટોળનો સામનો કરવો પડેલ છે; પરંતુ બહુજ શાંતિપૂર્વક તેઓએ દરેક વિઘ્ન દૂર કરેલ છે; આ તેમની કાર્યદક્ષતા અને પ્રેમનું સાચું દૃષ્ટાંત છે.

લાઇબ્રેરીનું કાર્ય, ભાષણો, મ્યુનિસિપાલીટીનાં કામો, ઉપાશ્રયમાં ધાર્મિક અગ્રેસરપણું-વગેરે તેમની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેઓ આનંદપૂર્વક રચ્યાપચ્યા રહે છે.

સને ૧૯૨૬માં રાજકોટ મુકામે ભરાયેલ જૈન સાહિત્ય પરિષદના

પ્રમુખ તરીકેનું તેમનું પ્રવચન ઘણું જ મનનીય હતું, અને તેની અસર ઘણી થઇ હતી. સ્થાનકવાસી જૈન કૉન્ફરંસોમાં મોરબી, અજમેર, ઘાટકોપર વગેરે જગ્યાઓએ તેમણે હાજરી આપી સુંદર વ્યાખ્યાનો કર્યાં હતાં. વ્યાખ્યાતા તરીકેની તેમની અલૌકિક શક્તિથી તેમને ગૂજરાતના શ્રેષ્ઠ વ્યાખ્યાનકારોની હરોળમાં મૂકી શકાય તેમ છે. અમદાવાદ મુકામે હેડમાસ્તરોની મીટીંગમાં આપેલ સુંદર વ્યાખ્યાનથી શ્રોતાઓને સારી અસર થઇ હતી. શામળદાસ કોલેજની ગોલ્ડન જ્યુબિલીના ગેધરીંગમાં તેમણે આપેલ વ્યાખ્યાનના સર પ્રભાશંકર પટ્ટણીએ મુક્ત કંઠે વખાણ કર્યા હતા. આવા વક્તા કાઠિયાવાડમાં બહુ જ ઓછા માલૂમ પડે છે. પાંચ પાંચ હજાર માણસની મેદનીમાં વ્યાખ્યાન આપતાં પણ તેમને જરાએ ક્ષોભ થતો નથી. શાહ સાહેબનો અવાજ એટલે જીવતું જાગતું લાઉડ-સ્પીકર. તેને ઇલેકિટ્રક લાઉડ-સ્પીકરની જરૂર ન પડે.

તેમનાં ધર્મપત્નિ શ્રીમતી દિવાળીબા ઘણા જ સાલસ સ્વભાવનાં, દયાળુ અને અત્યંત ધાર્મિક વૃત્તિવાળાં છે અને શાહ સાહેબનો ગૃહ-વ્યવહાર ચલાવવાની તેમની કુશળતાએ, તેમને સર્વદા ચિંતામાંથી મુક્ત રાખેલ છે. આવાં કાર્યકુશળ ગૃહિણી એ હિંદુ સંસારનું ભૂષણ છે અને તે ભાગ્યશાળી ઘરોમાં જ માલૂમ પડે છે. બહુ ભણેલ નહિ હોવા છતાં વ્યવહાર ચલાવવાની તેમની અત્યુતમ આવડત જોઇને વ્યવહાર-કુશળ માણસો પણ છક્ક થઇ જાય છે.

તેમના જ્યેષ્ઠ પુત્ર શ્રી. અમૃતલાલ સને ૧૯૨૯માં એલ. એલ. બી. થયા છે અને ૯ વર્ષ વકીલાત કર્યા બાદ છેલ્લાં ચાર વર્ષથી વઢવાણ સ્ટેટમાં ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટનો હોદ્દો ધરાવે છે; અને તેમના કાર્યથી દરેક જણને સંતોષ છે. તેમના બીજા પુત્ર શ્રી. પ્રાણલાલે એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી છે અને સૌથી નાના પુત્ર શ્રી. મણિલાલ ઇંટર પસાર કરી એલ. એલ. બી. નો અભ્યાસ કરવા ગયેલ છે. શ્રી. અમૃતલાલના પુત્ર ચિ. કાન્તીલાલ મેટ્રીકની પરીક્ષા

બીજા નંબરે પસાર કરી કોલેજમાં વધુ અભ્યાસ માટે ગયેલ છે. આ રીતે આ પ્રખ્યાત કુટુંબ વિદ્યાક્ષેત્રમાં ઘણું જ આગળ વધેલ છે.

કેળવણીકાર તરીકે તેમણે વિદ્યાર્થીઓમાં ધાર્મિક અને નૈતિક ભાવનાઓનું જલસિંચન કરેલ છે; તેથી સહુને તેમના માટે માન અને લાગણી છે અને હંમેશને માટે તેમના ઋણી બન્યા છે. જે શ્રમ તેઓ નાનપણમાં ઉઠાવતા અને જે કાર્યની ધગશ યુવાવસ્થામાં તેમનામાં હતી તે જ ૬૨ વર્ષની ઉમરે હજુ પણ જોવામાં આવે છે. તેમનું આખું જીવન ઘણી જાતના ભોગે કર્તવ્યપરાયણતામાં રોકાએલું છે; અને હવે પછી પણ તેઓ તે કાર્યમાં રચ્યાપચ્યા રહેશે એમ અમને ખાતરી છે. દુનિયામાં બહાર પડવું, આડંબર કરવો, છાપાંઓમાં વાહવાહ કહેવરાવવી તે તેમના સ્વભાવ અને પ્રકૃતિથી વિરુદ્ધ છે; એથી સાધારણ વ્યક્તિઓનાં નામઠામ વારંવાર છાપાંઓમાં આવે છે પરંતુ અમારા ગુરુ શ્રી. શાહની પ્રશંસાત્મક સ્તુતિ આવી રીતે છાપાંઓમાં આવતી નથી; તેનું કારણ તેઓની જાહેરમાં ન આવવાની અને મૂક સેવા કરવાની પ્રબળ મનોવૃત્તિ જ છે.

તેઓ ધાર્મિક ક્રિયામાં સામાન્યરીતે એક કલાક પસાર કરે છે, અને યથાશક્તિ દાનધર્મ પણ કરે છે આવા કર્તવ્યનિષ્ઠ અને સમસ્ત જીવનમાં કર્મયોગની સાધના કરનાર અમારા ગુરુ શાહસાહેબને અમે દીર્ઘાયુ ઇચ્છીએ છીએ અને તેઓના હાથે હંમેશા આવાં જ ઉજ્જવલ કાર્યો થાય એવી અમારી ભાવના છે. વઢવાણ તેમના જ્ઞાનની અને સેવાઓની હજુ સુધી યોગ્ય કદર કરી શક્યું નથી; પરંતુ અમને આશા છે કે ગુરુવર્યની તરફ તે સર્વ કોઈ જરૂર એકવાર યોગ્ય માન દર્શાવી, તેમના ગુણાનુરાગી બની, તેમનું યોગ્ય અર્ચન કરશે. અંતમાં તેઓના તરફ અત્યંત ભક્તિભીના હૃદયે હું મારું લખાણ સમાપ્ત કરું છું-

—જયંતિલાલ મોહનલાલ ત્રિવેદી

## શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા



એક કેળવણીકાર અને વિચારક તરીકે શ્રી. કિશોરલાલ મશરૂવાળાનું નામ ગૂજરાતભરમાં જાણીતું છે. એઓ જાતે વૈશ્ય છે, અને સુરતના વતની છે. એમના પિતાનું નામ ધનશ્યામલાલ મશરૂવાળા અને માતાનું નામ શ્રી મંગળાબહેન મનમોહનદાસ શરાફ. શ્રી. કિશોરલાલભાઇનો જન્મ સન ૧૮૯૦ માં મુંબઇમાં થયો હતો, અને તેમનું લગ્ન પણ ત્યાંજ સન ૧૯૧૩માં શ્રીમતી ગોમતીબહેન સાથે થયું હતું.

ઘણુંખરું શિક્ષણ એમણે મુંબઇમાં લીધું હતું અને કૉલેજ અભ્યાસ દરમિયાન એમણે સારી સ્કૉલરશીપો મેળવેલી. સન ૧૯૦૯માં વિલ્સન કૉલેજમાંથી 'પદાર્થ વિજ્ઞાન તથા રસાયનશાસ્ત્ર' નો ઐચ્છિક વિષય લઇને બી. એ. ની પરીક્ષા એમણે પાસ કરી હતી; અને ત્યારબાદ સન ૧૯૧૩માં એલ એલ. બી. ની ડીગ્રી મેળવી હતી.

સન ૧૯૧૭માં વકીલાતનો ધંધો છોડી તેઓ ગાંધીજી સાથે જોડાયા હતા, ત્યારથી સામાન્ય રીતે એમ કહી શકાય કે તેઓ એમની પ્રવૃત્તિઓમાં સામેલ રહ્યા છે. ગૂજરાત વિદ્યાપીઠના તેઓ પહેલા મહામાત્ર હતા.

એમના જીવન પર સ્વામીનારાયણીય સાહિત્ય, તેમ જ એ પંથના સંસ્થાપકો અને સાધુઓએ તેમ મહાત્મા ગાંધીજીએ ઘણી ઊંડી અસર કરેલી છે.

સ્વામીનારાયણીય સાહિત્યનું વાચન એમનું કેટલું વિસ્તૃત અને બારીક છે, એનો ખ્યાલ છટ્ઠી ગૂજરાતી સાહિત્ય પરિષદ માટે રજૂ

કરેલા એમના મનનીય નિબંધ પરથી આવશે. એમનું જ્ઞાન પાંડિત્ય ભર્યું નથી, પરંતુ તે ચેતનવંતું અને સંસ્કારી છે, એમ એમના અન્ય ગ્રન્થો વાંચતાં પ્રતીતિ થશે.

એઓ એક શોધક મુમુક્ષુની દૃષ્ટિએ આપણું આર્ય તત્ત્વજ્ઞાન અવલોકે છે; અને તેની કસોટી પણ બહુ ઊંચા ધોરણે, તદ્દન તટસ્થ વૃત્તિથી, સ્વતંત્રપણે કરે છે. એમના ચારિત્ર ગ્રન્થો રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર, ઇસુ ખ્રિસ્ત, સહજાનંદ સ્વામી વગેરે વખણાયા છે, અને તેમની ગણના શિષ્ટ ગ્રન્થોમાં થયેલી છે. એક કેળવણીકાર તરીકેના એમના વિચારો 'કેળવણીના પાયા' એ પુસ્તકમાંથી મળશે; પણ એમના જીવનનું હાર્દ સમજવાને, એમનાં જ્ઞાન અને શક્તિનું માપ કાઢવાને એમના "જીવન શોધન" એ પુસ્તકના બન્ને ભાગો વાચકે જોવા જોઇએ. ગુજરાતીમાં એ જાતનું સ્વતંત્ર ચિંતન હાલમાં બહુ થોડું મળી આવશે. એમાં ઊંડું નિરીક્ષણ અને મનન જણાશે; તે સાથે તત્ત્વ-સત્ય-શોધન માટે જે ભેદક નજર અને તીવ્ર લાગણી પ્રત્યક્ષ અનુભવાય છે, તે આહ્લાદક નીવડી, કર્તા માટે માનની લાગણી પેદા કરે છે. એમાં કોઇ સંપ્રદાય માટે પક્ષપાત નહિ જણાય; પણ જીવનનું તારતમ્ય, જીવન ચિંતામણી મેળવવા માટેની લગની સ્પષ્ટ તરવરતી દૃષ્ટિગોચર થશે.

ધર્મ અને તત્ત્વજ્ઞાન એ શ્રી. મશરૂવાળાના પ્રિય વિષયો છે, અને એ બન્ને વિષયોનો ઝીણવટભર્યો અભ્યાસ કરી એમણે તટસ્થપણે સ્વતંત્ર ગ્રન્થો લખ્યા છે. એમની વિચારશ્રેણી અને સત્ય-શોધનની ધગશ એમનું 'જીવન શોધન' નામનું પુસ્તક વાંચવાથી બરાબર સમજાશે. સ્વતંત્ર ચિંતનથી ભરેલા આવા ગ્રન્થો ગુજરાતી સાહિત્યમાં વિરલ છે. કોઈ સંપ્રદાય કે મન્તવ્યના પક્ષપાતથી આ ગ્રન્થ પર છે. એમાં એમણે ભૌતિક અને અધ્યાત્મિક જીવન પરત્વેના પોતાના વિચારો વ્યક્ત કર્યા છે.

શ્રી. મશરૂવાળાની શૈલી વિષયાનુસાર સાદી કે પ્રૌઢ હોય છે.

સંક્ષિપ્તતા અને શબ્દ ચોકસાઈ એ એમની ગદ્યશૈલીનાં ખાસ લક્ષણો છે.

૧૯૩૦માં 'પ્રસ્થાન'માં પ્રકટ થયેલ "સામુદાયિક ઉપાસના" નામક એમના મનનીય નિબંધે સારાય ગુજરાતનું ધ્યાન ખેંચ્યું હતું.

શારીરિક નબળાઈ અને નાજુક તબિયતને લીધે તેઓ ઝાઝું કાર્ય કરી શકતા નથી, પણ એમની કલમમાંથી જે કાંઈ આવે છે તે હંમેશાં ચિન્તનભર્યું, વિચારોત્તેજક અને માર્ગદર્શક હોય છે, એમ કહેવું જોઈએ.

એમની સુંદર કૃતિઓમાં : "રામ અને કૃષ્ણ," "બુદ્ધ અને મહાવીર," "ઈસુખ્રિસ્ત," "સહજાનંદ સ્વામી," "કેળવણીના પાયા," "જીવન શોધન ભાગ ૧–૨," "ગાંધી વિચાર–દોહન," "ઊધઈનું જીવન," "ગીતામન્થન," "સ્ત્રી-પુરુષ મર્યાદા," "સત્યમય જીવન," "ગીતા-ધ્વનિ," "વિદાયવેળાએ" વગેરે ગૂજરાતમાં સારીરીતે સત્કાર પામેલ છે. *

---

* "ગૂજ. વર્ના. સોસાઇટી"ના સૌજન્યથી

પતિત કોને કહી શકાય એ જાણો છો? તમે મન અને બુદ્ધિને વેચો છો, તમારી આવડત અને ચાલાકીને વેચો છો. છતાં તમે પતિત નહિ! તમને વકીલ કહી લોકો ખુરસી આપે, વેપારી કહી ગાદી આપે અને સરકારી નોકર હો તો લોકો સલામો ભરે! અને એક સ્ત્રી પોતાનો કંઠ વેચે–અરે! પોતાનો દેહ વેચે–તેને તમે પતિત કહો છો! તમારી અધમમાં અધમ ગણાતી ક્ષણોએ જ તેનું નામ લેવાને પાત્ર ગણો છો! તમે કેમ ભૂલો છો કે દેહ કરતાં વધારે ઊંચી વસ્તુનું વેચાણ કરી તમે વધારે પતિત બનો છો? જગત આખું પતિત છે! તમારા હૃદયને પૂછો, તમારી પત્નીના હૃદયને પૂછો, અને પછી પતિતોનો તિરસ્કાર કરો!

—રમણલાલ વ. દેસાઈ

## શ્રીમતી કુસુમબહેન ઠાકોર એમ. એ. [ યુ. એસ. એ. ]



કેટલાંક માણસો વિલક્ષણ દેખાય છે પણ હોતાં નથી; કેટલાંક વિલક્ષણ હોય છે પણ દેખાતાં નથી. શ્રીમતી કુસુમબહેન ઠાકોર વિલક્ષણ છે અને દેખાય પણ છે. ઈ. સ. ૧૯૧૦ના ઓકટોબરની બીજી તારીખે અરબી સમુદ્રને કિનારે આવેલા ઘોઘામાં એમનો જન્મ થયો છે. સંસ્કારી પિતા, સુશીલ માતા અને ભરેલા કુટુંબમાં એમનાં શિક્ષણ અને ઉછેર થયાં છે. ચૌદ વર્ષની ઉમ્મરે એમણે ગુજરાતી ક્રમ પૂરો કર્યો અને અંગ્રેજી બે ધોરણ પૂરાં કર્યાં ન કર્યાં અને એમનું લગ્ન થયું. જીવનની સમજણ ઉઘડે તે પહેલાં એમના ઉપર લગ્નનો ભાર મૂકાયો. આ લગ્ને એમના જીવનમાં આઘાત કર્યો. એનો પ્રત્યાઘાત પણ થયો અને એથી પ્રગતિ થઇ. લગ્નની પ્રથમ રાત ઉપર જેમ પતિપત્નીના ભાવી દામ્પત્યનું ઘડતર થાય છે તેમ લગ્ન એ પણ જીવનની પહેલી રાત છે. એના ઉપર સમસ્ત જીવનનું સ્વરૂપ બંધાય છે.

અસાધારણતા અકસ્માત ફૂટતી નથી. જન્મથી જ આવે છે, શૈશવમાં ઘૂંટાય છે, જુવાનીમાં કેળવાય છે અને પ્રૌઢ થઇને એ પ્રકાશી રહે છે. કુસુમ બહેનના સ્વભાવમાં બચપણથી જ સમુદ્રના

તરંગોની અશાન્તિ અને અસ્થિરતા હતી અને આ જ જીવનતત્ત્વોએ એમના જીવનના વિકાસમાં મુખ્ય બળ બનીને સિદ્ધિ મેળવી છે. મુશ્કેલીમાંથી માર્ગ કરવાની દૂરદર્શિતા અને આત્મશ્રદ્ધાએ કરીને ઇ. સ. ૧૯૩૪માં એઓ કર્વે યુનિવર્સીટીની જી. એ. ની પરીક્ષામાં માનસહિત પ્રથમ વર્ગમાં આવ્યાં અને આખી યુનિવર્સીટીમાં અંગ્રેજીમાં પ્રથમ નંબર મેળવ્યો. એ જ સાલમાં પોતાના ચાર વર્ષના પુત્ર ચિ. અરુણ સાથે આગળ અભ્યાસ કરવા એમણે અમેરિકાના પ્રવાસનું સાહસ ખેડ્યું. ત્યાં આયોવાની સ્ટેટ યુનિવર્સીટીમાં સાઇકૉલૉજીનો વિષય લઈને ઉચ્ચ વર્ગમાં બી. એ. ની પદવી મેળવી અને અભ્યાસની તેજસ્વિતા બતાવી શિષ્યવૃત્તિ મેળવીને એ જ વિષયમાં એમ. એ. થયાં. કુસુમબહેનના જીવનછોડને સંભાળનું ખાતર અને સહૃદયતાનું પાણી સિંચીને ઉછેરનાર એમના મિત્ર, મુરબ્બી અને ગુરુ મશહૂર રસાયણશાસ્ત્રી ડૉ. કુંવરજી નાયકનું નામ ઉલ્લેખનીય અને સ્મરણીય છે.

અમેરિકા છોડતાં પહેલાં સ્વદેશપ્રેમ અને આર્યસંસ્કૃતિ તરફના એમના સમભાવે એમની પાસે થોડું સેવાકાર્ય પણ કરાવ્યું. એ દેશનાં ઘણાં સ્થળોએ સ્વામી વિવેકાનંદના આદર્શ અને આદેશ અનુસાર એમણે પૌર્વાત્ય સંસ્કૃતિની ભવ્ય સંગીનતા અને સજીવનતા તેમ જ પાશ્ચાત્ય સંસ્કૃતિની જડતા અને સંકુચિતતા ઉપર અભ્યાસપૂર્ણ અને દૃષ્ટિભર્યાં વ્યાખ્યાનો આપ્યાં. અમેરિકા અને યુરોપના પ્રવાસથી એમના નવીનતાપ્રિય અને સ્વતંત્ર સ્વભાવને જેટલો સંતોષ અને આનંદ મળ્યો તેટલો જ આર્યસંસ્કૃતિના આદર્શોમાં એમનો વિશ્વાસ દૃઢ બન્યો છે. અમેરિકાથી પાછા આવીને એમણે મુંબાઈની સર દોરાબજી તાતા સ્કૂલમાં જીવનની સામાજિક અને આર્થિક સમસ્યાઓનો અભ્યાસ કર્યો અને પ્રખર સમાજશાસ્ત્રી ડૉ. કલીફૉર્ડ મેન્શાર્ટની દોરવણી નીચે સંશોધનના ક્ષેત્રમાં સારી પ્રગતિ કરી. કુટુંબની જવાબદારીને કારણે એમને મુંબાઈ છોડવું પડયું અને વડોદરાનો વસવાટ સ્વીકારવો પડયો. સ્વ. શ્રીમંત સયાજીરાવની

મુલાકાત વખતે એ રાજવીના પ્રતાપી વ્યક્તિત્વની છાપ કુસુમ બહેન ઉપર ઊંડી પડી અને એમણે મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલમાં શિક્ષણ આપવાનું કામ સ્વીકાર્યું. અહીં કુસુમબહેનના જીવનનાં ઘણાં નૈસર્ગિક તત્ત્વો ખીલી ઊઠયાં. કુસુમબહેનનો સ્વભાવ એક અસ્પષ્ટ રમણીયતા છે, એક સુંદર સમસ્યા છે. શાંત અને સુશીલ જણાતું એમનું જીવન એક સર્વગ્રાહી ચંચળતાથી સર્વદા અધીર અને અસ્થિર રહે છે. પોતાનાં સિદ્ધાંત, આદર્શ કે કાર્યમાં કોઇ પણ જાતની સીમાબધી સ્વીકારતાં એમનો વિદ્રોહી અને વિલક્ષણ સ્વભાવ બળવો પોકારી ઊઠે છે, એમની ગૂંગળામણ શરૂ થાય છે. પણ જીવનયુદ્ધ ખેલીખેલીને ઘડેલું લડવૈયાનું ધીરોદાત્ત માનસ અને ગજબની ઇશ્વરશ્રદ્ધાથી ભરેલું હૃદય એમનું જીવનબળ બની રહે છે. આ વિલક્ષણતા કુસુમ બહેનને સામાન્ય સમાજથી વિખૂટાં પાડીને એમના સંવેદનશીલ હૃદયને અટૂલું બનાવી દેત પણ વડોદરા રાજ્યની પ્રાથમિક કન્યાશાળાઓના અધિકારી તરીકેનું સ્થાન જ્યારે એમણે સંભાળ્યું ત્યારે આ જ વિલક્ષણતાએ એમના સ્વભાવને એક નવા જ સ્વરૂપનું ગૌરવ આપ્યું. અહીં એઓ મેલાં ઘેલાં બાળકો, મૂંઝવણભર્યાં માબાપ, હતાશ બનીને જીવનનો આનંદ ગુમાવી બેઠેલી વિધવા અથવા તો ત્યકતાના સંબંધમાં આવ્યાં અને કુસુમ બહેનની ચંચળતા વિરાટ હતી તેટલી જ વ્યવહારૂ બની ગઇ, પણ ચાંચલ્યના ઓઘ નીચે દબાયલો એમનો વિરાગ પણ ઊછળીને ઉગ્ર બની ગયો.

જીવન એ સાધના અને સંગ્રામ બન્ને છે, કુસુમ બહેન એ જાણે છે. હજી તો એ જુવાન છે. અને અત્યારનું એમનું જીવનસ્વરૂપ એ ઊઘડતા ભાવિ જીવનની પૂર્વ ભૂમિકા જ છે. સંગ્રામ અને સાધનામાં પણ માનવતાને જ સર્વોપરી જીવનતત્ત્વ માનનાર આ બહેન સ્વભાવે જ પ્રયોગશીલ અને વિદ્રોહી છે. પોતાના પ્રયોગને ખાતર ઝીંદગીને પણ હોડમાં મૂકવાની હિમ્મતે એમણે નિડરતા કેળવી છે અને મુશ્કેલીને પણ મિત્ર માનીને જીવી લેવાની એમની બહાદુરીએ એમની માનવતાને સજીવન

વન રાખી છે. અને એમની આજની સાહિત્યપ્રવૃત્તિ આ નિવેદનની સાક્ષી છે.

કુસુમબ્હેનમાં સ્ત્રીની સહજ સંસ્કારી કુમાશ છે અને નારી-શક્તિનો પ્રચંડ ઉન્માદ છે. એટલે જ એમનું વ્યક્તિત્વ મધુર અને પ્રતાપી છે. એમને જોઇને એમ લાગે છે કે સ્ત્રી માત્ર સમસ્યાઓની જનેતા નથી પરંતુ પોતે એ સર્જકના આશ્ચર્યની સમસ્યા છે.

**–કિશનસિંહ ચાવડા**

## સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવ



ગૂજરાતના પ્રથમ પંક્તિના વિદ્વાનોમાં અગ્ર-સ્થાન ધરાવતા સ્વ. કેશવ-લાલભાઇનો જન્મ સંવત ૧૯૮૫ના આશ્વિન વદી ૬ (તા. ૧૭ મી ઑકટોબર ૧૮૫૯)ને સોમવારને દિને ગાયકવાડી રાજ્યના દહેગામ પરગણાના બહિયલ ગામમાં થયો હતો. તેમના પિતાશ્રીનું નામ હર્ષદરાય અને માતુશ્રીનું નામ રેવાબાઇ હતું. 'ચન્દ્ર' પત્રના તંત્રી તથા 'કુંજ વિહાર' ના કર્ત્તા સદ્ગત શ્રી. હરિલાલ હર્ષદરાય ધ્રુવ તેમના મોટા ભાઇ થાય.

તેમનો વિદ્યાભ્યાસ અમદાવાદમાં ખાડિયામાં મયા મહેતાની ગામઠી નિશાળે શરુ થયો હતો. 'સોટી વાગે ચમચમ વિદ્યા આવે રમઝમ' એ સૂત્રમાં શ્રદ્ધાવાળા મયા મહેતાથી છોકરાઓ બહુ જ ત્રાસતા. તે નિશાળે ભણી રહ્યા પછી પહેલા નંબરની ગૂજરાતી નિશાળમાં કેશવલાલ દાખલ થયા, ત્યાં ગૂજરાતી ચોથા ધોરણ સુધી અભ્યાસ કર્યો.

હાઇસ્કૂલમાં તેઓ હતા ત્યારે જે શિક્ષકોએ એમના પર ઊંડી છાપ પાડી હતી તેમાં ત્રણ ગૃહસ્થોનાં નામો જાણવા જેવાં છે : (૧) સ્વ. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ (૨) દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ, અને (૩) કવિ દલપતરામ.

કવિ દલપતરામના સંસર્ગથી એમને ગૂજરાતી કવિતા અને પિંગળ પ્રતિ વિશેષ રુચિ થયેલી. અંબાલાલભાઇએ એમના સંસ્કૃતના અભ્યાસને ઉત્તેજન આપેલું અને લલ્લુભાઇએ સારા ગદ્યલેખન માટે એમની વૃત્તિ કેળવેલી, જે બધા અંશો એમનામાં પાછળથી સારી રીતે ખીલી, દીપી ઊઠયા હતા.

વળી એમના સંબંધમાં ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે તેમના મોટાભાઇ સદ્‌ગત સાક્ષર શ્રી. હરિલાલ હ. ધ્રુવની તેમના ઉપર ઘણી અસર થયેલી. 'કેશવ-હરિનું જોડલું' આપણા સાહિત્યના ઇતિહાસ-ગગનમાં સર્વદા જ્વલંત જ્યોતિથી પ્રકાશશે એ નિઃસંશય છે. એમણે એક વખત વાતચીતમાં કહ્યું હતું કે, 'મારામાં જો કાંઇ ગુણ હોય તો તે મારા ભાઇને લીધે જ છે. મૂળથી જ કંઈ સ્વયં વિચાર કે અપૂર્વ બુદ્ધિ (Originality) મ્હાગમાં નહિ-હું તો માત્ર અનુકરણ કરવામાં કે કોઇ બતાવે તે કરવામાં સમજું. મ્હારા ભાઈ સર્વ બાબતમાં મ્હારા પ્રોત્સાહક અને માર્ગ-દર્શક હતા. હું તો એમની પાછળ ખેચાતો જાઉં એટલું જ.' અતિશય ઉત્સાહ અને ત્વરા એ હરિલાલનાં પ્રધાન લક્ષણ હતાં, અને એ ઉભયના સહગામી તથા અનુગામી ગુણ અને દોષ બન્ને

તેમનામાં હતાં. તેમણે પોતાના ઉત્સાહી યુવકમિત્રોની સહાયથી 'સત્ય માર્ગદર્શક સભા' એ નામનું એક મંડળ સ્થાપ્યું હતું. વળી તેમના ન્હાનકડા મિત્રમંડળ તરફથી મુખપાઠને માટે માંહોમાંહે ઇનામ અપાતાં, ને તેમાં કેશવલાલ પણ હરિફાઈ કરતા. મુખપાઠ કરવાની પદ્ધતિને લીધે તેમની સ્મરણશક્તિને બહુ જ સારી કેળવણી મળી, અને તેને માટે તેઓ તેમના ભાઇને આભારી છે. તે મિત્ર-મંડળ તરફથી કોઇ કોઇ વખત નાટક પણ ભજવાતાં. એક વખતે તેઓએ 'શકુંતલા' નાટકનો પ્રયોગ કર્યો હતો. સંક્ષેપમાં, તેમના મોટાભાઇની અનેકદેશીય પ્રવૃત્તિઓથી તેમના ઉપર બહુ અસર થઇ હતી. કુમળી વયમાંથી વિદ્યા તથા સાહિત્યના વાતાવરણમાં ઉછરેલ બાળકને તે વિષયો ઉપર અભિરુચિ અને આસકિત થાય તેમાં શું આશ્ચર્ય ?

તેમના ભાઇની અનેક પ્રકારની ઊંડી અસર ઉપરાંત અન્ય મહાન પુરુષોની પણ તેમના પર અસર થઇ હતી. પોતાના ભાઈનું જોઇને સંસ્કૃત સાહિત્ય ઉપર તથા પ્રાચીન શોધખોળ ઉપર અભિરુચિ તો થઇ જ હતી; તે અભિરુચિમાં આર્યસમાજના આદ્ય પુરુષ સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીનાં ઉત્સાહમય વ્યાખ્યાનોથી અત્યંત વૃદ્ધિ થઇ. તેઓ જ્યારે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતા ત્યારે સ્વામીશ્રી અમદાવાવાદમાં પધાર્યા હતા; અને ત્યાં તેમના જુસ્સાદાર વ્યાખ્યાનોએ ઘણો જ ખળભળાટ કરી મૂકયો હતો. કેશવલાલ પણ તેમનાં વ્યાખ્યાન સાંભળવા નિત્ય જતા. સ્વામીશ્રીનાં એ વ્યાખ્યાનોથી કેશવલાલભાઈ ઉપર દેશભકિતની બાબતમાં તથા ધર્મવિચારની બાબતમાં સ્થાયી અસર થઇ હતી. આ ઉપરાંત તેઓનું વિદ્યાર્થીજીવન અત્યંત ઉજ્જવળ હતું, ને તેઓ દર વર્ષે પરીક્ષામાં ઊંચે નંબરે પાસ થવાથી તેમને ઇનામો તથા સ્કૉલરશીપ મળતાં. મેટ્રિકની પરીક્ષા ૧૮૭૬ની સાલમાં પાસ કરી તેઓ મુંબઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા.

તેમના સહાધ્યાયીઓમાં સ્વ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી, સ્વ.

નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ, સ્વ. છગનલાલ હરિલાલ પંડ્યા, શ્રી. છગનલાલ ઠા. મોદી, સ્વ. શ્રીધર રામકૃષ્ણ ભાંડારકર વગેરે હતા. તે મંડળમાંથી સ્વ. મણિલાલ સર્વ કરતાં વધારે વાંચતા. તેમની અભ્યાસ-પદ્ધતિ વ્યવસ્થિત તથા નિયમસર હતી. જે વિષય ચાલતો હોય તે સંબંધી અનેક પુસ્તકો વાંચી, તેમાંથી ઉતારા વગેરે કરી, તેઓ પોતે હાથે જ 'નોટ્સ' કાઢતા; અને તે એવી ઉત્તમ ગણાતી કે સર્વ વિદ્યાર્થીઓ તે વાંચવાને માગી લેતા. અહીં કૉલેજમાં કેશવલાલને સંસ્કૃતનો સારો અભ્યાસ કરવાની વિશેષ તક મળી. તે સમયે અભ્યાસકાળ ત્રણ વર્ષનો હતો, અને પરીક્ષાઓ બે હતી—એક એફ. ઇ. એ. (ફર્સ્ટ એકઝામીનેશન ઇન આર્ટ્સ) અને બીજી બી. એ. એફ. ઇ. એ. માં ૧૮૭૮ ની સાલમાં બીજા વર્ગમાં તેઓ પાસ થયા. ૧૮૮૦ ની સાલમાં તેઓને બી. એ. ની પરીક્ષામાં જવાનું થાત, પરંતુ મંદવાડને લીધે જઈ શકયા નહિ. ૧૮૮૧ ની સાલમાં સ્વ૦ ત્રિભુવનદાસ ક. ગજ્જર તથા શ્રી. ચીમનલાલ હરિલાલ સેતલવડ વગેરે તેમના સહાધ્યાયીઓ થયા. સ્વ. કેશવલાલભાઇનું સંસ્કૃત જ્ઞાન બહુ સારૂં હોવાથી તે બે જણા તેમની સાથે સંસ્કૃત વાંચતા. નવાઇની વાત એ છે કે સાહિત્યમાં અત્યંત પ્રીતિવાળા હોવા છતાં કેશવલાલે પોતાના ઐચ્છિક વિષય તરીકે ગણિતશાસ્ત્ર લીધું હતું. બી. એ. માં તેમની પાસે કાદંબરીનું છાપેલું પુસ્તક ન હોવાથી પોતાના મોટાભાઇવાળું હસ્ત-લિખિત પુસ્તક (manuscript) તેઓ વાપરતા, જેનો ઉપયોગ પછીથી પીટર્સને પોતાની કાદંબરી છપાવવામાં કર્યો હતો. પ્રો. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરની કેશવલાલ ઉપર બહુ પ્રીતિ હતી, અને તેમના સંસર્ગથી કેશવલાલને સંસ્કૃત ઉપર અત્યંત આસક્તિ થઇ. તેમના સમયમાં પ્રૉ. દસ્તુર તથા જસ્ટિસ ચંદાવરકર કૉલેજમાં દક્ષિણા ફેલો હતા. અને બેરેટ સાહેબ અંગ્રેજી સાહિત્યના પ્રૉફેસર હતા. પ્રૉ. બેરેટને કેશવલાલનો Patriotism (દેશભક્તિ) ઉપરનો અંગ્રેજી નિબંધ બહુ પસંદ પડયો હતો, અને તે માટે તેમણે વર્ગમાં કેશવ-લાલની પ્રશંસા કરી હતી. અંતે ૧૮૮૨ ની સાલમાં તેઓ બી. એ.ની

પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થયા, અને એક દૃષ્ટિએ જોતાં તેમનું વિદ્યાર્થીજીવન પૂરું થયું.

૧૮૮૨ ની સાલમાં ડૉ. ભાંડારકરના સર્ટિફીકેટને લીધે તેઓ અમદાવાદની 'મેલ ટ્રેનિંગ કૉલેજ'માં સંસ્કૃતના શિક્ષક તરીકે નીમાયા. તે વખતે રા. સા. મહીપતરામ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સીપાલ હતા. આ સમયમાં ગૂજરાતીમાં પ્રાચીન કાવ્યમાળા તથા સંસ્કૃતમાં કાવ્યમાળા બહાર પડવા માંડી, અને તે બન્નેનો કેશવલાલ ધ્યાનપૂર્વક અભ્યાસ કરતા. વળી "મુગ્ધાવબોધ ઔક્તિક" નામનું સંસ્કૃત વ્યાકરણનું પુસ્તક તેમના ભાઈ હરિલાલે પ્રકટ કર્યું હતું તેના ઉપર સમાલોચના લખી કેશવલાલે પ્રકટ કરી. ટ્રેનિંગ કૉલેજમાં હતા ત્યારે બીમ્સનું "કમ્પેરેટીવ ગ્રામર ઑફ ધી મોડર્ન આર્યન લૅંગ્વેજીસ્ ઑફ ઇન્ડિયા" એ નામનું અંગ્રેજી પુસ્તક તેમની પાસે આવ્યું, અને તેથી શબ્દશાસ્ત્ર અથવા ભાષાશાસ્ત્ર (Philology) પ્રતિ તેમનું લક્ષ વિશેષ ખેંચાયું, તેમ જ તેને લીધે તુલનાત્મક પદ્ધતિથી (Comparative method) અભ્યાસ કરવાના સંસ્કાર તેમનામાં દૃઢ થયા. આ ઉપરાંત 'ઇંડિયન ઍન્ટિક્વૅરી' નામના અંગ્રેજી માસિકમાં 'ધી એજ ઑફ વિશાખદત્ત' અર્થાત્ 'મુદ્રારાક્ષસના કર્તા વિશાખદત્તનો સમય' એ વિષય ઉપર અંગ્રેજી લેખ પ્રકટ કર્યો હતો. આ બધું સને ૧૮૮૨થી ૧૮૮૭ સુધીમાં થયું હતું. આ પાંચ વર્ષનો સમય તેમણે ટ્રેનિંગ કૉલેજમાં સંસ્કૃત તથા ગૂજરાતીના શિક્ષક તરીકે ગાળ્યો હતો.

સને ૧૮૮૭માં કેશવલાલભાઇ ટૂંકા વખતને માટે ભુજની આલ્ફ્રેડ હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે કચ્છમાં ગયા, અને ત્યાંથી ૧૮૮૮ના જુલાઇમાં અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમાં પોતાની મૂળ જગ્યાએ પાછા આવ્યા. પરંતુ જે અલ્પ સમય તેઓ કચ્છમાં પહેલીવાર રહ્યા તે સમય તેમણે નકામો ગાળ્યો ન હતો. હેડમાસ્તર તરીકેનાં પોતાનાં કર્ત્તવ્યો ઉપરાંત પોતાનો અભ્યાસ તો તેમણે જારી જ રાખ્યો હતો.

એક તો તેમણે 'જૂની ગૂજરાતીના નમૂના' પ્રકટ કર્યા. તે નમૂનાનો હેતુ એવો હતો કે કવિ દલપતરામે તથા રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ જે એમ જણાવ્યું હતું કે, 'ગૂજરાતી ભાષા હાલમાં છે એવી જ પહેલાં હતી, અને તેમાં કાંઇ ફેરફાર થયો નથી.' તે વાત ખરી નથી એમ દાખલા આપીને સિદ્ધ કરવું. નમૂના તરીકે ૧૫૦૭માં લખાયેલા 'વસન્ત વિલાસ'માંથી તથા ૧૪૫૦માં લખાયેલા 'ગદ્ય-કથા સંગ્રહ'માંથી ઉતારા આપ્યા હતા. આ અરસામાં જ મુદ્રારાક્ષસના ભાષાન્તરની પ્રથમાવૃત્તિ છપાવી હતી, જે ૧૯૮૮માં બહાર પાડવામાં આવી હતી. આ ઉપરાંત એક બીજી બાબત પણ જાણવા જેવી છે. કેશવલાલ ધ્રુવ જ્યારે કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમણે 'ગીત ગોવિન્દ'નું દેશી રાગોમાં ગૂજરાતી ભાષાન્તર કરવા માંડયું હતું.

૧૮૯૨ની સાલમાં નડિયાદ નિવાસી સ્વ. બાલાશંકર ઉલ્લાસરામ કંથારીઆના 'કૃષ્ણ મહોદય'માં ગીત ગોવિન્દનું ભાષાન્તર છપાયું. તે પછી 'અમરુશતક'નું સમશ્લોકી ભાષાન્તર કેશવલાલે કરવા માંડયું, અને તેની પ્રથમાવૃત્તિ ૧૮૯૪માં બહાર પડી. 'અમરુશતક'નો અનુવાદ કેશવલાલભાઇની રસજ્ઞતાનો તેમ જ તેમની વિદ્વત્તાનો એક ઊંચા પ્રકારનો નમૂનો છે.

સને ૧૮૯૪માં વળી પાછા તેઓ મહારાજા રાવસાહેબનાં કુંવર-કુંવરીના ટયુટર તરીકે કચ્છમાં ગયા. ૧૮૯૫ની સાલમાં તેમના ઉપર બે મોટા ઘા આવી પડયા. એક તો તેમનાં પ્રથમ પત્ની સૌ. ચતુરલક્ષ્મી સૂતિકાજ્વરથી મરણ પામ્યાં, તેમ જ તેમના માર્ગદર્શક તથા પ્રોત્સાહક ભ્રાતા હરિલાલ પણ તે જ વર્ષમાં ગુજરી ગયા. આ કૌટુમ્બિક વિપત્તિઓથી ઉદ્વેગ પામતા પોતાના ચિત્તને તેમણે સંસ્કૃત સાહિત્યના અભ્યાસમાં પરોવ્યું, અને તેઓ કચ્છમાં રહ્યા. તેટલા સમયમાં સંસ્કૃત તથા ગૂજરાતી સાહિત્યનો ઘણો ભાગ તેમણે વાંચી નાખ્યો. ૧૮૮૮માં સ્ફૂરેલા વિચાર પ્રમાણે મૂળ સંસ્કૃતના

રાગોમાં જ 'ગીતગોવિન્દ'નું ગૂજરાતી ભાષાન્તર ફરી કરી, ૧૮૯૬ની સાલમાં તેની પ્રથમાવૃત્તિ બહાર પાડી, ને ૧૮૯૭માં 'અમરુ શતક'ની બીજી આવૃત્તિ પ્રકટ કરી. ૧૮૯૮માં તેમનાં બીજાં પત્ની પણ સૂતિકાજ્વરથી ગુજરી ગયાં. ૧૮૯૮થી ૧૯૦૦ સુધીનાં ત્રણ વર્ષ મુદ્રારાક્ષસનું મૂળ સંસ્કૃત અને તે પર અંગ્રેજી નોટ્સ તથા ઉપોદ્ઘાત તૈયાર કરવામાં ગાળ્યાં, અને પોતાની અગાધ વિદ્વતા તથા અથાગ શ્રમના પરિણામ રુપે સંસ્કૃત મુદ્રારાક્ષસ તેમણે ૧૯૦૦ની સાલમાં બહાર પાડ્યું. તેમના આ પુસ્તકની જર્મનીના પ્રસિદ્ધ વિદ્વાન જેકોબી અને હિલ્લ્બ્રાન્ટે ખૂબ પ્રશંસા કરી હતી, અને ત્યારથી તેમના સાથે પત્રવ્યવહારનો સંબંધ ચાલુ થયો હતો.

સને ૧૯૯૨માં અમદાવાદ હાઇસ્કૂલના 'ફર્સ્ટ આસિ. ટીચર' તરીકે તેઓ કચ્છથી પાછા આવ્યા, અને તે જ હાઇસ્કૂલમાં એપ્રિલ મહિનામાં 'એક્ટીંગ હેડમાસ્તર' તરીકે નીમાયા. ત્યાંથી મે માસમાં ભરૂચમાં એ. હેડમાસ્તર તરીકે ગયા. ૧૯૦૩ના નવેમ્બર મહિનામાં તેઓ ખેડા જીલ્લામાં ડે. એજ્યુ. ઇન્સ્પેકટર તરીકે નીમાયા, અને તે જગ્યા ઉપર તેમણે આઠ મહિના સુધી કામ કર્યું. ૧૯૦૨થી એમ. એ. ની પરીક્ષાના ક્રમમાં ગૂજરાતી ભાષા દાખલ થઇ ને તે માટે સ્વ. ગોવર્ધનરામ તથા સ્વ. કેશવલાલ એ બે પરીક્ષકો નીમાયા. ત્યાર પછી તો તેમણે ઘણાં વર્ષો સુધી એમ. એ. ના ગૂજરાતીના પરીક્ષક તરીકે કામ કર્યું. ૧૯૦૪માં તેઓ નડિયાદ હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે નીમાઇ આવ્યા, તેથી ગોવર્ધનરામના સંસર્ગમાં વધારે ને વધારે આવવા લાગ્યા, અને તેને પરિણામે તેઓ બન્ને વચ્ચેનો સંબધ વધારે ને વધારે ગાઢ બનતો ગયો.

૧૯૦૫માં અમદાવાદમાં ભરાયેલી પ્રથમ સાહિત્ય પરિષદ વખતે તેમણે 'વાગ્વ્યાપાર' ઉપર લેખ વાંચ્યો હતો. અમદાવાદની 'ગૂજરાત સાહિત્ય સભા' સમક્ષ ત્યારપછી તેમણે 'પ્રેમાનંદ' ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

૧૯૦૭ ના સપ્ટેમ્બરમાં મુંબઈમાં સાહિત્ય પરિષદની બીજી બેઠક થઈ હતી અને તે સમયે પ્રમુખસ્થાને દી. બ. કેશવલાલભાઈ વિરાજ્યા હતા. તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ બહુ વખણાયું હતું. એ ઉપરાંત પદ્યરચના સંબંધી લેખ પણ તેમણે લખ્યો હતો, જે 'બુદ્ધિપ્રકાશ'માં છપાયો હતો.

સને ૧૯૦૮ની શરૂઆતમાં તેમની બદલી અમદાવાદ હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે થયેલી અને ત્યાંથી જ હેડમાસ્તરના હોદ્દા પરથી સને ૧૯૧૫માં નિવૃત્ત થયેલા; અને એમના સેવાકાર્યની કદર કરી પાછળથી સરકારે તેમને રાવ બહાદુરનો ઇલકાબ બક્ષ્યો હતો.

પેન્શન લીધા પછી પણ સાહિત્યના અભ્યાસ અને પ્રકાશનનું કાર્ય ચાલુ હતું, એવામાં ગૂજરાત કૉલેજમાં ગૂજરાતીના અધ્યાપકની જગ્યા નવી નીકળતાં તેમને એ સ્થાન પર નિયુક્ત કરવામાં આવ્યા હતા. કેટલોક સમય કામ કર્યા બાદ પેન્શન સંબંધમાં મતભેદ પડતાં, પોતે એ જગ્યાનું રાજીનામું મોકલી, બીજી વારના નિવૃત્ત થયા; પણ પાછળથી દબાણ થતાં, એ જગ્યા ફરી સ્વીકારેલી અને છેક સુધી ગૂજરાત કૉલેજના ગૂજરાતીના પ્રાધ્યાપક તરીકે કામ કરેલું.

ઉપર્યુક્ત રાજીનામું આપ્યા પછી એમની વિદ્વત્તાની કદર બૂજી સરકારે તેમને દિવાન બહાદુરનો ઇલકાબ બક્ષ્યો હતો, અને સને ૧૯૩૦-૩૧માં મુંબાઈ યુનિવર્સિટીએ એમને ઠક્કર વસનજી માધવજી લેકચર્સ આપવાને નિયોજ્યા હતા.

સને ૧૯૨૦થી તેઓ ગૂજરાત વર્ના. સોસાઇટીના પ્રમુખ તરીકે દર વર્ષે ચૂંટાતા હતા, અને તે પહેલાં પણ સોસાઈટી સાથેનો તેમનો સંબંધ બહુ ગાઢ, સક્રિય અને લાંબો હતો; અને એ પદનું કર્તવ્ય-જવાબદારી લક્ષમાં લઇને એમણે સને ૧૯૨૧માં સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થયેલા ગૂજરાતી કોશનું નવું સંસ્કરણ, શાસ્ત્રીય અને ઐતિહાસિક પદ્ધતિએ તૈયાર કરવાનો આરંભ સૌનો સહકાર મળશે એ આશાએ, કરેલો, પરંતુ મદદના અભાવે અને માત્ર એકલે હાથે

કામ કરવાનું માથે પડવાથી થોડુંક જ કાર્ય સળંગ નવેસર તૈયાર થઇ શક્યું હતું, જે એ વિષયમાં કાર્ય કરનારાઓને અવશ્ય માર્ગ-દર્શક અને મદદગાર થશે.

એવી જ કર્તવ્યનિષ્ઠાથી એમણે પ્રાચીન ગુર્જર કાવ્યોની નવી આવૃત્તિઓ, બને તેટલી શુદ્ધ અને શાસ્ત્રીય રીતે તૈયાર કરવાની યોજના પણ હાથ ધરી હતી.

વળી સને ૧૯૨૫માં અમદાવાદમાં ભરાયેલા કળા–પ્રદર્શનના અંગે થયેલા નાટયસંમેલન પ્રસંગે એમણે આપેલું પ્રાચીન નાટયશાસ્ત્ર વિષેનું વ્યાખ્યાન એમનો સંસ્કૃત સાહિત્યનો ઊંડો અભ્યાસ અને સંશોધનનો ઉત્તમ નમૂનો રજૂ કરે છે.

સને ૧૯૨૮માં એમણે દયારામ વિષે વ્યાખ્યાન આપેલું, જે એમના 'પ્રેમાનંદ' વિષેના લેખની પેઠે પ્રમાણભૂત થશે. અને ૧૯૨૯માં મુંબાઇમાં મળેલી કવિ પરિષદમાં પ્રમુખપદેથી આપેલું એમનું વ્યાખ્યાન પણ કાવ્ય સાહિત્યના વાચકને એટલુંજ ઉપકારક જણાશે.

એમના સંખ્યાબંધ પ્રકીર્ણ લેખોનો સંગ્રહ પણ એમની અન્ય કૃતિઓની પેઠે એટલો જ મહત્ત્વનો અને કિંમતી છે.

દિ. બ. કેશવલાલભાઇના અવસાનથી ગૂજરાતે એક પ્રખર વિદ્વાન, સુંદર ભાષાશાસ્ત્રી અને આદર્શ કેળવણીકાર ગુમાવેલ છે, એ ખોટ લાંબા સમય સુધી આપણને સાલ્યા કરશે. *

* 'ગૂજ. વર્ના. સો.સાઇટી'ના સૌજન્યથી

હાંસીજન્ય અપમાનને, નરી નાતાકાતને કારણે ભોગવી લેવાની એકાદી પળ પણ અગ્નિ-શયન સમી છે. માનસિક કંગાલિયત સમું કોઇ દુઃખ નથી, કોઇ વિષ નથી, કોઇ મૃત્યુ નથી. —ઝવેરચંદ મેઘાણી

# શ્રી. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ.



આ વિદ્વાનનો જન્મ સૂરતમાં ઈ. સ. ૧૮૭૪માં થયો હતો. ૧૮૮૯માં ૧૫મે વર્ષે એમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. ત્યારપછીની એમની કારકિર્દી નીચે પ્રમાણે છેઃ-

૧૮૯૨-બી. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી.

૧૮૯૫-ભાવનગરની શામળદાસ કૉલેજમાં સિનિયર ફૅલો.

૧૮૯૬-કેટલાક મહિના વલસાડની ખાનગી હાઇસ્કૂલના પ્રિન્સિપાલ.

૧૮૯૬-૧૯૦૧-ના. ગાયકવાડ સરકારના અંગ્રેજી કેળવણી ખાતામાં નોકરી.

૧૯૦૧-૧૯૧૦-જુનાગઢ બહાદુરખાનજી હાઇસ્કૂલના હેડમાસ્તર.

૧૯૧૦-૧૯૧૧-રાજકોટ આલ્ફ્રેડ હાઇસ્કૂલના હેડમાસ્તર તથા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

૧૯૧૧-૧૯૨૨-ભાવનગર વિદ્યાધિકારી.

૧૯૨૨-ની સાલમાં નોકરીમાંથી નિવૃત્ત થવું.

૧૯૨૬-૧૯૨૮-અમદાવાદ મિશન હાઇસ્કૂલના હેડમાસ્તર.

૧૯૨૯થી આરંભી-અમદાવાદ વનિતા વિશ્રામના આચાર્ય.

વડોદરા હાઇસ્કૂલમાં એઓ વિદ્યાર્થીવર્ગના બહુ માનપાત્ર થયા. સંસ્કૃતના વિદ્વાન્ શ્રી. નરભેરામ પુ૦ પંડ્યા, બી. એ. શ્રી. વિનાયક નંદશંકર મહેતા, એમ. એ. આઇ. સી. એસ., પ્રો. શ્રી. દૂરકાળ. એમ. એ. વગેરે એમના પ્રસિદ્ધ શિષ્યો હતા.

જુનાગઢના હેડમાસ્તર તરીકે એમણે આખા કાઠિયાવાડમાં અપૂર્વ યશ મેળવ્યો. એમની પહેલાં ૮ અને ૧૬ એમ વધારેમાં વધારે વિદ્યાર્થીઓ મેટ્રિકમાં પસાર થયા હતા. એમના શિક્ષણના પ્રથમ વર્ષમાં જ ૨૫ પસાર થયા. અને એ ઉત્કર્ષ કાયમ રહેતાં પ્રજામાં પ્રસન્નતાનો પાર રહ્યો નહીં. શારીરિક, માનસિક, નૈતિક તથા ધાર્મિક કેળવણીનાં ક્ષેત્રોમાં એમને એક સરખો પ્રબળ રસ હતો, અને એઓ એક સરખો પ્રયાસ કરતા. ક્રિકેટમાં પણ એમના ખેલાડિયો કાઠિયાવાડમાં ઝળકી રહ્યા હતા. તેમની સાથે એઓ પણ દરરોજ ક્રિકેટ રમતા અને વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધારવા તેમની સાથે કવાયત પણ કરતા. નીતિની ઊંડી છાપ એમના વિદ્યાર્થીઓમાં પડી હતી. એમની રચેલી અંગ્રેજી પ્રાર્થનાથી પ્રતિદિન શિક્ષણનો આરંભ થતો. 'Times of India' ના તંત્રી મિ. ફ્રેઝર એ પ્રાર્થનાથી એટલા બધા પ્રસન્ન થયા હતા કે એમણે શ્રી કૌશિકરામને પૂછ્યું, 'તમે વક્તૃત્વ કળાનું શિક્ષણ આપો છો?' પ્રભાવ અને વાત્સલ્યના મધુર સંયોગથી એઓ અતિ લોકપ્રિય થઇ પડ્યા હતા. પ્રો. શ્રી. કાન્તિલાલ છ. પંડ્યા, એમ. એ. પી. એચ. ડી. સદ્ગત શ્રી નૃસિંહદાસ ભ. વિભાકર, બી. એ. એલ. એલ. બી. બાર. ઍટ 'લૉ વગેરે તેમના નામાંકિત શિષ્યો હતા.

રાજકોટમાં એમનું એક જ વર્ષ રહેવું થયું, અને તેમાં પણ ત્રણ મહિના મહામારી ચાલી, છતાં ત્યાંની પ્રજા હજી કૃતજ્ઞતાપૂર્વક તેમનું સ્મરણ કરે છે. ૩૦-૩૫ સંખ્યાની ૧૪ ટુકડીઓમાં ૪૨૦ વિદ્યાર્થીઓને એમણે વિભક્ત કર્યા, અને દરેક ટુકડીનો એક વિદ્યાર્થી નેતા નીમ્યો. એ નેતાઓ જ તેમની દેખરેખ નીચે શારીરિક શિક્ષણની

વ્યવસ્થા કરી રહ્યા હતા. સુવર્ણ–વર્ણિકા-સંઘ (League of the Golden Pen) એમણે સ્થાપ્યો. એ સંસ્થાને આશ્રયે વિદ્યાર્થીઓ વારંવાર પરસ્પર સેંકડો પત્રો લખતા. હાઇસ્કૂલનું આ સ્વતંત્ર ટપાલખાતું હતું. એમની અંગ્રેજી પ્રાર્થના રાજકોટમાં પણ ચાલુ હતી. પરંતુ એમના સ્નેહી શ્રી. નાનાલાલ કવિની સૂચનાથી એમણે 'પ્રિયતમ પ્રભુ નમીએ આપને !' એ ગુજરાતી કાવ્ય રચ્યું, જે મુંબઈ સુધી સારી પ્રસિદ્ધિ પામ્યું છે. ભાવનગરમાં વિદ્યાધિકારી ઉપરાંત હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે પણ એમણે કામ કર્યું હતું. એમની પહેલાં વધારેમાં વધારે ૩૨ વિદ્યાર્થીઓ મેટ્રિકમાં પસાર થયા હતા, એમના પહેલા જ વર્ષમાં ૫૧ વિદ્યાર્થીઓ પસાર થયા, અને પ્રજા અત્યંત હર્ષના ઉદ્ગાર કાઢવા લાગી. વિદ્યાધિકારી તરીકે એમણે હલકી શ્રેણીના શિક્ષકોના પગારમાં વધારો કરાવ્યો, અને સ્થિર 'ગ્રેડેશન લિસ્ટ' સ્થાપ્યું. એમના સમયમાં મોટાં મોટાં ભવ્ય સંમેલનો થયાં હતાં; કેટલાંકમાં તો હજારો વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો.

નોકરીથી નિવૃત્ત થયા પછી એમનો નિવાસ અમદાવાદમાં છે. શ્રી. અંબાલાલ શેઠની સુપ્રસિદ્ધ ખાનગી કુટુંબશાળામાં ઘણાં વર્ષો સુધી એમણે સંસ્કૃત અધ્યાપક તરીકે સુદક્ષ રીતે કામ કર્યું હતું. વનિતાવિશ્રામમાં તેઓ લગભગ ૧૫ વર્ષથી આચાર્ય તરીકે યશસ્વી કાર્ય કરી રહ્યા છે. હાલ તેમનું વય ૬૮ વર્ષનું છે.

અંતઃકરણને કેળવણી આપ્યા વિના કોઇપણ મનુષ્ય મહાન બની શકતો નથી. મહાન બનવું અને મહાન દેખાવું એ બેની વચ્ચે જીવન અને મૃત્યુ જેટલો તફાવત છે.

–ધૂમકેતુ

# શ્રી. કૃષ્ણલાલ સુરજરામ વકીલ



કૃષ્ણલાલ સુરજરામ વકીલ સુરતના વતની ને જ્ઞાતે વાલ્મિક કાયસ્થ છે. એમનો જન્મ સુરત શહેરમાં તા. ૧૩મી ઓક્ટોબર ૧૮૭૮ ને દિવસે થયો હતો એમના પિતાનું નામ સુરજરામ ધીરજ-રામ અને માતાનું નામ લક્ષ્મી હતું. એમનું લગ્ન સુરતમાં સને ૧૯૦૦ માં શ્રીમતી ચંદાગૌરી જમીએતરામ સાથે થયું હતું.

એમણે પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ સુરત સરકારી મિડ્લ અને હાઈસ્કૂલમાં અને કૉલેજ શિક્ષણ મુંબઇમાં એલ્ફિન્સ્ટન કૉલેજમાં લીધું હતું.

માધ્યમિક અભ્યાસ દરમિયાન એમને સુરતની સરકારી હાઇસ્કૂ-લમાં સરકારી હાઇસ્કૂલ સ્કૉલરશિપ મળી હતી અને કૉલેજ અભ્યાસ

દરમિયાન એલ્ફિન્સ્ટન કૉલેજમાં મહારાજા ગાયકવાડ સ્કૉલરશિપ મળી હતી. કૉલેજના અભ્યાસ દરમિયાન એઓ શેઠ ગોકુળદાસ તેજપાળ બોર્ડિંગ સ્કૂલમાં ફ્રી બૉર્ડર તરીકે પસંદ થયા હતા. એઓ સને ૧૮૯૯માં બી. એ. થયા હતા.

એમણે જીવનની શરૂઆત હાઇસ્કૂલ શિક્ષક તરીકે કરી હતી. પ્રથમ મુંબઇમાં ગોકુળદાસ તેજપાળ હાઇસ્કૂલમાં ને ન્યુ હાઇસ્કૂલમાં તથા સુરતમાં યુનિયન હાઇસ્કૂલમાં અને પછી અમદાવાદમાં સરકારી હાઇસ્કૂલમાં. ત્યાર પછી એમની નિમણુંક ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના એક કારકુન તરીકે, અમદાવાદ જીલ્લાના આસિસ્ટંટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે, અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષક તરીકે, પંચમહાલ–રેવાકાંઠાના આસિસ્ટન્ટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે, સુરત જીલ્લાના આસિસ્ટન્ટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે, મુંબઈ ઇલાકાના ડાયરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઑફિસના સુપરિન્ટેન્ડન્ટ તરીકે તથા તેમના હેડ આસિસ્ટન્ટ તરીકે, મુંબઇ ઇલાકાની ટ્રેનિંગ સ્કૂલના ઇન્સ્પેક્ટર તરીકે, તથા ઉત્તર તથા દક્ષિણ ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે થઇ હતી. એ પ્રમાણે એઓ ધીમે ધીમે છેક નીચી પાયરી પરથી કેળવણીખાતામાં દેશીને મળી શકે તેટલી ઊંચી પાયરીએ ચઢ્યા હતા અને ઇન્ડીઅન એજ્યુકેશનલ સર્વિસમાં દાખલ થયા હતા. એમ ત્રીશ વર્ષ સરકારી નોકરી કરી સને ૧૯૩૩માં તેઓ પેન્શન પર ગયા હતા. પણ પેન્શન લીધા પછી તરત જ એમને કોલ્હાપુર દરબારે બોલાવી ત્યાં એક નવી માધ્યમિક શિક્ષકો માટે ટ્રેનિંગ કૉલેજની યોજના કરવાનું સોંપ્યાથી એમણે ત્યાં એક કૉલેજ સ્થાપી છે, સને ૧૯૩૪ના જૂન માસથી તેના પ્રિન્સિપાલ તરીકે ત્યાં કામ કરી રહ્યા છે.

સરકારી નોકરી દરમિયાન મુંબઇ સરકારે એમને બે વાર (ઇ. સ. ૧૯૨૩ માં ને ૧૯૨૭માં.) પોતાના પ્રતિનિધિ તરીકે લંડનમાં ભરાએલી ઇમ્પીરીઅલ એજ્યુકેશન કૉન્ફરન્સમાં નીમ્યા

હતા; અને મુંબઈ યુનિવર્સિટીના ફેલો હતા તે દરમિયાન (સને ૧૯૨૪–૧૯૩૦) અને ૧૯૨૭માં એમને લંડન અને ટોરેન્ટો યુનિવર્સિટીની શતાબ્દીની ઉજવણી વખતે મુંબઈ યુનિવર્સિટીએ પોતાના પ્રતિનિધિ તરીકે નીમ્યા હતા. મુંબઈ યુનિવર્સિટીના ફેલો તરીકે એમણે ખાસ બે કામ કર્યાં હતાં: (૧) બી. ટી. ડીગ્રીની પરીક્ષામાં સાત પ્રશ્ન પત્રકનો નિયમ સુધરાવી સાતના પાંચ પ્રશ્નપત્રક કરાવ્યા હતા અને (૨) મેટ્રિક્યુલેશન પરિક્ષામાં અંગ્રેજી સિવાયના બધા વિષયોમાં પોતાની માતૃભાષામાં ઉત્તર આપવાની ઉમેદવારોને છૂટ આપવાની સબળ હિમાયત કરી એ પ્રમાણે નિયમ એને લગતી કમિટિના સર્વ સભ્યો પાસે સ્વીકારાવ્યો હતો. એમણે દેશદેશની શિક્ષણ પદ્ધતિના અભ્યાસ માટે પૃથ્વીની પ્રદક્ષિણા કરી છે ને ઇંગ્લેન્ડ, જર્મની, જાપાન, કેનેડા, યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકા, ફિલિપાઇન એટો વગેરેની કેળવણીનો અંગત અનુભવ મેળવ્યો છે અને ઇંગ્લંડની લીડ્સ યુનિવર્સિટીમાં અભ્યાસ કરી એમણે M. Ed. [Master of Education] ની ડીગ્રી મેળવી છે.

સને ૧૯૨૮ માં ઇંગ્લંડની રૉયલ જીઓગ્રૉફિકલ સોસાયટીના ફેલો તરીકે અને સને ૧૯૩૩ માં અમેરિકાની નૅશનલ જીઓગ્રૉફિક સોસાયટીના તથા ઇંગ્લાંડની રૉયલ સોસાયટી ઑફ ટીચર્સના મેમ્બર તરીકે એમની નિમણુક થઇ હતી. એ ઉપરાંત અમેરિકાની નૅશનલ એડ્યુકેશન એસોસિયેશનના તેમજ નૅશનલ સોસાયટી ફૉર ધી સ્ટડી ઑફ એડ્યુકેશનના તથા ઇંગ્લાંડના નેશનલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ ઇન્ડસ્ટ્રિઅલ સાઇકોલૉજીના એઓ મેમ્બર છે. ઑલ ઇન્ડિયા ફેડરેશન ઑફ એડ્યુકેશનલ એસોસિએશનના તેમ જ ઇન્ડિયન એસોસિએશન ફૉર એડ્યુકેશનલ રીસર્ચના એ ઉપપ્રમુખ છે.

સને ૧૯૨૧માં મુંબઇ સરકારની ફરજીઆત કેળવણી કમિટિ આગળ, સને ૧૯૨૪માં મુંબઇ સરકારની મુંબઇ યુનિવર્સિટી રીફૉર્મ કમિટિ આગળ સને ૧૯૨૪માં લી કમિશન આગળ અને સને ૧૯૨૮માં

સાયમન કમિશનની હારટોગ કમિટિ આગળ એમણે જુબાની આપી હતી; અને સને ૧૯૨૮માં મુંબઈ સરકારે નીમેલી પ્રાયમરી અને સેકંડરી એજ્યુકેશન કમિટિના સભ્ય તરીકે તથા સને ૧૯૩૮માં પ્રાથમિક શિક્ષક ટ્રેનિંગ કમિટિના તથા ઔદ્યોગિક શિક્ષણ કમિટિના સભ્ય તરીકે કામ કર્યું હતું.

ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે એમણે ઘણી હોશિયારી તથા કુનેહથી અસહકારની ચળવળ ખૂબ જોરથી ચાલતી હતી તે વખતે સરકાર ને અમદાવાદ મ્યુનિસિપાલીટી વચ્ચે પ્રવર્તી રહેલા ઝઘડાનો નિકાલ કર્યો હતો અને બન્ને પક્ષનું માન જાળવી રાખી બન્નેને સંતોષ આપ્યો હતો. અમદાવાદ, સુરત, તથા નડીઆદ મ્યુનિસિપાલિટીના પ્રાથમિક શિક્ષકો પોતપોતાની મ્યુનિસિપાલિટી સાથે અસહકારની ચળવળમાં ઊભા રહ્યા હતા તેમને પણ તજવીજથી સરકાર પાસે પાછા નોકરીમાં લેવડાવ્યા હતા.

ગૂજરાતમાં તથા કર્ણાટકમાં શિક્ષકોના મેળાવડા, કૉન્ફરન્સ, કેળવણીને લગતાં પ્રદર્શન, એજ્યુકેશન વીક [કેળવણી સપ્તાહ] વગેરે શિક્ષણ વિષયક પ્રવૃત્તિ એમણે દાખલ કરી છે.

'ભીલોનાં ગીત' નામનો લોકગીતોનો સંગ્રહ પહેલો એમણે પ્રસિદ્ધ કર્યો હતો, (૧૯૧૫) જેનાં મરહુમ ડૉ. ગ્રીઅરસન જેવા ભાષા શાસ્ત્રીએ ઘણાં વખાણ કર્યાં હતાં.

## :-એમની કૃતિઓ-:

(૧) પંચમહાલ જિલ્લાની ભૂગોળ. ૧૯૦૮
(૨) રેવાકાંઠા એજન્સીની ભૂગોળ. ૧૯૧૦
(૩) અંગ્રેજ સરકારને કેમ લડાઇમાં ઉતરવું પડયું [અનુવાદ] ૧૯૧૫
(૪) જગત્ સંગ્રામ [અનુવાદ] ૧૯૨૦
(૫) **Instructions to Teachers for The Teaching of Nature Study and School Gardening.** ૧૯૨૦

પતંગિયું મને બનાવો તો મને ફૂલ પાસે પહોંચવા દેજો.
પંખીનું ગજું મને આપો તો સ્વતંત્ર આકાશ મને સોંપી દેજો.
ગુલાબી ગુલાબ મને બનાવો તો મારે કાળજે કાંટા બિછાવી દેજો.
મને છીપ બનાવો તો મારા અંતરમાં મોતી પાકવા દેજો.
મને હોઠ પર બોલ આપો તો હૈયામાં ઉમળકો જાગવા દેજો.
મને સોનેરી દિવસ બનાવો તો સંસાર પણ સોનેરી બનાવજો.
મને જો માનવ બનાવો તો આઝાદી અવશ્ય આપજો. મને અંધારૂં આપવાના હો તો મારી આંખમાં કોઈ તેજ આંજતા નહિ. મને જીવન આપવાના હો તો મૃત્યુનો મીઠો બોલ મારે માટે તૈયાર રાખજો.

—'વંદેમાતરમ્'

## શ્રી. ગજાનન ઊ. ભટ્ટ



શ્રી. ગજાનન ઊમાશંકર ભટ્ટ જ્ઞાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. તેમનો જન્મ ઈ. સ. ૧૮૯૩માં થયો હતો. એમનું મૂળ વતન પછે-ગામમાં. પ્રાથમિક કેળવણી લઈ અંગ્રેજી અભ્યાસ ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં કર્યો, અને ૧૯૧૧માં તેમણે મેટ્રીકની પરીક્ષા પસાર

કરી. ત્યારબાદ મુંબઇની સેન્ટ ઝેવિયર કૉલેજમાં દાખલ થયા; અને વિજ્ઞાનનો ઐચ્છિક વિષય લઇને બી. એ. ની પરીક્ષામાં સને ૧૯૧૬ માં ઉત્તીર્ણ થયા.

તે જ સલામાં એટલે ૧૯૧૬માં ભાવનગરની સનાતન ધર્મ હાઇ-સ્કૂલમાં વિજ્ઞાન–શિક્ષક તરીકે દાખલ થયા, અને ૧૯૨૧ સુધી ત્યાં જ સફળતાપૂર્વક કામ કર્યું. ઇ. સ. ૧૯૨૧થી ૧૯૨૭ સુધી રાજ-કોટની રાજકુમાર કોલેજમાં વિજ્ઞાન–શિક્ષક તરીકે કામ કરીને તેમની ચોકસાઈ, શિક્ષણ પદ્ધતિ અને ખંતથી સારા શિક્ષક તરીકે નામના મેળવી.

આ અરસામાં હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં સ્કાઉટ પ્રવૃત્તિ શરૂ થઇ હતી. શ્રી. ગજાનન ભટ્ટ એક અગ્રગણ્ય સ્કાઉટ હતા. તેમણે ૧૯૨૧થી ૧૯૨૯ સુધી ભાવનગર સ્ટેટમાં સ્કાઉટ માસ્તર તરીકે અને ડીસ્ટ્રીકટ સ્કાઉટ ઓરગેનાઇઝર તરીકે કામ કર્યું અને સ્ટેટની લગભગ બધી જ સ્કૂલોમાં સ્કાઉટ પ્રવૃત્તિ ચાલુ કરી તથા વેગવાન બનાવી.

તેઓ રાજકુમાર કૉલેજમાં હતા તે દરમિઆન ‘કુમાર’માસિકમાં સ્કાઉટિંગ વિષે વખતો વખત લેખો લખતા. તેનો સંગ્રહ ‘સ્કાઉટિંગ અને બીજી વાતો’ એ નામે કુમાર કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયેલ છે. તેમણે આપણા દેશનાં પક્ષીઓનો ખાસ અભ્યાસ કર્યો હતો અને પક્ષીઓની કેટલીક ખાસિયતો ઉપર પ્રકાશ પાડે તેવા એમના મૌલિક લેખો ‘કુમાર’ માસિકમાં ઘણી વખત પ્રસિદ્ધ થતા.

ફરી. ૧૯૨૯માં ભાવનગર સ્ટેટની મદદ મેળવીને તેઓ કેળવણીના અભ્યાસ માટે ઇંગ્લાન્ડ ગયા અને ત્યાં લીડ્ઝ યુનિવર્સિટીમાં દાખલ થયા. ૧૯૩૦ માં તેમણે Dip. Ed. (ડીપ્લોમા ઇન એડ્યુકેશન) લીડ્ઝમાં મેળવ્યો અને ૧૯૩૧માં M. Ed. (માસ્ટર ઓફ એડ્યુકે-શન)ની ડીગ્રી સંપાદન કરી.

યુરોપના તેમના વસવાટ દરમિયાન તેમણે ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની વગેરે દેશોની મુસાફરી કરી ત્યાંની કેળવણીની સંસ્થાઓની મુલાકાતો લીધી અને ત્યાંની યુનિવર્સિટીના પ્રોફેસરોના પરિચયમાં આવ્યા. જર્મનીની કેળવણી તથા ત્યાંના યુવાનોની ચળવળ (youth movement) નો અભ્યાસ કરવા લગભગ છએક માસ તેઓ જર્મનીમાં રહ્યા હતા.

યુરોપથી પાછા ફર્યા બાદ તેમનું "System of Education in Germany since the war" નામનું પુસ્તક "Long mans Green & Co." તરફથી પ્રસિદ્ધ થયું છે. અને તેની પ્રસ્તાવના સેકન્ડરી ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સીપાલ મી. હેમ્પ્ટને લખેલ છે. તે પુસ્તકનું ભાષાંતર શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર તરફથી "મહાન વિગ્રહ પછી જર્મનીમાં કેળવણીની પ્રણાલિ" એ નામે બહાર પડયું છે.

તેમનો યુરોપનો પ્રવાસ માત્ર શૉખને ખાતર કે ત્યાંના પ્રસિદ્ધ સ્થાનો જોવા માટે કે સામાજિક રીતરિવાજો જાણવા વાસ્તે જ ન હતો, પણ ત્યાંની શાળાઓનું બારીક અવલોકન કરી, ત્યાંની કેળવણીની પ્રણાલીનો સૂક્ષ્મ અભ્યાસ કરી આપણી શાળાઓમાં શા શા ફેરફારો કરવા જોઇએ તેનો નિર્ણય કરવા માટે હતો. તેમણે અહીં આવ્યા બાદ આપણા લોકોની આર્થિક તેમ જ સામાજિક સ્થિતિ, આપણા શિક્ષકોની બૌદ્ધિક શક્તિ, અને આપણા બાળકોની સ્થિતિનો વિચાર કરી રાજ્યમાન્ય શક્ય તેવા ફેરફારો સૂચવ્યા. અને સ્ટેટની ઉદાર મદદ વડે તેનો અમલ થયો.

ઇસ્વી. ૧૯૩૩માં તેઓ ભાવનગર રાજ્યના કેળવણી ખાતાના મદદનીશ નિમાયા અને ૧૯૩૨માં વિદ્યાધિકારીની પદવી સ્વીકારી કેળવણીનું સુકાન તેમણે પોતાના હાથમાં લીધું. કેળવણીના ક્ષેત્રમાં સુધારા કરવા હોય તો પ્રથમ પ્રાથમિક શાળાઓમાં જ સુધારા કરવા જોઇએ. આ માટે તેમણે એકી સાથે બે યોજના હાથ ધરી. એક તો પ્રાથમિક

શાળામાં દાખલ થનાર દરેક શિક્ષક તાલીમ લીધેલો જ હોવો જોઇએ. તે માટે ભાવનગરમાં એક ટ્રેનિંગ સ્કૂલ ઊઘાડી ઇસ્વી. ૧૯૩૩.

બીજું જે શિક્ષકો આ ટ્રેનિંગ સ્કૂલનો લાભ લઈ શકે તેમ ન હોય તેમને માટે ટ્રેનિંગ કેમ્પો શરૂ કર્યા. ટ્રેનિંગ સ્કૂલમાં બાળમાનસ, શિક્ષણ પદ્ધતિ અને ભાષાજ્ઞાન ઉપરાંત કથિત પાઠોનું શિક્ષણ આપવામાં આવતું અને આરોગ્ય, વિજ્ઞાન, વ્યાયામ, સંગીત, ડ્રૉઇંગ ઇત્યાદિના શિક્ષણ માટે પણ વ્યવસ્થા હતી. તે ઉપરાંત શ્રી. ગજાનન ભટ્ટના તેમ જ બીજા કેળવણીકારોનાં વ્યાખ્યાનો દ્વારા તથા જુદાં જુદાં સ્થળોનાં પર્યટનો દ્વારા ત્યાં તાલીમ લેનાર ભાઇ બહેનોનાં જ્ઞાન અને અનુભવમાં સારો વધારો થતો. ટ્રેનિંગ કેમ્પમાં બહારગામના કેળવણીકારોને આમંત્રણ કરવામાં આવતાં. તેઓનાં તથા સ્થાનિક શિક્ષકો વગેરેનાં વ્યાખ્યાનો, કથિત પાઠો, ઇત્યાદિ ગોઠવવામાં આવતાં. અને કેમ્પમાં વ્યાયામ, સંગીત, પર્યટન, કેમ્પ ફાયર વગેરેનો કાર્યક્રમ રહેતો. આ ટ્રેનિંગ સ્કૂલ સાત વર્ષ ચાલુ રહી. અને તે દરમિઆન અગીઆર ટ્રેનિંગ કેમ્પો ખોલવામાં આવ્યા. જેને પરિણામે ભાવનગર સ્ટેટની પ્રાથમિક શાળાઓમાં કાર્ય કરનાર ઘણા ખરા શિક્ષકોને તાલીમ મળી અને તેમને કેળવણીના વિચારોનો ખ્યાલ આવ્યો અને તેમનો દૃષ્ટિકોણ બદલાયો.

આ અરસામાં શ્રી. ગજાનન ભટ્ટે સ્ટેટમાં જુદે જુદે સ્થળે સ્કાઉટ માસ્ટર્સ ટ્રેનિંગ કેમ્પો ખોલ્યા અને સ્કાઉટ પ્રવૃતિને સારો વેગ આપ્યો. રાજકોટથી બહાર પડતા 'સૌરાષ્ટ્ર શિક્ષક' ત્રિમાસિકમાં શ્રી. ગજાનન ભટ્ટ કેટલાક સમય સુધી નિયમિત રીતે શિક્ષણશાસ્ત્ર તથા માનસશાસ્ત્ર સબંધી લેખો મોકલતા. રાજકોટમાં ભરાએલ શિક્ષણ સંમેલનમાં તથા ઇતર પ્રસંગોએ તેમણે ઘણાં વિચારપૂર્ણ વ્યાખ્યાનો આપ્યાં છે. તે વ્યાખ્યાનો તથા લેખોને પુસ્તકાકારે બહાર પાડવાનો તેમનો વિચાર છે.

ભાવનગર સ્ટેટની ટ્રેનિંગ સ્કૂલમાં હેડમાસ્તર તરીકે કામ કરતા

શ્રી. દિનકરરાય જાનીને તેમણે શાળાઓમાં અભ્યાસ કરતાં બાળકો માટે એક ગુજરાતી વાચનમાળા તૈયાર કરવાની સૂચના કરી અને તેમની જ પ્રેરણાથી 'વાચન-પ્રવેશ' નામની ચોપડી તૈયાર કર્યા બાદ શ્રી. પોપટલાલ અંબાણી તથા શ્રી. દીનકરરાય જાનીએ ' સૌરાષ્ટ્ર વાચનમાળા' પુસ્તક ૧ થી ૪ તૈયાર કર્યાં. આ પુસ્તક તૈયાર કરવા માટે નિયુક્ત થએલ કમિટિમાં ઈતર કેળવણીકારો ઉપરાંત તેઓ ખાસ સક્રિય ભાગ લેતા હતા, અને ઝીણવટથી બધી બાબતો તપાસતા હતા. આ પુસ્તકો 'મેકમીલન કુંપની'એ પ્રસિદ્ધ કર્યાં છે અને ઘણી સફળતા મળી છે. કાઠીઆવાડનાં ઘણાંખરાં રાજ્યોમાં તે પુસ્તકો હાલ પણ પાઠય પુસ્તકો તરીકે ચાલે છે. શ્રી. અંબાણી અને શ્રી. દવેએ સંપાદન કરેલ સાહિત્ય પાઠમાળા પુસ્તક ૧ થી ૩ પણ તેમની દેખરેખ નીચે જ તૈયાર થયાં છે. લાઠી, અમદાવાદ, કરાંચી વગેરે સ્થળોએ ભરાએલ સાહિત્ય પરિષદોમાં તેમણે હાજરી આપી હતી.

પક્ષીઓનો અભ્યાસ એ તેમના શૉખનો વિષય છે. તે બાબતમાં તેમણે કેટલાક મૌલિક વિચારો કર્યા છે. ગૂજરાતમાં આ જાતનો પદ્ધતિસરનો અભ્યાસ કરનાર ઘણે ભાગે તેઓ પ્રથમ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી આમંત્રણ મળવાથી "ગુજરાતનાં પક્ષીઓ" એ વિષય ઉપર દિ. બા. કૃષ્ણલાલ ઝવેરીના પ્રમુખપદે તેમણે વ્યાખ્યાન આપ્યું હતું તે પ્રશંસનીય હતું.

એક અતિ મહત્વની પ્રવૃત્તિ તેમણે શરુ કરી તે બાળસંમેલનો. રાજ્યનાં જુદાં જુદાં ગામડાંઓમાં ભરાતાં બાળસંમેલનોથી શિક્ષકો અને બાળકો વચ્ચે હાર્દિક સંબંધ બંધાય છે. બાળકોની અપ્રકટ શક્તિઓને બહાર આવવાની તક મળે છે. સમાજમાં શિક્ષકનું સ્થાન ગૌરવવંતું બને છે. ગામલોકો શિક્ષકના અને અધિકારી વર્ગના નિકટના પરિચયમાં આવે છે અને એકંદરે ગામમાં આનંદ અને ઉત્સાહનું વાતાવરણ આ બાળ-ઉત્સવોમાં જામે છે. આ બાળસંમેલનોદ્વારા શ્રી. ગજાનન ભટ્ટ ગ્રામલોકોના

વિશેષ નિકટના પરિચયમાં આવ્યા; અને તેને અંગે તેમણે લોકગીતો દાંડીઆરાસ, ગરબા, દુહા, વગેરેનો અભ્યાસ કર્યો અને ગામડાંનાં લોકોમાં સચવાઇ રહેલી કાઠિયાવાડની મૃતઃપ્રાય થતી જૂની સંસ્કૃતિ સજીવન કરી, ગામડાની શાળાઓનાં બાળકો અને ગામડાનાં લોકોમાં દાંડીઆરાસ અને નૃત્યનો શૉખ જાગ્રત કરી, પોષી, આ કળાને તેમણે વિકસાવી. હિંદભરના પ્રખ્યાત નૃત્યકાર ઉદયશંકર પણ આ ગામડાંનાં છોકરાંઓની નૃત્ય-કળા જોવા માટે આવ્યા હતા અને તેનાં મુક્ત-કંઠે વખાણ કર્યાં હતાં.

ગ્રામોન્નતિના કાર્યમાં શિક્ષક જ મુખ્ય ભાગ ભજવી શકે એવી તેમની માન્યતા છે. ગામડાંઓમાં ચોકખાઇને માટે, ધર્મ-ભાવના ફેલાવવા માટે, બહારની દુનિયામાં ચાલી રહેલી પ્રવૃત્તિઓથી લોકોને પરિચિત રાખવા માટે શિક્ષક જેટલું કામ કરી શકે તેટલું ભાગ્યે જ બીજું કોઇ કરી શકે. ગામડાંઓમાં દવાઓ વહેંચવાની હોય તો તે શિક્ષકનું કામ. નિરક્ષરતા ટાળવા માટે પ્રૌઢ શિક્ષણના વર્ગો ચલાવવા હોય તો તે શિક્ષકનું કામ. કુરિવાજો અને વહેમો ટાળવા હોય તો શિક્ષકનું કામ. આ રીતે શિક્ષકનું સ્થાન સમાજમાં અતિ મહત્ત્વનું છે એમ તેમણે પ્રતિપાદન કર્યું.

ઇ. સ. ૧૯૩૯ થી શ્રી. ગજાનન ભટ્ટની નીમણુંક ભાવનગર રાજ્યના ચીફ રેવન્યુ કમિશ્નર તરીકે થઇ છે, અને ત્યાં પણ તેઓ સુંદર કાર્ય કરી રહ્યા છે. —દિનકરરાય વિશ્વનાથ જાની

પૂજારી ! આ મંદિરમાં બેસીને કોની પૂજા કરે છે? અરે, તારો દેવ ત્યાં નથી, જો આ તારો દેવ પગથાર પર બેસી પત્થર ફોડે છે, ખેડૂત સાથે ઉનાળામાં ફરતાં ખેતર ખેડે છે અને પરસેવાથી રેબઝેબ થઇને પોતાનો ઉદરનિર્વાહ કરે છે! —રવિન્દ્રનાથ ટાગોર

## શ્રી. ગટુલાલ ગોપીલાલ ધ્રુ

જાણીતા સમાજસુધારક, પ્રતિષ્ઠિત લેખક અને કેળવણીકાર શ્રી. ગટુલાલ ધ્રુ નો જન્મ અમદાવાદમાં સંવત ૧૯૩૭ના વૈશાખ સુદી ૧૧, તા. ૧૦મી મે સને ૧૮૮૧ના રોજ થયો હતો. તેમના પિતા સ્વ. ગોપીલાલ મણીલાલ ધ્રુ અમદાવાદ ડિસ્ટ્રીકટ કોર્ટના નાજર ઘણાં વર્ષ સુધી રહેલા. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા પછી એમણે પાંચ-છ વર્ષ સુધી વડતાલ સ્વામીનારાયણના મંદિરનો વહીવટ કર્યો હતો. અત્યંત સાદાઇ, શુદ્ધ નિખાલસ સ્વભાવ, ઉદાર ઉન્નત વિચાર, ઊંડી ધાર્મિકતા, વહેમી આચાર-વિચાર અને રિવાજોનો વિરોધ, આદર્શ પ્રમાણિકતા, કુટુમ્બ વાત્સલ્ય, પરગજુ સ્વભાવ : એ સ્વ. ગોપીલાલભાઇના સ્વભાવનાં મુખ્ય લક્ષણ. એમના સ્વભાવ અને ચારિત્ર્યનું ઘડતર મુખ્યત્વે કરીને એમના સસરા સ્વ. રા. બ. ભોળાનાથ સારાભાઇના નિકટ સહવાસને લીધે થયેલું. ખાસ કરીને શુદ્ધ એકેશ્વર વાદ અને સમાજ સુધારાના કાર્ય પ્રત્યે તેઓ સક્રિય સહાનુભૂતિ ધરાવતા. સને ૧૯૨૮માં એમનું અવસાન થયું.

શ્રી. ગટુલાલભાઇનાં માતુશ્રીનું નામ શ્રી. બાળા બહેન. સ્વ. રા. બ. ભોળાનાથ સારાભાઇના એ સંસ્કારી પુત્રી. એમના જમાના પ્રમાણે એમણે પૂરું ગૂજરાતી અને થોડું અંગ્રેજી શિક્ષણ લીધેલું. પિતા તરફથી ઉદાર, ધાર્મિક વિચાર અને સમાજસુધારા પ્રત્યેની સક્રિય સહાનુભૂતિનો એમને વારસો મળેલો. તેમને પોતાનાં સંતાનોને ઉચ્ચ શિક્ષણ અને ઉન્નત સંસ્કાર આપવાની ભારે ધગશ હતી. જ્ઞાતિજનો અને કેટલાંક કુટુંબીજનોનો પણ વિરોધ વેઠીને, તેમ જ આર્થિક અને કૌટુમ્બિક મુશ્કેલીઓ સહન કરીને એમણે પોતાની બે પુત્રીઓ વિદ્યા બહેન અને શારદા બહેનને ઊંચું શિક્ષણ આપ્યું. સંતાનો

પ્રત્યેનું વાત્સલ્ય, પરગજુ સ્વભાવ, ઊંચી ખાનદાની, ધાર્મિક વૃત્તિ, ઇશ્વર પ્રત્યે અડગ શ્રદ્ધા અને ઉદાર હૃદય: એ શ્રી. બાળાબહેનના સ્વભાવનાં ખાસ લક્ષણ. વાચનનો એમને અતિશય શોખ હતો. જીવનનાં છેલ્લાં સાત–આઠ વર્ષોમાં બે આંખે દેખાતું બંધ થયું ત્યારે પુત્રીઓ અને ખાસ કરીને પુત્રવધૂ પાસે કલાકો સુધી તેઓ પુસ્તકો વંચાવતાં. શ્રીમન્ત કુટુંબમાં જન્મ અને ઉછેર હોવા છતાં પોતાના ઘરની સામાન્ય આર્થિક સ્થિતિમાં સુખ- સગવડ અને કરકસરથી કુટુંબવ્યવહાર ચલાવવાની અનુકરણીય કુશળતા એમનામાં હતી. એમણે સને ૧૯૧૮માં સ્વર્ગવાસ કર્યો.

શ્રી. ગટુભાઇના પિતાને ઉમરેઠ [ ખેડા જિલ્લો ] નોકરી હોવાથી છેક શરૂઆતનું શિક્ષણ તેમણે ત્યાં લીધેલું. ત્યાર પછી અમદાવાદમાં સાંકડી શેરીમાં આવેલી મ્યુનિ. શાળામાં દાખલ થએલા. શરૂઆતનું અંગ્રેજી શિક્ષણ એમણે મિશન હાઇસ્કૂલ અને પછી સરકારી હાઇસ્કૂલમાં લીધેલું. ઉચ્ચ શિક્ષણ ગુજરાત કૉલેજ, વિલ્સન કૉલેજ અને એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી એમણે પ્રાપ્ત કરેલું. એમના ઐચ્છિક વિષય લૉજિક અને મૉરલ ફિલૉસૉફિ હતા. કૉલેજનાં વર્ષો દરમિયાન આંખોની સખત પીડાને લીધે ઘણે ભાગે બીજાં પાસે–ખાસ કરીને વિદ્યાબહેન તથા શારદાબહેન પાસે જ–વંચાવીને એ રીતે અભ્યાસ ચાલુ રાખેલો, અને પરીક્ષાઓ આપેલી. આંખની પીડાને કારણે જ બી. એ. થયા પછી આગળ અભ્યાસ કરવાનો વિચાર મૂકી દેવો પડયો.

કેળવણીખાતામાં નોકરીની શરૂઆત તેમણે ૧૯૦૫થી કરી. સુરતની સરકારી હાઇસ્કૂલમાં તેઓ પ્રથમ જોડાયા. ત્યારબાદ ગોધરા તથા અમદાવાદ હાઇસ્કૂલો, અમદાવાદ મિડ્લ સ્કૂલ, પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ તથા મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોર વીમેનમાં એમણે એક સફળ અધ્યાપક તરીકે યશસ્વી કાર્ય કર્યું. ભરૂચની ટ્રેનિંગ સ્કૂલમાં હેડમાસ્તર તરીકે પણ તેમણે સુંદર સેવા બજાવેલી. આ ઉપરાંત છ–સાત વર્ષ તેઓએ ઇન્સ્પેકટીંગ લાઇનમાં પણ કાર્ય કરી શિક્ષણના

ક્ષેત્રમાં સારી નામના મેળવી. એમણે સૌથી વધારે સમય મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેનમાં શિક્ષણ કાર્ય કરેલું છે.

એક શિક્ષક તરીકે પોતાને શિખવવાના વિષયોની દરરોજની સારી તૈયારી, શિક્ષણની ઉત્તમ શૈલી, વિષયોની આકર્ષક રજૂઆત, આજુબાજુનું વિશાળ વાચન, હાસ્ય–વિનોદની વૃત્તિ અને વિદ્યાર્થીઓ પ્રત્યેની ઊંડી હૃદયની સહાનુભૂતિ, શાંત સ્વભાવ, ઉદાર વિશાળ હૃદય અને મળતાવડાપણાને લીધે વિદ્યાર્થીઓ તેમ જ સહકાર્યકર શિક્ષકોની સારી લાગણી અને માન તેમણે મેળવ્યાં છે.

સને ૧૯૩૦માં તબિયત નરમ લાગવાથી તેમ જ સમાજ સુધારાનાં અને લોકસેવાનાં કાર્ય કરવાની વૃત્તિ પ્રત્યે વિશેષ આકર્ષણ હોવાથી એ વર્ષ રજા લઇ, પછી નોકરીમાંથી લગભગ છ વર્ષ પહેલાં નિવૃત્ત થયા.

નિવૃત્ત થયા પછી ઠાકરસી યુનિવર્સિટીની સ્ત્રીઓની કૉલેજ (લાલશંકર મહિલા પાઠશાળા)માં ઑનરરી પ્રૉફેસર તરીકે કામ શરુ કર્યું, જે હજી ચાલુ છે. આ ઉપરાંત રા. સા. મહીપતરામ રૂપરામ અનાથાશ્રમના મંત્રી, પ્રાર્થના સમાજના મંત્રી, અને ગુજરાત સંસાર સુધારા સમાજના મંત્રી તરીકે તેમ જ અનેક જાહેર હિતની તથા લોકકલ્યાણની સંસ્થાઓના કાર્યમાં તેઓ સુંદર ફાળો આપી રહ્યા છે.

શ્રી. ગટુલાલભાઇનું લગ્ન સને ૧૯૦૪માં સ્વ. રણછોડરાય આણંદરાય દીવેટીઆનાં પુત્રી સૌ. શ્રીદેવી સાથે થયેલું. પોતાના પતિના સર્વ જાહેર કાર્યોમાં સૌ. શ્રીદેવી બહેનનો ફાળો પણ ઓછો નથી. ભાગ્યેજ એવું કોઇ લોકહિતનું કાર્ય હશે કે જેમાં શ્રી. ગટુભાઇને તેમનાં પત્નીની સહાય ન મળી હોય.

શ્રી. ગટુભાઇ પ્રવાસના ભારે શૉખીન છે. લગભગ આખા હિન્દુસ્તાનનો પ્રવાસ એમણે પોતાનાં પત્નિ સાથે કર્યો છે. પ્રવાસ દરમિઆન જુદા જુદા લોકોની સ્થિતિ, સામાજિક રિવાજો અને રહેણી કરણીનું

સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની એમને ટેવ છે. એમના પ્રવાસનાં વર્ણનો સાંભળનારાં સૌ એમના ઝીણવટભરેલા નિરીક્ષણની પ્રશંસા કરે છે. સમાજસેવાની સંસ્થા અને તેની વ્યવસ્થાનું જાતે નિરીક્ષણ કરવાના ખાસ ઉદ્દેશથી તેમણે ૧૯૩૫માં યુરોપનો પ્રવાસ કરેલો. ૭ માસના ટૂંકા સમયમાં ઇટલિ, ઓસ્ટ્રિયા, હંગરી, ઝેકોસ્લોવેકિયા, જર્મનિ, બેલ્જિયમ, ફ્રાન્સ, ઇંગ્લેન્ડ, સ્કોટલેન્ડ અને આયર્લેન્ડનાં મુખ્ય શહેરોની સમાજસેવાની અને મુખ્ય કેળવણીની સંસ્થાઓ અને તેની વ્યવસ્થા તથા સંચાલકોનો તેમણે સારો પરિચય મેળવ્યો. લંડનના સ્લમ એરિયામાં વસી તે લતાઓનાં વતનીઓને માટેનાં કલ્યાણકેન્દ્રો નિહાળ્યાં.

શ્રી. ગટુભાઇને છેક ન્હાનપણથી વાચનનો પણ અત્યંત શૉખ છે. પંદર વર્ષની ઉંમર સુધીમાં લગભગ બધાં ગુજરાતી પુસ્તકોનું વાચન એમણે કરી નાખેલું. વિખ્યાત લેખક નારાયણ હેમચન્દ્ર શ્રી. ગટુભાઇના મામાને ઘેર વર્ષો સુધી રહેલા, એટલે તેમની સાથે એમને અંગત પરિચય હતો.

શ્રી. ગટુભાઇના સ્વભાવ અને માનસના ઘડતરમાં ચાર વ્યક્તિઓનો મોટો ફાળો છે: એમનાં માતા શ્રી. બાળાબ્હેન, સ્વ. સર રમણભાઇ નીલકંઠ, ડૉ. મેકનિકૉલ અને ક્ષિતિમોહનસેન. ડૉ. મેકનિકૉલ પાસે વિલ્સન કૉલેજમાં એમણે બાઇબલનું શિક્ષણ લીધેલું. શ્રી. ગટુભાઇના ધાર્મિક સિદ્ધાન્તો અને માન્યતાઓમાં ખ્રિસ્તિ ધર્મની છાયા જોવામાં આવે છે. ખ્રિસ્તી ધર્મ સિદ્ધાન્તો તરફ તેમનું વલણ વિશેષ છે.

છેક અઢાર વર્ષની ઉમરના હતા ત્યારથી તેઓ અમદાવાદ પ્રાર્થના સમાજના સભ્ય છે. સને ૧૯૦૪ થી પ્રાર્થના સમાજની વેદી ઉપરથી વ્યાખ્યાનો આપવાં તેમણે શરુ કર્યાં. એમનાં ધાર્મિક વ્યાખ્યાનો "જ્ઞાન સુધા"માં પ્રગટ થયેલાં છે. છેલ્લાં બાર વર્ષથી તેઓ પ્રાર્થના સમાજના મંત્રી તરીકે કાર્ય કરી રહ્યા છે.

સમાજ સુધારા પ્રત્યે અને સમાજ સેવાના કાર્યો પ્રત્યે, સ્વ. રમણભાઇના નિકટ પરિચય અને સહવાસથી, તેમને વિશેષ રસ અને

આકર્ષણ છે. તેઓ રા. સા મહીપતરામ અનાથાશ્રમના મંત્રી છે, સંસાર સુધારા સમાજના મંત્રી છે; અને તે ઉપરાંત અમદાવાદની કેળવણીની તથા લોકહિતની અનેક સંસ્થાઓની પ્રવૃત્તિમાં એમનો સક્રિય હિસ્સો છે.

ગુજરાત સંસાર સુધારા સમાજ તરફથી છેલ્લાં ૭ વર્ષથી પ્રગટ થતા 'જ્યોતિર્ધર' પત્રના તેઓ તંત્રી અને સંચાલક છે. એ પત્રે ગુજરાતમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે. હિંદુ સમાજમાં સ્ત્રીઓની દુઃખદ સ્થિતિનાં સાચાં વર્ણનોની કથની—અનુભવ નવનીત નામે—ની લેખમાળાએ સમસ્ત ગુજરાતનું ધ્યાન ખેંચ્યું છે. શ્રી. ગટુભાઇ આ પત્રદ્વારા ગુજરાતની સુંદર સેવા બજાવી રહ્યા છે.

એમની કૃતિઓમાં, 'જ્ઞાનસુધા,' 'ગુજરાત શાળાપત્ર,' 'પ્રસ્થાન' અને બીજાં માસિકો તથા વર્તમાનપત્રોમાં પ્રગટ થયેલા સંસાર સુધારો, ધર્મ, કેળવણી, પ્રવાસ વગેરેને લગતા સુંદર લેખો ઉપરાંત (૧) રાજા રામમોહનરાય (૨) ઇસુ ખ્રિસ્તનું જીવન (૩) હિન્દુ સ્ત્રીઓની ઉન્નતિમાં ગાળેલાં વીસ વર્ષ (પ્રૉ. કર્વેના લેખનું ભાષાન્તર) (૪) **प्रज्ञा पारमिता सुत्रम्** (મૂળ સંસ્કૃત તથા ગુજરાતી ભાષાન્તર અને વિવેચનાત્મક ટીકા સાથે), (૫) બ્રાહ્મધર્મ (શ્રી. 'શર્વદ'ની સાથે મળીને) વગેરે જાણીતી છે.

સને ૧૯૪૦ માં એમનો હીરક મહોત્સવ દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરીના પ્રમુખપદે ઉજવવામાં આવ્યો હતો, અને એમને એ પ્રસંગે માનપત્ર આપવામાં આવ્યું હતું. શ્રી ગટુભાઈ પાસેથી ગુજરાતે ઘણું મેળવ્યું છે, અને હજી એથી પણ વધુ મેળવશે એવી આશા છે.

જે કોઇને પણ પરતંત્ર બનવતાં ધ્રૂજે છે તે સ્વતંત્રતાનો ખરો સિપાહી છે. —ધૂમકેતુ

ગુજરાતમાં બાળયુગ પ્રવર્તાવનાર, બાળકેળવણીના આદ્યપ્રણેતા

# :: સ્વ. ગિજુભાઇ ::

સદ્‌ગત શ્રી. ગિજુભાઈ સાથે મને પ્રથમ પરિચય સને ૧૯૧૩માં મુંબઇમાં શ્રી. સિંગણેના લૉ ક્લાસમાં થયો. પૂર્વજન્મના સંબંધને લીધે કે કોઇ અગમ્ય કારણે અમો એકબીજા તરફ આકર્ષાયા. સાથે કાયદાનો અભ્યાસ કર્યો, સાથે પાસ થયા, અને વઢવાણ કેમ્પમાં સને ૧૯૧૪માં સાથે ભાગીદારીમાં વકીલાત શરુ કરી. વકીલાતના ધંધાની અનિષ્ટ બાજુના કારણે શ્રી. ગિજુભાઇનો તે ધંધા પ્રત્યેનો અભાવ તેઓ વખતોવખત વ્યક્ત કરતા, અને જીવનની કોઇ વધારે ઉપયોગી દિશા ખોળવા તેઓ રાત્રિદિવસ મથતા હતા. તેવામાં એક પ્રસંગ બન્યો, અને તેમનું આખું જીવન તત્કાળ પલટાઇ ગયું. એક અસીલ એક બનાવટી ખાતું લઈ તેમની પાસે તેવા ખાતા પરથી દાવો લખાવવા આવ્યો, ખાતું બનાવટી છે તેમ તેમની ખાતરી થઇ અને તેમણે તે કેસ લેવાની ના પાડી, એટલું જ નહિ પણ તેમને વકીલાતના ધંધા પ્રત્યે ધિક્કાર છૂટયો. આ હકીકત બન્યા પછી દૈવયોગે દરબારશ્રી ગોપાળદાસે તથા સદ્‌ગત શ્રી. મોતીભાઈ અમીને મૅડમ મોન્ટીસોરીનું પુસ્તક શ્રી. ગિજુભાઇના હાથમાં મૂક્યું; તેઓ તે ખૂબ રસપૂર્વક વાંચી ગયા. તે પછી બાલશિક્ષણને લગતું બીજું કેટલુંક સાહિત્ય પણ વાંચ્યું. અને એક જ માસમાં વકીલાતને સદાને માટે તિલાંજલિ આપી તેઓ ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિના સભ્ય તરીકે ગરીબાઇનું વ્રત લઇ જોડાયા.

તેઓશ્રીને દિવસે દિવસે એવી માન્યતા દૃઢ થતી ગઇ કે ઇશ્વરે તેમને બાલશિક્ષણનું કાર્ય સોંપ્યું છે, અને તે પ્રભુના કાર્ય તરીકે જીંદગી પર્યંત તેમને કરવાનું છે. અને તેવી સુદૃઢ માન્યતા અનુસાર

તેઓ તે કાર્યમાં તન અને મનથી લાગી ગયા. પ્રથમનાં છ સાત વર્ષ બાલશિક્ષણશાસ્ત્રનું સાહિત્ય જ્યાં જ્યાંથી મળ્યું ત્યાં ત્યાંથી મેળવી વાંચતા ગયા અને પોતાનો અભ્યાસ કાર્યમાં મૂકતા ગયા. તે સાત વર્ષોમાં બહારની દુનિયા તેમને વિષે કશું જાણતી ન હતી. એક વખત મેં તેમને પૂછેલું કે, "આવું સંગીન અને સાચું કાર્ય આપ કરો છો, છતાં જગત હજુ સુધી તેની કાંઇ કદર કેમ કરતું નથી?" તેમણે જવાબ આપેલો કે, "મને મારા કાર્યમાં અખૂટ શ્રદ્ધા છે, અને જગતને મારા કાર્યની કદર કરવી જ પડશે. હજુ મારા જીવનમાં ન્યૂનતાઓ છે. તમારાં જડીબહેન (શ્રી. ગિજુભાઇનાં ધર્મપત્ની) હજુ ત્રાંબા–પિત્તળનાં વાસણમાં રસોઇ કરે છે, તે વૈભવ છોડી માટીના હાંડલામાં રસોઇ કરશે ત્યારે જ જગત મારા કામની કદર કરશે."

એક વખતે મેં તેમને પૂછેલું કે, 'તમારા બાલમંદિરમાં નવીન પદ્ધતિથી શીખેલાં બાળકો આ જગતમાં શું કરશે?" તેમણે જવાબ આપેલો કે, "તેઓ પરાધીન જગતમાં જીવવાની ના પાડશે, અને સ્વાધીન જગતમાં જ જીવશે અગર મરી ફીટશે."

પ્રથમનાં સાત વર્ષમાં આ રીતે પોતાના કાર્યમાં અખૂટ શ્રદ્ધા અને પ્રભુ ઉપર વિશ્વાસ રાખી શાંત રીતે કોઇપણ પ્રકારની જાહેર ખબર અગર ધોંધાટ કર્યા વગર તેમણે તેમનું કાર્ય અવિશ્રાંત રીતે ચલાવ્યે રાખ્યું, અને ત્યાર પછી દિવસે દિવસે તેની જે વૃદ્ધિ અને વિકાસ થયો છે તે જગત જાણે છે.

શ્રી. તારાબેન મોડક તેમનાં કાર્યથી આકર્ષાઇ રાજકોટની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેનની બહુ મોટી અને માનવાળી નોકરી છોડી કેવળ નિર્વાહ પૂરતું લવાજમ સ્વીકારી શ્રી. ગિજુભાઇ સાથે જોડાયાં અને શ્રી. ગિજુભાઇ અને તારાબેનની જોડલીએ મળી એક ચિત્તે બાલ શિક્ષણસાહિત્યનું સર્જન કર્યું અને 'શિક્ષણ પત્રિકા' મારફત બાલશિક્ષણ તરફ સમગ્ર દેશને આકર્ષ્યો.

એક શિક્ષણશાસ્ત્રી તરીકે શ્રી. ગિજુભાઇની પ્રતિષ્ઠા ભારત

વર્ષમાં જ નહિ, પણ અન્ય દેશોમાં પણ અજોડ છે. શ્રી. પ્રાણલાલ મુનશીએ સન્માનથેલી સમારંભ વખતે યોગ્ય જ કહેલું કે કેળવણીના ક્ષેત્રમાં હાલનો જમાનો ગિજુભાઈ યુગ કહેવાશે. તેમણે રચેલા સાહિત્યનાં ગુચ્છોવાળી પુસ્તિકાઓ અને અન્ય પુસ્તકોની આજ સુધીમાં લગભગ સાત લાખ નકલો ખપી છે તે જ તેમના સાહિત્યનાં મૂલ્ય અને ઉપયોગિતાનો પૂરાવો છે.

શ્રી. ગિજુભાઈને અનુસરીને બીજા અનેક લેખકો બાલસાહિત્ય રચવા પ્રેરાયા છે અને હાલ ઢગલાબંધ વિધવિધ પ્રકારનું બાલસાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તેની પ્રેરણા શ્રી. ગિજુભાઈ પાસેથી મળી છે એમ સૌ એકમતે કબૂલ કરે છે.

શ્રી. ગિજુભાઈનું જીવન એક આદર્શ જીવન હતું. તેમના ગૃહમાં એવી એક પણ વસ્તુ મેં કોઈ દિવસ જોઈ નથી કે જે બીન ઉપયોગી હોય. સાદામાં સાદું અને ઓછામાં ઓછું રાચ–રચીલું તેઓ રાખતા. ઘણાં જ સાદાં શુદ્ધ ખાદીનાં કપડાં પહેરતા અને ખોરાક પણ એટલો જ સાદો લેતા. કોઈપણ વખતે તેમના મોઢેથી કોઈની નિંદા કોઈએ સાંભળી નથી. તેમનામાં ક્ષમાભાવ બહુ જબ્બર હતો, ગમે તેવા અપરાધીને પણ તેઓ ઉદાર દિલથી ક્ષમા કરતા અને કોઈપણ માણસના દોષ જોવા કે સાંભળવાની સાફ ના પાડતા.

પોતાની અંગત જરૂરિયાતો ઓછામાં ઓછી રાખતા, અને આજીવન સભ્ય તરીકે તેમને જે કાંઈ મળતું તેટલાથી જ પોતાનો વહેવાર ચલવતા અને તેમાં સંતોષ માનતા. તેમણે ધાર્યું હોત તો તેમના સાહિત્યમાંથી જ તેઓ સારી રકમ એકઠી કરી શકયા હોત. સન્માન થેલીની રકમ પણ તેમને અંગત બક્ષીસ આપવા માટે જ એકત્ર કરવામાં આવેલી. કારણ કે શ્રી. દક્ષિણામૂર્તિમાંથી છૂટા થયા તે વખતે તેમની આર્થિક સ્થિતિ ખરે જ કરુણ હતી, છતાં તે આખી રકમ બાળશિક્ષણના કાર્યમાં ભેટ આપવા તેમણે પોતાની ઈચ્છા થેલી અર્પણ કરતી વખતે જ વ્યક્ત કરેલી.

પચીસ વર્ષની બાળસેવા દરમિયાન દરેક વખતે તેઓ આર્થિક મુશ્કેલીમાં આવી જતા, છતાં કોઇપણ મિત્ર કે સંબંધી પાસેથી મદદની આશા રાખતા નહિં, એટલું જ નહિં, પણ મદદ સ્વીકારવાની પણ હંમેશ ના પાડતા.

મારા માટે તો શ્રી. ગિજુભાઈનું જીવન એક આદર્શરૂપ હતું. તેમના પરિચયમાં હું જેમ જેમ વધારે આવતો ગયો તેમ તેમ તેમના પ્રત્યે મારી ભક્તિ વધતી ગઈ, અને તેમની સાથે જ્યારે જ્યારે રહેવાનું મને સદ્દભાગ્ય પ્રાપ્ત થતું ત્યારે ત્યારે હું મારા આત્માની પરમ શાંતિ અનુભવતો.

તેમના અધ્યાપન મંદિરના કાર્યથી હું એટલો બધો આકર્ષાયેલો કે મને તો એમ જ લાગતું કે સમાજસેવાનું અને દેશસેવાનું આ એક સૌથી મોટું અને સૌથી વધારે ઉપયોગી કાર્ય છે, અને મારું બાકીનું જીવન શ્રી. ગિજુભાઈ સાથે રહી તે કાર્યમાં તેમને બનતી સહાય કરી વ્યતીત કરવું તેવો મેં નિશ્ચય કર્યો હતો, અને રાજકોટનું બાલ અધ્યાપન મંદિર તેમની અનિચ્છા હોવા છતાં મેં જ આગ્રહ કરી ખોલાવ્યું હતું; તેઓ તો શ્રી દક્ષિણામૂર્તિમાંથી છૂટા થયા પછી જગતનો ત્યાગ કરી તપચિંતન માટે હિમાલય તરફ પ્રયાણ કરી જવાના હતા, અને આધ્યાત્મિક જીવન ગાળવા તેમની તીવ્ર ઇચ્છા હતી. ગયાં પાંચેક વર્ષથી તેમની ધર્મભાવના બહુ જ વેગવંતી બની હતી, અને બાહ્ય દૃષ્ટિએ તેઓ બાળશિક્ષણનું કામ એક ધર્મ તરીકે કરતા, છતાં યોગી જેવું જીવન ગાળતા. રાજકોટના અધ્યાપન મંદિર પાછળ તેઓશ્રીએ છેવટે તેમના પ્રાણનું બલિદાન આપ્યું, કારણ કે તેમની કર્તવ્યપરાયણતા એટલી બલવાન હતી કે કાર્યક્રમ સંપૂર્ણ કર્યા વગર જરા પણ વિશ્રાન્તિ લેવાની તેઓ સાફ ના પાડતા, અને તબિયત દિવસે દિવસે ઘણી બગડતી જતી હતી છતાં અધ્યાપન મંદિરનો કોર્સ પૂરો કર્યા સિવાય તેમણે આરામ લેવાની ના પાડી, અને જ્યારે જ્યારે આરામ લેવા તેમને હું કહેતો ત્યારે એક જ

જવાબ મળતો કે "આ દેહ મોડો વહેલો પડવાનો જ છે, અને અંત સુધી બની શકે તેટલી સેવા કરી લેવી જ જોઈએ."

છેલ્લી માંદગી દરમિયાન શરીર અત્યંત દુર્બળ થઈ ગયું હતું, છતાં 'શિક્ષણ પત્રિકા'નો અંક નિયમસર કાઢવા માટેની તમામ વ્યવસ્થા કરવાનું તે ચૂકયા ન હતા.

શ્રી. ગિજુભાઇના સ્વર્ગવાસથી ભારતવર્ષે એક મહાન અને અજોડ શિક્ષણશાસ્ત્રી, મૂક પણ સાચો સેવક અને બાળકોનો પિતા ગુમાવ્યો છે. તેમની ખોટ તો પૂરાશે જ નહીં. હજારો અને લાખો બાળકો, અસંખ્ય વિદ્યાર્થીઓ અને બાળકોના માબાપો તેમના અવસાનથી કરુણ આક્રંદ કરે છે, અને મારા ઉપર તેમના વિદ્યાર્થીઓના જે પત્રો આવે છે તે વાંચી હૃદયના ચૂરેચૂરા થઈ જાય છે. ઘણાં લખે છે કે શ્રી૦ ગિજુભાઈના સ્વર્ગવાસથી તેમનું જીવન શૂન્ય થઇ ગયું છે, તેઓને હંમેશ તેમના તરફથી જીવનની તદ્દન નવી દિશા અને અદ્દ્ભુત પ્રેરણા મળતી.

શોક કરવો મિથ્યા છે. પ્રભુની એવી જ ઇચ્છા હશે. હવે તો શ્રી૦ ગિજુભાઈના કાર્યને જીવન્ત રાખી આગળ ધપાવવું તેજ તેમના સૌ મિત્રોનું કર્તવ્ય છે. શ્રી૦ ગિજુભાઇ સ્વર્ગવાસી થયા છતાં અમર છે. તેમનો આત્મા બાળજગતમાં અહોનિશ વિહર્યા કરશે, અને બાળ શિક્ષણની વધારે વેગવાન અને બળવાન પ્રેરણા આપ્યા કરશે તેમાં શંકા નથી. પ્રભુ તેમના આત્માને ચિર શાન્તિ આપો.

—પોપટલાલ ચુડગર

## : સ્વ. ગિજુભાઈનું કેટલુંએક કાર્ય :

### તેમના હસ્તક શરૂ થયેલ પ્રવૃત્તિઓઃ

૧ બાલમંદિરો
૨ અધ્યાપનમંદિર
૩ મોન્ટીસોરી સંઘ
૪ શિક્ષણ પત્રિકા
૫ બાલસાહિત્ય
૬ બાલપુસ્તકાલયો

૭ અક્ષરજ્ઞાન યોજના
૮ વસંત બાલશિક્ષણ પ્રચાર
૯ બાલ સંઘો
૧૦ વાનરસેના
૧૧ નિરીક્ષણ–પરીક્ષણ ( બાલ-મંદિર, પ્રાથમિક શાળા, કન્યાશાળા વગેરેમાં )
૧૨ બાલ ક્રીડાંગણો
૧૩ બાલસંમેલનો તથા બાલ પ્રદર્શનો.

**કામના આંકડા :**

| | |
|---|---|
| બાલમંદિરો ૭૫ આશરે | ઇ. સ. ૧૯૩૯ સુધી |
| અધ્યાપનમંદિરો ઇ. સ. ૧૯૨૩થી | તૈયાર થયેલ શિષ્યો ૬૦૦થી વધારે |

**તેમનું લખેલ સાહિત્ય :**

| | | | |
|---|---|---|---|
| કિશોર તથા કુમારસાહિત્ય | ૬ પુસ્તકો | અક્ષરજ્ઞાન સાહિત્ય | ૪ પુસ્તકો |
| શિક્ષણ સાહિત્ય | ૨૭ ,, | અંગ્રેજી સાહિત્ય | ૧ ,, |
| બાલ સાહિત્ય | ૧૨૦ ,, | પરચુરણ | ૧ ,, |

**પરચુરણ**

૧ તેમને ગલીઆરા પ્રાઇઝ મળ્યું.
૨ તેમને રણજીતરામ સુવર્ણ ચંદ્રક મળ્યો.
૩ તેમને દ્વિતીય મોન્ટીસોરી સંમેલનના પ્રમુખ બનાવવામાં આવેલા (૧૯૨૯)
૪ તેમને અખિલ હિંદ બાલપરિષદ્‌ના (બાલકનજી બારીના) ત્રીજા અધિવેશનના પ્રમુખ (હૈદ્રાબાદ સિંધ ખાતે) કરવામાં આવેલા. (નવેમ્બર ૧૯૩૬)
૫ તેમનાં કેટલાંક પુસ્તકોનું હિંદીમાં ભાષાન્તર થએલું છે.
૬ "ગિજુભાઇ સન્માન સમારંભ"નો પ્રસંગ ૧૯૩૭ માં અમદાવાદમાં ઉજવાયો, અને તેમને રૂા. ૧૧૦૦૦) ની થેલી બાળકોના કામમાં વાપરવા માટે અર્પણ થઈ.

—વિષ્ણુપ્રસાદ જ. ભટ્ટ

# સ્વ. કવિ ગોપાળજી કલ્યાણજી જોશી, દેલવાડાકર



એમનો જન્મ સંવત ૧૯૨૫ના વૈશાખ વદી ૭ ને મંગળવારે તા. ૧-૬-૧૮૬૯ના રોજ કાઠિયાવાડના દેલવાડા ગામમાં થયો હતો. જ્ઞાતિએ તેઓ સીંમર સમવાયના ઔદીચ બ્રાહ્મણ હતા, તેમની માનું નામ 'વાલીબાઈ' હતું. તેઓ સ્વ. કવિને ૭ દિવસનો મૂકી મૃત્યુ

પામ્યાં હતાં. સ્વ. ને એક બહેન હતી. દેલવાડામાં ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કરી ૧૬મે વર્ષે સં. ૧૯૪૧માં પોતાના કાકા કાલીદાસ પ્રેમજી જોશી જોડે મુંબઈ ગયા અને ત્યાં વાજા ગાંધીને ત્યાં નામાની નોકરી કરવા સાથે ખાનગી અંગ્રેજી અભ્યાસ પણ ચાલુ રાખ્યો. પ્રથમથી જ કવિતા કરવાનો અને નાટક લખવાનો શૉખ હોવાથી તેઓ મી. કાનાભાઇ રૂસ્તમજી રાણીનાને મળી તેમની 'આલ્ફ્રેડ નાટક મંડળી' માટે નાટક લખવામાં રોકાયા, તે પછી 'સ્વદેશી નાટક મંડળી,' 'વિક્ટોરિયા નાટક મંડળી' વગેરેને માટે પણ તેમણે કેટલાંએક નાટકો લખ્યાં છે. તે અરસામાં અને તે પછી પણ તેમણે કેટલાંએક વાર્તા પુસ્તકો અને કિન્ડર ગાર્ટન શિક્ષણ પદ્ધતિનાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં અને તેથી લોકોમાં તેમનો પ્રયત્ન પ્રશંસાપાત્ર નિવડયો. એમને નાનપણથી જ સંગીતનો શૉખ હતો અને તે આગળ જતાં સ્કૂલમાં સંગીત શિક્ષક તરીકેની તેમની કુશળતાના રૂપમાં પ્રકટી નીકળ્યો.

વ્યવસાયમાં નોકરી, સ્કૂલ માસ્તર, સંગીત માસ્તર, વાર્તા નાટક, સીનેમા અને કિન્ડર ગાર્ટનના પુસ્તકોનું લેખન અને પુસ્તક વિક્રેતાનું કાર્ય વગેરે હતાં, ઉપરાંત મુખ્યત્વે પારસી અને બીજાં વર્તમાનપત્રો અને માસિકોમાં જુદા જુદા વિષયો ઉપર તેમણે ઘણા લેખો લખી સારી રીતે ગુજરાતી સાહિત્યની સેવા કરી માન પ્રતિષ્ઠા મેળવેલાં. તેમની વિદ્વતા અને લાગવગ હિન્દુ, પારસી, તથા મુસ્લિમ ભાઇઓમાં ઘણી જ હતી. તેમણે કિન્ડર ગાર્ટન, મોન્ટેસરી વગેરે શિક્ષણ પદ્ધતિનાં પુસ્તકો લખીને લોકોમાં નવી જાગૃતિ આણી હતી. પોતે ગર્ભશ્રીમન્ત હતા, તેમના દાદા પ્રેમજી ગોવિન્દજી શ્રીમંત અને બેન્કર હતા. વહાણો રાખી રંગુન અને આફ્રિકા સુધી વેપાર કરતા, તેમ જ એમની અનેક દુકાનો પણ હતી. સ્વ. ગોપાલજીને સાત સ્ત્રીઓ થઈ હતી, તેમાં છઠ્ઠી સ્ત્રી કુસુમબાઈથી થયેલી એક કન્યા બલી (મધુમતી) નામે છે. જેનાં લગ્ન સ્વ. ની હયાતી પછી બાલુભાઇ સ્વામજી પુરોહિત બી. એ. જોડે થયાં છે. હાલમાં સં. ૧૯૯૯માં 'ઓતમ' નામે એક વિધવા સ્ત્રી હયાત છે.

સ્વર્ગસ્થે પોતાની હયાતીમાં જ શ્રીમાન્ પ્રાગજી દેવરામ ઠાકર અને શ્રીમાન્ જયાપ્રસાદ પુરૂષોત્તમરાય ઝાલાને ટ્રસ્ટી નીમ્યા છે. આઠ હજારની ચેરીટી કરી છે. જેમાં ૭ હજારની જમીન એમણે જ્ઞાતિની બૉર્ડિંગ માટે આપી છે, તથા બે હજારનું ઘર સ્વજ્ઞાતિના ઉપયોગ માટે આપ્યું છે. સ્વ. નું મૃત્યુ સંવત ૧૯૯૧ના મહા સુદી ૧૪ ને રવિવારે તા, ૧૭–૨–૧૯૩૫ ના રોજે ૬૬મા વર્ષે મુંબઈમાં થયું હતું અને તેમના અવસાન નિમિત્તે 'દેલવાડા હિન્દુ મિત્ર મંડલ' ના આશ્રય નીચે એક સભા તા. ૧૯–૪–૧૯૩૫ની રાત્રે મુંબઈના હીરાબાગમાં દીવાન બહાદુર માજી જડ્જ શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપણા નીચે થઈ હતી. જેમાં સ્વ.ની સાહિત્ય સેવાની જાણીતા વિદ્વાનોએ ઘણી પ્રશંસા કરી હતી. જેનો રિપોર્ટ તેમની છબિ સાથે જાહેર વર્તમાનપત્રોમાં છપાયો છે સ્વ. ને નીચેનાં સાત સ્થળેથી તેમની કાવ્યશક્તિ અને સાહિત્યસેવા બદલ સાત ચન્દ્રકો–ચાંદો મળેલા છે. ૧–બાલીવાલા નાટક કું, ૨–વાંકાનેર નાટક કું. ૩–દેશી નાટક સમાજ, ૪–જુનાગઢ સ્ટેટ, ૫–ભાવનગર સ્ટેટ, ૬–વડોદરા સ્ટેટ, અને સાતમો ચાંદ સન ૧૯૧૧ ની સાલમાં ના૦ શહેનશાહ પંચમ જ્યોર્જ તરફથી તેઓ જ્યારે ગાદીએ આવ્યા ત્યારે દિલ્હી દરબારમાં મળ્યો છે. તે સિવાય અનેક સંસ્થાઓ તરફથી તેમને અનેક માનપત્રો પણ મળ્યાં છે.

ગો૦ ક. દેલવાડાકર કૃત ૨૨ નવલકથાઓ–જેમાં મુખ્ય નીલમ-માણેક છે–૧૩ નાટકો ૯, ચિત્રપટો, બાળ ગ્રન્થાવલિ નં. ૧ થી ૧૮, કિન્ડર ગાર્ટન ગ્રન્થમાળા નં. ૧ થી ૨૦ પ્રકટ થયાં છે જેનાં નામો લેખ વિસ્તારના ભયથી લખ્યાં નથી. આ પુસ્તકોમાં કેટલાંક ઇનામ અને લાયબ્રેરી પુસ્તક તરીકે સરકારી કેળવણી ખાતા તરફથી મંજૂર થયેલાં છે. કેટલાંક સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે વાપરવા તથા શિક્ષકોના ઉપયોગ માટે ખાસ હુકમથી પ્રકટ થઈ મંજૂર થયાં છે, તેવીજ રીતે સ્વ. નો કિન્ડર ગાર્ટન સ્ટૉલ પણ ખાસ દર્શનીય હતો. મહા ગુજરાતમાં અને મુંબઇમાં સ્વર્ગસ્થે જ સ્કૂલમાં

કિન્ડર ગાર્ટન પદ્ધતિથી શિક્ષણ આપવાની પ્રથા દાખલ કરી હતી. આ રીતે સ્વર્ગસ્થે આખું જીવન ગુજરાતી સાહિત્ય સેવામાં જ પૂર્ણ કરી ખૂણામાં આવેલા દેવલવાડા ગામને પ્રસિદ્ધ કર્યું હતું. તેમના કાકાના દીકરા ભાઈ સ્વ. મણિલાલ કે. જોશી અને કાનજી કાલીદાસ જોશી પણ સાહિત્ય–કલાના ઉપાસક તરીકે પ્રસિદ્ધ થયા છે.

**—શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત, દેલવાડાકર**

## શ્રી. ચતુરભાઇ બી. પટેલ

શ્રી. ચતુરભાઇનો જન્મ ચરોતરના નાનકડા ગામડા કુંજરાવમાં સને ૧૮૯૦ માં થયો. પ્રાથમિક કેળવણી પોતાના જ વતનમાં પૂરી કરી માધ્યમિક કેળવણી નડિયાદમાં લઈ ૧૯૦૮માં મેટ્રીક થયા. એ ગામના પ્રથમ મેટ્રીક થનાર એ જ યુવક હતા. વિદ્યાર્થી જીવનમાં સ્વાશ્રય, સાદાઈ, નિયમિતતા, સેવાભાવ વિગેરે ગુણો હતા જે અત્યારે પણ તેમના જીવનમાં વણાઇ ગયેલા જોવામાં આવે છે. મેટ્રીક પાસ થયા પછી એક વર્ષ રેવન્યુ ખાતામાં નોકરી કરી, તે જ અરસામાં આર્યસમાજની સ્થાપના તેમના વતનમાં થયેલી જેનું કામકાજ તેમના મોટાભાઈ કરતા હોવાથી આર્ય-સમાજના સંસ્કારો તેમનામાં રેડાયા. આર્યસમાજનું સાહિત્ય વાંચવા માંડયું અને પરિષદો, સંમેલનોમાં હાજરી આપી વ્યવસ્થાનું કામ પણ કરતા. આર્યસમાજના ધાર્મિક બીજનું આ રીતે એમના હૃદયે રોપણ થયું.

નોકરી એક વર્ષ કરી વડોદરા કૉલેજમાં પ્રીવીઅસ, ઇન્ટરનો અભ્યાસ કર્યા પછી શિક્ષક તરીકે નડિયાદમાં કેળવણીના ક્ષેત્રમાં પ્રથમ પગલાં માંડયાં. શિક્ષક તરીકે કામ એક વર્ષ કર્યું પરંતુ શિક્ષક સમાજનો, વિદ્યાર્થીઓનો સારો પ્રેમ મેળવ્યો. ત્યાંથી ઓડ ગામે અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર તરીકે સફળતા પૂર્વક કામ કર્યું. આજે પણ તેમના ઘણા વિદ્યાર્થીઓ વિધવિધ ક્ષેત્રમાં કાર્ય કરે છે. ધાર્મિક વાંચન, સાહિત્યપ્રેમ,

સમાજસેવા એ એમના જીવનભરનો કાર્યક્રમ થઈ ગયો. ત્યાં શિક્ષક તરીકે એક વર્ષ કામ કરી મુંબઈ સીડનહામ કૉલેજમાં દાખલ થયા અને તે કૉલેજની પ્રથમ બૅચમાં બીજા વર્ગમાં સને ૧૯૧૬ માં પાસ થઈ બી. કૉમ. ની પદવી મેળવી. અભ્યાસ સાથે સમાજની સેવા કરવાનો જ્યાં મોકો મળતો ત્યાં આગળ પડતા.

બી. કૉમ. થયા બાદ ઘણી આકર્ષક નોકરીઓ હોવા છતાં સ્વભાવે સ્વતંત્ર અને સ્વાશ્રયી હોવાથી કાપડની દુકાન મુંબઈમાં જ શરૂ કરી. કેળવણીના ક્ષેત્રમાંથી વેપાર ક્ષેત્રમાં પડયા; છતાં સાહિત્ય પ્રત્યેનો પ્રેમ, ધાર્મિક વાંચનનો પ્રેમ જેટલો વિદ્યાર્થી જીવનમાં પ્રબળ હતો તેટલો જ પ્રબળ રહ્યો. વેપાર અને ધાર્મિક વિચારોનો મેળ અશક્ય લાગવાથી તેમણે ધંધાને તિલાંજલિ આપી. વેપારી તરીકે પણ તેમની પ્રમાણિકતા, તેમજ સત્યપ્રિયતાને લીધે ઘણા વેપારીઓનો પ્રેમ સંપાદન કર્યો હતો અને તે સમય દરમિયાન પણ તેમનો સમાજસેવા અને શિક્ષણ સંસ્થાઓ પ્રત્યેનો પ્રેમ તરી આવતો હતો. વેપાર બંધ કરી મુંબઈની એક જોઈન્ટસ્ટૉક કંપનીના જનરલ મેનેજર તરીકે એક વર્ષ કામ કરી, રંગુન ગયા. ત્યાં બે વર્ષ સ્વદેશી સ્ટોરના જનરલ મેનેજર તરીકે કામ કરી નાદુરસ્ત તબિયત અંગે વતનમાં પાછા ફર્યા. રંગુનના વસવાટ દરમિયાન પણ તેમણે આર્ય સમાજના મંત્રી તરીકે કામ કર્યું અને શિક્ષણ સંસ્થાઓના કાર્યમાં બનતી મદદ કરવા ઉપરાંત સલાહ સૂચનાઓ આપતા. દેશમાંથી આવતા શિક્ષણ–સંસ્થાઓના ડેપ્યુટેશનોને પણ સારો સાથ આપતા. વતનમાં આવ્યા બાદ અત્યાર સુધી પોષેલી ઉચ્ચ ભાવનાઓ, ધાર્મિક લાગણીઓ જનસમાજ આગળ મૂકવાનું અને ધાર્મિક પ્રચાર કરવાનું કામ હાથ ધર્યું અને આર્યસમાજના પૂરા પૂજારીરૂપે પ્રચાર શરૂ કર્યો.

સમાજસેવામાં આગળ પડતો ભાગ લેવા લાગ્યા. તેમના જીવનનું દૃષ્ટિબિન્દુ 'ધન અને સંસાર' નહિ પણ 'સમાજસેવા અને ત્યાગ' બન્યાં. ધન પ્રત્યેની તેમની રુચિ પોતાના અંગત ઉપયોગ કરતાં

સામાજીક કાર્યો માટે વધુ હોય છે. અને જ્યારે એમને એવો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે હંમેશાં યતકિંચિત જે બને તે કરતા રહ્યા છે. આર્યસમાજના સિદ્ધાન્તો મુજબ અત્યારે પણ તેમનો દરરોજનો કાર્યક્રમ હોય છે.

કાર્યકર્તાઓના કલહથી અવ્યવસ્થિત થયેલું ગુરુકુલ સુપાનું સંચાલન ગુજરાતના જુદા જુદા આર્યસમાજીષ્ટોના આગ્રહથી તેઓશ્રીએ સંભાળવાની જોખમદારી લીધી; અને બે વર્ષ ત્યાં સેવાભાવે રહી એ સંસ્થાને પ્રાણ આપ્યો. જે વાત દરેક આર્યસમાજીષ્ટ ભાઈ જાણે છે.

મથુરા શતાબ્દિ વખતે આર્યસમાજના સિદ્ધાન્તો ગુજરાતના આર્યસમાજીષ્ટ ભાઈઓને ઉપયોગી થાય એવું 'ભક્તિદર્પણ' નામનું પુસ્તક અનુવાદરૂપે, સુધારાવધારા સાથે લખ્યું હતું, જે આમ જનતામાં ઘણું પ્રિય થઈ પડયું હતું.

ગુરુકુલ સુપા છોડયું ત્યારે ઘણી જ નાદુરસ્ત તબિયત હોવા છતાં આર્યકુમાર મહાસભા વડોદરાના કાર્યકર્તાઓના આગ્રહને વશ થઈ તેઓને ગુરુકુલ સોનગઢના સંચાલકનું કામ સોંપવામાં આવ્યું. એ સંસ્થા પ્રાચીન શિક્ષણ-પદ્ધતિ પ્રમાણે સને ૧૯૩૯ સુધી અગિયાર વર્ષ સુધી ચાલી. અગિયાર સ્નાતકો થયા તે દરમિયાન અનુભવથી જણાયું કે શિક્ષણ-પદ્ધતિ સામાન્ય જનતાની માગણીને પૂરી કરી શકતી નથી તેથી પ્રાચીન આશ્રમ વ્યવસ્થા સાથે શિક્ષણમાં ચાલુ યુનિવર્સિટીનો અભ્યાસક્રમ ૧૯૪૦થી દાખલ કર્યો. આજે તે સુંદર વાતાવરણમાં સારા-આરોગ્યપ્રદ હવાપાણીવાળા સ્થળમાં ગુજરાતી પહેલીથી મેટ્રીક સુધીના વર્ગો ચલાવે છે.

તેઓશ્રીમાં અત્યારે પણ જનસેવાની ઉચ્ચ ભાવનાઓ, નિખાલસપણું, સત્યપ્રિયતા, કાર્ય કરવાની શક્તિ અને નિયમિતતા એ ગુણો મુખ્ય છે. રમ્ય સ્થાન, અને બીજા અનુકૂલ સંજોગોને કારણે તેઓ આ સંસ્થાને એક સુંદર મીલીટરી સ્કૂલ બનાવવાની ભાવના સેવી રહ્યા છે.

—ડૉ. એમ. એસ પટેલ

## ચંદુલાલ જટાશંકર ભટ્ટ બી. એ. (મુંબઈ) ટી. સી. (ઈંગ્લંડ)



...નો જન્મ કાઠિ-
...ડમાં લાઠી પાસે
...રા ગામે સને
...૮૧ના માર્ચની
...ી તારીખે (સંવત
...૩૭ ના ફાલ્ગુન
૧) થયો હતો.
...ના પિતા જટાશંકર
ભાવનગરના લીલી-
ગામના પ્રસિદ્ધ
...ોરા નાગર ગોવિ-
...મ ભટ્ટના વંશજ.
ગોવિન્દરામ ભટ્ટને
તખ્તસિંહજી
...રાજે ગુરુ સ્થાપેલા
... લીલીઆમાં ૨૫ વીઘાં જમીન ઇનામ આપેલી. શ્રી. ચંદુલાલનાં
...ા સ્વ. કવિ કાન્તનાં ભત્રીજી હતાં. સ્વ. જટાશંકર ભટ્ટ ભાવનગર
...યના કેળવણી ખાતામાં જોડાયા હતા અને ગામડાની ગુજરાતી
...ાના મુખ્ય શિક્ષક હતા. તેમની પાસે જ પ્રાથમિક શિક્ષણ લઈને
...ેજી અભ્યાસ માટે શ્રી. ચંદુલાલ જુનાગઢમાં સ્વ. પ્રૉફેસર હરિલાલ
...વજી ભટ્ટને ત્યાં ગયા અને બહાદુરખાનજી હાઈસ્કૂલમાંથી મેટ્રિક
તેજ શહેરમાં બહાઉદ્દીન કૉલેજમાં ઉચ્ચ અભ્યાસ માટે દાખલ
...ા. ત્યાંથી સને ૧૯૧૩ માં બી. એ. થયા. તેમના અભ્યાસકાળ દર-
...ન સ્વ. કાન્તના જીવનઆદર્શોની છાપ એમના ઉપર પડી અને એમના

ગુરુ સ્વ. જેમ્સ સ્કૉટ સાહેબ પાસેથી એમને શિક્ષણક્ષેત્રમાં જોડા
માટે પ્રેરણા મળી. અભ્યાકાલમાં કોઇ પણ વર્ષમાં બી. એ. સુધી
એકવાર પણ નાપાસ થયા નથી, પણ દર પરીક્ષામાં સારા મા
મેળવી અન્ય વિદ્યાર્થીઓને અનુકરણીય બની રહેતા. બી. એ. માટે એમ
વિજ્ઞાનનો ઐચ્છિક વિષય પસંદ કર્યો હતો અને એ સમયમાં અંગ્રે
સંસ્કૃત તથા ઇતિહાસ–અર્થશાસ્ત્ર ફરજીઆત વિષયો હતા. સંસ્કૃત
તેમનો અભ્યાસ હંમેશાં એમના પ્રૉફેસરની પ્રશંસા પામતો અ
અંગ્રેજી ઉપરનું તેમનું પ્રભુત્વ સ્કૉટ સાહેબ વર્ગમાં પણ વખાણ
અભ્યાસ પૂરો કર્યા પછી પણ સંસ્કૃતનો અભ્યાસ ચાલુ રાખ્યો
અને વેદ તથા ઉપનિષદોનું અધ્યયન કર્યું છે.

**વ્યવહાર જીવન :**

એમનાં લગ્ન સને ૧૯૧૧ માં ચુડાના રાજવૈદ્ય કેશવલાલ પોપ
ભાઇ (સ્વ ઝંડુભટ્ટજીના ભત્રીજા)નાં પુત્રી સાથે થયાં. પિતૃપ
અને માતૃપક્ષ તરફથી સારા સંસ્કાર મેળવી સત્કુટુંબની જી
નસખી મેળવવાથી એમનું જીવનનાવ શિક્ષણદ્વારા દેશસેવા કરવા મ
દોરાયું અને સંવત ૧૯૧૪ માં મુંબઇની સુપ્રસિદ્ધ ન્યૂ હાઇસ્કૂલમાં શિક્ષ
તરીકે જોડાયા.

**એમની શિક્ષણકળા :**

શિક્ષણકલા પણ બીજી કલાઓની જેમ પ્રભુની બક્ષિસ છે
ચંદુલાલભાઇને એ કલા વરી ચૂકેલી છે. શિક્ષક તરીકે આરંભમાં
એમણે પોતાની રસિક પદ્ધતિથી વિદ્યાર્થીઓનો પ્રેમ મેળવી લીધો
એમના અસંખ્ય વિદ્યાર્થીઓ અભ્યાસ પૂરો કરી વ્યવહારમાં જોડા
પછી પણ એમના તરફ સદ્ભાવ અને સત્સંબંધ ચાલુ જ રાખે
દરેક વિદ્યાર્થીને પોતાના અભ્યાસમાં–ખાસ કરીને સંસ્કૃત ભાષા
અભ્યાસમાં–રસ લેતો કરીને એ ખાસ આગ્રહપૂર્વક કહે છે
જીવનમાં પડયા પછી પણ વિદ્યાભ્યાસ છોડશો નહિ. વિદ્યાની પિપાર

સદૈવ એમના વિદ્યાર્થીઓમાં જાગ્રત રહે એવી એમની શિક્ષણપદ્ધતિમાં જાદુ છે. વિદ્યાને બજારૂ ચીજ તરીકે વાપરવા સામે તેમનો સખત વિરોધ છે. વિદ્યાથી ભારતનાં બાળકો ચારિત્ર્યશીલ, ભાવનાશાલી, દેશપ્રેમી અને સંસ્કારપ્રેમી થાય એવો જ વિદ્યાનો ઉદ્દેશ તેઓ સ્વીકારે છે.

અઢાર વર્ષ સુધી તેજ સંસ્થામાં કાર્ય કરીને અનેક શ્રીમંત, મધ્યવર્ગી તેમ જ આમવર્ગી વિદ્યાર્થીઓનો પ્રેમ જીતી લીધેલો હોવાથી તેમને મુંબઈનાં ઉપનગરમાં (અંધેરીમાં) એક હાઈસ્કૂલના આચાર્યપદ માટે નિમંત્રણ મળ્યું. પોતાના ઉદ્દેશને અમલમાં મૂકવામાં કોઈ પણ જાતની સંચાલકો તરફથી હરકત કરવામાં ન આવે એવી ખાત્રી મેળવ્યા પછી જ એમણે એ પદ સને ૧૯૩૨માં સ્વીકાર્યું. અને ન્યૂ હાઈસ્કૂલમાંથી છૂટા થયા.

## એક નવી સંસ્થાનું સ્થાપન અને સંચાલન :

એમના જ હસ્તે ઉપનગરમાં ૧૯૩૨ના જુન મહિનામાં નવી સંસ્થાનું સ્થાપન થયું. બાળવર્ગથી મેટ્રિક સુધીના વર્ગોનો અભ્યાસક્રમ, તે માટે શિક્ષકો, ઉપકરણ વગેરે એમણે તૈયાર કર્યું અને થોડા જ માસમાં સંસ્થા ઘણી જ લોકપ્રિય થઈ પડી. માત્ર વિદ્યાર્થીઓને જ તાલીમ આપવાની તેમનામાં કુશળતા છે એટલું જ નહિ; પરંતુ શિક્ષકોને પણ સત્‌શિક્ષણની તાલીમ આપીને પોતાની સંસ્થાને વધારે ને વધારે લોકપ્રિય કરી તેઓ ઉચ્ચ કક્ષાએ લઈ જઈ શક્યા છે. યુનિવર્સિટીના તથા મુંબઈ ઈલાકાના કેળવણીખાતાના અધિકારીઓએ એમના કાર્યની કુશળતા માટે તથા સંસ્થાની ઉચ્ચ કાર્યક્ષમતા માટે મુક્તકંઠે પ્રશંસા કરી છે. ફક્ત ૨૫૦ વિદ્યાર્થીઓથી શરૂ થયેલી આ સંસ્થામાં પાંચ વર્ષમાં એક હજાર વિદ્યાર્થીઓ થયા અને અમરસી કુટુંબના ભાઈઓએ આ સંસ્થાને મકાન બાંધી આપવા માટે સવાલાખ રૂપિયા આપ્યા. આટલા અલ્પ સમયમાં આવી સારી પ્રગતિ સંસ્થાએ કરી એ ચંદુલાલભાઈની કાર્યકુશળતાનું પ્રતીક છે.

**એમનાં સેવા-કાર્ય :**

प्राप्ते च षोडशे वर्षे पुत्रो मित्र समाचरेत् એ સુભાષિતને પોતે આ પ્રમાણે અનુસરે છે : अभ्यासे कृतसंपूर्णे शिष्यो मित्र समाचरेत् ઘણા વિદ્યાર્થીઓ એમની પાસે પોતાના જીવનની અંગત મુશ્કેલીઓનું નિવારણ કરવા માટે સલાહ માગવા આવે છે. કોઈને નોકરીમાં, કોઈને સ્વતંત્ર ધંધામાં, કોઈને સ્કૉલરશિપ અપાવી ઉચ્ચ શિક્ષણ મેળવવામાં શક્ય તેટલી સહાય આપે છે. સૌને એક મંત્ર સદા સ્મરણમાં રાખવા કહે છે, "તમારી વિદ્યા તમને ભારતના આદર્શ નાગરિક બનવા માટે છે" સાહિત્યની સેવા પણ યથાશક્તિ કરતા રહે છે. એમના એક શિષ્યે એમની પ્રેરણાથી સાહિત્યની સેવા માટે આર્થિક મદદ આપવા માટે વચન આપ્યું અને એમણે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકની સાથે "યુગધર્મ" માસિક ચલાવ્યું. થોડા સમય પછી "યુગધર્મ," "ગુજરાત" સાથે જોડાઈ ગયું અને એમણે "સુવર્ણમાળા" માસિક શરૂ કર્યું. એમના શિષ્યના દુઃખદ અવસાનને લીધે એ માસિક બંધ કરવું પડ્યું. એમનાં નાટકો મુંબઈના તખ્તા ઉપર ભજવાઈ ગયાં છે. એક 'છત્રપતિ શિવાજી' મુંબઈમાં ગેઇટી થીએટરમાં સને ૧૯૨૪માં ભજવાયું, અને બીજું 'કુમારગુપ્ત (એકજ વીર)' વિક્ટોરીઆ થીએટરમાં સને ૧૯૨૯માં ભજવાયું. તે ઉપરાંત શિક્ષણ ઉપર તેમ જ અન્ય વિષયો ઉપર એમના લેખો માસિકોમાં આવતા રહે છે. એમણે એક સંસ્કૃત-અંગ્રેજી કોષ પણ પ્રસિદ્ધ કર્યો છે.

**શિક્ષણ પદ્ધતિ વિષે—**

હાલનો અભ્યાસક્રમ માત્ર ઇંગ્લાંડના અભ્યાસક્રમના અંધ અનુકરણ જેવો હોઈ એમને પસંદ નથી. આપણા દેશને યોગ્ય અભ્યાસક્રમ ઘડવા માટે એમણે એક યોજના તૈયાર કરીને પૂજ્ય મહાત્મા ગાંધીજી ઉપર મોકલાવેલી અને મહાત્માજીએ પોતાની 'વર્ધા યોજના'

તૈયાર કરી તે સમયે ચંદુલાલભાઈની યોજના પણ એમની પાસે હતી. તેઓ હંમેશાં કહે છે કે 'આદર્શ શિક્ષકો જન્મે છે, તૈયાર કરી શકાતા નથી.' આપણે પશ્ચિમનું અંધ અનુકરણ શિક્ષણ–પદ્ધતિમાં કરીએ છીએ એ એમને પસંદ નથી. ઉત્તમ શિક્ષકો તો ઉપનિષદ્ શીખવનારા ઋષિઓ પણ હતા. તેમની પદ્ધતિ સાથે આજના સમયને ફેરફાર કરીને શિક્ષણ આપવામાં આવે તો પરિણામ વધારે સારું આવે. પશ્ચિમની શિક્ષણ સંસ્થાઓ પાછળ ઘેલા થઈ જવાની જરૂર નથી. ભારતદેશ, ઇંગ્લાંડ કે અમેરિકા નથી, એ શિક્ષણકારે ભૂલવું જોઈએ નહિ.

માત્ર ચાર દિવાલો વચ્ચે વિદ્યાર્થીઓને બેસારીને પાઠય પુસ્તકો શીખવવાથી શિક્ષણ અપાઈ જતું નથી તેઓ માને છે કે શારીરિક શિક્ષણ પર પણ માનસિક શિક્ષણ જેટલું જ ધ્યાન આપવું જોઈએ. શારીરિક વિકાસ સિવાય માનસિક વિકાસ અશક્ય છે, અને બન્ને સાથે જો શિક્ષણ–સંસ્થાઓ ઉત્તમ ચારિત્ર્ય ઘડી ન શકે તો દેશને ગુંડાઓ અથવા લુચ્ચા વેપારીઓ જ મળશે. દેશની આઝાદી, સુંદર, સુદૃઢ, ચારિત્ર્યશાલી યુવાનો તૈયાર થાય તો જ મેળવી શકાશે.

**એમનો શિષ્ય-વર્ગ :**

એમનો શિષ્ય વર્ગ બહોળો છે. ઘણા ડૉક્ટરો છે, વકીલો છે, બારિસ્ટરો છે, એન્જિનેરો છે અને મિલમાલિકો પણ છે. સ્વ. સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરશીના ભત્રીજા રા. રા. કૃષ્ણરાજ તથા તેમના ભાઈ રા. રા. વિજય મરચંટ (પ્રસિદ્ધ ક્રિકેટ વીર) એમના શિષ્યો અને હવે એમના મિત્રો છે. એમના શિષ્યો અન્ય હાઈસ્કૂલોના આચાર્યો પણ છે. અને એમની નીચે શિક્ષણ કલાની તાલીમ લીધેલા શિક્ષકો પણ અન્ય હાઈસ્કૂલોના આચાર્ય તરીકે સારી કીર્તિ મેળવે છે.

**—શશીકાન્ત કેશવલાલ વૈદ્ય**

બી. ઇ. [illegible] એન્જીનીઅર)

## શ્રી. ચંદુલાલ બહેચરલાલ પટેલ બી. એ.

શ્રી. ચંદુલાલ પટેલનો જન્મ સને ૧૮૮૯ના ઓગસ્ટની ૫મી તારીખે જામનગરમાં થયેલો, પરંતુ તેમનું મૂળ વતન તો શિહોર છે, અને એમની કર્મભૂમિ ગોંડલ છે. દાદા ( શ્રી. ત્રિકમજી પુરુષોત્તમ પટેલ, જેના નામની આજે યે શિહોર–ભાવનગરમાં પેઢી ચાલે છે ) સમર્થ વેદાંતી અને પિતા (કવિ શ્રી વિહારી, જેમણે ઘણાં ઉમદા સાહિત્ય રત્નોની ભેટ બૃહદ્ ગુજરાતને આપી છે) સંસ્કૃત સાહિત્યના જાણકાર, લેખક અને રાષ્ટ્રકવિ હોવા ઉપરાંત એક સમર્થ કેળવણીકાર હતા. એ રીતે કુલ પરંપરાથી ઝીલાતી આવતી સંસ્કારભીની વિદ્વતા આજે આપણે તેમનામાં જોઈ શકીએ છીએ. તેમણે પ્રાથમિક કેળવણી ગોંડલ રાજ્યના ભાયાવદર ગામમાં આદર્શ અધ્યાપક-પિતાશ્રીની દૃષ્ટિ સમક્ષ લીધેલી. આમ પ્રાથમિક શિક્ષણનો પાયો મજબૂત બનતાં ગોંડલ સગ્રામજી હાઈસ્કૂલમાં માધ્યમિક કેળવણી માત્ર સાડાચાર વર્ષમાં જ પૂરી કરી મેટ્રિક થયા. આ અરસામાં તેમણે ‘ જીવદયા ’ સંબંધી ઇનામી નિબંધની હરીફાઈમાં સમગ્ર કાઠિયાવાડના વિદ્યાર્થીઓમાં પ્રથમ આવી પારિતોષિક મેળવેલું. હવે ઊંચી કેળવણી માટે તેઓશ્રી ભાવનગર શામળદાસ કૉલેજમાં જોડાયા અને સને ૧૯૧૪માં ગણિત જેવા ગહન છતાં સર્વત્ર ઉપયોગી ઐચ્છિક વિષય સાથે બી. એ. થયા, અને ગુજરાતી લઈને એમ. એ. ની પરીક્ષા પણ એક વાર આપેલી. હવે તો તેમનું દિલ સમાજસેવા તરફ દોડયું, જ્ઞાતિસેવાના કોડ જાગ્યા અને સૂરતની પાટીદાર યુવક મંડળ નામની સંસ્થાનું પ્રમુખપદ સ્વીકારી, પટેલ–બંધુ અને પાટીદાર પરિષદોની પ્રવૃત્તિમાં આગેવાનીભર્યો ભાગ લીધો. સૂરત, જુનાગઢ આદિ સ્થળોએ ભરાયેલાં પાટીદાર સંમેલનોમાં તેમ જ સુરતમાં ભરાયેલી સાહિત્ય પરિષદ પ્રસંગે શ્રી રણજીતરામ વાવાભાઈ સાથે તેમણે એક અગ્રણી સંચાલક તરીકે કાર્ય કર્યું હતું.

દેશોદ્ધારણરૂપી યજ્ઞમાં પુત્રકલત્રરૂપી સર્વ અંગોને હોમી દેનાર

દેશની મહાન વિભૂતિ-મહાત્મા ગાંધીજીના અનન્ય સેવક બન્યા; અને એમના એ સ્વાતંત્ર્ય અને સ્વરાજના મંત્રોને જીવનમાં વણી દીધા.

સને ૧૯૧૬માં ખાદીધારી આ દેશસેવકે ગોંડલ રાજ્યની પરીક્ષક તરીકેની નોકરી પસંદ કરી. એ વખતનો એમનો એ પહેરવેશ-જાડી પછેડી જેવું ધોતિયું, શુદ્ધ સ્વદેશી અંગરખું અને એવી જ માથે પાઘડી પહેરેલા રેખાપાતળા શરીરધારી-આદર્શ દેશસેવકનો સહેજે ખયાલ આપતો !

ભાષાપ્રેમી શ્રી. પટેલે આ સમયે વ્યાકરણનું શાસ્ત્રીય જ્ઞાન આપવા પ્રાથમિક શાળા માટે બે વિભાગમાં બાળ વ્યાકરણ રચેલું. આમ દેશપ્રેમ સાથે ભાષાપ્રેમનો પણ એમનામાં સુમેળ છે.

વળી પોતે રાજકીય આગેવાનો માંહેના એક છે. કાઠિયાવાડના રાજકારણમાં તે સ્વ. મનસુખરામ રવજીભાઇ મહેતાના સાથી હતા. કાઠિયાવાડ રાજકીય પરિષદનાં શરૂઆતમાં ભરાયેલાં અધિવેશનોમાં તેમણે કારોબારી સભામાં મંત્રી દરજ્જે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. રાજસ્થાનોના તે પક્ષપાતી છે, પરંતુ તેમના આંતર-વહીવટમાં સુધારો ઇચ્છે છે. પોતે ઉચ્છૃંખલ સુધારક નથી. ગાંધીજીના સાહિત્યના ઊંડા અભ્યાસી હોઇને તેમાંથી ઉપયોગી વિચારોનો સંગ્રહ કરી "ગાંધી-જીનાં વિચાર-રત્નો" નામે ઉન્નતપથગામી આચરણીય ગ્રંથ એમણે બહાર પાડયો હતો.

દશેક વર્ષ પરીક્ષક તરીકે ગાળી પ્રાથમિક શાળાઓની ત્રુટિઓ અને એમાં કરવા જોઇતા ફેરફારોનો અનુભવસિદ્ધ ખરો ખ્યાલ કરી લીધો. **समानगुणम्** ન્યાયે ગોંડલના મહારાજાશ્રીએ પણ એમની નોક-રીની કદર કરી ખાતાના વડા વિદ્યા-અધિકારી નીમી દીધા. નોકરીની કદર થતાં અને ગોંડલના મહારાજાશ્રી પણ એક સમર્થ કેળવણીકાર -કેળવણીના હિમાયતી અને સંસ્કૃતિ સર્જક હોઇને કેળવણીમાં મહત્ત્વના ફેરફારો કરવા મંજૂરી આપી દીધી. પછી તો સાક્ષરશ્રી નવલરામભાઇના લખવા મુજબ નવેસરથી જ વાચનમાળાની રચના

કરી અથાગ શ્રમ લઇ રાત્રિ–દિવસ એ જ કાર્યની પાછળ મંડયા રહીને માત્ર એક જ વર્ષમાં ચાલુ જમાનાને બંધબેસતી, આર્ય સંસ્કૃતિની પક્ષપાતી છતાં અસ્મિતામય ગુજરાતી સાતે ચોપડીઓને પ્રસિદ્ધિમાં મૂકી દીધી.

રાજ તરફથી પડતર કીમતે જેને તે ગામે તે પહોંચતી થવાથી "મહારાજા શ્રી ભગવતસિંહજી વાચનમાળા" કીમતમાં પણ સાવ સસ્તી છે।

ઉપરાંત પ્રાથમિક શાળાનો આઠ વર્ષનો અભ્યાસક્રમ ૭ વર્ષમાં સમાવી વિદ્યાર્થીઓનાં બે વર્ષની જિંદગી વધારી. કન્યા કેળવણીમાં પણ કેટલાક મહત્ત્વના ફેરફારો કર્યા.

એ જ અરસામાં નામદાર મહારાજાશ્રીએ બાદસાહેબબા નિરાશ્રિત ગૃહ અને ભગવતસિંહજી બાલાશ્રમની દેખરેખ રાખવાનું કામ તેમને સોંપ્યું. તેમાં પણ આદર્શ સુધારાઓ કરી સંસ્થાને આદર્શ બનાવી.

વિદ્યા–અધિકારી દરજ્જે આવ્યા પછી આમ અલ્પ સમયમાં જ રાજ્યના કેળવણી ખાતામાં નવું જીવન આણ્યું. હવે તો તેમને બહારથી મંગાવવા પડતાં વિદેશી ભાવનાવાળાં, મોંઘામૂલાં પાઠ્યપુસ્તકો આંખમાં કણાની જેમ ખૂંચવા લાગ્યાં, જેથી જેના તે વિષયના નિષ્ણાતોની સહાયથી અને તેમાં પોતાની વિદ્વત્તા અને બહોળા અનુભવોનો ઉમેરો કરી રસિક છતાં સસ્તાં અને સ્થળ, કાળ, પાત્રને બરોબર બંધબેસતાં પાઠ્યપુસ્તકો જોતજોતામાં રાજ્યમાં ચાલુ કરી દીધાં.

હવે એમને લાગ્યું કે એકલાં આદર્શ પાઠ્યપુસ્તકો તો નકામાં છે, તેમને શીખવનાર શિક્ષકોમાં સંસ્કાર રેડાવા જોઇએ; એ હેતુથી અધ્યાપન મંદિરની સને ૧૯૨૭માં મંજૂરી મેળવી, અને કેમ શીખવવું, તેની સંસ્થા ચાલુ થઇ. પરિણામે એ વિદ્યા અધિકારીનાં સતત પ્રયાસ, ખંત અને વિદ્વતાથી ગોંડલનું કેળવણી ખાતું અગ્રગણ્ય બન્યું.

ગુજરાતી વાચનમાળાની સમાપ્તિએ ઇંગ્લિશ સિરિઝની શરૂઆત કરી અને અંગ્રેજી ૭ ચોપડીઓ પણ તેવી જ રાષ્ટ્રીય ભાવનાથી ભરપૂર છતાં સાવ સસ્તી આજે ગોંડલ રાજ્યમાં ચાલી રહી છે. ક્રમે ક્રમે બીજાં અંગ્રેજી–ગુજરાતી તમામ પાઠ્ય પુસ્તકો પણ ગોંડળનાં જ પ્રસિદ્ધ થઇ ચૂક્યાં છે.

વાચનમાળામાં શ્રીમદ્ ભગવદ્ ગીતાને ખાસ પ્રાધાન્ય અપાયું છે; ગુજરાતી ત્રીજી ચોપડીથી જ ગીતાની પ્રસાદી પીરસવામાં એમણે બહુ દીર્ઘદર્શીપણું વાપર્યું છે.

સમર્થ ભાષ્યકારો, વિસ્તારથી સમજાવવા પ્રયત્નશીલ ટીકાકારો તેમજ મૂળને આબેહૂબ ઉતારનાર ભાષાંતરકર્તાઓએ ગીતાના વિવાદી મુદ્દાઓ પર પાડેલ પ્રકાશનો સંગ્રહ કરી 'ગીતા જ્ઞાનકોશ' નામે અદ્‌ભૂત ગ્રંથ બહાર પાડનાર રા. ચંદુલાલ પટેલ વંશપરંપરાનુંગત ઊતરી આવેલ ગીતાજ્ઞાનના અજબ વારસદારનો ખ્યાલ આપે છે.

એમણે યાત્રા દરમિયાન લખેલ 'પ્રવાસનાં સ્મરણો' નામક ગ્રંથ અમૂલ્ય જ્ઞાન પ્રસાદી પીરસવાની સાથે યાત્રાળુઓને માર્ગદર્શક થઇ પડે તેવો છે.

મહારાજાશ્રીનો સંપૂર્ણ વિશ્વાસ અને કાર્ય કરવાની આવડતને લીધે પ્રસંગોપાત વિવિધ કામો પણ એમની સીધી દેખરેખ નીચે લેવાયાં છે. સુવર્ણ મહોત્સવ સમયે ના. ગોંડલ નરેશ તોળાયા તે રૂા. બે લાખના સોનાનો બરાબર સદુપયોગ કરી રાજ્યને ગામડે ગામડે કૂવા અવેડા અને જળાશયો બંધાવવાનું સદ્‌ભાગ્ય એમને પ્રાપ્ત થયેલું. સંવત ૧૯૯૬ ના દુષ્કાળ નિવારણ સમયે રાજ્ય તરફથી રૂા. ૨૭ લાખનું ઘાસ ઢોરોને નીરવામાં આવેલ તેની સુંદર વ્યવસ્થા પણ ગામડે ગામડે એમણે જ કરેલી. સને ૧૯૪૧ ની વસ્તી ગણતરીના ગોંડલ રાજ્યના સેન્સસ સુપરિન્ટેન્ડેન્ટ તેઓશ્રીને જ નીમેલ; જેમાં જોઇતી હકીકત ઉપરાંત રાજ્યની પ્રગતિ સાધક વિવિધ હકીકત અને આંકડાઓ મેળવી રાજ્યની માર્ગદર્શિકા એમણે તૈયાર કરાવી. આ ઉપરાંત હજૂર હુકમ,

વસૂલાતી કોડ, વગેરે પુસ્તકો પણ એમની જ સીધી દેખરેખ નીચે તૈયાર થયાં છે.

ધર્મની બાબતમાં તો સમાનતાનો એમનામાં આદર્શ ગુણ છે. ગીતા ગાયત્રી પર પક્ષપાત અને મમતા હોવા છતાં એકેએક ધર્મ એમને સરખા–સમાન ભાસે છે. હિંદુ કે મુસલમાન, શિયા કે સુન્ની, સ્વામીનારાયણ કે વૈષ્ણવ, શૈવ કે જૈન એમ કોઈ પણ ધર્મના મેળાવડામાં એમની સહાય સાથે હાજરી હોય જ. ભજન ધૂન મંડળો પણ એમને આમંત્રણ આપે જ. આમ રાજ્ય સાથે સામાન્ય પ્રજાનાં મન પણ એમણે એક ભલા અધિકારી તરીકે હરી લીધાં છે

આજે ગોંડલ રાજ્યમાં ચાલતાં અને આફ્રિકા જેટલે દૂર તેમ જ બીજે કેટલેક સ્થળે પ્રિય થઇ પડેલાં–ચલાવવામાં આવતાં ગુજરાતી અંગ્રેજી પાઠ્યપુસ્તકો તૈયાર કરવા ઉપરાંત 'ભગવદ્ ગોમંડલ'– ગુજરાતી ભાષાના બૃહદ્ કોશમાં ગુજરાતી ભાષાને શિરોમણી કરવા ઇચ્છતા ભાષાપ્રેમી ગોંડલ મહારાજાશ્રીને સંપૂર્ણ સહાય આપી રહ્યા છે.

આમ મહારાજાશ્રીનો સંપૂર્ણ પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરવાથી પરિણામે આજે લાખો રૂ. ને ખર્ચે બંધાયેલ સુંદર સગવડવાળાં શારદા મંદિરો ગોંડલ રાજ્યના ગામડે ગામડે શોભી રહ્યાં છે.

છેવટે એક સાચા વિદ્યાઅધિકારી તરીકે છેલ્લામાં છેલ્લા કેળવણીમાં થયેલ ફેરફારો, દેશ વિદેશની કેળવણી પદ્ધતિઓ અને શિક્ષકોને સહાયરૂપ થઇ પડતા વિદ્વાનોના લેખો રાજ્યના ખૂણે ખાંચરે કામ કરતા શિક્ષકોને 'સ્વાધ્યાય' નામે બહાર પડતી સામાહિક અધ્યયન-વલ્લીઓ–પત્રિકાઓ દ્વારા પહોંચાડી પ્રગતિસાધક પટેલ પોતાની ફરજ બરાબર બજાવી રહ્યા છે.

# શ્રી. ચન્દ્રવદન ચૂનીલાલ શાહ



: ૧ :

ગુજરાતભરના આ યુવાન શિક્ષણશાસ્ત્રીની જીવનરેખા જાણવી એ પણ ઉદ્દીપક અને ઉન્નતિકર છે. એમનો જન્મ સુરતમાં તા. ૨૨-૭-૧૯૦૫ના રોજ થયો. એ લેખે આજે એમનું વય સાઠ-

ત્રીશ વર્ષનું થયું. ગુજરાતી ધોરણોનું શિક્ષણ એમને ઘરમેળે ખાનગી શિક્ષકો દ્વારા મળ્યું. સને ૧૯૧૫ માં એમના પિતા-સ્થાપિત સાર્વજનિક એડ્યુકેશન સોસાએટીના પાયારૂપ સાર્વજનિક હાઈસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લેવા દાખલ થયા. સામાન્ય રીતે ચકોર બુદ્ધિના હોવાને લીધે તેમણે ગવર્નમેન્ટ હાઇસ્કૂલ સ્કૉલરશિપ મેળવી, આ ઉપરાન્ત શાળાની તેમ જ સ્વજ્ઞાતિની બીજી શિષ્યવૃત્તિઓ પણ પ્રાપ્ત થઇ. સને ૧૯૨૨ માં મેટ્રિકયુલેશન પરીક્ષા પાસ કરી સુરતની એમ. ટી. બી. કૉલેજમાં દાખલ થયા. સને ૧૯૨૬ માં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયો લઇ બી. એ.ની પરીક્ષા બીજા વર્ગમાં પાસ કરી. ત્યારબાદ વિશેષ અભ્યાસ અર્થે મુંબાઈ ગયા. સને ૧૯૨૮ માં અંગ્રેજી ગુજરાતી વિષયો સહિત એમ. એ. થયા. હવે એઓ પોતાના પિતાની સોસાએટીની સાર્વજનિક હાઇસ્કૂલમાં સને ૧૯૨૮ માં શિક્ષક તરીકે જોડાયા. એક વર્ષનો અનુભવ લઇ સને ૧૯૨૯/૩૦ માં મુંબાઇની એસ. ટી. કૉલેજમાં દાખલ થઇ પહેલા વર્ગમાં પહેલા આવી બી. ટી. પરીક્ષા પાસ કરી. સને ૧૯૩૦ માં પાછા ફરીને સાર્વજનિક એડયુકેશન સોસાએટીના આજીવન સ્વયંસેવક તરીકે નોંધાયા. આ દરમિયાન એમણે એલ્. એલ્. બી. ની પરીક્ષાઓ પણ પાસ કરી લીધી.

આમ સિદ્ધહસ્ત શિક્ષક તરીકે પારંગત થઇ આવ્યા બાદ જીલ્લાની શિક્ષણ વિષયક પદ્ધતિ સુધારવાના સ્તુત્ય હેતુથી પ્રેરાઇ અન્ટ્રેઇન્ડ શિક્ષકોની સુગમતા માટે 'ટીચર્સ ટ્રેઇનિંગ કલાસ' ચલાવવાની પરવાનગી મેળવી તેના મુખ્ય સંચાલકની જવાબદારી પોતે લીધી. આ વર્ગમાંથી ઘણા માધ્યમિક શાળાના શિક્ષકો એસ. ટી. સી. થયા અને શિક્ષણ-વ્યવસાયમાં સુધરી આગળ વધ્યા. શિક્ષણ વધુ ને વધુ પદ્ધતિસરનું થવા માંડયું. વળી કેળવણીની બીજી સંસ્થાઓમાં પણ એઓએ સારો ભાગ લેવા માંડયો. સને ૧૯૩૨ થી ૩૬ તેઓ સ્થાનિક 'કેળવણી મંડળ'ના સહમંત્રી હતા. તેમ જ સુરત 'બાલમંદિર'ના પણ મંત્રી છે. તદુપરાન્ત 'નૂતન શિક્ષણ સંઘ'ના

પ્રવર્તક અને પ્રમુખ છે અને તે અંગે 'નૂતન શિક્ષણ' નામના શિક્ષણ-પત્રના સહમંત્રી અને વ્યવસ્થાપક છે. સોસાએટી તરફથી શહેરના ઉદ્યોગજીવનને નવચેતન આપવાના હેતુપૂર્વક એક ડ્રૉઈંગ અને ડિઝાઇન ક્લાસ તથા ઇન્ડસ્ટ્રિયલ સ્કૂલની નિરીક્ષક સમિતિના તેઓ મંત્રી રહ્યા છે. ઇ. સ. ૧૯૩૧થી આજ સુધી મુંબાઇ વિદ્યાપીઠની એક યા બીજી પરીક્ષાના પરીક્ષક અથવા નિયામક તેઓ નીમાતા આવે છે. મુંબાઇ વિદ્યાપીઠના તેઓ ફેલો છે તેમજ મુંબઇ ઇલાકાના શિક્ષક સંઘની કાઉન્સિલના તેઓ ઉપપ્રમુખ થયા છે. સુરતમાં ભરાએલી મુંબઇ ઇલાકાના માધ્યમિક શિક્ષકોની પરિષદની સફળતાનો મુખ્ય યશ એમની સરસ કાર્યવાહીને ઘટે છે.

સને ૧૯૨૮ થી તેઓ સુરત બરો મ્યુનિસિપાલિટીના સભ્ય છે અને સ્કૂલ બોર્ડના પ્રમુખ ચૂંટાયા હતા અને તે કાર્ય તેમણે ખંત, કુશળતા અને એકનિષ્ઠાથી બજાવ્યું હતું. સુરતની નર્મદ સાહિત્ય સભાની કાર્યવાહક સમિતિના એ સભ્ય રહ્યા છે.

આ સઘળી પ્રવૃત્તિની સાથેસાથે એમની ભાષણ પ્રવૃત્તિ તેમ જ માસિકના સંચાલન અંગે લેખનપ્રવૃત્તિ પણ શરૂ હોય છે. શિક્ષણની સુધારણા પાઠયપુસ્તકોની ગુણવત્તા પર નિર્ભર હોઇ એમણે કેટલાંક સાહિત્યનાં તેમજ ઇતિહાસ તથા ગણિતનાં પાઠયપુસ્તકો નવેસર નૂતન શિક્ષણ પદ્ધતિનું દષ્ટિબિંદુ લક્ષમાં લઇ તૈયાર કર્યાં છે. ગુજરાતી ગદ્યપદ્યની એમની વાચનમાળા–ગુજરાતી સાહિત્ય પ્રવેશ (ભાગ ૧ અને ૨) તેમ જ સાહિત્યમુકુર (ભાગ ૧, ૨ અને ૩) સરસ રીતે સંપાદિત થઇ છે અને ખૂબ યશસ્વી બની છે.

એમની જ્ઞાતિના સુધાર માટે એક યુવક મંડળ સ્થાપવામાં અને ત્રિમાસિક પત્ર પ્રગટ કરવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. સને ૧૯૩૪ માં ભરાયેલા અખિલ હિંદ દશાપોરવાડ વણિક યુવક સંમેલનના તેઓ પ્રમુખ હતા

આટલી ભરયુવાન ઉમરે આટલી સિદ્ધિ એ કાંઈ નજીવી વાત

ન કહેવાય. આ માત્ર એમના પુરુષાર્થ અને તપસાધનાનો કુદરતી પરિપાક છે. એમનું ઉન્નત થતું ને વિકસતું નમૂનેદાર જીવન હરકોઈ મહત્ત્વાકાંક્ષી વિદ્યાર્થીને ધડો લેવા લાયક છે. આજે તો એમના રાષ્ટ્રિય માનસ માટે સરકારે એમને ૨૨-૯-૪૨ ના રોજથી હિંદ સંરક્ષણ ધારા હેઠળ ગિરફતાર કરી નાસિક જેલમાં અટકમાં રાખ્યા છે. આ એમના જીવનની યશકલગી બની રહી છે એની કોણ ના પાડશે ! અને હજૂ તો એઓએ બે વીશી પણ પૂરી વટાવી નથી. ગુજરાતની વસુંધરા સાચેજ રત્નોની ખાણ છે.

: ૨ :

કેળવણીકાર પિતાના કેળવણીકાર પુત્ર, ભાઈ શ્રી ચન્દ્રવદન ચૂનીલાલ શાહ પ્રાણપ્રફુલ્લ વિદ્યાધામ સુરત શહેરના પ્રથમ પંક્તિના યુવાન નાગરિક છે. આધુનિક સૂરતનું એ સંસ્કૃતિફૂલ છે.

એમના ચરિતાર્થ પિતાશ્રી ચૂનીલાલ શાહ સૂરતની અર્વાચીન કેળવણીપ્રવૃત્તિનો પાયો માંડનાર હતા. એક આદર્શ આજીવન શિક્ષક રહ્યા છતાં આજની વિદ્યાપીઠ સમી ધી સાર્વજનિક એડયુકેશન સોસાયટીના એ આદિ સંસ્થાપક થયા હતા અને તેનો પણ માલિકી હક ન રાખતાં પ્રજાશ્રેયસાર્થે લિમિટેડ સંસ્થા કરી. સ્વાભાવિક રીતે જ એમના જીવનસંસ્કાર અને કુળધર્મના ગુણ એમના વારસપુત્ર ભાઇ ચન્દ્રવદનમાં પૂર્ણાંશે ઊતર્યા. પિતાના એ જ્ઞાનસત્રની પરંપરાને ભાઈ ચન્દ્રવદન વધુ પ્રાણવાનપણે સ્વીકારી સત્કારી અને આચરી રહ્યા છે અને તે જીવનના એક માત્ર પરમ ધ્યેય તરીકે. એમનો શિક્ષણપ્રેમ અને શિક્ષકપ્રેમ અનુપમ છે અને તદર્થે તનતોડ જહેમત લઇ ગૂજરાતની કેળવણીનાં અંગોને ખીલવવા અખંડ સેવાવ્રત પોતે પાળી રહ્યા છે.

આમ સ્તુત્ય વચનો લખવામાં હું કવિ તરીકે રજ જેટલી અતિશયોક્તિ અલંકારનો આશ્રય લેતો નથી. આ નરદમ નક્કર સત્ય

છે. એમનો આત્મપરિચય મને વરસોજૂનો છે. એમની વ્યવહારુ ભાવનાશીલતાનો અને વિવિધ પ્રવૃત્તિનો હું સાક્ષી છું.

ખાનગી જીવનમાં એ સો ટચના સૂરતી સદ્‌ગૃહસ્થ છે. આતિથ્યસત્કાર સારા સૂરતસંસારનો અનિવાર્ય જેવો સહજ ગુણ છે અને તેની સુમધુરી ફોરમ વાસંતી સહકારના ફાલ સરખી ફોરતી મેં હરહમેશ એમના ગૃહજીવનમાં અનુભવી છે. એમની વૃત્તિઓને સદાય સુસ્થિત, એક સરખી શાન્ત અને ધ્યેયલક્ષી રહેતી મેં જાણી છે. આમ રસિકચતુર હોવા છતાં સૂરતી જીવનના લ્હેરીલાલાપણનો અંશ સરખો એમનામાં નથી. જાણે અખંડ પુરુષાર્થની મૂર્તિ હોય તેમ એ શિક્ષણના સાહિત્યમાં, શિક્ષણ પદ્ધતિના કાર્યમાં અને શિક્ષણ સંસ્થાઓની અનેકવિધ અમલી પ્રવૃત્તિઓમાં મચ્યા રહે છે. સમાજજીવનના પણ એ મોવડી કાર્યકર છે. પોતે મર્યાદિત સ્વદેશી ધર્મ પાળે છે અને એકધારૂં પણ સંજીવનભર્યું, ચેતનશીલ, ઉચ્ચ નાગરિક જીવન જીવે છે. આ સર્વ કાર્યમાં એમનાં જીવનસહચરી સૌ. કુસુમબેનનો સાથ ઓછો નથી.

શિક્ષણની જ્યોત એમના દિલમાં જેટલી જ્વલંત અને ઉજળી છે તેટલી જ જ્વલંત અને ઉજળી જ્યોત શિક્ષણજીવનની ઉચ્ચતા અને પ્રતિષ્ઠાની છે. શિક્ષક એ સમાજનું પરમ કલ્યાણકર અંગ છે; શિક્ષક અપંગ કે હૃદયદુર્બલ જીવ નથી, શિક્ષક ઉત્તમ નાગરિક છે; અને જો કે વર્તમાન સમાજે એને સાંકડા મનનો બનાવ્યો છે અને એ પોતે બન્યો છે એમ છતાં એનો શિક્ષકધર્મ વૃત્તિએ, ગુણે ને લક્ષણે બહુ ઉપકારક છે એવી સમજ એમના અંતરમાં અહર્નિશ ઘર કરી રાચી રહી છે એ હકીકત એમના મન–વચન–કર્મથી કોઇ પણ માણસ જોઇ સહેજે જાણી શકે તેમ છે.

આદર્શ યુવાન તરીકેના એમનામાં બધા સદ્‌ગુણો ખીલ્યા છે. બૌદ્ધિક અને સંયમશીલ યુક્તિપ્રયુક્તિના નર્મમર્મ અને નિખાલસ જીવનનું એમનું હાસ્ય હરકોઇને હૃદયંગમ લાગે તેવું છે. એમની

સુઘડતા અને એમનું શિસ્ત દૃષ્ટાન્તરૂપ છે. એમના શિષ્ટ હસ્તાક્ષર, બદ્ધ મરોડના અને લલિત છે તે જોડે એમની વિચારસરણી સુસંગત, પ્રૌઢ-ગંભીર, સરળ પણ સંસ્કારી શબ્દાવલિવાળી મનોહરી ને શાન્તપ્રવાહી તેમજ સમતોલવાળી હોય છે. એમની કામઝડપ ત્વરાવાળી છે. એમની વાણી ધીરા સ્વરવાળી, યુક્ત, નમ્ર ને ઉષ્માવતી રહે છે. એમણે કદી મિજાજ ખોયો હોય એવો ખ્યાલ મને નથી. કોઈ જરૂરી કામ ન થયું હોય તો જાતે કરી લે અથવા જોડે રહીને બીજા પાસે કરાવી તેને શીખવી દે. પોતે ક્ષમાશીલ અને ઉદાર સ્વભાવના છે. કુળની ખાનદાની ભારોભાર હરીભરી એમના જીવનસર્વસ્વમાં ચમકે છે.

અચ્છી તંદુરસ્તી ધરાવતા, ઘઉંવરણા, બાંધી દડીના કદાવર, સ્વસ્થ અને પાણીદાર આંખોવાળા ભાઇ ચન્દ્રવદનનું વ્યક્તિત્વ સૌ કોઇને સહેજે લાગે તેવું છે. એમની આંખોમાં એમનો આત્મા સ્પષ્ટ તરવરતો અને બોલી ઊઠતો દેખાય છે. એમના ઉચ્ચ ચારિત્ર્યશીલ વર્તનમાં સંયમ પ્રધાનપદે રહે છે. એમનું જીવન એકંદર ગંભીર ને ચિંતનશીલ છે; પણ એ એકાન્તવાદી કે આળસવાળું નથી—સ્ફુર્તિવંત, ગતિમાન અને પ્રવૃત્તિશીલ છે. કર્તવ્ય-ધર્મના એ સાધક છે અને ખૂબ કાર્યરત રહે છે. તે સાથે પોતીકા અંગત જીવનમાં એ પૂરા કુટુંબવત્સલ છે. માણસાઇ અને સારમાણસાઇ એમણે અ.વડી વયમાં ઉત્તમપણે કેળવી છે. મિત્ર, પતિ, પુત્ર અને પિતા, તેમ જ જવાબદાર અધિકારી દરજ્જે મેં એમને ઉત્સાહી ને આગળ પડતા ને ફરજના પૂરા ભાનવાળા માનવ તરીકે પિછાણ્યા છે. એમના પિતાશ્રીની જીવનપરંપરા એમણે વધુ શુદ્ધસાત્ત્વિક રીતે જાળવી છે. એ સાચા પુત્ર રહ્યા છે.—પિતાના અને દેશપિતાના.

એમની શિક્ષણપદ્ધતિ જોવાનો મને અવસર મળ્યો છે અને તે મને પૂરી સચોટ ને લાક્ષણિક લાગી છે. જાણે એ કુદરતી રીતે શિક્ષક થવા જન્મ્યા હોય એવું પહેલી નજરે કોઇને ય પ્રતીત થાય. કોઈ પણ શિક્ષક પ્રત્યે એમને આદર સહિતની પ્રીતિ છે અને તેથી અવારનવાર

ઘણાને એ સાચા સલાહકાર અને માર્ગદર્શકની ગરજ સારે છે; એટલું જ નહીં પણ સમભાવપૂર્વક એમની ભીડમાં સહાયરૂપ બને છે.

જેવી એમની સૂક્ષ્મ રિદ્ધિસિદ્ધિ અભરે ભરી છે તેવી એમની સ્થૂળ સાધનસામગ્રી પણ ઊંચી કક્ષાની, રસભરી ને કલામય છે. અતિસંયમના તપને લીધે સૈદ્ધાન્તિક વર્તનમાં જીવનને સૂકા ઠુંઠા જેવું રૂક્ષ અને લૂખુંસૂકું રાખનાર વેદાભ્યાસ જડના જેવું એમનું જીવન નથી. એમના જીવનના સર્વાંગી વિકાસમાં રસભરતા ભરી છે; અને છતાં સ્વચ્છંદિતાનું ત્યાં નામનિશાન નથી. સદ્‌ગૃહસ્થાઇ એમનું પ્રધાન લક્ષણ છે. શહેરમાં જે કોઇ સંભાવિત વિદ્વાન પધારે તે ભાઇ ચન્દ્રવદનના ઘરનું અતિથ્ય સ્વીકારી જાય. મારા અનુભવમાં તો હમેશ એમનું સૌજન્ય ફોરી રહ્યું છે.

માણસની અને માણસની શકિતઓની એમની પરખ સારી છે; અને એનાથી વધુ સારી છે કાર્યકરો કનેથી ધાર્યું કામ લેવાની કુનેહ. એમની કાર્ય કરાવવાની ધીર-ગંભીર રીતિ અને માનવતાભરી હુંફાળ નીતિ એમને હમેશ સફળ બનાવે છે. સામાજિક જીવનમાં એઓ પૂરા વિવેકી, પ્રસન્ન, સંયમશીલ વાણીના અને સો વસા ગૃહસ્થ તરીકે વર્તે છે. એમની સરળ પણ ઊંચી સરસતા, સુઘડતા અને વ્યવસ્થા નમૂનેદાર હોય છે. બોલવામાં એમના ઉચ્ચાર સ્પષ્ટ અને સચોટ છે તે સાથે એમની વિચારપંકિત સુસંગત, સ્વચ્છ અને સુસ્થ રહે છે. સભાક્ષોભ એમને કદી થતો નથી. લેખનમાં પણ એમને કોઇ રીતનું Rough Work કરવું પડતું નથી, એટલું જ નહીં પણ લખાણ સુધારવાની પણ ભાગ્યે જ જરૂર પડે છે. સાચી જોડણીનો એમને ખાસ પક્ષપાત અને પ્રેમ છે. એમનો અક્ષર મરોડ સ્વસ્થ ને સુંદર કલામય છે. કોઇપણ મુશ્કેલી, મૂંઝવણ કે આંટીઘૂંટીનો નિકાલ કરવામાં એમની સમયસૂચક બુદ્ધિ અચ્છો તોડ લાવે છે.

સરખા મિત્રો જોડે વાર્તાલાપ કરવાના એઓ રસિયા છે; અને સરસ Humour જમાવી જાણે છે; ત્યારે એઓ તદ્દન હળવા

કૂલ હૃદયના અને નિશ્ચિંત રહે છે. 'કામ વખતે કામ, રમત વખતે રમત' જેવું એમનું જીવન નિયમિત છે; અને તેથી એમના અતિ કામગરા જીવનમાં પણ સમયની ખેંચ ખાતર એમનું કામ ચડત હોતું નથી. તાત્કાલિક કાર્યને તાત્કાલિક જ આટોપે છે. પત્રવ્યવહારની પૂરી કાળજીવાળા રહે છે; અને છેક હળવું અને સામાન્ય કોટિનું કામ પણ જાતે જ કરી લેવાની ટેવવાળા છે.

એમનું વાચન અને જ્ઞાન કદાચ વિશાળ કહેવાય એવું તો નહીં પરંતુ જે છે તે પૂરું નક્કર અને ચોક્કસ પ્રકારનું ખરું. એમનું જીવન એકદેશીય નહીં, સર્વદેશીય જેવું છે. વાચક કરતાં વધુ સારા વિચારક છે. શિક્ષણ-ક્ષેત્રના કોઈ પણ વિષય ઉપર એમના વિચારો નૂતન હોય છે, એઓ હંમેશ સમય સરસા રહે છે, કદી પછાત હોતા નથી.

તંત્રી અને સંપાદક તરીકેની એમની યોગ્યતા જેવી તેવી નથી. સમયના પ્રવાહમાં એમની દૃષ્ટિ દૂર પહોંચે છે, અને સમય-સમયની વિચારમાળા રજૂ કરે છે. આચાર ધર્મે એ બંધારણીય છે છતાં વિચાર ધર્મે એ ખૂબ આગળ પડતા હોય છે; અને ત્યાં એમની કાર્યકુશળતા ઝળકી ઊઠે છે. વિરોધી કે ચીલાચાલૂ ધરેડિયાઓની છાવણીમાં રહીને યુગને આગળ લેવાનું ધીટપણું અને શૂરત્વ એમને વર્યું છે જાણે; અને તે સાથે નિજ જીવનનું લક્ષ્ય કે સમતોલપણું એ કદી ગુમાવતા નથી. સેવક તરીકે કામ કરતા છતાં એમનું સ્વતંત્ર વ્યક્તિત્વ ઊજળા રૂપે પ્રગટી ઊઠે છે. આમ એ વ્યવહારદક્ષ પુરુષ છે.

વિદ્યાર્થીસમુદાય પ્રત્યે એમનો ઊંડો મિત્રભાવ છે. ખોટી મુરબ્બીવટથી કે ઉપરછલ્લી ઉશ્કેરણી કે વાતોથી એ સાવ અળગા ને દૂર છે. વિદ્યાર્થીજગતનું જ્ઞાન અને વર્તન ઓછામાં ઓછી દખલવાળી કાર્યરચના અને યોજનાથી સુધરે એવું તંત્ર એ ઊભું કરે છે. આમ અલિપ્ત છતાં હૃદયભાવથી એ હમેશ વિદ્યાર્થીવર્ગની જોડાજોડ રહે છે અને તેથી સ્વચ્છંદિતાની માત્રા સરખી એમની પાસે ફરકી શકતી

નથી. એમના સહકાર્યકરો તેમજ મદદનીશ શિક્ષકો જોડેનો એમનો સંબંધ એખલાસવાળો અને પૂરા સૌજન્યભર્યો રહે છે.

એમના વિચારો શિક્ષણની ઘરેડમાં જ માત્ર કામ કરે છે એમ નથી. જીવનના કોઇ પણ ઉપયોગી ક્ષેત્રમાં એમના વિચારો વ્યાપકપણે ચાલે છે. એમાં લેશ સંકીર્ણતા કે સંકુલતા નથી હોતી અને નથી હોતી કોમી પક્ષપાતની વૃત્તિ. માનવતાની ચાવીથી એ સૌ કોઇને મૂલવે છે. આજ છે ભાઈ ચન્દ્રવદનની આત્મોદાત્તતા.

આવા સંસ્કૃતિપુત્રો વડે ગુજરાત સદા ગૌરવવંતું રહ્યું છે અને રહેશે. ઇશ્વર એમની માતૃવેલને અમર કરો. ગુજરાતનું આ પરમધન ચિરંજીવી રહો અને પ્રતિદિન વધો.

—દેશળજી પરમાર

સંયમ એટલે મન પર કાબૂ. સંયમ એ સંસ્કૃતિનું મૂળ છે. નબળાઇ, વિલાસિતા અથવા અનુકરણના વાતાવરણમાં કોઇ કાળે સંસ્કૃતિનો ઉદ્દ્ભવ થતો નથી અને વિકાસ પણ થતો નથી. પચ્ચીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય રાખનારની પ્રજા જેમ સુદૃઢ હોય છે તેમ સંયમને અંગે નિર્માણ થયેલી સંસ્કૃતિ પ્રભાવશાળી અને દીર્ઘજીવી હોય છે. સાહિત્ય, સંગીત, સ્થાપત્યકળા અને વિવિધ ધર્મવિધિઓ સંયમની પાછળ પાછળ આવે છે. સંયમ પ્રથમ તો કર્કશ અને નીરસ લાગે છે, પણ તેમાંથી જ સંસ્કૃતિનાં મધુર ફળો આપણને મળે છે.

—કાકા કાલેલકર

## શ્રીમતી ચંદ્રિકાબહેન પાઠકજી એમ. એ; બી. ટી.

જગતમાં કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે તેઓની છુપાયલી શક્તિનો પરિચય ઘણા ઓછાને જ થાય છે, કારણ કે એવી કોઇ વ્યક્તિઓને આપમેળે જાહેરમાં આવવાની તીવ્રાકાંક્ષા હોતી જ નથી. શ્રીમતી ચંદ્રિકાબેન પાઠકજી એ પણ એક એવા જ પ્રકારનાં શિક્ષણ અને સાહિત્ય ક્ષેત્રનાં છૂપાં રત્ન છે.



એમનો જન્મ ઇ. સ. ૧૯૧૦માં સૂરતમાં રહેતા નાગર કોમના જાણીતા કેળવણીકાર તેમ જ સાહિત્યકાર પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવેને ત્યાં થયો હતો. પ્રો. અતિસુખશંકર ત્રિવેદી તેઓના મામા થાય છે. શિક્ષણ અને સાહિત્ય રસિક વાતાવરણે એમની બાલ્યાવસ્થાને ઓપ આપ્યો. પરિણામે તેમણે પણ ઉત્તરોત્તર વાતાવરણને દીપાવ્યું છે, દીપાવે છે અને દીપાવશે.

સુરતની મહિલા વિદ્યાલયમાંથી કર્વે મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા બાદ કેળવણી તરફના અપૂર્વ ભાવે તેમણે વડોદરા જઇ મહારાણી હાઇસ્કૂલમાંથી મુંબઇ યુનિવર્સિટિની મેટ્રીકની પરીક્ષા પસાર કરી. ત્યાર પછી સૂરતની એમ. ટી. બી. કોલેજમાંથી ઇ. સ. ૧૯૩૧માં સંસ્કૃત અને ગુજરાતી લઇ તેમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી

એટલું જ નહિ પરંતુ આખી વિદ્યાપીઠમાં ગુજરાતીમાં પહેલા આવવા માટે તેમણે કાંટાવાળા પ્રાઇઝ મેળવ્યું.

તે જ વર્ષમાં પોતે જે શાળામાં ભણ્યાં હતાં તેના તરફનું પોતાનું ઋણ અદા કરવાની સંસ્કારજન્ય વૃત્તિથી તેમણે મહિલા વિદ્યાલયમાં શિક્ષિકા તરીકે વિના વેતને એક વર્ષ સુધી કામ કર્યું. તેમનું આ કૃત્ય પોતાની શાળા તરફની તેમની મમતા તેમ જ આદરભાવની આપણને ઝાંખી કરાવે છે.

ઇ. સ. ૧૯૩૨માં પોતાની જ કોમના, સૂરતમાં રહેતા જાણીતા પાઠકજી કુટુંબના સદ્‌ગૃહસ્થ બાલકૃષ્ણ વીરભદ્ર પાઠકજીના બી. એ. એલ્. એલ્. બી. થયેલા પુત્ર શ્રી. પ્રમોદચંદ્ર સાથે તેઓનાં લગ્ન થયાં.

આ વર્ષમાં તેમણે શાળાની નોકરી છોડી અને ત્રણ વર્ષ સુધી ઘેર બેઠાં. સામાન્ય રીતે જીવનવિકાસ માટે લગ્ન અવરોધક છે પરંતુ, એ માન્યતાને તેમણે ખોટી પાડી અને ઘેર રહી તેમણે એમ. એ. નો અભ્યાસ ચાલુ કર્યો. ઇ. સ. ૧૯૩૫માં તેઓ પાછાં મહિલા વિદ્યાલયમાં જોડાયાં અને શિક્ષિકા તથા કર્વે કૉલેજના અધ્યાપિકા તરીકે કામ કર્યું. ૧૯૩૬માં ફિલૉસૉફી લઇને તેમણે એમ. એ. ની ઉપાધિ મેળવી.

તેમના કેળવણી તરફના અપૂર્વ ભાવે તેમને આટલેથી અટકવા ન દીધાં પરંતુ તે ક્ષેત્રમાં ઉત્તરોત્તર સફળતા અર્પી તેઓને પ્રેરણા આપ્યા કીધી. ઇ. સ. ૧૯૩૭માં જ તેમણે એસ. ટી. સી.ની પરીક્ષા પસાર કરી. ત્યારબાદ ૧૯૩૮માં બી. ટી. ની ઉપાધિ મેળવી અને ૧૯૩૯માં વર્ધાની 'રાષ્ટ્રભાષા કોવિદ'ની પરીક્ષામાં સફળતા મેળવી કેળવણીની પોતાની તૃષાને તેમણે છીપાવી છે. ઇ. સ. ૧૯૪૦માં 'હિંદુસ્તાની શિક્ષક'ની કેળવણીખાતા તરફથી લેવાતી પરીક્ષામાં સફળતા મેળવી અને તે જ વર્ષે મહિલા વિદ્યાલયના મુખ્ય અધ્યાપિકા તરીકે તેમની નિમણુક થઇ. શાળામાં ભણી ગયેલી વિદ્યાર્થિની ભણીગણી કેળવણી લઇ, તેજ શાળાનું સુકાન પોતાના હાથમાં લે તેના કરતાં બીજું વધારે સારૂં શું હોઇ શકે?

એ પદ લઇ તેમણે વિદ્યાર્થીનીઓનાં મન પોતાના મમતાળુ સ્વભાવથી જીતી લીધાં છે અને માતા કરતાં પણ વધારે કીમતી ને ઉપયોગી સલાહ તેમજ શિખામણોથી તેમણે બાળાઓને કેળવી છે. બાળાઓનો પણ તેમના પ્રત્યેનો અપૂર્વ ભાવ છે.

કેળવણી લેવા અને આપવા તરફ જ લક્ષ આપી બીજાં ક્ષેત્રમાં દુર્લક્ષ કર્યું એમ પણ નથી. દિવાળી અંક વખતે તેમ જ બીજી ઘણી વખતે સૂરતના માસિકોમાં 'યશોધરા', 'નર્મદને અંજલિ', 'અગ્નિવાહીની', 'શાને?', 'એકાકી', 'રણજંગ' વગેરે તેમનાં કાવ્યો પ્રકટ થયાં છે. આ ઉપરથી કવિ તરિકેની તેમની શક્તિનો આપણને ખ્યાલ આવે છે.

તેમનો સ્વભાવ લોકપ્રિયતાની આકાંક્ષા વિનાનો, સરળ, આનંદી ને મમતાળુ હોવાને કારણે જેઓ તેમના ગાઢ સંપર્કમાં આવે છે, તેજ તેમનો ખરો લાભ લઇ શકે છે. શાળામાં અભ્યાસ કરી ગયેલી કોઇ પણ વિદ્યાર્થિનીને તેઓ કોઈ પણ ક્ષણે મદદ કરવા તત્પરજ હોય છે. આ તેમની વિદ્યાર્થિની પ્રત્યેની મમતા તેમજ તેઓ પ્રત્યેનો સદ્ભાવ દર્શાવે છે.

તદુપરાંત બીજી સંસ્થાઓમાં દાખલ થઇ તેમણે પોતાના પ્રવૃત્તિમય જીવનનો બીજાને ખ્યાલ આપ્યો છે. મહિલા ક્લબમાં તેઓ ઉપપ્રમુખ તરીકે ચૂંટાયાં હોઇ હાલમાં તે અંગેનું કામ કરે છે. આ ઉપરાંત અખિલ હિંદ મહિલા પરિષદની સૂરતની શાખા તરફથી તેઓએ એક વર્ષ માટે રાષ્ટ્રભાષાની વર્ધાની પરીક્ષા માટે વિદ્યાર્થિનીઓને તૈયાર કરી હતી. આ ઉપરાંત ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની આગળ અભ્યાસ કરતી શાળાની વિદ્યાર્થિનીઓને તેમજ કોઇપણ વ્યક્તિને જરૂર પડતાં શકય મદદ આપવા તેઓ હંમેશાં તત્પર રહે છે.

એમની પાસેથી શિક્ષણ તથા સાહિત્ય ક્ષેત્રમાં ઉત્તરોત્તર વધુ ફાળાની આશા રાખી તેમજ એમનું દીર્ઘાયુષ્ય ઇચ્છી વિરમું છું.

—કુ. માલવિકા ઉપાધ્યાય

## સ્વ. ચૂનીલાલ ઘેલાભાઇ શાહ

### [ સુરત સાર્વ. એજ્યુ. સોસાયટીના આદ્યસંસ્થાપક ]

એ સૌ કોઈ જાણે છે કે સુરતમાં ચોર્યાશી બંદરના વાવટા ફરકતા હતા અને આજે પણ હરેક ક્ષેત્રમાં સુરત ગર્વ લઇ શકે તેમ છે, અને તેમાં પણ કેળવણીના ક્ષેત્રમાં તો સુરતે ગુજરાતનું નામ દીપાવ્યું છે. સમગ્ર ગુજરાતમાં અમદાવાદ ઐશ્વર્યશાળી નગર ગણાય છે અને સુરત તો રસીલું અને રસિક; પણ તેવું રસિક શહેર કેળવણીમાં રસ લે એટલું જ નહિ પણ તે રસને અપનાવી લે, તે તો ખરેખર, પ્રશંસા જ માગી લે છે.

આવા સંસ્કારી અને રસિક શહેરમાં કેળવણીના અગ્રણીમાં સદ્‌ગત ચૂનીલાલ શાહનું નામ આપણે અભિમાનપૂર્વક આગળ ધરીએ તો તે તદ્દન વાજબી છે. ચૂનીલાલ શાહના નામસ્મરણની સાથે જ કોઇ શારદા મંદિરનો ભાવભીનો પૂજારી દૃષ્ટિ સમક્ષ ખડો થાય છે.

રસીલા સુરત શહેરની સહેલગાહે કોઈ રસિક નર–નારી આવી ચડે અને ફરતાં ફરતાં સાર્વજનિક શાળાઓ અને મહાવિદ્યાલયોનાં ભવ્ય મહાલયો જુએ, તો તેને જરૂર પ્રશ્ન થાય કે આવી સુંદર સૃષ્ટિનો સ્વપ્નશિલ્પી કોણ હશે? અને કદાચ ફરતાં ફરતાં તેના મહાવિદ્યાલયના મુખ્ય ખંડમાં આવી ચડે તો તેને એક આરસની ભવ્ય પ્રતિમા નજરે પડે. તેનું લખાણ તે વાંચે તો ચૂનીલાલ શાહના જીવનની બાજુઓ નીરખવા તે જરૂર તત્પર બને એમ ધારવું જરાપણ અતિશયોક્તિ ભરેલું નથી.

સુરતના આવા લાડીલા પુત્રનો જન્મ દશા પોરવાડ જ્ઞાતિના એક મધ્યમ સ્થિતિના કુટુંબમાં સને ૧૮૬૬માં થયો હતો. પિતાની નોકરીને અંગે ગૂજરાત–કાઠિયાવાડમાં તેમને ફરવાનું ખૂબ થયું હતું.

અને તેથી તો તેમને સુંદર અને પાકટ અનુભવો થયા; જે ભવિષ્યના આદર્શોમાં તેમને ઘણા જ સહાયરૂપ થયા હતા. તેમનાં માતા ધર્મિષ્ઠ અને પુત્રનું સદા સારૂં વાંચ્છનાર હતાં.

શ્રી. શાહનો અભ્યાસ બાળપણથી જ આશાજનક હતો. તે વખતના ગવર્નમેન્ટ હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રી. ઉત્તમરામ નરભેરામની તેમના પર અત્યંત મીઠી નજર હતી. સદ્દગત શાહે પોતાની તીવ્ર બુદ્ધિથી ઠેઠ સુધી શિષ્યવૃત્તિઓ મેળવી હતી. મેટ્રીકની પરીક્ષા પસાર કરી તેમણે વડોદરા કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો, પણ કર્મસંજોગે તેમને પહેલા વર્ષમાં સફળતા ન મળી અને તેથી અભ્યાસ છોડી દેવો પડયો. અભ્યાસ છોડયો પણ તેઓ શારદા સેવન છોડી શકયા નહિ.

તેમની વિચક્ષણ દૃષ્ટિએ એક વસ્તુનું અનુપમ નિદર્શન કર્યું, અને તે એ કે સુરતની શારદાવાડી ખીલી પાંગરી શકે તેમ છે, તો તેમાં શા માટે વસંતની મંજરીઓ ન આમંત્રવી? અને આવા શુભાશયમાં તેમના જેવા જ શારદાભક્ત જેકીસનદાસ અઠ્ઠાવાળાનો સમાગમ થયો. તેઓએ સુરતમાં ઓછે ખર્ચે છતાંય સારી અંગ્રેજી કેળવણી આપવા માટે એક સુંદર યોજના ઘડી કાઢી. કેળવણીનાં ફૂટતાં કિરણોના યુગમાં તેને પાંગરતી કરવા માટેનો આ યુગલનો પ્રયાસ આશ્ચર્યકારક જ ગણી શકાય. તેમની ધગશ, તેમનો અવિરત પ્રયત્ન અને તેમની સહિષ્ણુતા તથા સહનશીલતાના ગુણોથી જ આજે સુરત કેળવણીના ક્ષેત્રમાં આવું ભભકભર્યું સ્થાન ભોગવે છે.

તેમણે સરકાર તરફથી ગ્રાંટ મેળવવાની અપેક્ષા વિના સને ૧૮૮૮માં અંગ્રેજી પાંચમા ધોરણ સુધીની એક શાળા ચાલુ કરી. અગિયાર વિદ્યાર્થીથી શરુ થયેલી આ શાળામાં આજે હજારો વિદ્યાર્થીઓ ભણે છે, પરંતુ આ શાળાને પગભર કરવા તેમને કેવી કેવી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડેલું તે સૌ કોઇ જાણે છે. શાળાની આર્થિક સ્થિતિ શરૂઆતમાં સારી ન હોવાથી શાળાના સાત શિક્ષકો એકાએક શાળા છોડી ગયા, એટલુંજ નહિ પણ તેમણે એક નવી શાળા સ્થાપી.

શાળા પડું પડું સ્થિતિમાં આવી ગઇ હોવા છતાં તે વખતે ચાર શિક્ષકો સંપૂર્ણ રીતે સદ્દગત શાહને પડખે ઊભા રહ્યા. પરિણામે કોઇ પણ ભોગે શાળા બંધ ન કરવાના નિશ્ચય પર આવ્યા ને તેને ધૈર્ય અને હિંમતથી ટકાવી રાખી શકયા. કટોકટીનો મામલો શમી ગયો અને આજે શહેરની કેળવણીની એક મુખ્ય સંસ્થા રૂપે સાર્વજનિક એડયુકેશન સોસાયટીને આપણે જોઈ શકીએ છીએ. પોતાના ઉત્સાહી યુવાન મિત્ર અઠ્ઠાવાળાના અકાળ અવસાનથી શાળા–સંચાલનનો સઘળો ભાર પોતાને શિરે આવી પડયો તે સમયે પણ તેઓ ગમગીન બન્યા ન હતા, પણ આવી પડેલી આફતોને વટાવી જવામાં જ પુરુષાર્થ ને શ્રેય રહેલું છે એમ સમજીને બેવડા જોરથી પ્રયાસ આદરતા; પરંતુ એમના આવા ભગીરથ પ્રયત્નો પર આર્થિક નફો કે કમાણીની કારમી છાયા જરા પણ ન હતી. ૧૮૮૮ થી ૧૯૦૬ સુધીનાં ૧૮ વર્ષની સરેરાશ આવક તરીકે માત્ર રૂા. ૨૦ જેટલી નાની રકમથી જ તેમણે સંતોષ માન્યો હતો. આવો આત્મભોગ આપનાર વ્યકિત વિરલ જ હોય છે.

આવેલું વિપત્તિ વાદળ વીખરાઈ ગયા પછી શાળા દિનપ્રતિદિન પ્રગતિ કરતી જતી હતી. એ દરમિયાન તેમણે એક મહાસ્વપ્ન સેવ્યું. પૂનાની ડેક્કન કેળવણીની સંસ્થા જેવી સંસ્થા સુરતમાં ઉદય પામે ને તેમનાં બધાં સ્વપ્નો સિદ્ધ થાય તેવો મહામૂલો આદર્શ તેમણે સેવ્યો. ખરેખર ! તેમના આ આદર્શમાં તેમને અનેક પ્રેરણાવાન ને સેવાભાવી મિત્રોનો સાથ મળ્યો. એ પછી સોસાયટીની સ્થાપના કરવામાં આવી અને પોતે મંત્રી તરીકે કામ કરવા લાગ્યા. પોતાના અતિ પરિશ્રમથી ઉછરેલી ને વિકસાવેલી શાળા કોઈ પણ જાતની આર્થિક આશા રાખ્યા વિના સોસાયટીને સોંપી દીધી ! કેટલો બધો ઉત્કટ સ્વાર્થત્યાગ ! એ શાળાના વિકાસ પાછળ સ્વ. શાહને શારીરિક, માનસિક ભોગ ઉપરાંત આર્થિક આશા ન રાખવા છતાં ઉલટું એક સમયે પોતાની પત્નીનું સ્રીધન વેચીને પણ શાળાની આર્થિક મૂંઝવણનો ઉકેલ

આણવો પડયો હતો. કેવો વિરલ આત્મભોગ ! ખરેખર, એક શાળા-માંથી ઊગી નીકળેલું સોસાયટીનું વૃક્ષ આજે અનેક દિશાએ ફાલ્યું ફૂલ્યું છે, તેમાં ચૂનીલાલ શાહના ચેતને, સ્વાર્થત્યાગે ઊંચી ભાવનાએ કોઈ અજબ રંગ પૂર્યા છે તે વાત આપણાથી કદાપિ વીસરી શકાશે નહિ.

અને મહત્વાકાંક્ષીને કદિ સમયનાં અંતર નડે છે? એક આશા સેવી ને તે ફળી કે તરત જ બીજો અંકુર ફૂટી જ નીકળે; અને સુરતમાં કૉલેજ સ્થાપવા માટે સ્વ. ચૂનીલાલ શાહે તનતોડ મહેનત કરવા માંડી. સરકાર અને યુનિવર્સિટી જોડે મંત્રણા ચલાવી, મિત્રોની સહાયથી સુરતના મુંબઇમાં વસતા ધનાઢયોની મદદ મેળવી. કૉલેજ સ્થાપવામાં અનેક વિઘ્નો નડવા છતાં આખરે જુન ૧૯૧૮માં વાઇસ ચૅન્સેલરને હસ્તે કૉલેજ ખુલ્લી મૂકાવી તેઓ કૃતાર્થ થયા; અને પોતાના આ અતિપ્રિય જીવનકાર્ય અને મહત્વાકાંક્ષાને સુવર્ણકળશ ચઢાવ્યો. આ જ જાણે તેમના જીવનનું એક અધૂરૂં સ્વપ્ન હોય તેમ આ પછી થોડા જ વખતમાં–તા. ૨૪ મી ઑકટોબર ૧૯૧૮ને દિને તેઓ દેવલોક પામ્યા.

તેમની નાજુક તંદુરસ્તી અને એકવડું શરીર છતાં તેમની મનો-વૃત્તિ અતિ પ્રબળ અને દૃઢ હતી. વ્યવસ્થા અને શિસ્ત તે તેમના જીવનનાં અંગ હતાં. અને ગમે તેવા વિરોધ-વંટોળીઆઓથી પર રહીને પોતાની સાત્વિક છાપ પાડવામાં ચૂનીલાલ શાહ જેવી અદ્ભુત વ્યક્તિ આજ પણ બહુ ઓછી હશે. તેમનો ગણિતનો અભ્યાસ ઘણો જ ઉત્તમ હતો. ગણિત જેવો શુષ્ક અને કઠણ વિષય પણ વિદ્યાર્થીઓને રસપૂર્વક સમજાવવામાં તેઓ એક આદર્શ શિક્ષક હતા. એ વાત આજે પણ તેમના કેટલાક શિષ્યો પૂજ્યભાવે સંભારે છે. તેમના જીવનમાં નિયમિતતા અને અડગતાએ અગત્યનો ભાગ ભજવ્યો છે. આ ઉપરાંત તેમને પ્રજાના જાહેર જીવન જોડે જ કામ કરવાનું હતું એટલે નાણાં વિષયક વસ્તુ-સ્થિતિ તેઓ સારી પેઠે સમજતા અને જાહેર પ્રજાનાં નાણાંનો કોઈ પણ હિસાબે ગેરઉપયોગ કરવા

દેતા નહિ કે કરતા નહિ. સોસાઇટીને કામે જ પોતાને જવું હોય અને પોતાની તબિયત જ્યારે ઠીક હોય અને ત્યારે ગાડીવાળો વધારે દામ માગે તે તેમને આપવું વાજબી ન લાગે અને ચાલતાં ચાલતાં પોતાનું કાર્ય કરવા પગ ઉપાડે તેવી કોઈ વ્યક્તિ આજ ભાગ્યે જ નજરે પડશે.

આટઆટલી સેવા કર્યા છતાં પણ તેઓ માનના ભૂખ્યા તો હતા જ નહિ. તેમને જ્યારે 'કૈસરે હિંદ'નો ચંદ્રક એનાયત થયો ત્યારે પોતાના મિત્રો તથા પ્રશંસકોને સન્માન સમારંભ યોજતા અટકાવેલા. તેઓ સમજતા હતા કે તેમણે તો પોતાની ફરજ બજાવી હતી, અને તેમાં જ પોતાને યોગ્ય બદલો મળી ગયો છે. એઓ સ્વભાવે શાંત હતા. પ્રજાના એક નીડર, અડગ શ્રદ્ધાળુ સેવક હતા. તેમની સેવાની કદર કરવા દશા પોરવાડ વણિક પંચે તેમને માનપત્ર આપવા નિર્ધાર કર્યો પણ તેમણે કહેલું કે "મારી ફરજ બજાવવી એ મારો ધર્મ છે, ઊલટું મને માનપત્ર આપી મને આપ ખિન્ન ન કરશો!"

આવો ત્યાગી અને શારદાભક્ત તો કોક જ હોય! સુરતની જાહેર પ્રજાએ સુરતના ટાઉન હૉલ—નગીન હૉલમાં તેમનું સુંદર તૈલચિત્ર મૂકીને સદ્‌ગત પ્રત્યેના પ્રેમ અને માનની લાગણી વ્યક્ત કરી છે.

આજે સાર્વજનિક એડ્યુકેશન સોસાયટી સમગ્રરૂપે કેળવણી ક્ષેત્રમાં અગ્રસ્થાને છે. તેમાં આવતી કાલની આશાઓનું ભાવિ ઘડનાર શાળાઓ છે, કલા અને વિજ્ઞાનનાં મોટાં મંદિરો છે, ધારાશાસ્ત્રનું અધ્યયન મંદિર છે: બધું છે.—અને એ સર્વની સાથે એજ આદ્યસ્થાપક સદ્‌ગત ચૂનીલાલ શાહનો પ્રાણસંચાર પણ તેમાં ઝળકે છે. એવી પૂજ્ય વ્યકિતને અમારાં નમન હો! *

---

* શ્રી. પ્રિ. જ. અક્કડના સૌજન્યથી-

# શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ.



એક સફળ કેળવણીકાર તરીકે ગુજરાતમાં જાણીતા થયેલા શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદીનો જન્મ ભાવનગરમાં ઇ.સ. ૧૮૫૭ના ઓક્ટોબર માસની ૨૮ મા તારીખે થયો હતો. એઓ સુરતના રહીશ અને જ્ઞાતે દશા દિશાવાળ વણિક છે. એમના સ્વ. પિતાનું નામ ઠાકોરદાસ બાલમુકુંદદાસ મોદી અને માતુશ્રીનું નામ શિવકોરબહેન હતું. શ્રી. શિવકોરબહેન ભાવનગરના જાણીતા કિશોરદાસ પરભુદાસ મથુરાદાસનાં પુત્રી થાય.

શ્રી. મોદીને સુરતની તે વખતની પ્રસિદ્ધ ત્રિપુરાશંકર મહેતાજીની શાળામાં પ્રાથમિક શિક્ષણ મળ્યું હતું. તેમણે માધ્યમિક કેળવણી સુરત હાઇસ્કૂલમાં લીધેલી. એમના અધ્યાપકોમાં દિ. બ. અંબાલાલ સાકરલાલ, મિ. દોરાબજી ગીમી, ખા. બા. જમશેદજી અરદેશર દલાલ વગેરે નામાંકિત પુરુષો હતા.

ઉચ્ચ કેળવણી તેમણે મુંબઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાં લીધેલી. સને ૧૮૭૯માં તેઓ ગ્રેડ્યુએટ થયા. તેમના કૉલેજના પ્રાધ્યાપકો પૈકી ડૉ. પિટરસન, ડૉ. ભાંડારકર, પ્રિન્સી. વર્ડ્ઝવર્થ વગેરેનાં નામો

હજી પણ શ્રી. મોદી અને તેમના સહાધ્યાયીઓ પૂજ્યભાવથી સંભારે છે. શ્રી. છગનલાલ મોદીનું લગ્ન સન ૧૮૭૩માં શ્રી. પાર્વતીબહેન સાથે સુરતમાં થયું હતું.

પહેલી એલ્. એલ્. બી. ની ટર્મ ભરતાં ભરતાં તેમણે શિક્ષક તરીકે કામ કરેલું. દરમિયાનમાં વડોદરા હાઇસ્કૂલમાં તેઓ પ્રો. હેથોર્નથ્વેઇટની ખાસ ભલામણથી શિક્ષક તરીકે નીમાયા. સન ૧૮૮૦ના ડિસેમ્બરથી સાડા ત્રણ દસકા જેટલા લાંબા સમય સુધી તેમણે વડોદરા રાજ્યની નોકરી સુંદર રીતે બજાવી.

વડોદરા હાઇસ્કૂલમાં ગુજરાતી શિક્ષક તરીકે, વડોદરા ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર તરીકે, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર અને આસિ. ડિરેક-ટર તરીકે, તેમ જ વડોદરા રાજ્યના વિદ્યાધિકારી તરીકે એમણે નોંધ-પાત્ર સેવા બજાવી ગુજરાતી કેળવણીના ક્ષેત્રમાં સારી ખ્યાતિ મેળવી છે.

સને ૧૮૯૨માં વડોદરા રાજ્યમાં કેળવણીમાં આવશ્યક સુધારા-વધારા સૂચવવા માટે ખા. બા. દલાલના પ્રમુખપદે જે એજ્યુ. કમિ-શન નીમાયેલું, તેમાં એક સભ્ય તરીકે શ્રી. મોદીએ અથાક શ્રમ લઈ ઉપયોગી કાર્ય કરી બતાવ્યું હતું, અને એમના એ સુંદર કાર્યની તેમના અધિકારીઓ, તેમની સાથે કાર્ય કરનાર જાણીતી વ્યક્તિઓ અને સ્વ. મહારાજા સાહેબે મુક્તકંઠે પ્રશંસા કરી હતી.

શ્રી. મોદીએ પોતાની નોકરી દરમિયાન પુષ્કળ લખ્યું છે, અને ઉપયોગી સાહિત્ય સેવા કરેલી છે. પ્રાચીન કાવ્યો માટેનો તેમનો રસ અને શૉખ અદ્‌ભુત છે. સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ કાવ્યદોહ-નનાં પુસ્તકો તૈયાર કરેલાં, તેમાં શ્રી. મોદીની સારી મદદ હતી, અને તેની સાભાર નોંધ પ્રસ્તુત પુસ્તકમાં લેવાઇ છે.

સને ૧૯૧૫ના જાન્યુઆરી માસમાં તેઓ નિવૃત્ત થયા. એમના નિવૃત્તિના સમયમાં તેઓ સુરતમાં રહે છે, અને કેળવણીનો જેમ બને તેમ વધુ પ્રચાર થાય એવા પ્રયાસો અત્યંત ખંતથી હજી પણ તેઓ

કરી રહ્યા છે. એમના જેવા કર્તવ્યનિષ્ઠ, કાબેલ અને કાર્યદક્ષ શિક્ષક તેમ જ ઉદ્યોગપરાયણ અને સેવાભાવી કેળવણીકારો બહુ ઓછા મળી આવશે.

સુરતની મહિલા વિદ્યાલય નામની સુંદર સંસ્થા એ એમનાં જ ખંત, સેવાભાવ અને મહેનતનું ફળ છે. સને ૧૯૧૬માં શ્રી. વીરસુખરામ જે. હોરાએ અને શ્રી. મોદીએ સારી મહેનત લઇ, નાણાં મેળવી આ સંસ્થાની સ્થાપના કરેલી. સુરતની સાર્વ. એજ્યુ. સોસાયટી તરફથી આર્ટ્સ કૉલેજ સ્થાપવામાં અને તેને માટે જરૂરી નાણાં મેળવવામાં પણ તેમણે ખૂબ પ્રયાસ કરેલો. શ્રી. મોદીની જ સૂચના અને પ્રેરણાથી તેમના ભાઇ સ્વ. મગનલાલ ઠાકોરદાસ મોદીએ બે લાખ રૂપિયા જેટલી મોટી રકમની બક્ષિસ, એ કૉલેજમાં બી. એ. ના કલાસો શરૂ કરવા માટે, અત્યંત ઉદારતાપૂર્વક આપેલી, એથી ટ્રસ્ટી તરીકે પણ શ્રી. છગનલાલભાઇ મોદી ખૂબ જ ઉત્સાહ અને ચીવટથી કાર્ય કરી રહ્યા છે. આવી ઉમદા સખાવતને કારણે સુરત કૉલેજનું નામ 'મગનલાલ ઠાકોરદાસ બાલમુકુંદદાસ આર્ટ્સ કૉલેજ' રાખવામાં આવ્યું છે.

છેલ્લી અર્ધી સદીથી તેઓ ગૂજરાતી કેળવણીના ક્ષેત્રમાં એક યા બીજી રીતે પોતાની સુંદર સેવાઓ આપતા આવ્યા છે. એમનું જીવન સાદું છતાં સંસ્કારી છે. નિયમિતતા તો એમના જીવનમાં વણાઈ ગઇ છે. આવું ઉન્નત જીવન જીવનાર શ્રી. છગનલાલભાઇ મોદી જેવા કેળવણીકાર પાસેથી ગૂજરાત હજી ઘણું મેળવશે એવી આશા રહે છે.

એમની અનેક સુંદર કૃતિઓમાં : 'ઇરાવતી,' 'નળાખ્યાન,' 'જીંદગાનો ઉપયોગ,' 'શિશુ શિક્ષણ,' 'સ્રી શિક્ષણ,' 'નીતિબોધ,' 'સહકાર્ય અને કેળવણી,' 'ગુજરાતના ઇતિહાસની વાતો,' 'રાજધર્મ,' 'ઉન્નતિ એટલે શું ?' વગેરે ગૂજરાતમાં લોકાદર પામી છે.

બ્રિટિશ ગૂજરાત માટે નીમેલી 'વર્નાકયુલર ટેક્સ્ટ બૂક્સ તથા

એકઝામીનેશન ઑાફ વર્નાં. બૂકસ'ની કમિટીમાં શ્રી. છગનલાલની ૧૯૧૦માં નીમણુક થઇ હતી.

શારીરિક શિક્ષણુ અને તેના પ્રચાર માટે પણુ તેમણે ઘણો પ્રયાસ કરેલો છે. અને કેળવણી તથા શિક્ષણુ માટે ઉપયોગી તેમ જ જ્ઞાનવૃદ્ધિમાં સહાયક થાય તેવાં અનેક પુસ્તકો શ્રી. છગનલાલભાઇએ લખેલાં છે.

## સ્વ. છગનલાલ હરિલાલ પંડયા

શ્રી. છગનલાલ પંડયાનો જન્મ ઇ. સ. ૧૮૫૯માં નડિયાદમાં થયો હતો. તેઓ જાતે વડનગરા નાગર બ્રાહ્મણુ અને વતની નડિયાદના. એમનાં માતુશ્રીનું નામ બેનબા કિરપાદત્ત પંડયા હતું. એમણે ગુજરાતી તથા ઇંગ્રેજી શિક્ષણુ નડિયાદમાં જ લીધું હતું, અને મેટ્રીક પાસ થયા બાદ ઊંચી કેળવણી મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં લીધી હતી. ઇ. સ. ૧૮૮૦માં એમણે બી. એ. ની પરીક્ષા સેકન્ડ કલાસમાં 'આનર્સ' સાથે પાસ કરી હતી. તે ઉપરાંત ઇતિહાસના વિષયમાં ઊંચામાં ઊંચા માર્ક મેળવવાથી તેમને જેમ્સ ટેલર પ્રાઇઝ તથા ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયોમાં પ્રથમ સ્થાને આવવાથી ઈંગ્લંડનો કૉબ્ડન કૂલબ મૅડલ મુંબઇ યુનિ. તરફથી મળ્યાં હતાં. આવી રીતે એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી તેઓ ઉચ્ચ પદે ઉત્તીર્ણ થયેલા હોવાથી તેમને તે કૉલેજમાં ઑાનરરી દક્ષિણા ફેલો નીમવામાં આવ્યા હતા.

કૉલેજમાં એમના સહાધ્યાયીઓમાં પ્રો. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ, દી. બા. કેશવલાલ હ. ધ્રુવ, સ્વ. મણિલાલ નભુભાઇ દ્રીવેદી તથા રા. બ. કમળાશંકર પ્રાણુશંકર ત્રિવેદી વગેરે વિખ્યાત પુરુષો હતા.

એમનું પ્રથમ લગ્ન સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનાં નાનાં બેન સૌ. સમર્થલક્ષ્મી જોડે ઇ. સ. ૧૮૭૨માં થયું હતું. એમના જ્યેષ્ઠ પુત્ર પ્રૉ. કાન્તિલાલ પંડયા (એમ. એ; પીએચ. ડી. લંડન વિ.) એક ગુજરાતી સાક્ષર અને વિજ્ઞાન શાસ્ત્રના ઊંડા અભ્યાસી તરીકે સુપ્રસિદ્ધ છે. એમની પુત્રી સૌ. વસંતબેનનું લગ્ન વિખ્યાત વકતા અને વિદ્વાન સ્વ. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા (બી. એ; એલ. એલ. બી.) જોડે થયું હતું. પરંતુ તેઓ નાની વયે ઇ. સ ૧૯૧૬માં મૃત્યુ પામ્યાં.

કૅાલેજમાંથી છૂટા થયા બાદ શ્રી. છગનલાલ પંડયા રાજકોટ, ભાવનગર તથા અમદાવાદ હાઇસ્કૂલમાં ક્રમસર શિક્ષક તરીકે નીમાયા હતા. તે પ્રસંગે તેમને સ્વ. સર પ્રભાશંકર પટ્ટણી, સર મનુભાઇ (માજી દીવાન, વડોદરા) તથા દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી વગેરેને શિક્ષણ આપવાનું માન મળ્યું હતું.

ઇ. સ. ૧૮૮૫ માં તેઓ મુંબઇની મ્યુનિસિપલ ગુજરાતી શાળાઓના ડે. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર નીમાયા હતા. ત્યાંથી ઇ. સ. ૧૮૮૭ માં તેમની નોકરી બ્રિટિશ સરકારે સંસ્થાન જૂનાગઢને ઉછીની આપી હતી, અને તે રાજ્યમાં તેઓ સ્વ. દેસાઇ હરિદાસ વિહારીદાસ દિવાન સાહેબની ઑફિસના સુપરિન્ટેન્ડેન્ટ નીમાયા હતા. તે કામ ઉપરાંત રાજ્યનાં અનેક ખાતાનાં કામો તેમને વખતોવખત સોંપાતાં હતાં, છતાં તેમણે પ્રમાણિકપણે અને એકનિષ્ઠાથી એ જ ઑફિસમાં ઉત્તરોત્તર ઘણા દિવાન સાહેબોના હાથ નીચે નોકરી કરીને સર્વનો સંતોષ મેળવ્યો હતો. કેટલીક વાર તેમને એકટીંગ દિવાન તરીકે કામ કરવાનો પણ અવસર પ્રાપ્ત થયેલો. બે ત્રણ વર્ષ તેઓ મુંબાઇ યુનિવર્સિટીની સ્કૂલ ફાઇનલ તથા મેટ્રીકયુલેશનની પરીક્ષામાં "ગુજરાતી"ના વિષયમાં પરીક્ષક પણ નીમાયા હતા.

ઈ. સ. ૧૯૧૦ માં જુનાગઢના નવાબ સાહેબ સર રસુલખાનજીનો અકાલ સ્વર્ગવાસ થવાથી જુનાગઢમાં બ્રિટીશ એડમીનીસ્ટ્રેશનની સ્થાપના

થઇ ત્યારે પણ શ્રી. છગનલાલને એડમીનીસ્ટ્રેટર મિ. રૅન્ડૉલે તથા તેમના પછી મિ. રૉબર્ટ્સને ઘણી જોખમદારી ભરેલી નોકરી સોંપીને પોતાના વિશ્વાસની પ્રતીતિ કરાવી હતી, તે એટલે સુધી કે ઇ. સ. ૧૯૧૪ માં તેઓ સરકારી નોકરીમાંથી પંચાવન વર્ષની વયે પેન્શન પર નિવૃત્ત થયા તે છતાં એડમીનીસ્ટ્રેટર સાહેબે તેમની નોકરી જૂનાગઢ સ્ટેટમાં ચાલુ રાખી હતી ને તેમને કેળવણી ખાતાના ઉપરી અધિકારી નીમ્યા હતા. આ પ્રમાણે દસ વર્ષ એડમીનીસ્ટ્રેશન ચાલ્યું તે દરમિયાન તેમણે વિવિધ ખાતાના ઉપરી અમલદાર તરીકે કામ કરીને સર્વની પ્રીતિ સંપાદન કરી હતી, અને ગુજરાતી શિક્ષકોના પગારના ઊંચા ગ્રેડ બાંધીને તેમજ ગુજરાતી શાળાઓ સાથે ઇંગ્રેજી વર્ગ, બાળક તથા બાલિકાઓ માટે જોડીને કેળવણીની પ્રગતિમાં સંગીન વધારો કર્યો હતો.

ઈ. સ. ૧૯૨૦ માં નામ. નવાબ સાહેબ મહાબતખાનજી રાજ્યાસને આરૂઢ થયા ત્યારે તેઓશ્રીએ તેમની દીર્ઘકાળની સંતોષકારક નોકરીની કદર કરીને તેમને રાજકોટ ખાતે કાઠિયાવાડના એજંટ ટુ ધી ગવર્નરની પાસે પોતાના પ્રતિનિધિ તરીકે રૂ. ૫૦૦ ના પગારથી નીમ્યા હતા. આંખના દર્દને લીધે ઇ. સ. ૧૯૨૪ માં તેઓએ જુનાગઢ સ્ટેટની નોકરીમાંથી નિવૃત્તિ મેળવી હતી.

તેમનું બીજું લગ્ન મુંબઇના સુપ્રતિષ્ઠિત સાક્ષર સ્વર્ગસ્થ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકનાં પૌત્રી સૌ. નિર્મળલક્ષ્મી જોડે ઇ. સ. ૧૮૯૬ માં થયું હતું.

સંસ્કૃત મહાકવિ શ્રીમદ્ બાણભટ્ટ વિરચિત કાદમ્બરી નામે કઠિન પણ અતિ રસિક કથાનું ગુજરાતી ભાષાન્તર તેમણે ઇ. સ. ૧૮૮૨ માં પ્રથમ પ્રસિદ્ધ કર્યું ત્યારથી તેની એટલી પ્રશંસા થવા લાગી કે ઉત્તરોત્તર તેની વિવિધ આવૃત્તિઓ પ્રસિદ્ધ થવા પામી. હજીપણ એ ગ્રન્થ મુંબઇની યુનિવર્સિટીએ ટેક્સ્ટ બૂક તરીકે પસંદ કરેલો છે અને કૉલેજના વિદ્યાર્થીઓને તે અતિ ઉપયોગી થઇ પડેલો છે, તેથી એક ઉત્તમ ગ્રંથ રૂપે

તે ગુર્જર પ્રજાને આદરણીય થઇ પડેલો છે અને તેના ઉપરથી કવિશ્રી ફુલ-ચંદભાઇએ મહાશ્વેતા કાદમ્બરીનું અતિ મનોહર નાટક રચીને તેની ખ્યાતિમાં વધારો કર્યો છે.

ઇ. સ. ૧૯૨૮ માં નડિયાદ મુકામે ગુજરાતી સાહિત્ય પરિષદની નવમી બેઠક ભરાઈ હતી તે પ્રસંગે એમને સ્વાગતમંડળના અધ્યક્ષનું સ્થાન આપવામાં આવ્યું હતું.

નિવૃત્તિ સમયમાં પણ તેઓએ ગુજરાતી વાચકોના મોટા સમુદાયને તેમજ બાળકોને રુચિકર થઇ પડે એવી ધર્મ-નીતિનો બોધ આપનારી વિવિધ આખ્યાયિકાઓ વગેરે અનેક માસિકોમાં અવારનવાર પ્રગટ કરીને સાહિત્ય અને કેળવણીની ઉન્નતિ પ્રતિ પોતાનો પ્રેમ દર્શાવવાનું ચાલુ રાખ્યું હતું. કાદમ્બરીના ભાષાન્તરકાર, એક વિદ્વાન લેખક અને કેળવણીકાર તરીકેની તેમની નામના સારાય ગુજરાતમાં ફેલાયેલી છે. *

* "ગૂજ. વર્ના. સોસાયટી"ના સૌજન્યથી-

મહાપુરુષોની મહત્તાનું માપ જો એમની ખ્યાતિ ઉપરથી કરવામાં આવે તો એમાં ભૂલ થવાનો સંભવ છે, કોઇપણ મહત્તાનું માપ જ્ઞાનપૂર્વકના ત્યાગ ઉપરથી જ થઇ શકે. મનુષ્ય જેમ જેમ મહાન થતો જાય, તેમ તેમ ત્યાગ કરતો જ જાય; અથવા તો જેમ જેમ ત્યાગ કરતો જાય તેમ તેમ જ મહાન થઇ શકે. ત્યાગ માટે શરત એક જ, કે એ ત્યાગ જ્ઞાનપૂર્વક અને હૃદયપૂર્વકનો હોય.

## શ્રી. છેલશંકર ચતુર્ભુજ શુકલ બી. એ.



તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૨માં માંગરોળ (સોરઠ)માં થયો હતો. તેઓ જ્ઞાતે ઔદીચ્ય બ્રાહ્મણ છે, અને ચુડા (ઝાલાવાડ)ના રહીશ છે. તેમનાં માતુશ્રી ઉમિયાબાઇ જીવણરામ માંગરોળમાં હેડ મિસ્ટ્રેસ હતાં, તેમના પિતાશ્રી તાલુકા સ્કૂલમાં ટ્રેન્ડ શિક્ષક હતા.

તેમણે પ્રાથમિક શિક્ષણ સિંધી ભાષા દ્વારા સિંધના છાછરા (થરપારકર જીલ્લો) ગામમાં લીધું હતું અને ગૂજરાતી શિક્ષણ તેમના પિતાશ્રી પાસે ઘેર લીધું. તેઓએ ઇ. સ. ૧૯૨૦માં વઢવાણની દાજીરાજ હાઇસ્કૂલમાંથી મેટ્રીકની પરીક્ષા ફારસીમાં સારા માર્ક સાથે પસાર કરી.

ઇ. સ. ૧૯૨૧નું આખું વર્ષ તેઓએ ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદમાં અભ્યાસ કર્યો.

ત્યાર પછી તેઓ જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં જોડાયા અને ઈ. સ. ૧૯૨૬માં અંગ્રેજી અને ફારસી લઇને બી. એ. ની પરીક્ષા

પસાર કરી. કૉલેજમાં તેમની કારકિર્દી યશસ્વી હતી, અને તેઓ ત્રણ વર્ષ સ્કૉલર રહ્યા હતા.

બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી તેઓ તુર્તજ ભરૂચની યુનિયન હાઇસ્કૂલમાં ફારસીના શિક્ષક તરીકે નિમાયા, ત્યાં બે વર્ષ કામ કરી તેઓ કરાંચીની ગૂજરાતી લોકો માટેની હાઇસ્કૂલ (હાલની ગૂજરાત વિદ્યાલય હાઇસ્કૂલ)માં જોડાયા હતા. જ્યાં તેમણે અંગ્રેજી Direct Method પ્રત્યક્ષ પદ્ધતિથી શીખવ્યું હતું.

ઈ. સ. ૧૯૨૯થી તેઓ જૂનાગઢ સ્ટેટમાં એજયુ. ઇન્સ્પેકટર તરીકે જોડાયા છે. તેઓ ગૂજરાતી, અંગ્રેજી, ફારસી, હિંદી, ઉર્દૂ અને સિંધી એમ ૭ ભાષાના જાણકાર હોઇ તેમને Versatile linguist (ભાષા વિશારદ) કહી શકાય તેમ છે. તેમના કેટલાક લેખો અગાઉ 'શારદા' માસિકમાં પ્રસિદ્ધ થયા છે.

ઇ. સ. ૧૯૨૬માં શ્રીયુત ઝવેરચંદ મેઘાણી લોકગીત વિષે શોધ-ખોળ કરી રહ્યા હતા ત્યારે અંગ્રેજી બેલેડ્ઝના સાહિત્યો પરથી શ્રીયુત મેઘાણી સાથે ચર્ચા કરી તેઓએ સારૂં અજવાળું પાડયું હતું, જે માટે શ્રીયુત મેઘાણીએ અપ્રગટ રીતે એક વિદ્યાર્થીબંધુનો ઉપકાર માન્યો છે તે વિદ્યાર્થી આ પોતે જ હતા.

**પી. જે. પી.**

મુશ્કેલીઓને મૂંગે મોઢે સહી લેનાર ગુલામ છે; તેનાથી તરીને બીજી બાજુ ચાલનાર ભીરુ છે, ઉપરથી ચાલ્યો જનાર સાવધ છે; પરંતુ તેને ઉખેડીને ફેંકી દેનાર વીર છે.

**—'કુમાર'**

# શ્રી. છોટાલાલ લ. માંકડ

## [ સૌરાષ્ટ્રના એક પુરુષાર્થી કેળવણીકાર ]



**શ્રી.** છોટાલાલ લક્ષ્મીશંકર માંકડનો જન્મ રાજકોટમાં ઇ. સ. ૧૮૯૮ના જૂન માસની ચોથી તારીખે થયો હતો. મુંબાઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ થયા બાદ રાજકોટની કરણસિંહજી મિડલ સ્કૂલના મુખ્ય અધ્યાપક તરીકેની જવાબદારી એમણે સ્વીકારી. લોકપ્રિય નરેશ સ્વ. શ્રી લાખાજીરાજના વ્યાયામ શિક્ષક બન્યા. અને કાઠિયાવાડની એક જૂની વ્યાયામપ્રચારક અને પોષક એવી સંસ્થા 'શ્રી બજરંગ વ્યાયામ મંડળ'ના આદિ સ્થાપક બન્યા. રાજકોટ રાજ્ય તરફથી ગોબ્લર્સની પ્રવૃત્તિ શરુ થઇ, અને પુરુષાર્થને વરેલા આ નવજુવાને આ પ્રવૃત્તિનું અગ્રપદ લીધું. સાયકલ પ્રવાસો કર્યા, અને વ્યાયામનો જીવનના સકલ ક્ષેત્રમાં મહિમા પિછાન્યો. ત્યારપછી પોરબંદર આવ્યા અને સ્વર્ગસ્થ નગરશેઠ શ્રી. દેવીદાસ લક્ષ્મીચંદ ઘેવરીઆના પુત્રોના ખાનગી

અધ્યાપક તરીકેનું કામ હાથમાં લીધું. ઇ. સ. ૧૯૩૦–૩૧ની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં યત્કિંચિત્ સેવા આપી અને ત્યાર પછી એકાદ વર્ષ બાદ અમેરિકા અને વિલાયત ગયા. ત્યાં તેઓ સ્વીડીશ મસાજ, નિસર્ગોપચાર તથા પશ્ચિમના વ્યાયામથી જાણીતા થયા. બાકી રહેલા સમય દરમિયાન લંડનમાં રહ્યા અને ગોલ્ડસ્મીથ કૉલેજ–લંડનના ટી. ડી. થયા. ડબ્લીનની એચ. ડી. ઇ. ની ડિપ્લોમાની પરીક્ષા આપી, અને કાઠિયાવાડમાં પાછા આવ્યા.

ઇ. સ. ૧૯૩૪–૩૫ના અનુસંધાનમાં પોરબંદર રાજ્યના વિદ્યાધિકારી નીમાયા, અને ત્યારથી આજ દિવસ સુધી પોતે જીવનમાં જે કાંઈ સાધના કરી છે તેનો લાભ આવતી કાલના નાગરિકોને આપી રહ્યા છે. કેળવણી એટલે જીવનની તૈયારી નહીં, પણ જીવન સમગ્ર, જીવન પોતે જ, એ પ્રખ્યાત શિક્ષણશાસ્ત્રી હોમરલેઇનની શિક્ષણમીમાંસાના તેઓ આશક છે. Let us live completely, "આપણે પૂર્ણપણે જીવીએ' એ તેમની જીવન અને શિક્ષણ પ્રત્યેની દૃષ્ટિ છે. એટલા માટે જ મનુષ્ય–જીવનનાં સઘળાં પાસાંઓ કેળવણીના ક્ષેત્રમાં અને સંસ્થામાં રજૂ થવાં જોઇએ તેવો તેમનો આગ્રહ છે. આ માટે તેઓ વ્યવસ્થાપૂર્વકની અને રચનાત્મક પ્રવૃત્તિના ખાસ હિમાયતી છે. પુસ્તક એ સર્વસ્વ નથી, પણ જીવન એ સર્વસ્વ છે, એ એમની પ્રવૃતિઓ પાછળનો ધ્વનિ છે. એમને એક વસ્તુનો ધોખો રહ્યા કરે છે. એ વાત એ કે, આપણું જીવન સાત્વિકતાના અંચળા નીચે તામસિક નિષ્ક્રિયતામાંથી લપસી રહ્યું છે. આવી કંઇક ભીતિથી પ્રેરાઇને તેઓ વિદ્યાર્થીઓની શક્તિને શુદ્ધ, રચનાત્મક પ્રવૃત્તિઓ દ્વારા શિક્ષણાત્મક વલણ આપે છે, અને વિદ્યાર્થીના માનસને પુસ્તકભોગી જડભરત જેવું ન બનાવતાં, શુદ્ધ, પ્રવૃત્તિશીલ, પ્રફુલ્લ અને પ્રાણદાયી બનાવવા પ્રયત્ન કરે છે.

કેળવણીની રીતિમાં તેમ જ ઉપકરણોમાં પણ તેઓ અર્વાચીનતામાં માને છે, પરંતુ પ્રાચીનતાને છેક છોડી દેતા નથી. આપણી

સંસ્કૃતિમાં, સામાજિક ઉત્સવ તથા ધાર્મિક પર્વોને જે સ્થાન છે, તેનું વિચારપૂર્વક આકલન કરી, તેની ધર્મભાવનાને વ્યાપક બનાવી નવું સ્વરૂપ આપે છે, અને શાળાના જીવનને સમાજના જીવનની હરોલમાં બેસાડે છે. એમના વિદ્યાર્થીઓ બહુશ્રુત થાય તેની તેઓ કાળજી રાખે છે, અને તે માટે કોઇ પણ વિશિષ્ટ વિષયમાં પારંગત એવી વ્યક્તિ પોરબંદરની મુલાકાત લે છે, ત્યારે તેમનો લાભ અપાવવા તેઓ ચૂકતા નથી.

શાળાના જીવનમાં વૈવિધ્ય-ભાવના ખીલે, ચારિત્ર્યમાં તેની એકરૂપતા સધાય, તથા વિદ્યાર્થીઓનાં મન ઉત્ફુલ્લ બને એવી પ્રવૃત્તિઓ તથા શિક્ષણરીતિઓ યોજવામાં તેઓ હંમેશાં તત્પર હોય છે, અને તેને માટે વિધાતા આપી શકે તેટલા વધારેમાં વધારે કલાકો આપી દેતાં એમને સંકોચ થતો નથી. કલા, સંગીત, ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયોમાં જનતા વ્યાપક રીતે રસ લે તે માટે દર વર્ષે એકાદ પ્રદર્શનની યોજના તો તેમના મગજમાં પડેલી જ હોય છે. અને તેમના સાથીઓના સાથથી એ પાર પાડે છે.

એ સદ્‌ભાગ્યની વાત છે કે પોરબંદરના મહારાણાશ્રી તરફથી એમની શુદ્ધ કેળવણી વિષયક પ્રવૃત્તિમાં એમને સદા પ્રેરણા અને ઉત્તેજન મળતાં રહ્યાં છે.

વ્યાયામના જગત ક્ષેત્રમાં પણ તેમનું સ્થાન નોંધપાત્ર છે. હિંદી અને યુરોપીય વ્યાયામના તેઓ જ્ઞાતા છે, પરંતુ સ્વીડિશ મસાજ, દેશી મર્દન, તથા કુદરતી ઉપચારો દ્વારા રોગને નિર્મૂળ કરવાનાં શાસ્ત્રને પણ તેઓ જાણે છે. દુનિયાનાં સ્કિપિંગ રેકર્ડમાં તેમનું સ્થાન બીજે નંબરે છે. તેમણે ૭૦૦૦ સ્કિપ્સ કરી ગૂજરાતનું ગૌરવ એ ક્ષેત્રમાં દાખવેલું છે. પ્રવાસ અને પર્યટનના તેઓ ખૂબ રસિયા છે, અને એનો ચેપ તેઓ પોતાના વિદ્યાર્થીઓને લગાડયા સિવાય રહેતા નથી. પોરબંદરની શાળામાં તેમણે ફરજિયાત વ્યાયામ-શિક્ષણ દાખલ કર્યું છે, અને પ્રજામાં ફોજી શિસ્ત દાખલ થાય તે માટે માસ ડ્રીલ-સમૂહ

કવાયત, નિર્ભીક પ્રફુલ્લતા જાગે તેટલા માટે દેશી રમતગમતો, તથા શરીર–સ્વાસ્થ્ય અને શરીર–સંવર્ધન માટે અંગ્રેજી તેમજ દેશી અને યૌગિક વ્યાયામના વર્ગો ચલાવે છે.

જીવન દેવતાની નિત્ય ઉપાસના કરનાર ગૂજરાતના આ પુરુષાર્થી કેળવણીકારને સહુ કોઇએ અવશ્ય ઓળખવા જ જોઇએ.

—રતિલાલ છાયા

## શ્રીયુત રાવસાહેબ જનુભાઇ અચરતલાલ સૈયદ



**શ્રીયુત** જનુભાઇ અચરતલાલ સૈયદનો જન્મ સંવત ૧૯૩૪ના પોષ સુદ ૨ એટલે ઇ. સ. ૧૮૭૮ ના જાન્યુઆરીની ૪ થી તારીખે થયો છે. પોતે વડનગરા નાગર ગૃહસ્થ છે, અને અમદાવાદના વતની છે. તેમના પિતા સ્વ. અચરતલાલ જીવણલાલ અમદાવાદની સરકારી હાઇસ્કુલમાં શિક્ષક હતા. તેમનાં માતુશ્રીના અવસાન વખતે નાની ઉમર હોવાથી પોતે નાનપણમાં મોસાળમાં ઉછર્યા છે. તેમને એક ભાઈ તથા બેન પૈકી ભાઇ હૈયાત છે જે બી. એ.

થઇ કેળવણીખાતામાં લાંબી નોકરી બજાવી હાલ નિવૃત્ત થયા છે. તેમના મામા સ્વ. ડૉ. આચાર્ય આનંદશંકર બાપુભાઇ ધ્રુવની અંગત દેખરેખ નીચે તેમણે પ્રાથમિક, માધ્યમિક અને કૉલેજ કેળવણી લીધી. કેળવણી લઇ ૧૯૦૨ માં બી. એ. ની ડીગ્રી મેળવ્યા બાદ ૧૯૦૩માં સરકારી કેળવણી ખાતામાં નડીઆદની સરકારી હાઇસ્કૂલમાં આસિ. શિક્ષક નિમાયા. ૧૯૧૦ માં એસ. ટી. સી. ઑનર્સ પરીક્ષાની લાયકાત મેળવી પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં નિમાયા. આ સંસ્થાના શિક્ષકો તે સમયે પ્રિન્સીપાલની પસંદગીથી નિમવામાં આવતા. સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી તે વખતે પ્રિન્સીપાલ હતા. એક આદર્શ શિક્ષક અને અધિકારી તરીકે તેમના હાથ નીચે નોકરી કરવી એ ગૌરવ મનાતું. આ સંસ્થામાં ૧૯૨૩ સુધી રહી આસિ. ની જગ્યાએથી ક્રમશઃ વાઇસ પ્રિન્સીપાલ થઇ છેવટે એકટીંગ પ્રિન્સીપાલ નિમાયા. આ સમય દરમિયાન વિધવિધ વિષયોના શિક્ષકના કાર્ય ઉપરાંત મુખ્યત્વે શિક્ષણ અને ભાષાના શિક્ષક તરીકે તેમણે કામ કર્યું. હતું. કથિતપાઠનું નિરીક્ષણ કરવાનું કાર્ય પણ તેમને પ્રાપ્ત થયું હતું. ત્યારબાદ ઇન્સ્પેકટીંગ ખાતામાં આસિ. ડેપ્યુટી નિમાયા. દોઢ વર્ષ બાદ ફરી પ્રે. રા. ટ્રે. કૉલેજમાં હે. મા. નિમાયા. સને ૧૯૨૭માં ખેડા જિલ્લામાં મુખ્ય ડેપ્યુટી એ. ઈ. નિમાયા. તે જગાએ કુલ લગભગ સાત વર્ષ રહી ૧૯૩૩ના જાન્યુઆરીમાં નિવૃત્ત થયા. નિવૃત્તિ સમયે સરકારે તેમને રાવ સાહેબનો ઇલ્કાબ બક્ષ્યો. તેઓ ડેપ્યુટી તરીકે લોકપ્રિય હતા અને નિવૃત્તિ સમયે તેમના માનમાં ઘણે સ્થળે જિલ્લામાં સન્માન સમારંભો યોજાયા હતા. ૧૯૩૦–૩૨ના અસહકારની ચળવળ વખતે ખુબ કુનેહ અને વફાદારીથી કામ કરી ઉપરી અધિકારી તથા જનસમાજના પ્રીતિપાત્ર બન્યા હતા. સાહિત્ય પરિષદ મંડળ તરફથી તૈયાર થયેલી ક્રમિક પાઠયપુસ્તમાળાના પહેલા બે ભાગ શ્રીયુત પ્રાણલાલ દેશાઇ સાથે એમણે તૈયાર કર્યા છે. કેટલોક સમય તેઓ ગુજરાત સાહિત્ય સભાના ઉપપ્રમુખ હતા, અને સભા માટે

તેમણે 'દલપતસાર' એ નામનું પુસ્તક તૈયાર કરી આપ્યું હતું. કેળવણીખાતા તરફથી થોડાંક પુસ્તકોનાં ભાષાંતર પણ તેમણે કર્યાં છે, અને 'ગુજરાત શાળાપત્ર'ના ઉપતંત્રી તથા તંત્રી તરીકે લેખો લખેલા છે.

નિવૃત્તિ બાદ અત્રેની કેટલીક કેળવણીની સંસ્થામાં કાર્યવાહક સમિતિના સભ્ય અથવા સેક્રેટરી તરીકે કામ કરે છે. ૧૯૩૪થી ૧૯૩૯ સુધી અમદાવાદ જિલ્લા સ્કૂલ બૉર્ડના ચૅરમેન તરીકે પ્રાથમિક શિક્ષણની સેવા બજાવી છે. ૧૯૩૩થી લગભગ આજ સુધી સરકારી ગુજરાતી પાઠયપુસ્તક સમિતિના સભ્ય તરીકે કામ કરતા આવ્યા છે. આમ તેમની અનેકવિધ મૂંગી સેવાઓ કેળવણી માટે આપતા રહ્યા છે. હાલમાં તેઓ રા. બ. મગનભાઈ કરમચંદ ગર્લ્સ સ્કૂલના ઑન. સેક્રેટરી તરીકે કામ કરે છે.

## સ્વ૦ રાવબહાદુર જમિયતરામ ગૌ. શાસ્ત્રી

શ્રી. જમિયતરામનો જન્મ સને ૧૮૬૦માં સુરતની ચોર્યાશી મેવાડા બ્રાહ્મણ જ્ઞાતિમાં શાસ્ત્રી ગૌરીશંકર રામશંકરને ત્યાં થયો હતો. તે જમાનામાં ગુજરાતમાં સુરત સંસ્કૃત ભાષાના અભ્યાસ માટે ઘણું નામાંકિત થયું હતું અને તેથી તેને નાની કાશીનું ઉપનામ આપવામાં આવ્યું હતું. એ સમયે સુરતમાં ધર્મ, ન્યાય, વેદાન્ત ઇત્યાદિ વિષયોના નિષ્ણાત શાસ્ત્રી, પંડિત, પુરાણી વગેરે હતા, તેમાં સ્વ૦ ગૌરીશંકર અગ્રણી હતા; અને વેદાન્ત વાચસ્પતિ તરીકે જાણીતા થયા હતા. એમને ત્યાં વિદ્યાર્થીઓ રહેતા હતા એટલું જ નહિ પણ દેશદેશના વિદ્વાનો વડોદરા કે કાશી તરફ જતાં સુરત એમના દર્શનાર્થે આવી રહેતા હતા. ગૌરીશંકરને વડોદરા અને ભાવનગર રાજ્યોએ પણ બોલાવ્યા હતા, અને સારો સત્કાર કરી વર્ષાસન બાંધી આપ્યું હતું, તેવીજ રીતે સુરત જીલ્લાના કેટલાએક જાગીરદારોએ પણ તેમને જાગીરો આપી તેમની વિદ્વતાની કદર કરી હતી.

ગૌરીશંકર માત્ર શુષ્ક વેદાન્તી નહોતા તેમ જ તેમનું જ્ઞાન પુરતકીઆ જ નહોતું. તેઓ ખરા જ્ઞાની, ત્યાગી હોઇ જીવનમુક્ત દશાને પ્રાપ્ત કરી શકયા હતા.

આવા પવિત્ર, પુણ્યશાળી પિતાના સમાગમનો લાભ જમિયત-રામને બહુ વખત રહ્યો નહીં. તેમના જન્મ પછી બે વર્ષમાં જ ગૌરીશંકરનું અવસાન થયું પરંતુ એમના જયેષ્ઠ પુત્ર ગણપતરામના ઉપર ગૌરીશંકરના પવિત્ર જીવનની સચોટ અસર થઇ હતી અને તેમની દ્વારા એ જીવનના સંસ્કાર જમિયતરામ ઉપર પણ પડ્યા. તેમજ તેમનાં માતુશ્રીના ભોળા, ભાવિક અને નિર્દોષ સ્વભાવની પણ અસર એમના ઉપર થઇ હતી.

એમનો સ્વભાવ મળતાવડો હતો અને તે જે જે મંડળમાં હોય તેમાં અતિપ્રિય થઇ પડ્યા હતા. આ વૃત્તિ તેમને જીવનમાં ઘણી ઉપયોગી થઇ પડી. પિતાના અવસાનથી બાળપણમાં પરાવલંબી રહેવું પડયું હતું, તેમજ વિદ્વાન પિતા, પુત્રને માટે વિદ્યા પ્રાપ્ત કરવા જેટલું પણ સાધન મૂકી ગયા નહોતા, એટલે વિદ્યાભ્યાસ પણ જાત-કમાણીથી કરવાનો હોવાથી એમને જીવનમાં ઘણી અડચણો નડી હતી; પણ તે બધી ધીરજ અને ઉત્સાહથી રમતાં રમતાં દૂર કરતા હોય તેમ બીજાઓ જોઈ શકતા નહોતા.

જમિયતરામની બાલ્યાવસ્થા સુરતમાં જયેષ્ઠ બંધુઓની દેખરેખ નીચે પસાર થઇ હતી અને તેમનો વિદ્યાભ્યાસ પણ ત્યાં જ થયો હતો. મેટ્રીકયુલેશન પાસ થયા પછી એમને નોકરી કરવાની જરૂર પડી, કારણ એમના મોટાભાઇનો પગાર જુજ હતો અને આખા કુટુંબનો બોજો ઉપાડવાનો હતો એટલે તેઓ આગળ અભ્યાસ કરવામાં મદદ આપી શકે તેવું નહોતું. નોકરી કરતા જાય અને થોડા ઘણા પૈસા બચે તે વડે કૉલેજમાં જઇ ટર્મ રાખે અને પરીક્ષાઓ આપે અને પાછા નોકરી ઉપર આવે. સદ્‌ભાગ્યે એમને ઘણાં સુશીલ અને સંસ્કારી પત્ની મળ્યાં હતાં. તે પોતે શિક્ષિત નહોતાં છતાં એટલાં

બધાં ઉદાર દીલનાં, દીર્ઘદૃષ્ટિ અને હિંમતવાળાં હતાં કે એમણે અભ્યાસ માટે પોતાના પલ્લાના પૈસા સ્વેચ્છાથી આપી દીધા હતા. આ પ્રમાણે કૉલેજનો અભ્યાસ પૂરો કરી સને ૧૮૮૬ માં બી. એ.ની પરીક્ષા પસાર કરી, તે પહેલાંજ કેળવણી ખાતામાં દાખલ થયા હતા એટલે તે ખાતામાં એમની ઉત્તરોત્તર ચઢતી થવા માંડી. ભરૂચ, વલસાડ, સુરત, અમદાવાદ ઈત્યાદિ સ્થળે હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરી ૧૮૯૩ માં પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં વાઈસ પ્રિન્સીપાલ નીમાયા. તે વખતે કૉલેજના પ્રિન્સીપાલ માધવલાલભાઈ હતા. તેમનો એમના ઉપર ખાસ પ્રેમ અને વિશ્વાસ હતો. ૧૮૯૯ માં તે તેલંગ હાઈસ્કૂલમાં હેડમાસ્તર નીમાયા. તે વખતના ઇન્સ્પેક્ટર મી. જે. જી. કોવર્નટન હાઈસ્કૂલનું ઈન્સ્પેકશન કરવા આવ્યા તે વખતે એમના કામકાજથી એટલા બધા ખુશ થઈ ગયા કે તેમને ઇન્સ્પેકટીંગ લાઇનમાં લેવાનો વિચાર કર્યો અને થોડા વખતમાં એમના જ્યેષ્ઠ બંધુ રા. સા. ગણપતરામ વાનપ્રસ્થ થયા ત્યારે તેમની જગાએ અમદાવાદમાં તેઓ ડે. એજ્યુ. ઇન્સ્પેકટર નીમાયા. એમની કામ કરવાની પદ્ધતિ એવી સરળ અને વ્યવહારૂ હતી કે એમના કામથી ડિરેક્ટર જાઈલ્સ અને ઇન્સ્પેકટરો કોવર્નટન અને લોટી ઘણા ખુશ થઇ ગયા અને તેથી ૧૯૦૪માં નવી વાચનમાળા તૈયાર કરવાને માટે જે કમિટી નીમવામાં આવી તેમાં ગુજરાતી તરફથી એમનાથી સીનીઅર બીજા કેળવણીખાતાના અમલદારો હતા છતાં એમની પસંદગી થઇ. વાચનમાળા લખવાનું કામ ઘણું કપરું અને જોખમદારીભરેલું હતું, તે એમણે ગુજરાતના અનેક સાક્ષર, શિક્ષક અને શાળાના સહકારથી સારી રીતે પાર ઉતાર્યું. એ કામ પૂરું થયે એઓ અમદાવાદના ડે૦ એજ્યુ૦ ઇન્સ્પેકટર તરીકે પાછા આવ્યા. એ વખતે સરકારે એમના કામની કદર કરી એમને રાવસાહેબનો ખિતાબ આપ્યો.

સને ૧૯૦૮માં સુરતના ડેપ્યુટિ એજ્યુ૦ ઇન્સ્પેકટર તરીકે એમની બદલી થઇ. જ્યાં જ્યાં એમણે કામ કર્યું ત્યાં ત્યાં એમના કામનાં

સરકારે વખાણ કર્યાં અને લોકપ્રિયતા પણ એમણે પ્રાપ્ત કરી. ૧૯૧૪માં એ પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સીપાલ નીમાયા અને ૭ માસની અંદર ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની માનવંતી પદવી પ્રાપ્ત થઇ અને રાવબહાદુરનો ખિતાબ મળ્યો. ગુજરાતી તરીકે આ જગ્યા મેળવનાર એ પહેલા જ હતા. એ જગ્યા ઉપર એમને ૫૫ વર્ષ પછી એક વર્ષ વધારો પણ આપવામાં આવેલો. સને ૧૯૧૬ની આખરે એઓ વાનપ્રસ્થ થયા અને થોડા વખત પછી પોતાના વતન સુરતમાં જઇ રહ્યા ત્યાં એમને ફર્સ્ટ કલાસ આનરરી મેજીસ્ટ્રેટ નીમવાને કલેકટર મી. રૅાથફીલ્ડે ઇચ્છા જણાવી પણ એમણે આવી જંજાળ ન જોઇએ એમ કહી એ કામ લેવાની ના પાડી. પરંતુ ૧૯૧૯માં સુરત મ્યુનિસિપાલીટીએ ફરજીઆત કેળવણી દાખલ કરવાનો ઠરાવ કર્યો ત્યારે એમને સ્કૂલ કમિટીમાં સરકારે નિયુક્ત કર્યા તેની ના કહેવાઇ નહિ, કારણ એ એક શહેરને માટે અગત્યની સેવા હતી. તેઓ નિયુક્ત સભ્ય હોવા છતાં સ્કૂલ કમિટીના ચૅરમેન ચૂંટાયા, એ એમની લોકપ્રિયતા બતાવી આપે છે. અહીં એમનો અનુભવ મ્યુનિસિપાલીટીને ઘણો કામ લાગ્યો. વિદ્યાર્થી, શાળા અને શિક્ષકોની સંખ્યા લગભગ બમણી થઇ ગઇ. તે વખતે એમના બહોળા અનુભવથી કામ સરળતાથી પાર ઉતાર્યું. આ રીતે ઘણા અગત્યના કામમાં રોકાયા હતા ત્યારે ૧૯૨૧ના જાન્યુઆરિમાં પાછળ ચાર પુત્ર, એક પુત્રી અને એક વૃદ્ધ માતુશ્રી મૂકી દેવલોક પામ્યા. એમની ખોટ સુરતને ઘણી લાગી અને શહેરીઓએ એક જાહેર સભા બોલાવી શોક પ્રદર્શિત કર્યો.

ગરીબાઇમાં બાલ્યાવસ્થા ગાળી, ઉચ્ચ કેળવણી લઇ ઉત્તર વિભાગના એજ્યુ૦ ઇન્સ્પેકટર થવાનું માન પ્રાપ્ત કર્યું તે એમના સ્વાશ્રય ખંત, કાર્યકુશળતા અને વ્યાવહારિકતા દર્શાવે છે. એઓ હંમેશ આનંદી અને ઉદાર સ્વભાવથી જેના જેના સંસર્ગમાં આવ્યા તેની પ્રીતિ સંપાદન કરી શકયા હતા *

* 'ગુજ. વર્ના. સોસાયટી. અમદાવાદ'ના સૌજન્યથી

# શ્રી. વિદ્યાવારિધિ જયેન્દ્રરાય દૂરકાળ એમ. એ.



ગુજરાતી સાહિત્ય વિધાયક અને ધાર્મિક કાર્યકર્તા તેમજ સફળ પ્રાધ્યાપક શ્રી. જયેન્દ્રરાય દૂરકાળનો જન્મ સં. ૧૯૩૭ના ભાદરવા સુદ ૮ તા. ૧-૯-૧૮૮૧ને દિને ગુજરાતમાં ઠાસરા ગામમાં થયો હતો. તેઓ અમદાવાદના ઔક્ષ્ણુસ્ ગોત્રના વડનગરા નાગર ગૃહસ્થ છે. તેમના પિતા શ્રી. ભગવાનલાલ કાઠિયાવાડમાં દેશી રાજ્યમાં મોટા હોદ્દા ઉપર હતા અને તેમનાં માતુશ્રી જસબા ગુજરાતમાં ધાર્મિક કાવ્યોનાં લેખિકા તરીકે તથા વક્તા તરીકે જાણીતાં છે. શ્રી. જયેન્દ્રરાય દૂરકાળજી એમ. એ. માં ઉચ્ચ પંક્તિએ પસાર થયા પછી કેટલોક સમય 'ધી રિવ્યુ' નામે અંગ્રેજી માસિકના સંપાદક તરીકે હતા. ત્યારબાદ ઈ. સ. ૧૯૨૦થી આશરે ૧૨ વર્ષ સુધી તેઓએ સૂરતની કૉલેજમાં અંગ્રેજી અને ગુજરાતીના પ્રોફેસર તરીકે કામ કર્યું હતું અને તે દરમિયાન તેમણે મુંબઇ યુનિવર્સિટીના બી. એ. ના પરીક્ષક તરીકે તથા એમ. એ. ના અધ્યાપક તરીકે તથા મુંબાઈ સરકારના કેળવણી ખાતાના ગ્રન્થ નિરીક્ષક તરીકે પણ કાર્ય કર્યું હતું.

શ્રી. દૂરકાળજી ગુજરાતી સાહિત્યના એક મહાન વિધાયક અને હળવી શૈલીની, માર્મિક નિબંધિકાના ઉત્પાદક અને પ્રચારક તરીકે વિખ્યાત છે. કવિ તરીકે પણ તેઓ સારી રીતે જાણીતા છે. "સ્નેહ સરિતા" નામે તેમનું કાવ્ય બહુ પ્રશંસા પામ્યું છે. તથાપિ વિચારક તરીકેનો તેમનો ફાળો ઘણો મહાન છે. "સ્વરાજ્ય અને સંસ્કૃતિ" નામનો તેમનો ગ્રન્થ, પ્રકાશન સમયે 'શાસ્ત્રીય વાઙ્મયનો ગ્રંથ શિરોમણિ' ગણાયો હતો. નવી જાગૃતિને ઝીલતાં તેઓ "પુરાતન સંસ્કૃતિની શક્તિના સંભાર"ની હિમાયત કરે છે. મુંબાઇ યુનિવર્સિટીના તેમજ શાળાઓના પાઠ્ય સંચયોમાં તેમના લેખો ઘણું ખરું પસંદગી પામે છે. તેમનો રાજપ્રકરણ તેમજ ધાર્મિક જીવન દર્શનનો વિશિષ્ટ અંગ્રેજી ગ્રંથ "કોનઝર્વેટીવ ઇન્ડિયા" નામે તેમને વિચારકોની અગ્ર પંક્તિમાં લાવી મૂકે છે. તેમાં "ટાઇમ્સ ઑફ ઇન્ડિયા", 'ઇન્ડિયન રિવ્યૂ', વિગેરેમાં તથા યુરોપની 'ઓરિયેન્ટલીસ્ટ્સ-કોંગ્રેસ' ઇત્યાદિ સંસ્થાઓમાં પ્રગટ થયેલા અને અન્ય નવા અનેક મૌલિક લેખો છે. તેઓની પ્રસન્ન ગંભીર શૈલીનું અનુકરણ કરવાના અનેક પ્રયત્નો થયા છે. 'કલ્યાણ', 'સિદ્ધાન્ત' ઇત્યાદિ પત્રોમાં તેમના હિંદી લેખો પણ આવે છે. ગુજરાતી, અંગ્રેજી અને સંસ્કૃતમાં બધા મળી તેમણે અઢારેક ગ્રન્થો પ્રકટ કર્યા છે તેમાં ઉપરના ઉપરાંત "થોડાંક છૂટાં ફૂલ," 'ઝરણાં,' 'પોયણાં', 'અમી' ઇત્યાદિ વિશેષ પ્રસિદ્ધ છે. તેમણે તેમનાં માતુશ્રીનો 'હરિરાય ગીત' નામે અને તેમનાં બહેન ગં. સ્વ. સુભદ્રાનો 'અંજલિ' નામે એમ બે કાવ્યસંગ્રહો પણ પ્રકટ કર્યા છે. સૂરતમાં તેઓ ત્યાંની સનાતન વૈદિક ધર્મસભા, વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ, ઇત્યાદિ અનેક સંસ્થાઓના પ્રમુખ હતા. તેઓએ ઈ. સ. ૧૯૩૨માં બનારસમાં પ્રાન્તીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ મહા સંમેલનના વ્યવસ્થાધ્યક્ષ તરીકે તથા અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના ગુરૂવાયુરના સુવિખ્યાત મહાધિવેશનમાં વ્યવસ્થાધ્યક્ષ તરીકે તથા મુંબઇના મહાધિવેશનમાં કાર્યાધ્યક્ષ તરીકે તેમજ ગુજરાત વૈષ્ણવ સાધુ સંમેલનમાં અને અનેક સાક્ષર

જયંતીઓમાં પ્રમુખ તરીકે કાર્યને સુસંપન્ન કરીને સુકીર્તિ પ્રાપ્ત કરી છે. તેઓ ઇ. સ. ૧૯૩૩માં વાઇસરૉય પાસે અને ઇ. સ. ૧૯૩૪માં હોમ મેમ્બર સર હેસ હેગ પાસે ધાર્મિક બાનડખલગીરીને સારૂ ડેપ્યુટેશનમાં ગયા હતા. ઇ. સ. ૧૯૩૬માં તેમણે સૂરતમાં ટ્રસ્ટીઓની વિનંતિ ઉપરથી સનાતન હિન્દુ ગુરુકુળની સ્થાપના કરી પ્રધાનાચાર્ય તરીકે તેની સમગ્ર આયોજના કરી હતી. આ સઘળા શિક્ષણના, ધાર્મિક પ્રચારના ને સાહિત્યના મહાન કાર્યને સારૂ ઇ. સ. ૧૯૪૦માં જાહેર જનતા તરફથી તેમનો હીરકોત્સવ અમદાવાદમાં પ્રસિદ્ધ ગીતા મંદિરમાં ઉજવવામાં આવ્યો હતો. તેઓ ચાર પાંચ ભાષાનો સારો પરિચય ધરાવે છે અને તેમનાં વ્યાખ્યાનો બહુ લોક-પ્રિય હોય છે. તેમને તેમના ગુરુ બ્રહ્મીભૂત શંકરાચાર્યશ્રી મધુસૂદનતીર્થ સ્વામિ તરફથી વિદ્યાવારિધિની અને અન્ય શંકરાચાર્યો ઇત્યાદિ તરફથી સાહિત્ય રત્નાકર, ધર્મ સેવા ધુરંધર, વિદ્યાભૂષણ, સાહિત્ય મનિષિ, સ્વધર્મભાસ્કર, ધર્મ વિનોદ, અને સનાતન ધર્મરત્ન, એ ઉપાધિઓ પ્રાપ્ત થઇ છે. તેઓ હાલમાં અમદાવાદમાં નિવૃત્તિ નિવાસ કરે છે.

એણે કહ્યું કે, તમે નિરાશાવાદી છો. મેં કહ્યું કે, સાથે બેસીને ઘડેલું સ્વપ્ન છિન્નભિન્ન કરનાર કોઇ મિત્ર તમને મળ્યો નથી !

એણે કહ્યું કે, તમે દુઃખથી હાર્યા છો. મેં કહ્યું કે, તમે વિશ્વાસભંગ અનુભવ્યો નથી !

—ધૂમકેતુ

## શ્રી. જયેષ્ઠારામ મણિશંકર ઉપાધ્યાય



ઈસુની વીસમી સદીના પ્રારંભે ૨૭ જાન્યુઆરી સને ૧૯૦૦ની મિતિયે હળવદમાં એમનો જન્મ. તેમના પિતાની પાસે સાત ધોરણનું પ્રાથમિક શિક્ષણ પૂરું કરી, લીંબડીની સર જે. હાઈસ્કૂલમાંથી સને ૧૯૧૯માં મેટ્રિક થયા. એક વર્ષ બહાઉદ્દીન કૉલેજમાં અને બાકીનાં ત્રણ વર્ષ એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરી સને ૧૯૨૩માં સંસ્કૃત અને ગુજરાતીના ઐચ્છિક વિષયો લઈને સ્નાતક થયા.

પ્રાથમિક શિક્ષકના પુત્ર તરીકે શિક્ષણોચિત સંસ્કારોનો વારસો એમનામાં ઉતર્યો હતો. સાહિત્યાનુરાગ એ એમના વંશપરંપરાનો ગુણ હતો. આ આનુવંશિક ગુણો અને સંસ્કારને મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજના એ વખતના પ્રસિદ્ધ પ્રિન્સિપાલ કૉવર્ન્ટનની અને ગુજરાતી સાહિત્યના સમર્થ અધ્યાપક સ્વ. શ્રી નરસિંહરાવ દિવેટિયાની પ્રેરણા મળી; અને તેથી વિદ્યાધ્યયનના સમય દરમિયાન એમના અક્ષર સર્જનની શરુઆત ' નરસિંહરાવ અને લલિત વિશે વધુ વિચાર' નામક ચિન્તનાત્મક લેખમાળા રુપે 'વસન્ત'માં સને ૧૯૨૨થી થઇ. મુંબઇ

યુનિવરસિટીના સ્નાતક થયા બાદ સા. શ્રી નરસિંહરાવના પ્રીતિપાત્ર શિષ્ય તરીકે તે અનેક સાક્ષરો અને સંસ્થાઓના સંપર્કમાં આવ્યા. ખટાઉ કુટુંબના ટયુટર તરીકે અને એમ. કે. એન ભાટિયા હાઇસ્કૂલના ભાષા–શિક્ષક તરીકે, દૈનિક 'હિંદુસ્તાન' પત્રના તંત્રી મંડળના ભાષાન્તરકાર તરીકે તથા અખિલ ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મ સમાજના અઢારમા અધિવેશનના સ્વાગત મંત્રી તરીકે તેમને ખૂબ અનુભવ મળ્યો. અનુભવની આ પરંપરાએ એમની તુલનાત્મક દષ્ટિને કેળવી. અ. ભા. ઔ. બ્ર. સમાજના સ્વાગત મંત્રી તરીકે એમણે સત્તર સંમેલનોના ઠરાવોને પહેલી જ વાર ગ્રન્થસ્થ કર્યા, તથા સંમેલનના પ્રમુખની યોગ્ય વરણી માટે નિબંધો દ્વારા ખૂબ પ્રચાર કામ કર્યું, પણ સમાજ સેવાની આ બધી પ્રવૃત્તિઓ એમના કાયદાના અભ્યાસમાં વિક્ષેપક બની. અને છેવટે સને ૧૯૨૬ ના જાન્યુઆરી માસની પહેલી તારીખથી પશ્ચિમ હિંદ કેળવણી ખાતાના માધ્યમિક વિભાગમાં જોડાયા

કવિની પેઠે શિક્ષકો જન્મે છે બનાવાતા નથી, એ સૂત્ર અનુસાર અધ્યયન અને અધ્યાપનના સાહજિક ગુણબળે રા૦ ઉપાધ્યાયે શિક્ષણ કાર્ય આરંભ્યું. વઢવાણ કૅમ્પ, જેતપૂર અને લખતર એ ત્રણ હાઈ-સ્કૂલોમાં એક સફળ શિક્ષક તરીકે એમની ગણના થઇ. એમની અનોખી શૈલી, સબળ તેમજ વિશાળ ભાષાપ્રભુત્વ અને વિશદ વિવરણશક્તિથી તરુણ વિદ્યાર્થીવર્ગ ઉપર સંસ્કારિતાની અપૂર્વ છાપ પાડી. એમના સાહિત્યગુરુ શ્રી. નરસિંહરાવનાં વિદ્યાવ્યાસંગ અને સચોટતા એમણે અપનાવ્યાં હતાં, અને તેથી સાહિત્ય અને શિક્ષણ વિષયક વિવેચનાત્મક અને પ્રાગતિક ચિંતનો વિવિધ નિબંધ સ્વરુપે અંગ્રેજી અને ગુજરાતી સામયિકોમાં તેમજ પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ સત્રોમાં નીડર-પણે રજુ કર્યાં.

રા૦ ઉપાધ્યાયની નોકરીનો મોટો ભાગ લખતરની સર જે. હાઇ-સ્કૂલમાં વ્યતીત થયો, અને આશરે આઠ નવ વર્ષના ત્યાંના વસવાટ

દરમિયાન લખતરના રાજકુમારોના ખાનગી શિક્ષક તરીકે અભ્યાસની પુષ્કળ સાનુકૂળતા એમને સાંપડી. ત્યાંથી સને ૧૯૨૯–૩૦ માં તે એસ. ટી. સી. થયા, અને સને ૧૯૩૪માં ત્યાંથી જ તેમને બી. ટી. થવા મુંબઈ મોકલવામાં આવ્યા ત્યારે ત્યાંની સેકન્ડરી ટ્રેનિંગ કૉલેજમાં એક તેજસ્વી શિક્ષક તરીકે પ્રિન્સિપાલ હેમ્પટનના ખાસ અનુગ્રહપાત્ર બન્યા. એ કૉલેજના વિવાદમંડળના માનદ મંત્રી તરીકે આધુનિક શિક્ષણના કૂટ વિષયોની ચર્ચાઓમાં તેમણે રસ ઉત્પન્ન કર્યો અને તેને લીધે મુંબઈના અનેક કેળવણીકારોના સમાગમમાં તે આવ્યા. પરિણામે, સાહિત્ય અને શિક્ષણ સાથે માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્રમાં એમને અભિરુચિ થઇ.

સને ૧૯૩૫માં બી. ટી. થયા બાદ, પશ્ચિમ હિંદ કેળવણી ખાતાના ગ્રેજ્યુએટ અને અન્ડરગ્રેજ્યુએટ શિક્ષકોને એસ. ટી. સી. માટે તૈયાર કરવામાં તેમણે સક્રિય માર્ગદર્શન અનેક રીતે આપ્યું. ખાતા બહારના અન્ય શિક્ષકોએ પણ એ લાભ એમની પાસેથી મેળવ્યો છે એ તેમની ધગશ અને ઉત્સાહની પ્રતીતિ કરાવે છે.

પશ્ચિમ હિંદ કેળવણી ખાતાના શિક્ષકવર્ગમાંથી યુનિવરસિટીના પરીક્ષક તરીકેની વરણી એમનાથી શરુ થઈ. સને ૧૯૩૭થી મુંબઈ યુનિ.ની મેટ્રિકમાં ગુજરાતીના અને સને ૧૯૩૮થી શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાલયમાં પ્રવેશક અને ઈન્ટર આર્ટ્સમાં સંસ્કૃતના પરીક્ષક તરીકે તે ચૂંટાયા. એમનાં અભ્યાસ, તાલીમ અને અનુભવને પરિણામે લંડનની 'રૉયલ સોસાયટિ ઑફ ટીચર્સ' નામની સુપ્રસિદ્ધ સંસ્થાએ તેમને આજીવન સભ્ય તરીકે સને ૧૯૩૭થી માન્ય રાખ્યા.

આમ, માધ્યમિક શિક્ષણ–સંસ્થાઓના આશરે પંદર વર્ષના સતત અને ગાઢ અનુભવ બાદ રા. ઉપાધ્યાય સિનિયોરિટીના ધોરણે સને ૧૯૪૦ના એપ્રિલમાં રાજકોટની હંટર ટ્રેનિંગ કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ તરીકે નીમાયા. પણ નોકરીની સિનિયોરિટી

કરતાં તેમની બીજી લાયકાત ઘણી હતી. શિક્ષણની વિવિધ ભૂમિકાઓનો એમનો સંગીન પરિચય, શિક્ષણશસ્ત્રનું એમનું તળસ્પર્શી જ્ઞાન, અને ભાષા તથા સાહિત્ય વિશે સ્વાભાવિક વલણ, એ બધાં એમની પાત્રતાના વિશિષ્ટ ગુણો હતાં. રા૦ ઉપાધ્યાય મુંબઇ યુનિ. ના સેકન્ડ ક્લાસ બી. ટી. છે પણ શિક્ષણની પદવી કરતાં અધ્યાપકને યોગ્ય બીજાં અનેક લક્ષણો એમનામાં હતાં. પરિણામે, હું. ટ્રે. કૉલેજમાં વા. પ્રિ. તરીકે તે અઢી વર્ષ રહ્યા તે દરમિયાન તેમના અધ્યાપન મારફત ભાવિ શિક્ષકોમાં, અને તેમની લેખનસામગ્રીથી 'સૌરાષ્ટ્ર શિક્ષક"ના સંપાદન વિભાગમાં, અર્વાચીન વિચાર પ્રવાહોનો પ્રાણ ભર્યો. નૂતન શિક્ષણ વિશે તેમનાં મન્તવ્યો એટલાં બધાં આગળ પડતાં હતાં કે એ વિશેના એમના અદમ્ય ઉત્સાહને કેટલીકવાર થંભાવવો પડતો. છતાં સાહિત્ય અને શિક્ષણ વિષયક અભ્યાસક્રમમાં, કૉલેજની પરીક્ષણ પદ્ધતિમાં, એના કથિતપાઠના અવલોકન ઇત્યાદિમાં તે નખશિખ પરિવર્તન કરાવી શક્યા. હુંટર ટ્રેનિંગ કૉલેજને એ સંસ્કાર ઘડનારી અનુપમ સંસ્થા લેખતા, અને એના સ્કૉલરો પ્રત્યે એમને અપૂર્વ સહૃદયતા હતી જે એમના 'વિદાય' વખતના દૃશ્યમાં પ્રત્યક્ષ થતી હતી. "કાઠિયાવાડ સકારણ મગરુર થઇ શકે એવી શ્રી જગદીશ અને શ્રી મન્નથુરામ શર્મા જેવી વિભૂતિયો જ્યાંથી પ્રગટી છે, જ્યાં વિવેચક નવલરામે અક્ષરજીવન ખેડ્યું છે, જે સંસ્થાએ પોતાના પિતા અને મામા જેવા અનેક વડિલોમાં સંસ્કારનું નિર્માણ કર્યું છે અને એ સર્વના સંસ્કારનો જે ઉત્તરોત્તર વારસો પોતાને મળ્યો છે" તેની યત્કિંચિત્ આરાધના રુપે 'સાહિત્ય' અને 'શિક્ષણ' એ બે વિષયોમાં સૌથી વધારે ગુણ (marks) મેળવનાર ત્રીજા વર્ષના સ્કૉલરને રૂપિયા પાંચ ત્રણ વર્ષ સુધી આપવાની નવી પ્રણાલી રા૦ ઉપાધ્યાયે પાડી છે એ કૉલેજ પ્રત્યેની એમની આંતર મમતાનો અચૂક પૂરાવો છે.

રા. ઉપાધ્યાય પશ્ચિમ હિંદ કેળવણી ખાતાના નોકર તરીકે

લખતરના ના. યુવરાજશ્રી સા.ના ટયુટર તરીકે નીમાયા છે એટલે ભાવિ રાજકર્તાના સંસ્કાર ઘડવાનો જે અવસર તેમને મળ્યો છે તેમાં તેમને સર્વાંગ સફળતા મળે એમ આપણે ઇચ્છિયે.

### ૨. ઉપાધ્યાયના નિબંધ લેખનની આનુપૂર્વી :

૧ નરસિંહરાવ અને લલિત વિશે વધુ વિચાર. 'વસન્ત' સને ૧૯૨૨; એપ્રિલ, મે, જુન.

૨ વાચનમાળાની કવિતા (પ્રાથમિક શિક્ષણ સંમેલન) 'સૌરાષ્ટ્ર શિક્ષક' સને ૧૯૩૧, મે.

૩ ભાષા અને વ્યાકરણ 'પ્રસ્થાન' સને ૧૯૩૨; અંક ૧–૨

૪ ટૂંકી વાર્તામાં રસાસ્વાદ 'ઊર્મિ' સને ૧૯૩૯; જાન્યુ, માર્ચ, જુન, ઑગસ્ટ.

૫ સાહિત્ય અને શિક્ષણ 'કાઠિયાવાડ ટાઇમ્સ' સને ૧૯૪૦ ઑગસ્ટ

૬ નરસિંહરાવનો અક્ષરદેહ સદર સને ૧૯૪૧ જાન્યુઆરી.

૭ અર્ધ્ય (આચાર્ય આણંદશંકર ધ્રુવની જીવન સમીક્ષા) 'સૌરાષ્ટ્ર શિક્ષક' સને ૧૯૪૨ જુલાઈ

૮ આહુતિનો પ્રારંભ 'આહુતિ' સને ૧૯૩૬

૯ હૃદયના ધબકાર સદર સને ૧૯૩૭

૧૦ કોને માટે ? 'આહુતિ' સને ૧૯૩૮

૧૧ સમૂહજીવન 'ઊર્મિ' સને ૧૯૩૯ એપ્રિલ

૧૨ સમાજ અને કાયદો 'ઊર્મિ' સને ૧૯૩૯ જુલાઈ.

૧૩ સંસ્કૃતિના સર્જકોને 'સૌરાષ્ટ્ર શિક્ષક'

૧૪ શિક્ષણનું ધ્યેય (શિક્ષણ સમેલન) સદર સને ૧૯૩૦ જાન્યુઆરી

૧૫ નવી દૃષ્ટિયે શાળાઓ (સદર) 'દક્ષિણામૂર્તિ' સને ૧૯૩૩ ફેબ્રુઆરી.

૧૬ કવિતા શિક્ષણ "સૌરાષ્ટ્ર શિક્ષક" સને ૧૯૪૦ ફેબ્રુઆરી

૧૭ માનસશાસ્ત્ર અને શિક્ષણ સદર ,, નવેમ્બર

૧૮ નાગરિક શાસ્ત્ર; તેનો
અર્થ અને મર્યાદા "સૌરાષ્ટ્ર શિક્ષક" સને ૧૯૪૦ નવેમ્બર
૧૯ શિક્ષણની કળા;
કથિતપાઠની નોંધ- સદર ,, ,,
૨૦ 'અડધે રસ્તે'-શ્રી. ક. મા. મુનશી-
(અવલોકન) સદર સને ૧૯૪૨ જુલાઇ
૨૧ Pupils' Expression in English-
Observations Submitted to the Bom-Univ. 1938
૨૨ Matriculation English
"Progress of Education" 1938, April.
૨૩ Teaching of History "Educational Review"
1939, April
૨૪ Inspection & Supervision (Secondary
Teachers' conference, Surat Oct 1938)
"Educational Review" 1939, June
૨૫ Pratice in the teaching of English
"Edul-Review" 1940, October
૨૬ School-craft : A lesson in English
"Progress of Education" 1938, August
૨૭ School-craft : a lesson in History
"Edul-Review" 1940, December

આપણું જીવન વર્ષોથી નહિ પણ કાર્યોથી જ મપાય છે. અંતઃકરણ ઉપરથી જ તેનું માપ થાય છે, શ્વાસોચ્છ્વાસ દ્વારા થતું નથી. લાગણીઓ ઉપરથી તે મપાય છે; ઘડિયાળના કાંટા વડે મપાતું નથી. જે માણસ સૌથી વિશેષ વિચાર કરે છે, ઉત્તમોત્તમ મનોવૃત્તિઓ ધરાવે છે અને ઉત્તમોત્તમ કાર્યો કરે છે તે જ માણસ સૌથી વિશેષ જીવે છે.

## શ્રી. જ્યોતીન્દ્ર માર્કંડ મહેતા બી. એ. (મુંબાઇ) એમ. એ. (ઑક્સફર્ડ) પીએચ. ડી. (લંડન) બાર-ઍટ-લૉ.

તેઓનો જન્મ સને ૧૮૯૪ માં થયો હતો. તેઓએ મુંબાઇની એલ્ફીન્સ્ટન કૉલેજ, તથા ઑક્સફર્ડની જીસસ કૉલેજ તથા લંડનની સ્કૂલ ઑફ ઇકોનોમીક્સમાં કેળવણી લઇ અર્વાચીન ઇતિહાસના વિષય સાથે ઑક્સફર્ડની એમ. એ. ની પદવી બીજા વર્ગમાં માન સાથે મેળવી છે તથા લંડન સ્કૂલ ઑફ ઇકોનોમીક્સની અર્થશાસ્ત્ર વિષયની પીએચ. ડી. ની પદવી મેળવી છે. રોમના ઇન્ટરનેશનલ ઇન્સ્ટીટ્યુટ ઑફ એગ્રીકલચરમાં કેટલુંક સંશોધનકાર્ય પણ તેઓએ કરેલું છે. આવી રીતે ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કર્યા પછી તેઓએ ઇંડિયન એજ્યુકેશનલ સર્વિસમાં સને ૧૯૨૦ થી સને ૧૯૨૨ સુધી એલ્ફીન્સ્ટન કૉલેજમાં ઇતિહાસના અધ્યાપક તરીકે કામ કર્યું. ત્યારબાદ તા. ૨૦-૬-૨૨ થી તેઓ વડોદરા રાજ્યની નોકરીમાં વડોદરા કૉલેજના ઇતિહાસના પ્રધાન અધ્યાપક તરીકે જોડાયા. ત્યારબાદ તેઓએ પોતાનો વધુ અભ્યાસ જારી રાખ્યો અને સને ૧૯૨૭ માં લંડન વિશ્વ વિદ્યાલયની પીએચ. ડી. ની પદવી માટે તેઓ ઇંગ્લંડ ગયા. આ સમય દરમ્યાન તેમણે કેટલીક વખત કૉલેજના મુખ્ય અધ્યાપક તરીકે પણ કામ કર્યું છે. ત્યાર બાદ સને ૧૯૩૯માં તેઓની વડોદરા રાજ્ય વિદ્યાધિકારી તરીકે નિમણુંક થઇ અને હાલ તેઓ આ જગો ઉપર કામ કરી રહ્યા છે.

આ ઉપરાંત તેઓ મુંબાઇ વિશ્વ વિદ્યાલયના સેનેટના, બોર્ડ ઑફ સ્ટડીઝ ફોર ઇકોનોમીક્સના, એકેડેમીક કાઉન્સીલના અને સિન્ડી-કેટના સભાસદ હોઇ કેળવણીના ક્ષેત્રમાં તેમણે અનેક પ્રકારની સેવાઓ

અર્પી છે. તેઓ રાજ્યના ડેવેલપમેન્ટ બૉર્ડના પણ સભાસદ છે. સને ૧૯૩૨ માં નિમાયેલ ઇકૉનોમીક ઇન્કવાયરી કમિટિ–કૉન્સીલિયેશન બૉર્ડના સભાસદ તરીકે તથા ભવિષ્યના ફેડરલ ઇંડિયા અનએમ્પ્લૉયમેન્ટ કમિટિમાં વડોદરા રાજ્યના સ્થાન બાબતનો વિચાર કરવા માટે નિમાયેલ સમિતિમાં પણ તેમણે કાર્ય કર્યું છે.

તેઓએ નીચે જણાવેલાં ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે :

૧ ગુજરાતનું ગ્રામ્ય અર્થશાસ્ત્ર

૨ વડોદરાનાં ગામડાંઓનું આર્થિક અને સામાજીક સમાલોચન

૩ સરળ રાજ્યતંત્ર

## શ્રી. જુગતરામ દવે

જાણીતા કેળવણીકાર અને લોકસેવક શ્રી. જુગતરામ ચીમનલાલ દવેનો જન્મ સને ૧૮૯૨માં થયો હતો. સાચા કેળવણીપ્રચારક અને રાષ્ટ્રીય શિક્ષણમાં ઊંડો રસ ધરાવનાર સફળ શિક્ષણકાર તરીકે ગૂજરાત એમને સારી રીતે પિછાને છે. એઓ અદ્યાપિ અવિવાહીત છે, અને રહેવા ઇચ્છે છે. પોતાનું સારૂંય જીવન એમણે રાષ્ટ્રીય કેળવણી અને દેશસેવા પાછળ ખર્ચી નાખવાનાં સ્વપ્નો સેવ્યાં છે, અને એ દિશામાં અત્યાર સુધી સુંદર કાર્ય કરી બતાવી, જનતાના હૃદયમાં એમણે અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

વડોદરામાં એમણે સ્વામી આનંદ તથા કાકા કાલેલકર પાસે તાલીમ લીધી હતી, અને ૧૯૧૫–૧૬માં શ્રી. કે. જી. દેશપાંડેની દેખરેખ નીચે સયાજીપુરામાં ગ્રામસેવાના પાઠ શ્રી. જુગતરામભાઇએ લીધા હતા. ત્યાર પછીના વર્ષમાં સ્વામી આનંદ નીચે 'નવજીવન'ના કાર્યવાહક મંડળમાં જોડાયા. સાબરમતી સત્યાગ્રહ આશ્રમના રાષ્ટ્રીય

વિદ્યામંદિરમાં લેવાતાં બે વર્ષ સુધી બાળવર્ગો એમણે લીધા હતા અને ગ્રામ જનતાની સેવા કરવાના ઉદ્દેશથી સને ૧૯૨૪માં તેમણે બારડોલી તાલુકાને પસંદ કરીને વેડછી નામના ગામડામાં આશ્રમ બાંધ્યો. રાનીપરજ લોકોની સેવા કરવાની ઉત્તમ તક અહીં શ્રી. જુગતરામભાઇને મળી. અહીં તેમણે ગણ્યાગાંઠયા સેવાભાવી મિત્રોની મદદથી રાનીપરજ બાળકો અને યુવાનોને શિક્ષણ આપવા માટે એક સુંદર રાષ્ટ્રીય શાળા શરૂ કરી છે. વેડછીનો સ્વરાજ આશ્રમ, તેની અનેકવિધ કેળવણી વિષયક પ્રવૃત્તિઓ અને સેવાકાર્યોને લીધે સમસ્ત ગૂજરાતનું ધ્યાન ખેંચી રહ્યો છે. અહીંની બધી ઉપયોગી પ્રવૃત્તિઓની પાછળ શ્રી. જુગતરામભાઇનાં ઉત્સાહ, સેવાભાવ, ખંત અને પ્રેરણા પડયાં છે.

સને ૧૯૨૮ની બારડોલીની ના-કરની લડતના સમય દરમિયાન 'સત્યાગ્રહ પત્રિકા'ના તંત્રી તરીકે એમણે સુંદર કાર્ય કર્યું હતું. ૧૯૩૦-૩૧ અને ત્યારપછીની સત્યાગ્રહની હીલચાલ વખતે અનેક વખત તેઓ જેલયાત્રા કરી આવ્યા છે. ગૂજરાત વિદ્યાપીઠની ગ્રામસેવા સમિતિના તેઓ મંત્રી છે. હાલ તેઓ બ્રિ. સરકારની અટકાયત નીચે જેલમાં છે. એમણે બાળકોને માટે ઘણાં ઉપયોગી પુસ્તકો લખ્યાં છે. એમના સુંદર કૃતિઓમાં, 'કૌશિકાખ્યાન,' 'આંધળાનું ગાડું,' 'ભારત સેવક ગોખલે,' 'લોકપોથી,' 'ગ્રામભજન મંડળી,' 'ખેડૂતનો શિકારી' વગેરેનો ગૂજરાતે સારો સત્કાર કર્યો છે; અને વાચકોમાં એ પુસ્તકો બહુ પ્રિય થઇ પડયાં છે.

શ્રી. જુગતરામભાઇ જેવા સાચા સમાજસેવક અને કેળવણીના ભેખધારી શિક્ષણકારો આપણે ત્યાં બહુ ઓછા છે. એમનાં જ્ઞાન, શિક્ષણ, સેવા અને શક્તિનો અમૂલ્ય લાભ આપણા પ્રાંતને સદૈવ મળતો રહે, અને એમના અનુકરણીય જીવનમાંથી જનતા યોગ્ય બોધ મેળવે એમ ઇચ્છીએ.

## આચાર્ય શ્રીયુત ઝીણાભાઇ રતનજી દેસાઇ (સ્નેહરશ્મિ)



સાહિત્ય અને શિક્ષણ બંનેના ક્ષેત્રમાં અલ્પાવધિમાંજ કીર્તિ અને યશ મેળવનાર આ તરુણ શિક્ષણશાસ્ત્રીનો જન્મ તા. ૧૬-૪-૧૯૦૩ ને દિવસે સુરત જિલ્લામાં આવેલા ચીખલી તાલુકાના સમરોલી ગામે એક સંસ્કારી અનાવિલ કુટુંબમાં થયો હતો. નાનપણમાંજ એમના પિતાશ્રી ગુજરી જવાથી એમનો અને એમના **આચાર્ય શ્રીયુત ઝીણાભાઈ રતનજી દેસાઈ** ત્રણ ભાઇ-બેનોનો બોજો એમનાં માતુશ્રી ઉપર આવી પડયો. ગરીબ સ્થિતિમાં દિવસો પસાર કરી એમનાં માતુશ્રીએ પોતાનાં બંને છોકરાઓનું શિક્ષણ ચાલુ રાખ્યું. શાળામાં અભ્યાસ કરતી વખતે જુદાં જુદાં ઇનામો મેળવી શ્રીયુત ઝીણાભાઇ એમનાં માતુશ્રીનો બોજો કાંઇક હળવો કરતા હતા. ૧૯૨૦ ની અસહકારની ચળવળ શરુ થઇ ત્યારે શ્રી ઝીણાભાઇ મેટ્રિકના વર્ગમાં હતા. યુનિવર્સિટીમાં ઉત્તમ યશ મેળવવાની ખાત્રી હોવા છતાં એમણે શાળા છોડીને રાજકીય ચળવળમાં ભાગ લીધો અને ચીખલી તાલુકામાં પોતાના આઠ-દશ

સોબતીઓ સાથે સ્વદેશી, દારૂબંધી શિક્ષણ-પ્રચાર વગેરે સામાજિક કાર્ય શરૂ કર્યું. ગુજરાત વિદ્યાપીઠની પહેલી જ વિનીત પરીક્ષામાં તેઓ બીજે નંબરે ઉત્તીર્ણ થયા. ૧૯૨૫ માં રાજકારણ અને ઇતિહાસ સાથે તેઓ માન સાથે સ્નાતક બન્યા. ગુજરાતી ભાષામાં પ્રવીણતા મેળવવા માટે અખિલ ભારતીય વિદ્યાર્થી પરિષદ તરફથી એમને ઈનામ મળ્યું. ૧૯૨૫ થી ૧૯૨૯ સુધી તેમણે વિદ્યાપીઠમાં રાજકારણ અને ઇતિહાસના અધ્યાપક તરીકે કામ કર્યું. ૧૯૨૯ માં વિજલપુર નિવાસી શ્રીમાન્ ખંડુભાઇ દેવાભાઈની સુવિદ્ય કન્યા સ્નાતિકા શ્રીમતી વિજયાદેવી સાથે એમનાં લગ્ન થયાં. એજ સાલમાં અમદાવાદના 'નૂતન ગુજરાત' નામના અઠવાડિકના તંત્રીપદે જોડાયા. ૧૯૨૯ માં ભરાયેલી પહેલી અખિલ ભારતીય સ્વાતંત્ર્ય પરિષદના તેઓ સ્વાગતાધ્યક્ષ ચુંટાયા હતા. ૧૯૩૦ ની સત્યાગ્રહની પહેલી લડતમાં એમને નવ માસની સજા થઈ હતી. ૧૯૩૨ ની બીજી લડત શરુ થયા પહેલાં ગુજરાત યુવક સંઘના ઉપપ્રમુખ અને સુરત શહેર મહાસભા સમિતિના તેઓ પ્રમુખ હતા. ૧૯૩૨-૩૪ ની લડતમાં તેમણે કુલ ૨૬ મહીનાનો કારાવાસ ભોગવ્યો હતો.

૧૯૩૪ માં કારાગ્રહમાંથી છૂટી આવ્યા પછી જ તેમના શિક્ષણ કાર્યની ખરી શરુઆત થઈ અને મુંબઈના ઉપનગર વિલેપારલેમાં આવેલી રાષ્ટ્રીય શાળાના તેઓ પ્રિન્સીપાલ નીમાયા. ચાર વર્ષની અંદર જ આ નાની શી અજ્ઞાત શાળાનો તેમણે શ્રીમતી ગોકળીબાઈ હાઇસ્કૂલ નામની પ્રસિદ્ધ લોકપ્રિય સંસ્થામાં વિકાસ કર્યો. વિદ્યાર્થીઓની સંખ્યા ૨૫૦ હતી તે એકદમ હજાર સુધી વધી ગઈ. આ જ સંસ્થામાં કામ કરતાં શ્રી. ઝીણાભાઇએ ભવન પદ્ધતિ, વિદ્યાર્થી પંચાયત, વ્યક્તિગત નોંધ વગેરે અનેક શિક્ષણ વિષયક નવીન પ્રયોગો યશસ્વી કરી બતાવ્યા. અધ્યાપકો અને વાલીઓ વચ્ચે સુમેળ સાધવા માટે અનેક સામાજિક ઉત્સવો એમણે શરૂ કર્યા. શિક્ષણ સંસ્થાના સંચાલકોની નજરમાં શિક્ષકો વિષે જે અનાદર અને ઉપેક્ષાવૃત્તિ હંમેશ દેખાય છે તે દૂર કરી શિક્ષકોને એમનું યોગ્ય સ્થાન મેળવી આપ્યું. ૧૯૩૮ના એપ્રીલ મહીનામાં શ્રી. ઝીણાભાઇ અમદા-

વાદની 'ચીમનલાલ નગીનદાસ વિદ્યાવિહાર' નામક સંસ્થાના આચાર્યપદે નીમાયા. શ્રીયુત ઝીણાભાઈના કુશળ કર્ણધારત્વમાં ત્રણ વરસની અંદર જ આ સંસ્થાની વિદ્યાર્થીસંખ્યા પાંચ ગણી વધી ગઈ. રાષ્ટ્રીય વૃત્તિથી ચલાવવામાં આવતી જે થોડીક શિક્ષણ-સંસ્થાઓ ગુજરાતમાં છે તે પૈકી વિદ્યાવિહારનું સ્થાન અત્યુચ્ચ છે. આ સંસ્થામાં વિદ્યાર્થીઓના બૌદ્ધિક વિકાસની સાથે સાથે તેમને ઔદ્યોગિક શિક્ષણ પણ આપવામાં આવે છે. હસ્ત-વ્યવસાય મારફત અનેક માનવ-કળાઓનો ઐતિહાસિક વિકાસ કેવી રીતે થતો ગયો અને જંગલી અવસ્થામાંથી આજની સુસંસ્કૃત અવસ્થામાં માનવી કેવી રીતે આવી પહોંચ્યો, એ ઉત્ક્રાંતિના કાળમાં માનવીએ અનેક શાસ્ત્રોનું જ્ઞાન કેવી રીતે સંપાદન કર્યું—તેનું પ્રત્યક્ષ જ્ઞાન આ ઔદ્યોગિક શિક્ષણદ્વારા આ સંસ્થામાં કુશળતાથી આપવામાં આવે છે. અહીંના વિદ્યાર્થીઓની સર્વસામાન્ય જ્ઞાનની કક્ષા જેટલી ઊંચી છે તેટલી ભાગ્યે જ કોઈ બીજી શિક્ષણ સંસ્થામાં હશે. આ સંસ્થાના વિદ્યાર્થીઓને ગુજરાતના લોક જીવનની પ્રત્યક્ષ માહિતી કરાવી આપવા માટે દર વર્ષે અનેક ઠેકાણે પર્યટનો ગોઠવવામાં આવે છે. વિદ્યાર્થીઓ ગુજરાતના અંતરના ભાગોમાં જઈ પહોંચે છે અને ત્યાંનું ગ્રામીણ જીવન પોતાની નજરે જુએ છે. આ શાળાની રાષ્ટ્રીય વૃત્તિનો એક જ દાખલો બસ થશે કે સર્વ વિદ્યાર્થીઓ અને શિક્ષકોને માટે ખાદી વેશ ફરજિયાત છે અને છેલ્લાં કેટલાંય વર્ષોથી ગાંધી-સપ્તાહમાં આ સંસ્થા તરફથી રૂ. ૧૫૦૦૦ ની ખાદી વેચવામાં આવે છે. ૧૯૩૯ માં મુંબઈ સરકારે શ્રી. ઝીણાભાઈને બૉર્ડ ઑફ સેકંડરી એજ્યુકેશનમાં ગુજરાતના મેમ્બર તરીકે નીમ્યા. ૧૯૪૨ માં બીજી વખત એજ જગ્યાએ એમની નીમણુંક થઈ છે. શ્રીયુત ઝીણાભાઈએ શિક્ષણના ક્ષેત્રમાં જે અનેક અખતરાઓ કર્યા છે તે વિષે મુંબઈ સરકારના શિક્ષણ ખાતાએ નિમ્ન ઉદ્‌ગારો કાઢ્યા છે: "Mr. Jhinabhai has shown the genius of a poet and mastery over details worthy of a scientist in organizing and giving a new orientation to the whole school."

શ્રીયુત ઝીણાભાઈએ સંપાદિત કરેલી 'સાહિત્ય પાઠાવલિ' અને 'સાહિત્ય પલ્લવ' તથા એમણે લખેલી 'ગુજરાતના ઇતિહાસની કથાઓ'એ ગુજરાતની શાળાઓના પાઠયક્રમમાં આદરનું સ્થાન મેળવી લીધું છે.

**એમની સાહિત્ય કૃતિઓ** :–(૧) તુટેલા તાર–(૧૯૩૪) ત્રણ દીર્ઘ કથાઓ, (૨) ગાતા આસોપાલવ, સ્વર્ગ અને પૃથ્વી (૧૯૩૪- ૩૫) વાર્તા સંગ્રહો, (૩) અર્ધ્ય (૧૯૩૫) કાવ્યસંગ્રહ. આ શ્રીયુત ઝીણાભાઇની મુખ્ય સાહિત્યકૃતિઓ છે. આ લેખન તેમણે 'સ્નેહરશ્મિ'ના તખલ્લુસથી કર્યું છે. આ સિવાય આજ સુધી સંગ્રહ તરીકે ન પ્રસિદ્ધ થયેલા સાહિત્ય વિષયક અનેક છૂટક લેખો તેમ જ અનેક મનોજ્ઞ સોનેટ્સ તેમણે લખેલા છે. ૧૯૪૨ના દેશવ્યાપી આન્દોલનમાં રાજબંદી તરીકે તેમને ત્રીજી વખત કારાવાસ ભોગવવો પડયો છે. પ્રસાદ, અકૃત્રિમ ઉદાત્તતા અને સૌંદર્ય– આ તેમનાં કાવ્યોના સ્થાયી ભાવો છે. દલિત સમાજ માટેની લાગણી એમણે પોતાના અનેક પ્રસિદ્ધ ગીતોમાં સાચા કવિની કોમળતાથી વ્યક્ત કરી છે. પ્રગતિશીલ સાહિત્ય નિર્માણ કરવાની મનીષાથી આપણા કેટલાક નામાંકિત લેખકો વરસોથી પ્રચારકી અને હલકા દરજ્જાનું સાહિત્ય નિર્માણ કરી રહ્યા છે તે ભાડુતી પ્રચારકપણું શ્રી. ઝીણાભાઇની રચનાઓમાં કયાંયે મળતું નથી. 'એંજિન ડ્રાયવર', 'પહેરણ', 'ગરીબનો દીકરો', 'નારીહૃદય' વગેરે તેમની વાર્તાઓ ઉપર્યુક્ત ગુણની સાક્ષી પૂરે છે. એમનાં અનેક ગીતો અને વાર્તાઓના હિંદી અને મરાઠીમાં અનુવાદ થયા છે. શ્રીયુત ઝીણાભાઈ શુદ્ધ માર્ક્સવાદના પુરસ્કર્તા ન હોય તો પણ ઇતિહાસ અને રાજકારણના ઊંડા અભ્યાસને લીધે માનવ સમાજના દુઃખના મૂળમાં રહેલી વર્ગવિષમતા પોતાના ગીતોમાં એમણે સ્પષ્ટપણે ઉઘાડી મૂકી છે. 'યુગપલટો', 'વણકરોનું ગીત', 'ઉંઘણસી', 'બાળમજૂર' વગેરે ગીતો આ દૃષ્ટિએ અતિ સુંદર છે. 'ઍરોપ્લેન' એ ગીત માનવી સમાજના ભાવિ ઉત્કર્ષની આશાથી ઓતપ્રોત થયેલું છે. 'एकोऽहं बहु स्याम्' આ તેમના દીર્ઘ ગીત પર ગુજરાતના મહાકવિ ન્હાનાલાલ એટલા મુગ્ધ થઇ ગયા

કે એ વિષે બોલતાં એમણે નિમ્ન ઉદ્‌ગાર કાઢ્યા છેઃ' —(એ ગીતથી) આજની ઉગતી જોબનપૂર ગુજરાતી કવિતાનું ગૌરવ વધશે. અહીં પુરુષસૂક્તના પડછંદા બોલે છે, વિરાટ્‌ના હૃદય-ધબકારા છે, અનંતનાઃ શ્વાસોચ્છ્વાસ છે, દિશાકાળના એકીકરણનો એ મહા પ્રયત્ન છે.'

એમ સંભળાય છે કે નાસિક જેલમાં શ્રીયુત ઝીણાભાઇ શિક્ષણ શાસ્ત્ર પર એક નવીન ગ્રંથ લખી રહ્યા છે, જે બાલમાનસ પર સ્વતંત્ર દૃષ્ટિએ નવીન પ્રકાશ પાડશે.

—નરેન્દ્ર નાયક

## સ્વ. ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી

ગૂજરાતી સાહિત્ય અને કેળવણીના ક્ષેત્રમાં સારી નામના મેળવનાર શ્રી. દેરાસરીનો જન્મ ઈ. સ. ૧૮૫૭ ના ઓકટોબર માસની ૧૧ મી તારીખે સુરતમાં થયો હતો. તેઓ જાતે વીસનગરા નાગર બ્રાહ્મણ હતા. મૂળ વતની કપડવંજના પણ એમના દાદાના પિતા અમદાવાદમાં આવી રહેલા. એમણે મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી પુનાની સાયન્સ કૉલેજમાં કેટલોક સમય અભ્યાસ કરેલો. ત્યાંથી એમની નીમણુંક રાજકોટમાં કાઠિયાવાડ ટ્રેનિંગ કૉલેજમાં થયેલી. જ્યાં તેઓ છેલ્લા આસિસ્ટંટથી ઍકટીંગ પ્રિન્સીપાલના હોદ્દા સુધી પહોંચેલા. સરકારી નોકરી સાથે સાર્વજનિક હીલચાલ અને જાહેર કાર્યોમાં પણ તેઓ રસપૂર્વક ભાગ લેતા. તેઓ લૅંગ લાયબ્રેરી અને વૉટ્સન મ્યુઝિયમના ઘણાં વર્ષ સુધી ઑ. સેક્રેટરી હતા. હાલનું રાજકોટનું મ્યુઝિયમ અને લૅંગ લાયબ્રેરી એ બે સંસ્થાઓને સમૃદ્ધ અને આબાદ કરવામાં એમનો ફાળો થોડો નથી. એ કિંમતી સેવા બદલ એ સંસ્થાઓના કાર્યકર્તાઓએ એમની છબિ ત્યાં મૂકેલી છે. ૧૮૯૩માં તેમણે કાઠિયાવાડ સંગ્રહસ્થાન ભર્યું

હતું. એક વર્ષ સુધીની જાતમહેનતના પરિણામે એ પ્રદર્શન ઘણું ફત્તેહમંદ થયું હતું. પ્રદર્શનમાં આવેલા સામાન વડે મ્યુઝિયમ ભરી નાંખ્યું હતું. એમની કાર્યદક્ષતા તેમ બાહોશીથી અને માયાળુ અને હેતાળ સ્વભાવથી તેમના સમાગમમાં આવનાર સૌ કોઈનાં દીલ તેઓ હરી લેતા અને યુરોપિયનોમાં પણ તેઓ એટલા જ લોકપ્રિય હતા. એમની બુદ્ધિની ચંચળતા અને અભ્યાસ માટેની ધગશના કારણે કાઠિયાવાડનાં કેટલાંક રાજ્યો તરફથી એમના યુરોપિયન મિત્રોની સૂચનાથી ઇંગ્લાંડ ભૂસ્તરવિદ્યાનો અભ્યાસ કરવા માટે તેમને મોકલવામાં આવ્યા હતા. ત્યાં એ વિષયના અભ્યાસ સાથે પોતે બૅરિસ્ટર પણ થઈ આવ્યા અને ગુજરાતમાં ભૂસ્તરવિદ્યા મંડળના સભ્ય-ફેલો તેઓ પ્રથમ જ હતા. વળી ત્યાંના વસવાટ દરમિયાન રૉયલ એશિયાટીક સોસાયટીના સભ્યની ઉપાધિ પ્રાપ્ત કરેલી. અહીં પાછા આવ્યા પછી સરકારી નોકરીનું રાજીનામું આપી તેઓએ પ્રેકટીસ શરૂ કરી અને જુદી જુદી જાહેર હીલચાલોમાં આગળ પડતો ભાગ લેવાનું ચાલુ રાખ્યું, તેમજ રીલીઝડ પ્રીઝનર, મૂગાં પ્રાણી પ્રત્યે દયા બતાવનારું મંડળ—એ બે સંસ્થાના પ્રાણ અને મુખ્ય સંચાલક બન્યા. ગુજરાત વર્ના૦ સોસાટીના સભાસદ પણ ઘણાં વર્ષો સુધી તેઓ રહેલા અને તેની મેનેજીંગ કમિટીના કામકાજમાં ઉત્સાહપૂર્વક આગેવાનીભર્યો ભાગ લીધેલો.

ટ્રેનિંગ કૉલેજમાં હતા ત્યારે તેમણે વિદ્યાર્થીઓ માટે પાઠ્યપુસ્તકો રચેલાં, જેવાં કે 'અર્થશાસ્ત્ર' 'રસાયનશાસ્ત્ર', 'વિદ્યાર્થીઓનો મિત્ર', 'પ્રાણી વર્ણન,' વગેરે અને બીજા સમયમાં 'રણજીતસિંહ' અને 'સરળ પદાર્થવિજ્ઞાન' સોસાયટી માટે લખી આપેલા, પણ એ પુસ્તકો વિદ્યાર્થીઓ અને સામાન્યજનતાની દષ્ટિએ લખાયાં છતાં લોકપ્રિય નીવડ્યાં છે અને તેની અનેક આવૃત્તિઓ થયેલી છે.

પણ એ બધા કરતાં એમની ખ્યાતિ એક કવિ તરીકે 'બુલબુલ'ના કર્ત્તા તરીકે વિશેષ છે. 'ચંબેલી' ને 'બુલબુલ' એ બે કાવ્યો ગુજરાતી કાવ્ય

સાહિત્યમાં કાવ્યના ટાઇપમાં ફોર્મની નવીન દિશા ઉઘાડે છે અને એ કાવ્યોનાં માધુર્ય, લાલિત્ય અને ગેયતાની મુક્તકંઠે પ્રશંસા થયેલી છે.

જ્ઞાતિકાર્યમાં પણ તેઓએ સારી સેવા આપી છે અને બનારસમાં મળેલી ચોથી વીસનગરા જ્ઞાતિ કાન્ફરન્સના પ્રમુખ તરીકે જ્ઞાતિએ એમને નીમી એમને અપૂર્વ માન આપ્યું હતું.

એમની સાહિત્યસેવા સર્વદેશીય છે. પોતે અનુવાદ કર્યા છે જેમકે: 'રણજીતસિંહ', 'પંચમ જ્યોર્જ'. સ્વતંત્ર કૃતિઓ લખી છે, જેમકે: 'સાઠીનું સાહિત્ય' અને જુની ગુજરાતી 'કહાનડદે પ્રબંધ'નું અવલોકન કરી તે કાવ્યને શાસ્ત્રીય રીતે ઉપોદ્ઘાત અને નોટ્સ સાથે એડીટ કર્યું છે, જે બનારસ અને મુંબઈ યુનિવર્સિટીમાં ગુજરાતીના ઊંચા અભ્યાસ માટે 'પાઠ્યપુસ્તક' તરીકે વંચાય છે. કહાનડદે પ્રબંધનો સરળ અને રસિક ભાષામાં અનુવાદ કર્યો છે જે વાંચતાં સ્વ. રા. બા. કમળાશંકર ત્રિવેદી કહે છે તેમ મૂળ કાવ્ય જ હોય નહિ એમ લાગે છે.

વળી 'પૌરાણિક કથાકોષ' તેમણે મરાઠીના આધારે તૈયાર કરેલ છે, છતાં તેમાં સુધારાવધારા અને ફેરફાર મોટા અને વિસ્તૃત છે, અને તે એટલા મોટા પ્રમાણમાં છે કે મૂળ ગ્રંથ કરતાં એનું પૂર દોઢું થયું છે. પૌરાણિક આખ્યાયિકાઓનો એ ભંડાર જ છે. 'નર્મકથાકોષ' પછી આવું બીજું પુસ્તક થયું નથી.

સરળ પદાર્થવિજ્ઞાનની બીજી આવૃત્તિ ઘણી રસિક ભાષામાં અને એ શાસ્ત્રના સંપૂર્ણ દિગ્દર્શનરૂપ થઈ છે અને ગુજરાતી ટ્રેનિંગ કૉલેજોમાં અને શાળાઓના અભ્યાસક્રમમાં તે દાખલ થઈ છે.

એમની કૃતિઓમાં 'બુલબુલ', 'હરિધર્મશતક', 'અમારાં આંસુ', 'મધુભૃત,' 'કહાનડદે પ્રબંધ', 'વિદ્યાર્થીનો મિત્ર', 'વનસ્પતિશાસ્ત્ર,' 'સરળ રસાયનશાસ્ત્ર', 'સરળ પદાર્થવિજ્ઞાન', 'રણજીતસિંહ', 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન', 'ભૂસ્તરવિદ્યા', 'ચમેલી વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ' વગેરેનો ગૂજરાતે સારો લાભ લીધો છે.

શ્રી. દેરાસરીના અવસાનથી ગૂજરાતે એક સફળ કેળવણીકાર અને શિક્ષણશાસ્ત્રી ગુમાવેલ છે. એમણે કેળવણીના ક્ષેત્રમાં અને ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં જે સુંદર કાર્ય કર્યું છે તે ખરેખર નોંધપાત્ર છે.*

* 'ગૂજ વર્ના. સોસાયટી'ના સૌજન્યથી

## શ્રી. તારાબહેન મોડક

આજના ગુજરાતના ઘડતરમાં જે થોડીએક વ્યક્તિઓએ મહારાષ્ટ્રમાંથી આવીને ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં સારો એવો ફાળો આપ્યો છે તેમાં શ્રી. તારાબહેન મોડકનું નામ આગળ પડતું લેખાય–તે એટલા માટે નહિ કે તેઓ સ્ત્રી છે અને સ્ત્રીદાક્ષિણ્યને કારણે તેમને વિશેષ માન આપવું જોઈએ; પણ નૂતન ગુજરાતમાં સ્વ. ગિજુભાઈએ બાળકોની જે જબ્બર વકીલાત કરી અને બાલજીવનને વધારે પાંગરતું અને પ્રફુલ્લતું બનાવવાના જે ભગીરથ પ્રયત્નો કર્યાં તેમાં શ્રી. તારાબહેન મોડકનો ફાળો નાનોસૂનો નથી. સ્વ. ગિજુભાઈની સાથે રહી તેમણે બાલશિક્ષણની નવી દૃષ્ટિ ગુજરાતને આપી છે અને 'શિક્ષણ પત્રિકા' દ્વારા જે વિચારોનું માબાપો અને શિક્ષકોને નિરંતર સભર સિંચન કર્યું છે, તે કાર્ય આજે સ્વ. ગિજુભાઈના અવસાન પછી પણ તેઓ એટલી જ હોંસ અને ખંતથી બજાવી રહ્યાં છે.

તેમનો જન્મ મુંબઈમાં એક સક્રિય સમાજ–સુધારકને ત્યાં ઇ. સ. ૧૮૯૨માં થયો હતો. પિતાનું નામ સદાશિવ પાંડુરંગ કેલકર. ધંધાથી તેઓ મિલના વીવિંગ માસ્ટર હતા. સ્વભાવથી તેઓ સાહિત્ય પ્રિય હતા. પોતે પ્રાર્થના સમાજિસ્ટ હોઇ બાળકોની કેળવણી વિષે ખૂબ હોંશીલા હતા. તેમને ચાર પુત્રો અને બે પુત્રીઓ હોઇ કન્યા કેળવણીમાં પણ તેમણે ઊંડો રસ લીધો હતો. પોતાની બન્ને પુત્રી-

ઓને મુંબઇ વિદ્યાપીઠની બી. એ. ની પદવી સુધીનું શિક્ષણ આપવાની તેમને હોંશ હતી તે તેમના પછી તેમના પુત્રોએ પાર પાડી.

શ્રી. તારાબહેન મોડકનું બાલપણ મુંબઇ, સોલાપુર, ઇન્દોર એમ જુદે જુદે સ્થાને પસાર થયું હતું. માધ્યમિક કેલવણી મુંબઇમાં જ પૂરી કરીને તેઓ વિલ્સન કૉલેજમાં દાખલ થયાં અને સને ૧૯૧૪માં તત્વજ્ઞાનનો વિષય લઇ બી એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલાં. મુંબઇની એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલના પ્રથમ હીન્દી પ્રિન્સીપાલ શ્રી. વામન એ. મોડકના પુત્ર શ્રી. કૃષ્ણરાવ વી. મોડક બી. એ. એલ્. એલ્ બી. સાથે ૧૯૧૫ માં તેમનાં લગ્ન થયાં. ઉમરાવતીમાં શ્રી. મોડકની ધરખમ વકીલાત ચાલતી હતી, અને કમાણી પણ સારી હતી.

પણ શ્રી. તારાબહેનનું ભાવિ કાર્યક્ષેત્ર ગુજરાતમાં સર્જાયું હતું. ૧૯૨૧ ની સાલમાં તેઓ કાઠિયાવાડમાં ખેંચાઇ આવ્યાં. એ સાલમાં રાજકોટમાં બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં લેડી સુપ્રિન્ટેન્ડન્ટ (પ્રિન્સિપાલ) તરીકે તેમણે કામ હાથ ધર્યું ત્યારે ભાગ્યેજ તેઓ ગુજરાતી બોલી શકતાં હતાં, પરંતુ જે બે ત્રણ વર્ષ તેઓ ત્યાં રહ્યાં એ દરમિયાન તેમણે ગુજરાતીનો સારો એવો કાબૂ મેળવી લીધો. તેમના હાથ તળે ભણતી કન્યાઓ તેમના તરફ માન અને પ્રેમથી જોતી હતી.

પરંતુ તારાબહેનના મનની મૂંઝવણ પોતાની પુત્રીની કેળવણી અંગેની હતી. એ વખતે તે અઢાર વર્ષની હતી. એ ઊગતા બાળકની કેળવણીના પ્રશ્ને તેમને નવીન બાલશિક્ષણમાં રસ લેતાં કર્યાં.

સ્વ. ગિજુભાઇને જેમ પોતાના પ્રથમ બાલકની કેળવણીએ બાલ શિક્ષણના ક્ષેત્રમાં નોતર્યા, લગભગ એજ રીતે તારાબહેનને પણ એજ ક્ષેત્રમાં ભાગીદાર બનવાનું બની આવ્યું. બાલ શિક્ષણની ઘણી વિચારણા અને વાચન દરમિયાન કોઇ ધન્ય ક્ષણે (૧૯૨૩ની શરૂઆતમાં) તેમણે દક્ષિણામૂર્તિ બાલમંદિર અને સ્વ. ગિજુભાઇની મુલાકાત લીધી. એ વખતે તો તેઓ રાજકોટ હતાં અને પોતાની વિદ્યાર્થિનીઓની સાથે ભાવનગર તરફ પ્રવાસે નીકળેલાં. પણ રાજકોટ પાછા ફર્યા પછી

તેઓ ત્યાં લાંબો વખત રહ્યાં નહિ. એજ વર્ષને અંતે પોતાની સારી નોકરી, સુંદર બંગલો અને રૂ. ૨૫૦)નો દરમાયો છોડી તેઓ દક્ષિણામૂર્તિમાં માત્ર ખર્ચ પૂરતી રકમ લઈ દાખલ થયાં. તેમના આવવાથી સ્વ. ગિજુભાઈને બાલશિક્ષણના ક્ષેત્રમાં સહકાર્ય કરનાર બહેનનો સાથ મળ્યો. એથી એમના કાર્યમાં બમણું જોર અને વેગ આવ્યાં. શ્રી. તારાબહેન ત્યાર પછીનાં નવ વર્ષ દક્ષિણામૂર્તિમાં રહ્યાં. એ સઘળા સમય દરમિયાન બાલશિક્ષણની સર્વ પ્રવૃત્તિઓ સ્વ. ગિજુભાઈ અને શ્રી. તારાબહેન સાથે મળી વિચારતાં, ઉપાડતાં અને પાર પાડતાં.

બાલમંદિરનો આ અખતરો–મોન્ટીસોરી પદ્ધતિએ બાળ કેળવણી ચલાવવાનો પ્રયત્ન પહેલવહેલો જ હતો એટલે એ અખતરાને વધારે યશસ્વી રીતે પાર ઉતારવા જે વૈજ્ઞાનિક દૃષ્ટિની સતત જરૂર રહે તેમાં શ્રી. તારાબેનની મદદ આશીર્વાદ સમાન થઇ પડી. સ્વ ગિજુભાઇની અથાક મહેનત તો હતી જ, પરંતુ તેમનું કાર્ય બાલમંદિર ઉપરાંત બહારના ક્ષેત્રમાં વધતું જતું હતું એટલે તેમને આવા બાહોશ મદદનીશની પૂરી આવશ્યકતા હતી. બાલમંદિરના કાર્યના એ શરૂઆતના દિવસોમાં સ્વ. ગિજુભાઇ અને તારાબહેને રાતને દિવસમાં ફેરવી નાખે તેટલી સખત જહેમત ઉઠાવી ગુજરાતભરનાં બાલશિક્ષણનો પાયો ઊંડો રોપ્યો. એનાં સુફળો આજે ગુજરાત અને બૃહત્ ગુજરાતમાં જે અનેક બાલમંદિરો ચાલી રહ્યાં છે તેમાં જોઇ શકાય છે.

મોન્ટીસોરી પદ્ધતિનું અધ્યાપન મંદિર એ આ સંયુક્ત પ્રવૃત્તિનું બીજું અંગ છે. શ્રી. તારાબહેન પોતે શરૂઆતમાં તો સ્વ. ગિજુભાઇ પાસે એક રીતે આ નવી પદ્ધતિનો અભ્યાસ જ કરી રહ્યાં હતાં. પરંતુ તુરતમાં જ અધ્યાપન મંદિરના અધ્યાપનકાર્યની જવાબદારી પણ તેમને ભાગે પડતી ઉપાડવાની આવી પડી. રાજકોટની સરકારી સ્ત્રીઅધ્યાપન પાઠશાળાનો તેમનો અનુભવ આ કાર્યમાં તેમને ઠીક મદદગાર થઇ પડ્યો.

અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓ તાલીમ લઈ બહાર પડતા ગયા

તેમ તેમ આ પદ્ધતિના પ્રચારનો સવાલ પણ ઊભો થયો. ખરું જોતાં લોકો સમક્ષ આ નવીન પદ્ધતિને માંડવાની અને માબાપોને આ નવીન બાલશિક્ષણની દૃષ્ટિ સમજાવવાની ખૂબ જરૂરિયાત તો હતી જ. આને અંગે અભ્યાસપૂર્ણ લેખો 'શ્રી દક્ષિણામૂર્તિ' નામના એ સંસ્થામાંથી જ પ્રગટ થતા શિક્ષણ વિષયક ત્રૈમાસિકમાં આવતા જ હતા. પરંતુ એ ત્રૈમાસિકની મર્યાદા અને વિસ્તાર મોન્ટીસોરીના પ્રચાર માટે ઓછાં પડયાં. સ્વ. ગિજુભાઈ અવારનવાર જુદાં જુદાં સ્થળોએ આ નવીન શિક્ષણ પદ્ધતિ અંગે વ્યાખ્યાનોનું કાર્ય તો કરતા જ હતા. પરંતુ બાલમંદિરના રોજના કાર્યને લઈ તેઓ લાંબો વખત બહાર રહે તે ચાલી શકે તેમ નહોતું. તેમની અને તારાબહેનની યોજનાથી ૧૯૨૬ માં ભાવનગરમાં શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થાને આંગણે પ્રથમ મોન્ટીસોરી સંમેલન મળ્યું. શ્રી. સરલાદેવી સારાભાઈ એ સંમેલનનાં પ્રમુખ હતાં. એ સંમેલનને ઘણી ફત્તેહ મળી અને ત્યાં એકઠાં થયેલાં કેળવણી–શાસ્ત્રીઓની વિચારણાને અંતે 'મોન્ટીસોરી સંઘ' જેનું નામ 'નૂતન બાલશિક્ષણ સંઘ' હવે રાખવામાં આવ્યું છે તે સ્થપાયો. ત્યારથી માંડી આજસુધી શ્રી. સરલાદેવી એનાં પ્રમુખ તરીકે રહ્યાં છે. આ સંઘે 'શિક્ષણપત્રિકા' નામનું માસિક બાલશિક્ષણને જ ચર્ચતું શરૂ કર્યું. છેલ્લાં અઢાર વર્ષથી આ માસિક બાલશિક્ષણની સેવા કરી રહ્યું છે. સ્વ. ગિજુભાઈનું ૧૯૩૯માં અવસાન થતાં સુધી અને ત્યાર પછી મુખ્ય તંત્રી તરીકે શ્રી. તારાબહેને આ પત્રનું સંચાલનકાર્ય ચાલુ રાખ્યું. આજે શિક્ષણ પત્રિકા ગૂજરાતી, હિંદી અને મરાઠી એ ત્રણે ભાષામાં નીકળે છે. તેના તંત્રી શ્રી. તારાબહેન છે અને વ્યવસ્થાપક શ્રી. ગોપાળરાવ વિદ્વાંસ વડોદરા છે.

નવીન બાલશિક્ષણની દૃષ્ટિના પાયામાં સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિના સિદ્ધાંતો મુખ્યત્વે પડેલા છે. બાલમંદિરના રોજ–બ–રોજના કાર્યમાં આ દૃષ્ટિને દીવાદાંડી સમી રાખીને માર્ગક્રમણ કરવાનું હતું. માત્ર સિદ્ધાંતોથી બાળકો કાંઈ કામ તો ન જ કરવા માંડે.

તેમને જાતે શીખવા–જાણવા માટે સાધનો અને સાહિત્ય પણ જોઇએ. ડો. મોન્ટીસોરીએ ઇંદ્રિયશિક્ષણનાં તેમ જ વિષય શિક્ષણનાં સાધનો તો યોજ્યાં જ હતાં. પરંતુ આપણા દેશનાં બાળકોને તો આપણી ભાષાદ્વારા શિક્ષણ લેવાનું રહ્યું. અને એ કાળે બાળકો જાતે વાપરી શકે એવું બાલસાહિત્ય ભાગ્યે જ હતું એમ કહી શકાય–થોડાક અપવાદ સિવાય.

અર્થાત્ બાળકોના અક્ષર શિક્ષણથી માંડીને તેમને જ્ઞાનના વિશાળ મંદિરમાં વિચારતાં કરવા સારુ જે પુસ્તકો જોઇએ તે રચવાનું વિકટ કાર્ય બાલમંદિરના સંચાલકો સમક્ષ મોં ફાડીને ઊભું હતું. ભાવનગરના બાલમંદિરની રોજની જરૂરિઆત પૂરી પાડવા સારું તો હસ્તલિખિત સાહિત્ય તૈયાર કરવું જ પડતું હતું, અને તેમાં રોજ રોજ સુધારા વધારા થયે જતા હતા. પાંચ–સાત વર્ષના અનુભવે આ સાહિત્યની દિશા પણ વધારે નિશ્ચિત થઇ ચૂકી હતી. એટલે જેનાં પગરણ સ્વ. ગિજુભાઇએ 'બાલવાર્તા'ના પાંચ ભાગોથી માત્ર શરૂ કર્યાં હતાં તે બાલ સાહિત્યનું લેખન અને સંપાદન કાર્ય ૧૯૨૭ થી સ્વ. ગિજુભાઇ અને શ્રી. તારાબહેનના સહસંપાદનપણા તળે શરૂ કરવામાં આવ્યું. 'શ્રી દક્ષિણામૂર્તિ બાલ સાહિત્યમાળા' નામની બાલ સાહિત્યમાં ભાષા અને વિષયોની રજૂઆત બન્ને દૃષ્ટિએ નવો ચીલો પાડતી માળા શરૂ થઇ. એના સંપાદન પાછળ શ્રી. તારાબહેનનો કેટલો પરિશ્રમ છે તે બહુ થોડાઓના ખ્યાલમાં હશે. આ રીતે બાલમંદિરોની સ્થાપના, શિક્ષણ પત્રિકાનું સંચાલન, બાલ અધ્યાપનમંદિર અને બાલસાહિત્ય લેખન અને સંપાદન વગેરે અનેકદેશીય કાર્ય શ્રી. તારાબહેન ચલાવી રહ્યાં હતાં. દક્ષિણામૂર્તિમાં આવ્યા પછી સ્વાભાવિક રીતે જ તેમને ખાદી પ્રિય લાગી અને એનું મૂંગું કાર્ય થોડું થોડું તેઓ કરતાં જ હતાં. પરંતુ સને ૧૯૩૦ની દાંડીકૂચની પછી દેશમાં જે જુવાળ આવ્યો તેનાથી તેઓ અલિપ્ત રહી શક્યાં નહિ. દક્ષિણામૂર્તિમાંથી લડત પૂરતાં છૂટાં થઇ તેઓ ચારેક માસ બારડોલી

વિભાગમાં સ્વ. ગિજુભાઇ સાથે કાર્ય કરતાં હતાં. સીધી રીતે તો તેમને જેલ જવાનો વારો ન મળ્યો, પરંતુ બોરસદમાં એક દિવસ કસ્ટડીમાં તો જઇ આવેલાં.

૧૯૩૧ માં ગાંધી–ઇર્વિન કરાર થયા અને તેઓ પાછા શિક્ષણના કાર્યમાં જોડાયાં. પરંતુ તેમની પ્રકૃતિ સ્વસ્થ રહેતી નહોતી. ઘણા વખતથી તેઓએ ઉમરાવતીનો કાયમી વસવાટ છોડયો હતો એટલે પણ, તેમણે પાછા ત્યાં રહેવાનો નિર્ણય કર્યો. સને ૧૯૩૨ ની અધ-વચમાં તેમણે ગુજરાતને નમસ્કાર કર્યા.

ગુજરાતને તેમણે એ ક્ષણે છોડયું પણ બાલશિક્ષણની તેમની ધગશ તો ચાલુ જ હતી. ગુજરાતી શિક્ષણ પત્રિકાનાં તેઓ સહ-સંપાદક તો હતાં જ. પરંતુ મહારાષ્ટ્રમાં–મધ્ય પ્રાંતમાં આ નવીન શિક્ષણનો વિચાર હજુ જરા યે પહોંચ્યો નહોતો એમ કહી શકાય. મહારાષ્ટ્ર આ પદ્ધતિથી અજાણ હતો એમ તો નહિ, પરંતુ બાલ-શિક્ષણ માટે જે અવિશ્રાંત ચિંતવન અને અથાક મહેનત સ્વ. ગિજુ-ભાઇએ લીધાં હતાં, તેવો ધુરંધર કાર્યકર્તા બાળકો માટે મહારાષ્ટ્રમાં કોઇ થયો ન હોવાથી આ નવીન પદ્ધતિનાં બીજ રોપવાનો શ્રી. તારાબહેને પ્રયત્ન કર્યો અને નૂતન બાલશિક્ષણ સંઘના જ વતી मराठी शिक्षण पत्रिका કાઢવાનું શ્રી. તારાબહેને ૧૯૩૩ના જુનથી જ શરૂ કરી દીધું. એનું લેખનકાર્ય તેઓ એકલાં જ કરતાં હતાં. હજુ આજે પણ એ પત્ર મરાઠીમાં ચાલી રહ્યું છે, જોકે હવે એના સંપાદનકાર્યમાં તેમણે મહારાષ્ટ્રના બીજા કેળવણીકારોનો સાથ પણ મેળવ્યો છે.

પરંતુ ઉમરાવતીમાં પણ તેઓ લાંબો વખત રહ્યાં નહિ. એક યા બીજી રીતે બાળકોના શિક્ષણનું સીધું કાર્ય કરવાનો તેમને અવકાશ જોઇતો જ હતો. સને ૧૯૩૪માં તેમણે વાંસદાના રાજકુટુંબમાં બાળકોના શિક્ષણની જવાબદારી ઉપાડી. નામ. મહારાણીશ્રીનો તેમના તરફ પુષ્કળ ભાવ હતો. પરંતુ રાજના વાતાવરણમાં તેઓ લાંબો કાળ રહ્યાં નહિ. બાલ કેળવણીનું કાર્ય તો આમવર્ગમાં રહીને જ

થાય એ વિચારે તેમને જંપવા ન દીધાં. આખરે સને ૧૯૩૬માં તેમણે વાંસદા છોડયું અને દાદરમાં આવ્યાં.

દાદરમાં તેમણે ૧૯૩૬માં 'શિશુ વિહાર' નામની બાલશિક્ષણ સંસ્થાની સ્થાપના કરી. શરૂઆતમાં આ સંસ્થા માત્ર બાલમંદિર તરીકે જ ચાલતી હતી. બેશક નવીન બાલશિક્ષણના સિદ્ધાંતોનો સમજણપૂર્વક અમલ કરવા સારૂ તૈયાર શિક્ષકો તો મળે તેમ નહોતું જ. મહારાષ્ટ્રમાં પણ આ પદ્ધતિ નવી જ હતી. એટલે શ્રી. તારાબહેનને પણ પોતાના કાર્ય માટે શરૂઆતમાં જાતે જ નાનું અધ્યાપનમંદિર ચલાવીને પોતાને ત્યાં કાર્ય કરતા શિક્ષકોને તાલીમ આપવી પડી હતી. આથી તેમણે પોતાને ત્યાં સ્વતંત્ર બાલ અધ્યાપન મંદિરની શરુઆત કરી. આજે આ અધ્યાપન મંદિરમાં દર વર્ષ ૧૫–૨૦ વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ શ્રી. તારાબહેનના હાથ તળે તાલીમ લઇ રહ્યાં છે.

સ્વ. ગિજુભાઇના મૃત્યુ પછી ગુજરાતમાં બાલશિક્ષણમાં કોઇ ધુરંધર બાલશિક્ષણ–શાસ્ત્રી પાકયો નથી, એટલે એમનું સ્થાન અણુપૂરાયલું જ પડયું છે. એ સ્થાનની જણાતી ખોટ સ્વ. ના સહકાર્યકર્તા તરીકે શ્રી. તારાબહેન આજે કંઇક અંશે પૂરી પાડે છે. આજે તેઓ નૂતન બાલશિક્ષણ સંઘના મંત્રી તરીકે ગુજરાતભરની બાલશિક્ષણ સંસ્થાઓ–બાલમંદિરોનું નિરીક્ષણ–કાર્ય કરે જ છે, ઉપરાંત પોતાને ત્યાં (સરકારે માન્ય કરેલું) બાલ અધ્યાપન મંદિર ચલાવે છે તેમજ મરાઠી, હિંન્દી તથા ગુજરાતી શિક્ષણ પત્રિકાનું સંચાલનકાર્ય પણ ચલાવી રહ્યાં છે. તેમનું પોતાનું શિશુવિહારનું રોજનું ભરપૂર કાર્ય તો હોય જ છે. એક રીતે શ્રી. તારાબહેનને માથે આ બોજો વધારે પડતો છે અને એ બધાંને પોતે પહોંચી વળી શકતાં નથી, એ વિષે તેમને મનમાં વસવસો પણ રહી જાય છે. છતાં કચરાયેલાં, દબાયેલાં, હિજરાયેલાં બાળકોની ખાતર પોતાના લોહીનું છેલ્લું ટીપું ખરચાય ત્યાં સુધી કમર કસીને તેઓ પ્રયત્ન કરી રહ્યાં છે.

ગુજરાતનાં અને મહારાષ્ટ્રનાં બાળકોના સુભાગ્યે તેમનો આ પ્રયત્ન સફળ થાઓ.

# સ્વ. પ્રૉ. ત્રિભુવનદાસ કે. ગજ્જર

શુક્રવાર તા. ૧૬-૭-૧૯૨૦ ને દિવસે પ્રૉ. ગજ્જરે પોતાના ઉન્નત અને ઉપયોગી જીવનની પૂર્ણાહુતિ આપી એ બનાવની નોંધ લેતાં મને તીવ્ર વેદના થાય છે—અંગત દૃષ્ટિથી તેમ જ રાષ્ટ્રીય દૃષ્ટિથી પ્રૉ. ગજ્જર જતાં માત્ર ગૂજરાતે જ નહિ, માત્ર મુંબઇ ઇલાકાએ જ નહિ, પરંતુ સમસ્ત ભારતવર્ષે એક પ્રતિભાશાળી વિજ્ઞાનશાસ્ત્રી, વ્યાવહારિક અન્વેષણકાર, સાહસિક ઉદ્યોગયોજક, અર્વાચીન કાલોચિત શિક્ષણશાસ્ત્રી અને ઉત્સાહમય સમાજ-સેવક ગુમાવ્યા છે.

પ્રૉ. ગજ્જર એક આશ્ચર્યકારક પુરુષ હતા. તેમનું હૃદય, તેમનું મગજ, અને તેમનું શરીર એ ત્રણે અશાન્તિમાં—નિરંતર પ્રવૃતિમયતામાં—એક બીજાની અવિરત સ્પર્ધા કર્યા કરતાં હોવાં જોઇએ. પ્રૉ. ગજ્જર એટલે નહિ ક્ષણની નિરાંત કે નહિ ક્ષણનો વિસામો. તેમનું જીવન એટલી બધી વિવિધ દિશાઓમાં વહેંચાઇ ગયું હતું, અને દરેક દિશામાં તેમણે એવું અગત્યનું કાર્ય કરી બતાવ્યું છે, કે તેમના વ્યક્તિત્વની અનેકદેશીયતા માટે સવિસ્મય માન થયા વિના ન રહે. જેમને પ્રત્યક્ષ પરિણામો જ સંતોષ આપી શકે છે, અને જેમને સ્થૂલ સાબિતીઓની જ જરૂર રહે છે, તેમને માટે સંક્ષેપમાં કાંઇક ઉલ્લેખ આવશ્યક છે.

વિજ્ઞાનના પ્રદેશમાં સામાન્યતઃઅને રસાયનશાસ્ત્રના પ્રદેશમાં વિશેષતઃ તેઓ એક પ્રતિભાશાળી વ્યક્તિ તરીકે સ્વીકારાતા. વ્યવહારમાં ઉપયોગમાં આવે તેવા પ્રયોગોથી સર્વાંશે સ્વતંત્ર એવાં શુદ્ધ સત્યોનું અન્વેષણ કે તેમનું જ્ઞાન એ તેમનો વિષય નહોતો, પરંતુ સુવિદીત સત્યો અને સ્વીકૃત નિયમોનો અપૂર્વ પ્રયોગ એવી રીતે કરવો કે જે

વ્યાવહારિક ઉપયોગિતાવાળો હોય, એમાં એમની પ્રતિભા જણાઈ આવતી. રાણીનું પૂતળું સાફ કરનાર તરીકે જે ખ્યાતિ પ્રૉ. ગજ્જર મેળવી શકયા હતા તે એ પ્રતિભાથી જ. મોતી ધોનાર તરીકે, તથા અનેક મહારોગોના સર્વભક્ષી ભયંકર વાવડ વખતે ઉપયોગી દવાઓના શોધનાર તરીકે તેઓ જે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકયા હતા, તે એ પ્રતિભાના પરિણામે જ. 'પ્લેગ,' 'ઇન્ફ્લુએન્ઝા' વગેરે દરદો ઉપર તેમનાં ઔષધો અકસીર મનાયાં છે, અને કેટલાંયે મનુષ્યો મૃત્યુના મુખમાંથી બચ્યાં હશે તેનું માન તે લોકકલ્યાણમાં યોજાયેલી પ્રતિભાને જ ઘટે છે.

વિજ્ઞાનના અને રસાયન--શાસ્ત્રના શિક્ષણને તેમણે આપેલું ઉત્તેજન તો અમૂલ્ય જ છે. વિજ્ઞાનના અભ્યાસને યુનિવર્સિટીમાં યોગ્ય સ્થાન અપાવવા તેમણે જેવા તેવા પ્રયાસો કર્યા નથી. એટલું જ નહિ, પરંતુ વિજ્ઞાનનો અને વિશેષતઃ રસાયનશાસ્ત્રનો અભ્યાસ વધારે સુગમ બને, તે માટે પોતે પોતાને ખર્ચે એક પ્રયોગશાળા મુંબાઈમાં સ્થાપવાનું સાહસ ખેડયું હતું. રાજામહારાજાઓ કે શેઠીઆઓ અગર સરકારની મદદ સિવાય ગંજાવર પ્રયોગશાળા સ્થાપવાનું સાહસ તે પ્રો. ગજ્જર જેવા ઉત્સાહમય અને ભાવનાશાળી દેશભક્ત જ કરી શકે. સંક્ષેપમાં વિજ્ઞાનના પ્રદેશમાં સામાન્યતઃ અને રસાયનશાસ્ત્રના પ્રદેશમાં વિશેષતઃ પ્રો. ગજ્જરની સેવાઓ જેવી તેવી નથી. ઉદ્યોગયોજક તરીકે વડોદરામાં સ્થપાયેલાં 'Alembic works' તેમની શક્તિની સાબિતી આપે છે. પરંતુ ઉદ્યોગના પ્રદેશમાં તેમની પરોક્ષ સેવા ઘણી છે. વડોદરાનું 'કલાભવન' એ તેમની કલ્પના અને યોજનાશક્તિનું પરિણામ છે. તેમની 'પ્રયોગશાળા' એ જેમ તેમની પુખ્ત ઉમ્મરનું મહાકાર્ય છે, તેમ 'કલાભવન' એ તેમની યુવાવસ્થાનું મહાકાર્ય છે. અન્ય કલાઓ અને ઉદ્યોગની બાબત દૂર રાખીએ તો પણ મીલ--ઉદ્યોગે રંગના કામમાં કેળવાયેલ કારીગરો પૂરા પાડવા માટે 'કલાભવન' પ્રસિદ્ધ છે, અને તેનું માન પ્રધાનપણે પ્રો. ગજ્જરને જ ઘટે છે.

શિક્ષણના પ્રદેશમાં પણ તેમનો હિસ્સો ધ્યાન ખેંચે તેવો છે. તેઓ જાતે એક અધ્યાપક હતા, અને તેમનું શિક્ષણ એવું તો સફળ હતું કે તેમના શિષ્યો યુનિવર્સિટીમાં ઊંચે નંબરે પસાર થયા છે એટલું જ નહિ, પરંતુ તેમાંના અનેક જુદી જુદી કૉલેજોમાં અધ્યાપકો છે. પ્રેરણાશક્તિ એ શિક્ષકનો જેવો તેવો ગુણ નથી, અને એ ગુણમાં પ્રો. ગજ્જરની બરાબરી કરી શકે એવા અધ્યાપકો વિરલ હશે. જાતે સફલ અધ્યાપક હોવા ઉપરાંત તેઓ યુનિવર્સિટીના કામમાં, ચંદા રામજી હિંદુ ગર્લ્સ હાઇસ્કૂલના કામમાં, વનિતાવિશ્રામના કામમાં, એમ જુદી જુદી સંસ્થાઓના કાર્યમાં પ્રત્યક્ષ તથા પરોક્ષ રસ અને ભાગ લેતા. તે સર્વે સંસ્થાઓ તેમને જેવી તેવી આભારી નથી. 'યુનિવર્સિટી કમિશન' આગળ તેમની જુબાની તેમની શિક્ષણશાસ્ત્રી તરીકેની યોગ્યતાનો સબળ પુરાવો છે. આટલું જાણે બસ ન હોય તેમ સમાજ સેવાના અને સ્ત્રીહિતના પ્રદેશોમાં પણ તેમણે સંગીન હિસ્સો આપેલો છે. 'સેવા સદન'ની સંસ્થાપનામાં અને તેની શરૂઆતની કારકિર્દીમાં પ્રૉ. ગજ્જરે ઘણો હિસ્સો આપ્યો હતો. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તથા વનિતા વિશ્રામને પણ તેમના તરફથી જેવું તેવું ઉત્તેજન મળતું ન હતું. સંક્ષેપમાં, પ્રૉ. ગજ્જરની મહત્તાના સ્થૂળ પુરાવા સંખ્યાબંધ મોજૂદ છે.

પરન્તુ આ વિસ્મયજનક વિવિધતાવાળાં મહાકાર્યો મહાશક્તિનાં મનોરાજ્યો પાસે કાંઇ હિસાબમાં નથી. ખરું છે કે પ્રૉ. ગજ્જર એક સમર્થ સંયોજક, અને કાર્યકર્તા હતા. માત્ર વિચારનાર અને બોલનાર જ નહિ, પરંતુ કામ કરી બતાવનાર હતા, જેઓ બહાર દેખાતા નહિ પરન્તુ અંદર વસતા 'ગજ્જર'ના પરિચયમાં આવ્યા હશે તેઓ જાણે છે કે તેઓ જબરજસ્ત કલ્પનાર, તરંગી અને શેખચલ્લી Dreamer and Visionary—હતા, અને ગંજાવર મનોરાજ્યમાં સ્વચ્છંદથી મહાલનાર ભાવનાશાળી—Idealist—હતા. તેમની વાતો સાધારણ માણસોને તો ઠંડા પહોરના ગપાટા જ લાગે, અને અનેક

વ્યાવહારિક મનુષ્યોને તેઓ માત્ર તડાકીદાસ તરીકે જ દેખાયા હોય તો તેમાં નવાઈ પામવા જેવું નથી. અંગ્રેજીમાં જેમને 'Men of Ideas' 'મોટા મોટા વિચારો કરનારા' કહેવામાં આવે છે તે પ્રકારના તેઓ હતા. તેમની વાતચીત એટલે ઉત્સાહનો ઝરો, વિચારો અને શબ્દોનો જોરથી વહેતો ધોધ. ધડાકા અને ફડાકા; સપાટા અને ઝપાટા. એમાં નહિ કાંઈ નાનું કે નહિ કાંઈ મોટું. ગજ્જરની મુલાકાત એટલે ગગનચુમ્બી ગિરિશૃંગની યાત્રા—એવી જ ઊંચે ઊંચે લઈ જનારી અને એવી જ આરોગ્યપ્રદ. જેવાં તેવાં હૃદયો ને મગજો તો ન એ વાતો ઝીલી શકે કે ન જીરવી શકે. તેમના ગુણોયે ગંજાવર ને તેમના દોષોયે ગંજાવર. તેમના નફાયે મોટા ને તેમના તોટાએ મોટા. તેમની સિદ્ધિઓયે જબરજસ્ત ને તેમની નિષ્ફળતાઓ યે જબરજસ્ત. એ તો ગજ્જરનાં જ ગજાં !

હવે એ અજબ મહાવ્યક્તિના દિલાવર દિલના ધબકારા બંધ પડ્યા છે. એ અદ્ભુત મગજના ધમધમાવી નાખતા ધડાકા શમ્યા છે. યંત્રવત્ નિરંતર જોસભેર ઉદ્‌ગારો કાઢ્યા કરતું મુખ મીંચાયું છે. પ્રભુને પણ પ્રશ્ન પૂછે એવી એ મહાવ્યક્તિએ જીવતાં તો ક્ષણની શાંતિ જાણી નથી; ઇચ્છ્યા વિના નથી રહેવાતું કે ઉત્સાહની અને ભાવનામયતાની મૂર્તિરૂપ એ મહાવ્યક્તિને એ મહાશાંતિ મળે જે સાચા લોકસેવકોનો ખાસ હક્ક છે.

'સમાલોચક' —ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

**બાલ**કાર્ય અથવા બાલકના કલ્યાણ માટે બને તે બધું કરવું. તેનાથી અધિક પવિત્ર એવું બીજું કાર્ય નથી. જનતાના કલ્યાણની દૃષ્ટિએ પણ તેનાથી વધારે મહત્ત્વનું બીજું કાર્ય નથી, કારણ બાળક એ માનવનો જનક છે.

—ડૉ. મૉન્ટેસોરી

# શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



કાકા કાલેલકર

જેવી ઉચ્ચ સેવા પોલેન્ડના જોસેફ કોનરેડે અંગ્રેજી સાહિત્ય માટે કરી છે, તેવી સેવા મહારાષ્ટ્રના શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે ગૂજરાતી સાહિત્ય માટે કરી છે. પોતે દક્ષિણી હોવા છતાં અત્યારે 'કાકા' કાલેલકરનું નામ ગૂજરાતમાં ઘરગથ્થુ થઈ ગયું છે. ક્યાં એમનું બેલગામનું બાળપણ, ક્યાં પૂનાનો મન્થન-ભરપૂર યૌવનકાળ, ક્યાં હિમાલયનું પગપાળા ૨૨૦૦ માઈલનું પરિભ્રમણ, ક્યાં સાબરમતી આશ્રમમાં એક પલાંઠીએ પંદર વર્ષની તપસ્યા ને ક્યાં અત્યારનો એમનો ગૂજરાત બહારનો નિવાસ!

કાકા સાહેબની આપણા મન ઉપર પ્રથમ છાપ પડે છે એ એક પ્રવાસી તરીકેની જ છે. એ જીવનપ્રવાસી છે. એમની 'સ્મરણયાત્રા'-નો ટીખળખોર 'દત્તુ,' યુવાકાળનો 'ક્રાન્તિકારી' કાલેલકર, ઉત્તર-યુવાવસ્થાના 'સંન્યાસી' દત્તાત્રેય, સાબરમતી આશ્રમના 'કાકા', ગૂજરાત વિદ્યાપીઠના આચાર્ય 'કાકાસાહેબ', અને અત્યારના અગ્રણી શિક્ષણશાસ્ત્રી 'કાકાજી', એમ એક પછી એક મૂર્તિ દૃષ્ટિ સમક્ષ

પસાર થઇ જાય છે, પણ એમાંથી એક ચિરંજીવ આકૃતિ ઉપસી આવે છે, એ છે એક ક્રાન્તદર્શી કવિની, રસિક ચિન્તકની, પ્રજ્ઞાશીલ દૃષ્ટાની.

હિમાલયપ્રવાસને અંતે એ શાન્તિનિકેતનમાં થોડો સમય અધ્યાપનમાં રોકાયા હતા. દરમ્યાન ત્યાં તેઓશ્રી આફ્રિકાથી તાજા જ હિંદમાં આવેલા ગાંધીજીની જોડે સબંધમાં આવ્યા, જેને પરિણામે પછીથી સાબરમતી આશ્રમમાં એમના સહવાસી બન્યા. ભારતવર્ષની અવદશા ફીટાડવામાં પોતાનો ફાળો આપવાનાં અહોરાત સ્વપ્નાં સેવનાર ઉગ્ર ક્રાન્તિકારી ધીરે ધીરે એક કેળવણીકાર બની ગયો. જાણીતી વાત છે કે ત્યારપછી કાકાસાહેબનું નામ ગાંધીજીની જોડાજોડ જ રાષ્ટ્રીય કેળવણીના નવા વિચારો સાથે સંકળાયેલું છે અને રહેશે. પોતે ગૂજરાતમાં આવીને વસ્યા હતા. મુખ્યત્વે ગૂજરાતી બાળકોના વાલી હતા, શિક્ષક હતા. એમની અધ્યાપક તરીકેની જવાબદારી અને ફરજો અદા કરવામાં ક્વચિત્ લખાણ કરવાનું પણ બની આવે એ સ્વાભાવિક હતું, અને એ લખાણ અલબત્ત એમણે ગૂજરાતીમાં જ કરવું જોઇએ. આમ અધ્યાપક કાલેલકર એક ગૂજરાતી લેખક બન્યા. મને પોતાને એમની લેખનપ્રવૃત્તિનું અને ગૂજરાતી ભાષા પસંદ કરવાનું કારણ એમના આ શિક્ષણ પ્રત્યેના પક્ષપાતમાં જ દેખાય છે.

એમના લેખો નવજીવનાદિ પત્રોમાં પ્રસિદ્ધ થવા માંડયા કે તરત જ એમણે ગૂજરાતના આમ વાચકવર્ગ ઉપરાંત વિદ્વાનોનું પણ ધ્યાન ખેંચ્યું. એમનાં લખાણો ન વાંચ્યાં હોય એવો ભાગ્યે જ કોઇ ગૂજરાતી સાહિત્યપ્રેમી હશે. એમનાં હિમાલય અને બ્રહ્મદેશના પ્રવાસનાં વર્ણનો, હિંદની નદીઓનું ઉપસ્થાન કરતો 'લોકમાતા' નામે રસપ્રવાહ, ૧૯૨૪માં સાબરમતી આશ્રમની ઉત્તર બાજુની જેલ પાછળ રહી કીડી-મંકોડા ને કાગડા-બિલાડા, ઝાડ-પાંદડાં ને વાદળ-તારા જોડેની ગોઠડી વર્ણવતી 'ઓતરાતી દિવાલો', શૈશવકાળનાં અનેકવિધ બહુરંગી પરાક્રમો ને તોફાનો સુરેખપણે રજૂ કરતી 'સ્મરણયાત્રા',—એ બધાં પુસ્તકો ગૂજરાતીપ્રેમીઓનાં માનીતાં પુસ્તકો થઇ પડયાં છે.

શ્રી. કાકાસાહેબનું ગદ્ય એટલું તો સરળ, સ્વાભાવિક અને પોતે મહારાષ્ટ્રના હોવા છતાં અનેક તળપદા ગૂજરાતી શબ્દો ને વાક્ય-પ્રયોગોવાળું છે કે એનો વાચકવર્ગ ઘણો વિશાળ છે. એમની શૈલી પ્રવાહી છે, અનેક ઠેકાણે કાવ્યમય છે, અને એમણે પોતાની માતૃ-ભાષામાં લખ્યું હોત અથવા ગૂજરાતી એમની માતૃભાષા હોત તો એમનું વક્તવ્ય કદાચ પદ્યને પોતાના વાહન તરીકે સ્વીકારત એવો આપણા મનમાં તર્ક પ્રેરે એવી છે. એમનાં વર્ણનો હૂબહૂ, રમતિયાળ, અવ-નવાં અને આકર્ષક હોય છે. એમનું માનસ પશ્ચિમની અને ખાસ તો પ્રાચીન ભારતની સંસ્કૃતિમાં એટલું તો તરબોળ છે કે જ્યાં ત્યાં એમના લખાણમાં સંદર્ભો (એલ્યુઝન્સ) આવવાના જ. પ્રાચીન સાહિત્યમાંના જરી જેટલા એકાદ અવતરણથી એ પોતાના વક્તવ્યને સંક્ષિપ્તતા સાથે સમૃદ્ધિ અર્પી શકે છે. એ કળા એમની પોતાની જ છે. ગૂજરાતના પ્રૌઢ સાહિત્યમાર્તંડ પ્રો. બલવન્તરાય ઠાકોરે આજ સુધીના દશ ગૂજરાતી ગદ્યસ્વામીઓમાં શ્રી. કાલેલકરનું નામ ગણાવ્યું છે એ યથોચિત જ છે.

કાકાસાહેબનો સર્વાનુમતે ગૌરવગ્રન્થ તે 'જીવનનો આનંદ', જો કે એને ટપી જાય એવું કંઇક એમની કલમમાંથી કયારે ટપકી પડશે એ ભય હંમેશ આપણી ઉપર ઝઝૂમે જ છે. 'જીવનનો આનંદ'માં એમના પ્રકૃતિ વિષેના લઘુ નિબંધોનો સંગ્રહ છે. એમનાં પ્રકૃતિવર્ણનો કેટલીકવાર નર્યાં યથાતથ વર્ણનો હોય છે તો કોઇવાર મનુષ્યજીવનની ભાવના એમાં અનુસ્યૂત હોય છે. માનવકૃતિઓ વિષે લખવા પ્રવૃત્ત થાય છે ત્યારે પણ આપણને 'તાજમહાલ' જેવું પાણીદાર મોતી મળી રહે છે. 'જીવનનો આનંદ' વિદ્યાપીઠોમાં હોંસે હોંસે ભણાવાય છે અને આવૃત્તિઓ થતી રહે છે એ એની યોગ્ય જ કદર છે.

'જીવનવિકાસ'માં શિક્ષણવિષયક અને 'જીવનભારતી'માં સાહિત્ય-વિષયક લેખોનો સંગ્રહ છે. એમનાં પુસ્તકોનાં નામ બતાવી આપે છે તેમ સાહિત્યનો સાહિત્ય ખાતર એમને શોખ નથી. સાહિત્ય દ્વારા

પણ કાકાસાહેબ જીવનની અર્ચના કરવા માગે છે. **સાહિત્યવીર** થવા કરતાં **જીવનવીર** થવાના એમને કોડ છે. કાવ્ય ગાવા કરતાં કાવ્ય જીવવાના એમના મનોરથ છે.

આપણે આ દૃષ્ટિએ એમના જીવનમાં ડોકિયું કરીએ. સાવંતવાડી તરફના એક સરકારી નોકરને ત્યાં તા. ૧-૧૨-૧૮૮૫ ને રોજ જન્મ. છ ભાઇ અને એક બહેનમાં પોતે સૌથી નાના એટલે સૌની શિરજોરી સહન કરી કરીને શરમાળ વૃત્તિ સહેજે અંતર્મુખ બને તો નવાઇ શી? એ વૃત્તિ પિતાનાં કાર્યપ્રસંગનાં પર્યટણો વખતે પ્રાકૃતિક સૌન્દર્યનું આકંઠ પાન કરવામાં, વિવિધ લોકભાષા અને દેશાચાર સમજવામાં, કુતૂહલપૂર્વક અને ક્વચિત્ તો પોતાને ભોગે-ટીખળ અને ગમ્મત ગટગટાવવામાં ઠીક કામ આવી. ટૂંકામાં મનોરાજ્ય ખૂબ ખૂબ વિકસ્યું. કૉલેજ-જીવન બંગભંગની ચળવળે ઉપજાવેલી વિરાટ જાગૃતિના કાળમાં વીત્યું. રાજકીય ક્ષેત્રના ઉંબરે ઊભેલા યુવકને વિવેકાનંદના એક વાક્યે-Education is the manifestation of the perfection already reached in man and Religion is the manifestation of the divinity already in man એ સૂત્રે-કેળવણી તરફ વાળ્યો. માસિક માંડ રૂ. ૮/ મળે, તેમાં ચલાવવાનું! અને શિષ્યવૃન્દ પણ કેવું? માબાપ જેમનાથી નિરાશ થયાં હોય તેવા વિદ્યાર્થીઓ જ મળે! તેવામાં થોડો વખત વૃત્તવિવેચનમાં પણ લટાર મારી આવ્યા. અને વરઘોડો પાછો રાજકારણમાં જ જતો ઊતરત, પણ મરાઠાઓના ઇતિહાસના અધ્યયને ગૂજરાતમાં સેવા કરવાની વૃત્તિ જન્માવી. સંજોગવશાત્ વડોદરાના સ્વ. કેશવલાલ દેશપાંડેના ગંગનાથ વિદ્યાલયમાં જોડાયા. સરકારી દબાણથી વિદ્યાલય સંકેલાતાં ઉત્તરાપથની યાત્રા આરંભી. કાકાસાહેબ જાણે કે ભારતવર્ષની સંસ્કૃતિનાં ઉન્નત શિખરો અને ચિરન્તન નવાણોનો સંપર્ક સાધે છે, અને સ્વામી આનંદ, અનંતબુવા અને આચાર્ય કૃપાલાનીના સાન્નિધ્ય અને સહચારનો વિરલ મૈત્રીલાભ માણે છે. હરિ-

દ્વાર ઋષિકુળ, આર્યસમાજી ગુરુકુળ, મહેન્દ્ર પ્રતાપનું પ્રેમ મહાવિદ્યાલય, રવીન્દ્રનાથનું શાન્તિનિકેતન, સિંધુ બ્રહ્મચર્યાશ્રમ વગેરે સંસ્થાઓમાં શિક્ષણકાર્યમાં લાંબા-ટૂંકા સમય માટે ફાળો આપે છે, અને રાષ્ટ્રીય કેળવણીના શ્રીગણેશ ગામડામાંથી થવા જોઈએ એવી પ્રતીતિ થતાં વડોદરા પાસેના એક ગામડામાં આવીને રહે છે. દરમ્યાન ગાંધીજીના સંબંધમાં આવવાનું બન્યું હતુ. હવે એ એમની સાથે જોડાય છે. તમે જો અકળાઇને પૂછશો કેઃ 'કાકાસાહેબ, તમે ગાંધીજીના અનુયાયી થવાને બદલે મૌલિકપણે કામ કરતા રહ્યા હોત તો અમને કોઈ અનેરો નેતા મળત,' તો તે ઠંડે પેટે એટલું જ કહેશે કે 'મેં મારી બધી મૌલિકતા ગાંધીજીને શોધી કાઢવામાં ખરચી નાખી છે.' શિક્ષણને પણ જીવનધર્મની ઉપાસનાના એક પ્રકાર તરીકે જ પોતે સ્વીકારી શકે એમ હતું, એટલે એ ગાંધીજીના સહયોગી બને એ કેવળ સ્વાભાવિક હતું.

સાબરમતી આશ્રમમાં શિક્ષક તરીકે અને વિદ્યાપીઠમાં અધ્યાપક અને આચાર્ય તરીકે કામ કરતાં કરતાં ૧૯૨૪માં એકવાર, ૧૯૩૦-૩૪ના ગાળામાં ત્રણવાર અને હમણાં સપ્ટે૦ ૧૯૪૨માં જેલ જઈને જીવનધર્મની એમણે કરેલી સાધના જોઇ શકીએ છીએ. જીવનધર્મને અનુસરીને જ એમણે ગૂજરાતેતર પ્રાન્તમાં આયુષ્યનો અવશેષ ગાળવાનું ઠરાવ્યું છે. જીવનને વફાદાર રહેવામાં જ ક્વચિત્ એ અપ્રિયતાના ભાગ પણ થયા હશે.

એમની શારીરિક શક્તિ નહિવત્ છે. ક્ષયના ઝપાટામાંથી પારાવાર ધૈર્ય અને સંભાળથી જ એ બચ્યા હતા. એમના ગંજાવર લખાણમાંનો એક આંકડો પણ એમણે પોતાને હાથે પાડ્યો નથી. હંમેશાં એ બીજા કોઇને જ લખાવે છે. સદ્ભાગ્યે એમને લહિયાઓ મળ્યા એ પોતે પણ ભારે સાહિત્યશોખીનો હતા. શ્રી. નરહરિ પરીખ, શ્રી. જુગતરામ દવે, શ્રી. ચન્દ્રશંકર શુકલ, શ્રી. પાંડુરંગ દેશપાંડે, શ્રી. મનહરલાલ વોરા, શ્રી. જેઠાલાલ ગાંધી અને આ લખનાર--એ સૌનો

કાકાસાહેબનાં લખાણો પાછળ ‘હાથ’ છે. હવે તો પરિવ્રાજક કાકાસાહેબ જ્યાં જે કોઈ લખનાર મળે તેને, તે હિંદી હોય તો હિંદીમાં, મહારાષ્ટ્રીય હોય તો મરાઠીમાં, અને ગૂજરાતી હોય તો ગૂજરાતીમાં લખાવે છે. એમની સાહિત્યિક શક્તિઓનો હમણાં કદાચ ઓછામાં ઓછો લાભ લેવામાં આવે છે.

અત્રે એક વાત નોંધવી જરૂરી છે. શ્રી. મુનશીએ પોતાના ‘ગૂજરાત એન્ડ ઇટ્સ લિટરેચર’માં કાકાસાહેબ વિષે લખતાં ઇસારો કર્યો છે કે કાકાસાહેબ લગ્નાદિ વિષેના એમના વિચારોને લીધે ગૂજરાતી તરુણોમાં પ્રિય નથી.

લોકપ્રિયતા એ સાહિત્ય કલાની પારાશીશી નથી એ વાત બાજુએ રાખીએ તો પણ કહેવું જોઇએ કે આ વિધાન યથાર્થ નથી. જીવનનાં અનેક ક્ષેત્રોને લગતા વિચારોની વાત કરીએ તો અત્યારનો ગમે તે ગૂજ-રાતી જુવાન બેધડક રીતે કહી શકશે કે શું કાકાસાહેબ શું મુનશી કોઇના યે વિચાર એને ચાલે એમ નથી. બન્ને જણા સરખા જ પશ્ચાદ્-દર્શીઓ છે. બન્ને જણા અનુપમ પ્રાચીન આર્યસંસ્કૃતિનું આવાહન કરનારા છે. કાકા સાહેબને એક લાભ છે, અને તે એ કે એમનું દર્શન મૂલગામી છે, ઉપલકિયું નથી; જીવનનો ખરેખર ઊંડો પરામર્શ કર-નારું છે. પૂર્વજોની આંખે આજનાં ચશ્માં ચડાવી આજના ચાલુ પ્રશ્નોનો સપ્રમાણુ નિકાલ શોધનારું નથી.

આપણા સાહિત્યમાં કાકાસાહેબનું નામ ચિરંજીવ રહેશે. ગૂજરાતી ગદ્ય હજી તો સો વરસ પહેલાં જન્મ્યું. એનો જે અદ્ભુત વિકાસ થયો તેમાં કાકાસાહેબનો ફાળો ગુણવત્તા અને ગ્રન્થસંખ્યાની દૃષ્ટિએ વિપુલ છે. એ સિવાય ગૂજરાતી ભાષાનો એકનો એક જોડણી કોશ તૈયાર કરવા પાછળ વપરાયેલી એમની શકિત અવિસ્મરણીય રહેશે. ગૂજરાતીઓ એમને એક જંગમ વિદ્યાપીઠ તરીકે ઓળખે છે. પારિભાષિક શબ્દો યોજવામાં કાકાસાહેબ એક્કા ગણાય છે. ‘Printer's Devil’ માટે ‘ મુદ્રારાક્ષસ ’, ‘Casting Vote’ માટે ‘તુલસીપત્ર’, એવા તો એમને નામે આજસુધીમાં સહેજે હજારેક શબ્દો થઈ ગયા હશે. ગૂજરાતીઓએ

એમાંના ઘણાંખરા તો ચલણી બનાવી દીધા છે, એ જ એની યોગ્ય કદર છે. નવીન સાહિત્યકારોને આવકારવામાં કાકાસાહેબે કદી થાક અનુભવ્યો નથી. વચ્ચે એક દસકો એવો આવી ગયો કે પ્રસ્તાવનાઓ લખવાનો એમને ત્યાં ઈજારો હોય એવું થઈ પડયું હતું. અને મહત્ત્વની વાત તો એ છે કે એમના શિષ્યોમાંથી, અન્તેવાસીઓ ને સહવાસીઓમાંથી અનેક યુવકો ગૂજરાતી સાહિત્યમાં પ્રથમ કાકાને નામે યશ પામી હવે પોતાને નામે કાકાને યશ અપાવી શકે એવી પ્રતિષ્ઠાને પામ્યા છે. શ્રી. જુગતરામ દવે, શ્રી. ચન્દ્રશંકર શુકલ, શ્રી. સ્નેહરશ્મિ, શ્રી. કરસનદાસ માણેક, શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી, શ્રી. સુન્દરમ્, શ્રી. ભોગીલાલ ગાંધી, શ્રી. નગીનદાસ પારેખ—આ તો થોડાંક જ નામ.

એમની નજીક આવનારાઓએ અનુભવ્યું છે કે કાકા સાહેબ ઉચ્ચાસને વિરાજનાર, દૂરથી જ નમસ્કાર કરવા યોગ્ય, મહાપુરુષ નથી, પણ સ્વયં 'ગુરુડમ'ના વિરોધી, જમીન ઉપર એક આસને સૌની સાથે બેસનારા છે. જીવનના સામાન્ય વ્યવહારમાં પણ ચારિત્ર્યનું એક ઉદાત્ત ધોરણ સળંગ સાચવી રાખવાની એમની ચિવટ ભારે છે, પરંતુ એમની સાથે હળ્યા ભળ્યા પછી તમે જોઈ શકો કે એનું પરિણામ અતડાઈ કે આડંબરમાં આવ્યું નથી. નાની નાની બાબતો ઉપર પણ ભારે વિનોદ કરી આનંદનું વાતાવરણ પોતાની આસપાસ એ સતત ફેલાવતા રહે છે.

કેટલાક માણસોની બાબતમાં ગદ્ધાપચીસી એ જ મન્થનકાળ હોય છે. આજે પચાસ વર્ષ વટાવી ગયેલા શ્રી. કાકાસાહેબની સારી જિન્દગી મન્થનકાળ સમી હોય એમ લાગે છે. મન્થનનાં પરિણામ જાણીતાં છે. એ ગમે તેમ હોય, શ્રી. કાકાસાહેબે સહેજ ઉંકારો સુદ્ધાં કર્યા વગર બધી વિષમતાઓ પચાવીને સાહિત્યપ્રેમીઓને તો પોતાના 'જીવનનો આનંદ' જ આપ્યો છે.

—ઉમાશંકર જોષી.

## શ્રી. દલપતરામ પી. જોશી એમ. એ.



શ્રી. દલપતરામ પી. જોશી

જન્મની નોંધ તો ઘણા-નીયે લેવાય છે, પરંતુ કેટલી-એક વિશિષ્ટ વ્યક્તિઓની જન્મ નોંધ એવી હોય છે જે સુવર્ણાક્ષરે રેખાંકિત બની જાય છે. ગુજરાતના એવા મોંઘા નોંધપટ પર એવી એક કીર્તિપ્રદ નોંધ લેવાઇ છે અને તે શ્રી. દલપતરામ જોશીની. તેમનો જન્મ બાબરા (કાઠિયાવાડ)માં ઈ. સ. ૧૯૦૨ ના ડિસેમ્બરની નવમી તારીખે થએલો; પરંતુ બાળપણ બાબરામાં વીતાવેલ નહીં. કુમળા છોડ સાથે સરખાવવામાં આવતી બાલ્યાવસ્થાને સર્વ સંસ્કાર-શોધક કાળ ગણવામાં આવે છે, તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. જે જે જાતના સંસ્કાર તે વેળા મળે છે તે જન્મભર પહોંચે છે. શ્રી. દલપતરામનું બાળપણ અને જીવન ભાવનગરમાં ઘડાએલું છે. તેમના દાદા એક અચ્છા કથાકાર હતા. તેમના ચરણે બેસી રામાયણ મહાભારતનાં પારાયણો સાંભળેલાં અને શામળ–પ્રેમાનંદની વાર્તાઓ અને કથાઓની તો ખૂબ ઊંડી છાપ તેમના પર પડેલી. આમ નાનપણથી જ સંગીત અને સાહિત્યના સંસ્કારો સીંચાએલા. તેમનો ગુજરાતી અભ્યાસ ભાવનગરની ગુજરાતી શાળાઓમાં અને અંગ્રેજી અભ્યાસ આલ્ફ્રેડ હાઇસ્કૂલ તથા સનાતન ધર્મ સ્કૂલમાં ‘મોવડી

વિદ્યાર્થી' તરીકે પસાર થયેલો. 'એ ભાઇ તો મેટ્રીકમાં પહેલે વરસે પાસ થયા હતા' એમ ભાર દઇને કહેવાય છે એવું એમને માટે કહેવાનું જરૂરી નહોતું. તે મુજબ સહજ રીતે જ મેટ્રીક પાસ કરી ૧૯૨૨માં તેઓ શામળદાસ કૉલેજમાં દાખલ થયા. ક્યાં માબાપો પોતાનાં બાળકોનું જીવન ઘડવાનાં સ્વપ્નો નહીં સેવતાં હોય? શ્રી. દલપતરામના પિતા ભાવનગર રાજ્યમાં વૈદ્યક ખાતામાં હોઇ સ્વાભાવિક રીતે જ પોતાનો છોકરો ડૉક્ટર થાય એવી ઇચ્છા ધરાવતા. માતાની પણ એવી જ મરજી હતી, પરંતુ દલપતરામના જીવનનું ઘડતર શિક્ષણ તરફ પહેલેથી વળાંક લેતું હતું, અને એ રીતે અંગ્રેજી અને સંસ્કૃતના વિષયો લઇ સને ૧૯૨૬ માં તેઓ બી. એ. માં ઉત્તીર્ણ થયા. તેઓ કૉલેજમાં ૧૯૨૭-૨૮ માં ફેલો તરીકે નીમાયા અને સને ૧૯૨૮ માં અંગ્રેજી અને ગુજરાતીના વિષયો લઇ એમ. એ. ની ઉપાધિ એમણે પ્રાપ્ત કરી. તેમના હાઇસ્કૂલના જીવનમાં તેમના મગજ પર સૌથી ઊંડી છાપ સનાતન સ્કૂલના હેડ માસ્તર શ્રી. છગનલાલ દવેની છે. સંસ્કૃતની એમની પ્રખર વિદ્વત્તા, ગુજરાતી-અંગ્રેજી કવિતા શીખવવાની તેમની મનોહર, મધુર શૈલી, એમની રસિકતા અને મધુર સ્વભાવને લીધે છગનલાલ દવેનાં અનહદ ઋણ સ્વીકારનાર તેમના વિદ્યાર્થીઓની સંખ્યા આજ પણ નાનીસૂની નથી. શ્રી. જોશી તેમાંના એક છે. બીજી એવી જ છાપ પાડી હતી કૉલેજના પ્રૉફેસર ઇચ્છાપોરીઆએ. એમની આશાસ્પદ જીવનની પાંખો અકાળે કપાઇ ગઇ, નહીં તો આ અધ્યાપકનો વિશાળ અને તલસ્પર્શી અભ્યાસ આજ પણ સહુને આંજતો હોત. કૉલેજ પૂરી થયા પછી પ્રો. ઇચ્છાપોરીઆ પાસે જઇ દલપતરામ બેસતા, અને અંગ્રેજી અને ફ્રેન્ચ સાહિત્યની કલાકોના કલાક સુધી ચર્ચા કરતા. એ બન્નેનો લગભગ નિત્યનો ક્રમ થઇ પડ્યો હતો. શ્રી. દલપતરામે આ અરસામાં ઘણી અંગ્રેજી નવલો અને વિવેચનો વાંચેલાં; પરંતુ જેની મુક્તકંઠે પ્રશંસા કરે છે અને કહેતાં કદીય થાકતા નથી તે તો તેમના મિત્ર-મંડળનાં સુવાસ અને સહવાસ. તેઓ વખતોવખત કહે છે કે, 'હું

જે છું તે મારા મિત્રમંડળને લીધે છું,' તો એ મિત્રમંડળ કોણ ? તેનો આછો ઉલ્લેખ અહીં અસ્થાને નહિ ગણાય. તેમના પરમ નિકટ મિત્રો તે શ્રી. જયન્તકુમાર મણિશંકર ભટ્ટ, શ્રી. જીતુભાઇ પ્રભાશંકર મહેતા, શ્રી. પદ્મકાન્ત શંકરપ્રસાદ દેસાઇ અને 'ભાઇ' એટલે શ્રી. કપીન્દ્ર માધવલાલ મહેતા.

જેમણે જેટલું લખ્યું તેટલું શ્રેષ્ટ પંક્તિનું અને જેમણે લખવાનું છોડી દીધું એ ગૂજરાત સમસ્તનો ખેદનો વિષય છે, તે શ્રી. જયન્તભાઇ 'કાન્ત'ના સંસ્કારી પુત્ર, શ્રી. દલપતરામ જોશીના પ્રિય મિત્ર છે.

ગૂજરાતની નાની શ્રેષ્ઠ વાર્તાઓમાં જેમની વાર્તા સ્થાન પામે છે, "જન્મભૂમિ" અને હાલ "વંદેમાતરમ્"માં જેમની કટારો ધ્યાન ચોરી લે છે, જે સુંદર ગાય છે, સીનેમા જગતમાં "ચંડૂલ"ના ઉપનામથી જેમની વેધક વિવેચના ખૂબ જ લોકાદર પામી છે, જેમનું રંગીન જીવન છે, તે શ્રી. જીતુભાઇ મહેતા પણ તેમના પરમ સ્નેહી છે.

શ્રી. પદ્મકાન્તભાઇએ સ્યુગર ટૅકનોલૉજીનો ખાસ અભ્યાસ કરેલો છે, અને એ માટે જાવા–સુમાત્રા, હવાઇ, અમેરિકા અને પશ્ચિમના પ્રદેશોમાં જઈ આવેલ છે, તેઓ હાલ મનસુરપુરના સાકરના કારખાનામાં છે, તે પણ તેમના મિત્ર છે.

'ભાઇ' શામળદાસ કૉલેજના ગ્રેજ્યુએટ છે. ભાવનગર મ્યુનિસિપાલીટીમાં સભ્ય છે, અને ખાસ તો પક્ષીઓના જીવનનો અને પ્રકૃતિનો તેમને ઊંડો અભ્યાસ છે, તે પણ એટલું જ મમત્વ ધરાવે છે.

આ અંતરંગી મંડળ વડીલ મંડળ સાથે ગૂંથાએલું હતું, એક ગાંઠથી ગૂંથાએલું હતું. શ્રી. મુનિકુમાર મણિશંકર ભટ્ટ, શ્રી. નાનુભાઈ પ્રભાશંકર મહેતા, શ્રી. જીતેન્દ્રરાય મુકુંદરાય વ્હોરા, એ મંડળમાં હતા. શ્રી. મુનિકુમાર તો ગુજરાતમાં ખૂબ જાણીતા છે. શ્રી. વિજયરાયે એકથી વધુ વખત સિદ્ધહસ્ત ભાષાન્તરકાર તરીકે "કૌમુદી"માં અપનાવ્યા તે નાનુભાઇ, અને મોટાભાઇ જીતુભાઇ તો

શોખીન છે. તેમની સંગીતની શાસ્ત્રીય સમજ બહુ જ ઝીણવટભરી અને ઊંડી છે. તે વડોદરાના મ. ફૈઝમહમદખાનજીના ઘરાનાની પદ્ધતિથી ગાય છે. તેમના ઉસ્તાદ ગોવિંદરાવજી. તેમની ગાયકી અને ઢંગથી ઉસ્તાદો પણ ખૂશ થયા છે. શ્રી. દલપતરામનો હુરો આ બધા વચ્ચે. ઘડાતા ભાવનગરમાં આ મંડળ ખૂબ જ ધ્યાન રોકી લેતું. આ મંડળની રોજની બેઠકમાં સાહિત્ય-વિવેચન અને શિક્ષણની અનેક ચર્ચાઓ થતી. પક્ષીઓ અને પ્રકૃતિ નિરીક્ષણના અનેક અનુભવો લાધતા, નાટકો લખાતાં-ભજવાતાં. સંગીતના જલસાઓ, અનેક પર્યટનો—એ બધાંનો ઉલ્લેખ કરવાનું આ સ્થાન નથી. રા. દલપતરામના જીવનના ઘડતરમાં સહુથી મહત્ત્વનો ફાળો આ બધાનો છે, એટલા પૂરતી નોંધ લેવી અત્રે આવશ્યક બની છે. આ મંડળમાં વાંચવાની અનેક સમાહો થતી, તેમાં વધુમાં વધુ સમાહ 'ભદ્રંભદ્ર'ની થયેલી. રા. દલપતરામમાં હાસ્યની બહુ વિશદ અને ઊંડી સમજ છે. તેઓના વાર્તાલાપમાં અનેક રમૂજો ભરી ભરી હોય છે. 'બાપુજી' (મણિશંકર ભટ્ટ) એ 'શિક્ષણનો ઇતિહાસ' એ નામનું પુસ્તક લખેલ છે. તે આ મંડળમાં વંચાતું હતું ત્યારે ઘણીયે વેળા દલપતરામ બહુ ગંભીર બની જતા. શિક્ષણના શોખનાં બીજો તેમનામાં હતાં તે ત્યારે તો કોને જ ખબર હોય? આ બધાના છત્રરૂપ બાપુજીનું મંડળ–મગનલાલ કાછીઆ, મરતકવિ વગેરેનો નિત્યનો પરિચય દલપતરામના જીવનચિત્રમાં અવનવીન રંગ પૂરવા બસ હતો.

આ તો તેમના જીવનના ઘડતર અને સંસ્કારિતાનાં પ્રેરકબળોનાં મીઠાં સ્મરણોની વાત. કૉલેજકાળમાં પણ તેઓ અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લેતા. ઘણી કમિટીઓ પર તેઓ હતા, અને ખાસ કરીને તો તેમને રંગમંચનો ખૂબ જ શોખ હતો. તેઓ પાર્ટ કરતા–ઘણો સારો કરતા. કરે છે એમ કહીએ તો પણ ચાલે (હવે તો હોદ્દા પર છે.) કેમકે 'કલમ મંડળ' તરફથી પણ તેઓ છેલ્લાં 'રંગલીલા'માં તખ્તા ઉપર ઉતર્યા હતા. અહીં કલમમંડળનો ઉલ્લેખ કર્યો છે એટલે કહી નાખવું

જરૂરી છે કે આ મંડળના સભ્યો પૈકી શ્રી. ધનસુખલાલ મહેતા, શ્રી. જ્યોતીન્દ્ર દવે, પ્રૉ. ભાનુશંકર વ્યાસ, શ્રી. રમણ ન. વકીલ, શ્રી. સુંદરજી બેટાઇ, શ્રી. ચન્દ્રવદન મહેતા વગેરે સમર્થ સાહિત્યકારો સાથે કામ કરી તેઓની પ્રવૃત્તિઓમાં ખૂબ રસ લીધો છે.

સને ૧૯૨૮ માં કરાચીમાં ગૂજરાત વિદ્યાલયમાં મદદનીશ શિક્ષક તરીકે તેઓ નીમાયા, અને માત્ર દસ મહીનાના ગાળામાં જ તેઓ પહેલા મદદનીશ બન્યા અને બે વરસમાં હેડમાસ્તર બન્યા. આ સંસ્થામાં ૧૯૩૩ સુધી કામ કરી શ્રી શારદા મંદિરમાં હેડ માસ્તર તરીકે ગયા. આ સંસ્થા સિંધનું શાંતિનિકેતન ગણાય છે. અને કરાચીની એ અજોડ સંસ્થા છે. એના પાયાના ચણતરમાં શ્રી. દલપતરામનો ફાળો છે. ત્યારબાદ કેટલાંક કૌટુમ્બિક કારણોસર તેમને ભાવનગર આવવું પડયું અને ૧૯૩૪માં સનાતન ધર્મ હાઇસ્કૂલ–પોતાની પ્રિય શાળા–ના હેડ માસ્તર તરીકે નિયુકત થયા. અહીં એમના ખાસ પ્રયાસથી 'Bhavnagar State Secondary teachers' Association' સ્થપાયેલું અને જ્યાંસુધી તેઓ ભાવનગરમાં હતા ત્યાંસુધી તેના ઉત્સાહી કાર્યકર હતા. સને ૧૯૩૬માં મુંબઇમાં શ્રી. રમણ વકીલ સાથે મૉડર્ન સ્કૂલમાં joint principal તરીકે જોડાયા. પ્રેમ સંપાદન કરવાની રા. દલપતરામમાં સહજ શકિત છે. વિદ્યાર્થીઓ, શિક્ષકો અને વાલીઓની, તેઓ જયાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તરત જ પ્રીતિ સંપાદન કરી લે છે. મૉડર્ન સ્કૂલમાં પણ તેમજ બન્યું. અહીં ખાસ નોંધ લેવા જેવી હકીકત એ છે કે પોતાના કેળવણી સંબંધેના વિચારો અમલમાં મૂકવાનો તેમને આ સંસ્થામાં પૂરતો અવકાશ મળ્યો. મૉડર્ન સ્કૂલ અત્યારે જે છે તેમાં રા. દલપતરામનો મોટો હિસ્સો છે. તેમના જવાથી મૉડર્ન સ્કૂલને જે ખોટ પડી છે તે વણપૂરાયેલી રહેશે. ૧૯૩૬થી૧૯૪૨ સુધી તેમણે આ સંસ્થામાં કામ કર્યું.

પર્યટનનો તેમને બહુ શૉખ છે. અને વિદ્યાર્થીઓને આનંદ સુખદ અનુભવ છે. તેઓ કડક શિસ્તવાદી છે, પરંતુ તે શિસ્ત તેમની ફરજની ઊંચી ભાવના અને જાગ્રત ભાનમાંથી જન્મેલી છે.

તેઓ પ્રથમ પંક્તિના શિક્ષક છે. વિદ્યાર્થીઓ અને શિક્ષકોનાં મનરંજન કરવાનું તેમનામાં સ્વાભાવિક વલણ છે. તે સહુના વ્હાલસોયા બની રહે એવો એમનો માયાળુ અને મધુર સ્વભાવ છે. શિક્ષણ માટે તેમનામાં ખૂબ ધગશ છે એટલુંજ નહીં પણ શિક્ષણના સર્વ નવા પ્રવાહોના તેઓ અભ્યાસી છે. આદર્શોને ક્રિયામાં ઉતારવાની તેમનામાં ઊંડી શક્તિ છે. કેળવણીને ખૂબ જ 'આજવતી' બનાવી તેમાં નવપ્રાણ પૂરવાના તેમને કોડ છે.

હાલ થોડા સમયથી ભાવનગર જેવા વિદ્યાપ્રેમી રાજ્યમાં તેઓ કેળવણી ખાતાના ઉપરી અધિકારી નીમાયા છે, એટલે એમની સામે સુંદર તકો ઊભી થઈ છે. તેમનો કેળવણી અંગેનો બહોળો અનુભવ, જ્ઞાન અને વિશાળ શકિત તેમ જ કાર્યદક્ષતા, આવી સાંપડેલ તકોને પરિપૂર્ણ મૂર્ત સ્વરૂપ આપશે એવી એમની પાસેથી આશા રાખવી અસ્થાને નહીં ગણાય. ટૂંક સમયમાં જ તેમણે ભાવનગરના શિક્ષકો, વિદ્યાર્થીઓ અને પ્રજાજનોની પ્રીતિ સંપાદન કરેલ છે અને સંતોષ અને આનંદનું વાતાવરણ ઊભું કર્યું છે. ઉપરાંત જૂના વખતથી ચાલી આવતી પ્રાથમિક ધોરણોની પરીક્ષાઓની પદ્ધતિમાં એમણે સુધારો ઉપાડી લીધો છે. ગામડાંનાં ખેડૂતોનાં બાળકો લાણી ટાણે ફાજલ રહી શકે તેવો રજાનો ક્રમ ફેરવ્યો છે. ગ્રામ્યશાળાઓની સ્કૂલ કમિટીની યોજના ઘડી છે. એમ આવીને તરત જ ઉપાડી લીધેલ કામો ભાવનગરની કેળવણીના ભાવિ વિષે ખૂબ જ આશાસૂચક છે. આજનો વિદ્યાર્થી આવતી કાલનો મનથી તેમ જ તનથી સશકત શહેરી બને એવા એમના કોડ છે, અને એ અંગે તેમની પાસે યોજનાઓ પણ છે. તે મુજબ પોતે અહીં ઘણું કરી શકે એમ આત્મવિશ્વાસ છે, એટલે ભાવનગરનો શિક્ષણપ્રદેશ ઉજ્જવલ બનશે એ નિર્વિવાદ છે.

ગૂજરાત–કાઠિયાવાડમાં જે ગણ્યા–ગાંઠ્યા ઉત્તમ કોટિના કેળવણીકારો છે, તેમાં શ્રી. દલપતરામનું સ્થાન જરૂર અગ્રગણ્ય છે, સમય એ સાબીત કરશે.

# શ્રી. ધનસુખરામ હરવચ્છરામ હોરા બી. એ.



એમનો જન્મ તારીખ ૮-૧-૧૮૮૩ ના રોજ સુરતમાં થયો હતો. એમના પિતાનું નામ હરવચ્છરામ હોરા અને માતાનું નામ રતનગૌરી હતું. તેમનું વતન સુરત હોઇ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. 'દીસત જંગલ મંગલ કારી રે' એ પ્રખ્યાત કવિતાના લેખક સ્વ. મધુવચરામ હોરા એમના કાકા થાય. પિતા નાની ઉંમરમાં સ્વર્ગવાસી થવાથી બાલપણમાં કેટલીક મુશ્કેલીઓ આવી પડેલી. નાનપણમાં તેઓ તોફાની અને દુરાગ્રહી હતા.

મેટ્રીકમાં તેઓ સુરતની સાર્વજનિક હાઇસ્કૂલમાં પહેલે નંબરે પાસ થયા હતા અને અઠ્ઠાવાળા ઇનામ મેળવ્યું હતું, તેમના શિક્ષક ગણેશજી બચાજી સપ્રે (જેઓ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં વાઇસ પ્રિન્સીપાલ થયા હતા તેઓ) નો એમના ઉપર ખૂબ પ્રેમ હતો. જીવનમાં ઉત્સાહ એમણે આપેલો. આજે તેઓ એમને ખૂબ પ્રેમથી યાદ કરે છે.

તેમને એક ભાઇ અને બે બહેનો હતાં. મોટાં બહેન ઉમદાબહેન "કરણ ઘેલો"ના પ્રસિદ્ધ લેખક સ્વ. નંદશંકર મહેતાના મોટા પુત્ર અને દીવાન સર મનુભાઇ મહેતાના મોટાભાઇ સ્વ. માર્કંડરાય સાથે પરણાવેલાં હતાં. વડોદરા રાજ્યના વિદ્યાધિકારી ડૉ. જ્યોતીન્દ્ર મહેતા એમન ભાણેજ થાય.

અભ્યાસકાળમાં તેઓ એક વખતે મુંબાઇમાં સ્વ. નંદશંકર મહેતાને ત્યાં કેટલોક વખત રહ્યા હતા. આ પ્રસિદ્ધ લેખક, વિચારક અને મુત્સદ્દી પુરુષનો નિવૃત્તિ સમય એમણે જોયો હતો. એમનાં મીઠાં સ્મરણો તેઓ ખૂબ પ્રેમથી યાદ કરે છે.

મુંબાઇની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં ભાષા—અંગ્રેજી અને ફ્રેંચ—લઇને તેઓ સને ૧૯૦૬માં બીજા વર્ગમાં—અને કૉલેજમાં બીજે નંબરે—બી. એ. પાસ થયા હતા.

ધર્મજ્ઞાન સંબંધી શોધકબુદ્ધિને લીધે એકવાર મુંબાઇમાં એક નિર્વિકલ્પ સ્વામી નામે હઠ યોગીનો એમને કડવો અનુભવ થયો હતો. તેઓ શ્રી. નથુરામ શર્માના પરિચયમાં પણ આવ્યા હતા. તેઓ થીયોસૉફીકલ સોસાયટીમાં જોડાયલા હોઇ ગુજરાતના અગ્રગણ્ય થીયોસૉફીસ્ટોમાં તેમની ગણના થાય છે. સોસાયટીના અગ્રેસરો સ્વ. બીશપ લેડબીટર, સ્વ. ડૉ. બેસંટ, હાલના પ્રમુખ ડૉ. એરુંડેલ, શ્રી. રુકિમણી દેવી, શ્રી. જીનરાજદાસ (રાજાજી) વગેરે સાથે સારો પરિચય ધરાવે છે.

વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં તેઓ સને ૧૯૦૭માં જોડાયા હતા. વહીવટી અમલદાર તરીકેની, પ્રાંત શાળાધિકારીના હોદ્દાની કેટલીક નોકરી બાદ કરતાં મોટે ભાગે એમણે મેલ ટ્રેનીંગ કૉલેજના આધ્યાપક તરીકે અને પ્રિન્સીપાલ તરીકે એક સફળ કેળવણીકાર તરીકેનું જીવન ગાળ્યું છે. કૉલેજના વર્ગમાં શિક્ષણ આપતી વખતે તેઓ વિદ્યાર્થીઓ સાથે એકરૂપ થઇ જતા, અને એવી સુંદર રીતે શીખવતા કે વિદ્યાર્થીઓને અઘરી બાબતો પણ સહેલી થઇ જતી.

પ્રિન્સીપાલ તરીકે તેઓ કૉલેજના કામની શરૂઆત થતાં પ્રથમ સમૂહપ્રાર્થના કરાવતા અને ત્યારબાદ એક સુંદર વિચાર આપતા. આ પ્રથા દાખલ કરનારા તેઓ પહેલા જ હતા. વિદ્યાર્થીઓને શારીરિક શિક્ષા કરવાની પદ્ધતિથી તેઓ ખૂબ વિરૂદ્ધ હોઇ તે નાબૂદ કરવા તેમણે સખ્ત હિમાયત કરી છે. હાલની પરીક્ષાની પદ્ધતિ નાબુદ કરવા માટે પણ તેમણે પોતાના વિચારો પ્રસંગે પ્રસંગે જણાવ્યા છે. બાલ સ્વભાવની

પરીક્ષા કરવાની પદ્ધતિ તેમણે શિક્ષણાનુભવ શાળાઓમાં શિક્ષકોને બતાવી હતી.

આધ્યાત્મિક દૃષ્ટિએ ઉચ્ચ જીવન જીવવા માટે વિદ્યાર્થીઓને તેમણે દોરવણી આપી છે. દર રવિવારે એક ઉચ્ચ વિચારોથી ભરપૂર ભાષણ એ પ્રમાણે અત્યાર સુધીમાં સંખ્યાબંધ ભાષણો કર્યાં છે. ગામડામાં જઈને પણ આવાં કેટલાંય ભાષણો તેમણે કર્યાં છે. શિક્ષણશાસ્ત્રી તરીકે તદ્દન નવામાં નવા વિચારોથી તેઓ માહિતગાર રહે છે તેઓનું ચારિત્ર્ય ઊંચા પ્રકારનું અને જીવન ધાર્મિક છે.

કેળવણી દ્વારા માતૃભૂમિની સેવા કરવાની પ્રતિજ્ઞા લેનાર શિક્ષકોનો એક "શિક્ષક સંઘ' તેઓશ્રીએ સ્થાપ્યો હતો અને તેમાં સંખ્યાબંધ શિક્ષકોને તેમણે ઉચ્ચ જીવનની તાલીમ આપી હતી.

કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજા એક સાચા માનવપરીક્ષક હતા. તેઓશ્રીએ ટ્રેનિંગ કૉલેજની મુલાકાત લીધા પછી લખેલા એક પત્રમાં તેમને "કેળવણીના એક સાચા ભકત" તરીકે ગણાવ્યા હતા.

તેઓ સને ૧૯૩૯માં વડોદરા રાજ્યના કેળવણી ખાતામાંથી નિવૃત થયેલા હોઇ હાલ વડોદરામાં રહે છે. વડોદરા થીયોસૉફીકલ સોસાયટીના પ્રમુખ તરીકે તેઓ જનતાની સેવા બજાવી રહ્યા છે.

તેમનાં પત્ની સૌ. ઇંદુમતીબહેન સુશીલ અને ધર્મિષ્ઠ છે. પ્રથમનાં પત્ની સ્વર્ગસ્થ સૌ. સુમેધાબહેન એક સંસ્કારી ગૃહિણી હતાં. તેમને એક પુત્રી અને એક પુત્ર છે. પુત્રી સૌ. સુલભાબેન કેળવાયલાં હોઇ મુંબાઇના એડવોકેટ શ્રી. નૃપેન્દ્ર મજમુદાર સાથે પરણાવેલાં છે. પુત્ર શ્રી. રજનીકાન્ત બી. એ. એલ્એલ્ બી. હોઈ વડોદરા દીવાન ઑફિસમાં છે.

"જગતમાં વિશ્વબંધુત્વ ફેલાવો અને જીવનમાં પ્રભુતા પ્રગટાવો" એ તેમનો જીવન-સંદેશ છે.

—ગણતપરામ પુરુષોત્તમ જોશી

## પ્રિન્સી. નગીનદાસ શાહ

એમનો જન્મ તા. ૧૪મી જુલાઇ ૧૮૯૪ને રોજ સુરતમાં થયો. ૧૯૧૦માં મેટ્રિકની પરીક્ષામાં દસમે નંબરે ઉત્તીર્ણ થયા, પ્રિવિયસ અને ઈન્ટરની પરીક્ષા વડોદરા કૉલેજમાંથી પહેલે નંબરે પસાર કરી, અને યુનિવર્સિટીનાં અનેક પારિતોષિકો તેમજ સ્કૉલરશીપ મેળવ્યાં. એમને ગણિતનો ભારે શૉખ હતો અને પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં પ્રિન્સી. પ્રાંજપે જેવા ગણિતશાસ્ત્રી એ વિષય શીખવતા હતા, એટલે શ્રી. શાહ ઇ. સ. ૧૯૧૨માં ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયા. સને ૧૯૧૪માં બી. એ. માં પહેલે નંબરે પસાર થયા અને Duke of Edinborough fellowship મેળવી. વધુમાં એ જ કૉલેજમાં દક્ષિણા ફૅલો પણ નીમાયા.

ઇ. સ. ૧૯૧૬માં તેઓ શિક્ષણ પ્રચારક મંડળના Life-member થયા અને એ મંડળે એમને ગણિત માટે વધુ અભ્યાસ કરવા અને ઉચ્ચ ઉપાધિ પ્રાપ્ત કરવા વિલાયત મોકલ્યા. એમણે કૅમ્બ્રિજની જાણીતી ટ્રીનીટી કૉલેજમાં લગભગ પાંચ વર્ષ અભ્યાસ કર્યો, અને Mathematical tripos part II ની ઊંચી પરીક્ષા પસાર કરી B વર્ગના star wrangler થયા. વધુમાં એમણે સારાં ઇનામો પણ મેળવ્યાં. સને ૧૯૨૧માં શ્રી. શાહ હિંદ પાછા ફર્યા અને ૧૯૨૨થી ૧૯૩૦ સુધી ન્યૂ પૂના કૉલેજના પ્રિન્સીપાલ તરીકે કાર્ય કર્યું.

સને ૧૯૩૦માં તેઓ સુરતની મગનલાલ ઠાકોરદાસ બાલમુકુંદદાસ કૉલેજના પ્રિન્સીપાલ થયા. આ કૉલેજની વ્યવસ્થા સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના હાથમાં છે. કૉલેજ ઉપરાંત આ સોસાયટી પાંચ-સાત શાળાઓ પણ ચલાવે છે. આ બધી સંસ્થાઓનો વહી--

વટ મુખ્યત્વે કરીને સોસાયટીના સ્વયંસેવકોના હાથમાં છે. પ્રિન્સી. શાહ, આ સ્વયંસેવક મંડળના પ્રમુખ છે.

સાર્વજનિક એજ્યુ. સોસાયટીની પ્રગતિમાં એમણે અમૂલ્ય ફાળો આપ્યો છે. બીજી બાજુ મુંબઈ વિદ્યાપીઠની કાર્યવાહીમાં પણ એમનો હિસ્સો નાનોસૂનો નથી. આજ લગભગ વીશ વર્ષ થયાં તેઓ સેનેટના સભ્ય છે. તે ઉપરાંત વિદ્યાપીઠની મુખ્ય કાર્યવાહક સમિતિ The Syndicate—માં તેઓ દસ વર્ષ થયાં અગત્યનું કામ કરી રહ્યા છે. સેનેટની સભાઓમાં વિદ્યાપીઠનું વાર્ષિક અંદાજપત્ર ઘણું ખરું તેઓ જ રજૂ કરે છે, અને સભ્યોની ટીકાઓનો વ્યવહારકુશળ ધારાશાસ્ત્રીની કુનેહથી જવાબ આપે છે.

કેળવણીના અનેક પ્રશ્નોનો તેમણે ઊંડો અભ્યાસ કર્યો છે. અભ્યાસ-ક્રમ અથવા કેળવણીને લગતા બીજા પ્રશ્નોની વિચારણા માટે સરકાર તરફથી નીમવામાં આવેલી કમિટીઓમાં એમણે સ્થાન પ્રાપ્ત કર્યું છે.

સાર્વજનિક એજ્યુ. સોસાયટી સુરત, મુંબઈ વિદ્યાપીઠ વગેરે સંસ્થાઓની વિવિધ પ્રવૃત્તિઓ, જેમ બને તેમ કેન્દ્રિત કરવાનો એમને અજબ રોંાખ છે. અને આ પ્રવૃત્તિઓનો વિકાસ એ રીતે સાધી શકાય, એમ તેઓ માને છે. નિયમિત રીતે કાર્ય કરવાની ટેવ, વ્યવસ્થા, શિસ્ત વગેરે એમનાં મુખ્ય ગુણો છે. નોંધપોથી અને પ્રિન્સી. શાહ એ બેનો અયુત સંબંધ એમના પરિચયમાં આવનાર કોઈપણ વ્યક્તિ નિહાળ્યા વિના નહિ રહે.

માણસનું સર્વસ્વ એની બુદ્ધિમાં છે, એના કરતાં વધારે એના હૃદયમાં છે. એ હૃદયને કેળવવાનું કામ તો બુદ્ધિનો વિકાસ અને સદાચારથી જ થઇ શકે છે, પણ હૃદયને જાગ્રત કરવાનું કામ સંગીતથી સરસ રીતે થઈ શકે છે, માટે હૃદયને હંમેશાં સંગીતથી ચલાળવું જોઇએ. સંગીતભીનું હૃદય સહેલાઇથી સંસ્કારો લઇ શકે છે.

—કાકા કાલેલકર

## સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ

**ઓ**ગણીસમી સદીના ગૂજરાતના પ્રથમ પંક્તિના કવિ, સૂક્ષ્મ વિવેચક, પ્રખર ભાષાશાસ્ત્રી અને ગૂજરાતના અગ્રગણ્ય વિદ્વાન તથા કેળવણીકાર સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆનો જન્મ સને ૧૮૫૯માં ત્રીજી સપ્ટેમ્બરે અમદાવાદમાં સરદાર રા. બ. ભોળાનાથ સારાભાઇને ત્યાં થયો હતો. રા. બ. ભોળાનાથ સારાભાઇ આખા ગુજરાતમાં આગેવાન સુધારક અને પ્રાર્થના સમાજના સ્થાપક તરીકે પ્રસિદ્ધ હતા. બંગાળામાં જેવી રીતે ટાગોર કુટુંબ, તેવી રીતે ગૂજરાતમાં સ્વ. ભોળાનાથભાઈનું કુટુંબ સંસ્કાર, વિદ્યા, ખાનદાની, કલારસિકતા, સુધારક આચાર–વિચાર વગેરેમાં આખા ગૂજરાતમાં સુપ્રસિદ્ધ હતું. ભોળાનાથભાઈનાં સાત સંતાનોમાં નરસિંહરાવ છઠ્ઠા હતા. તેમને બીજા ચાર ભાઇ અને બે બહેનો હતાં. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમનાં માતાનું નામ શિવકાશી હતું. છેક નાનપણમાં તેમનાં માતા અવસાન પામ્યાં હતાં. પિતાની વિદ્યાપ્રિયતા, ધાર્મિક સંસ્કાર અને વ્યવસ્થિત કામ કરવાની ટેવ એમને ખાસ વારસામાં મળ્યાં હતાં.

શાળાના અભ્યાસ દરમિયાન ગણિત અને સંસ્કૃતમાં તેમની તેજસ્વી શક્તિ જણાઇ આવી હતી. તેઓ બી. એ. માં સંસ્કૃતનો વિષય લઇ ઉત્તીર્ણ થયા હતા; અને ભાઉ દાજી પ્રાઇઝ, જે તે વખતે, અને હજી પણ, ગૂજરાતીઓને ભાગ્યે જ મળતું અને મળે છે, તે તેમણે પ્રાપ્ત કર્યું હતું. એમ કહેવાય છે કે પ્રખ્યાત સંસ્કૃત વિદ્વાન સ્વ. સર રામકૃષ્ણ ભાંડારકર, જે તેમના પ્રૉફેસર હતા, તેમના પુત્ર શ્રીધર ભાંડારકર નરસિંહરાવના સહાધ્યાયી હતા. તેમને પણ બી. એ. માં સંસ્કૃત ઐચ્છિક વિષય લેવાની મરજી હતી, પણ તેમના પિતાએ તેમને તે વિષય

લેવાની સલાહ આપી ન હતી, કારણ કે નરસિંહરાવ જેવા અભ્યાસીની સામે સંસ્કૃતનું દ્દનામ શ્રીધર ભાંડારકરને મળવાનો તેમને સંભવ



જણાતો ન હતો. નરસિંહરાવ માટે ડો. ભાંડારકરને ઘણી મમતા અને બહુ ઊંચો અભિપ્રાય હતો. નરસિંહરાવને એમના એ વિદ્વાન ગુરુ માટે

બેહદ માન અને ભક્તિભાવ હતાં. કડક સ્વભાવ, વધારે પડતી ઝીણ-વટ અને ચોકસાઇ તેમ જ વ્યાકરણ અને ભાષાશુદ્ધિ માટે ચીવટ એ ગુણો નરસિંહરાવમાં ડૉ. ભાંડારકરની અસરને લીધે હતા. શાળામાં એમના હેડમાસ્તર સ્વ. અંબાલાલ સાકરલાલ દેસાઈ હતા. અંબાલાલ-ભાઇની સખત શિસ્ત, જીવન પ્રત્યે ગંભીર દૃષ્ટિ, વ્યવસ્થિત કામ કરવાની ટેવ, સ્પષ્ટ વક્તૃત્વ—એ ગુણો નરસિંહરાવમાં પણ ઉતર્યા હતા.

તે સમયે આસિ. કલેક્ટરની અમુક જગ્યાઓ ખાનદાન, વિદ્વાન અને પ્રતિષ્ઠિત કુટુંબના યુવાન પુત્રો માટે ખાસ અલગ રાખવામાં આવતી હતી. એ જગ્યાને સ્ટેટ્યુટરી સિવિલ સર્વિસની જગ્યાઓ કહે-વામાં આવતી હતી. સ્વ. ભોળાનાથભાઇ ફર્સ્ટ કલાસ સબ જડ્જ તરીકે નિવૃત્ત થયા હતા. સરકારી અમલદાર તરીકે તેમની ઘણી પ્રતિષ્ઠા હતી. તેમનું કુટુંબ ખાનદાન અને સંસ્કારી હતું, અને પુત્ર નરસિંહરાવ બી. એ. માં સારી રીતે ઈનામ સાથે ઉત્તીર્ણ થયા હતા; એટલે એ જગા નરસિંહરાવને મળી અને તેઓ ખેડામાં આસિ. કલે-ક્ટર નીમાયા. આવા મોટા હોદ્દાની જગા તેમને મળવાથી કુટુંબ, જ્ઞાતિ તથા ગુજરાતી જનતામાં તેમને માટે ઘણી માનવૃત્તિ ઉત્પન્ન થઇ. સોલાપુર, બીજાપુર, કારવાર, નાસિક, રત્નાગિરી વગેરે અનેક સ્થળે તેમને નોકરીને અંગે રહેવાનું થયું હતું. મરાઠી, કાનડી અને સિંધી ભાષાઓનો, નોકરીને અંગે, તેમણે બહુ ઝીણવટથી અને તુલનાત્મક અભ્યાસ કર્યો હતો.

સને ૧૯૧૨માં તેઓ નોકરીમાંથી નિવૃત્ત થયા, અને ત્યારપછી વાંદરામાં અને પછી ખારમાં જીવનનો બાકીનો સમય તેમણે વાચન, અભ્યાસ અને લેખનમાં વ્યતીત કર્યો.

નિવૃત્તિનાં વર્ષો દરમિયાન સ્વ. નરસિંહરાવભાઇએ મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કાર્ય કર્યું હતું. એમનો ગુજરાતી ભાષા પ્રત્યેનો પ્રેમ, ભાષાશુદ્ધિની ચીવટ, વિવરણની શક્તિ, અંગ્રેજી કાવ્ય સાહિત્યનો ઊંડો અભ્યાસ, સંસ્કૃત શિષ્ટ કાવ્ય

અને નાટ્યગ્રંથોનો તલસ્પર્શી અભ્યાસ અને તે સર્વ ઉપરાંત ઉછરતા ઉત્સાહી અભ્યાસકોને સતત ઉત્તેજન આપવાનો ઉદાર સ્વભાવ એ ઉચ્ચ ગુણોને લીધે નરસિંહરાવ ગુજરાતીના અધ્યાપક તરીકે બહુ સફળ નીવડ્યા હતા. અત્યારના આપણા યુવાન વિદ્વાનો શ્રી. ભાનુશંકર વ્યાસ, શ્રી. ઉમાશંકર જોષી, શ્રી. ચન્દ્રવદન મહેતા વગેરે -- સ્વ. નરસિંહરાવના પ્રિય શિષ્યો હતા, અને તેમના શિક્ષણના સંસ્કાર એ વિદ્વાનો ઉપર પડેલા સ્પષ્ટ જણાય છે.

સ્વ. નરસિંહરાવનું પ્રથમ લગ્ન સને ૧૮૭૨માં થયેલું. તેમના એક પુત્ર પ્રસન્નકુમાર, નરસિંહરાવના અવસાન પછી ત્રણ વર્ષે ગુજરી ગયા હતા. સ્વ. નરસિંહરાવભાઈના કુટુંબમાં હાલ સ્વ. પ્રસન્નકુમારના બે પુત્રો અને તેમનાં સંતાનો તથા સ્વ. લવંગિકાની બે પુત્રીઓ હયાત છે.

બહુ જ નાની વયથી નરસિંહરાવ કવિતાઓ રચતા. સ્વ. કવિ દલપતરામ નરસિંહરાવના સમયમાં શાળામાં કવિતા શીખવતા. પિંગળનું જ્ઞાન નરસિંહરાવે કવિ દલપતરામ પાસેથી પ્રાપ્ત કરેલું. એમનાં કાવ્યોનો પ્રથમ સંગ્રહ 'કુસુમમાળા'ને નામે સને ૧૮૮૭માં પ્રગટ થયો. અર્વાચીન ગુજરાતી કાવ્ય પદ્ધતિનું એ પ્રથમ પુસ્તક હતું, અને તેમની પહેલાંના કવિઓનાં કાવ્યોથી ઘણી રીતે નવી ભાત પાડનાર એ પુસ્તકનો સમસ્ત ગૂજરાતના વિદ્વાન અને રસિક કવિતાપ્રિય વર્ગે આદરપૂર્વક સ્વીકાર કર્યો હતો. સ્વ. રમણભાઈએ લખ્યું છે તેમ 'અંતરૂભાવ પ્રેરિત કવિતાની તૃષાથી ગુજરાતી સાહિત્યમાં ફરતાં બધે જલશૂન્ય રણ દેખી નિરાશ થયેલા મનને આશ્વાસન આપનારી, હર્ષમાં લાવનારી...સૂકા અરણ્યમાં લીલા કુંજધામ જેવી, એક જ કાવ્યસરિતા તે 'કુસુમમાળા' છે.'

ત્યારપછી સને ૧૮૯૬માં 'હૃદય વીણા', સને ૧૯૧૪માં 'નૂપુરઝંકાર', સને ૧૯૧૫માં 'સ્મરણ સંહિતા' અને છેવટે સને ૧૯૩૪માં 'બુદ્ધચરિત' પ્રગટ થયાં. 'કુસુમમાળા', 'હૃદયવીણા' અને 'નૂપુરઝંકાર'

એ એમનાં છૂટક કાવ્યોના સંગ્રહ છે. 'બુદ્ધચરિત' એ સર એડવિન આર્નોલ્ડના 'લાઇટ ઑફ એશિયા' નામના કાવ્યના અમુક ભાગનું મોટે ભાગે ભાષાન્તર છે, અને મહાત્મા બુદ્ધના જીવનના કેટલાક પ્રસંગોનું એમાં કાવ્યરૂપે વર્ણન છે. અને 'સ્મરણ સંહિતા' એ એમના સદ્ગત યુવાન પુત્ર નલિનકાન્તને સાટે રચેલું કરુણ પ્રશસ્તિ (Elegy) કાવ્ય છે. ગુજરાતી ભાષામાં સ્મરણસંહિતા એ પ્રથમ પંક્તિનું આ પ્રકારનું કાવ્ય છે એવો સર્વ વિદ્વાનોનો મત છે.

નરસિંહરાવ કવિ તરીકે પ્રસિદ્ધ હતા તેમ જ ગદ્યલેખક તરીકે પણ તેઓ ગુજરાતી સાહિત્યમાં બહુ ઊંચું સ્થાન ધરાવતા હતા. તેમના ગદ્યલેખો મોટે ભાગે વિવેચન સંબંધી લેખો છે. આ સર્વ લેખોના ગૂ વર્ના. સોસાયટી તરફથી પ્રગટ થયેલા 'મનોમુકુર' ના ચાર ભાગમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. વિવેચક તરીકે નરસિંહરાવના તલસ્પર્શી અભ્યાસ, સૂક્ષ્મ વિવરણશક્તિ, વિશાળ વાચન, પ્રાચીન ભાષાની શૈલી અને ભાષાશાસ્ત્ર ઉપરના પ્રભુત્વનું દર્શન થાય છે. આ ઉપરાંત તેમણે તત્ત્વચિન્તન અને અધ્યાત્મવાદને સ્પર્શ કરતા કેટલાક તાત્ત્વિક પ્રશ્નોની ચર્ચા 'વિવર્તલીલા' અને 'તરંગલીલા' એ બે ન્હાના ગ્રન્થોમાં પ્રગટ કરેલી છે.

કવિ તરીકે, વિવેચક તરીકે, શિષ્ટ ગદ્યલેખક તરીકે અને તત્ત્વચિંતનના ગૂઢ પ્રશ્નોના વિચારક તરીકે નરસિંહરાવનું ગુજરાતી વિદ્વાનોમાં બહુ ઊંચું સ્થાન છે, પરન્તુ ગુજરાતી ભાષાના ઊંડા અભ્યાસી પ્રખર ભાષાશાસ્ત્રી તરીકે તેમનું સ્થાન અદ્વિતીય છે. 'વિલ્સન્સ ફાઇલોલૉજીકલ લૅક્ચર્સ' (મુંબાઇ યુનિ. તરફથી એમણે આપેલાં વ્યાખ્યાનો) નો એમનો ગ્રન્થ ગુજરાતી ભાષાનો અભ્યાસ જ્યાં સુધી થયા કરશે, ત્યાં સુધી એક પ્રમાણભૂત ગ્રન્થ તરીકે ગણાશે, અને એ રીતે નરસિંહરાવ કવિ તરીકે કે વિવેચક અગર ગદ્યલેખક તરીકે ભૂલાઈ જશે ત્યારે પણ ભાષાશાસ્ત્રી તરીકે એમનું સ્થાન અમર રહેશે.

આ ઉપરાંત અમદાવાદની પ્રાર્થના સમાજમાં ગવાતાં ભજનોનો સંગ્રહ સ્વ. ભોળાનાથભાઇએ રચેલી પ્રાર્થનામાળાના છેલ્લા બે અંકમાં ૭ કાવ્યો તથા ગદ્યપ્રાર્થના, અનેક પ્રસંગે એમણે કરેલાં હરિકીર્તનોને અંગે રચેલાં કાવ્યો અને ભજનો એ એમનાં ઓછાં જાણીતાં પણ એમની વિશિષ્ટ કાવ્યશૈલીના નમુનારૂપ અનેક કાવ્યો છે. એ કાવ્યોમાં નરસિંહરાવની ઊંડી આધ્યાત્મિકતા, ઇશ્વિર ઉપરની અચળ શ્રદ્ધા, અનન્ય શરણભાવ, ભક્તિથી આર્દ્ર થયેલું હૃદય, સૃષ્ટિ સૌન્દર્યમાં પરમાત્મ તત્ત્વનું દર્શન, પરમાત્માની કલ્યાણમય યોજનાની નિશ્ચળ શ્રદ્ધા, પરલોકમાં પરમાત્માના સાન્નિધ્યમાં અનન્ત શાન્તિ અને અખંડ આનંદના અનુભવનો સંપૂર્ણ વિશ્વાસ એ નરસિંહરાવના સ્વભાવનાં અને મનનાં વિશિષ્ટ લક્ષણો આ અપ્રસિદ્ધ કાવ્યોમાં સ્થળે સ્થળે પ્રગટ થાય છે. ભક્તિમાન પિતા પાસેથી વારસામાં મળેલી એમની ઇશ્વરપરાયણતા અને ઉત્કટ શ્રદ્ધાને બળે નરસિંહરાવ એમનાં કૌટુમ્બિક દુઃખો ધૈર્યથી —પ્રશંસનીય ધૈર્યથી સહન કરી શક્યા હતા. તેમનાં પુત્રીઓ ઊર્મિલા તથા લવંગિકા, પુત્ર નલિનકાન્ત, દૌહિત્ર પ્રેમલ અને છેવટે એમનાં પત્ની સુશીલા બ્હેન એ સર્વ નરસિંહરાવની હયાતીમાં જ અવસાન પામ્યાં હતાં, તેમ છતાં અનુપમ આધ્યાત્મિકતા અને પરમાત્મા ઉપરની નિશ્ચલ, દૃઢ શ્રદ્ધાબળે એ સર્વ દુઃખનો ભાર અત્યન્ત ધૈર્યથી એમણે સહન કર્યો હતો. "વ્હાલા સહુ ફરી મળીશું અનન્ત ધામે" એ વચનમાં એમને સંપૂર્ણ શ્રદ્ધા હતી. સ્વ. નરસિંહરાવની આ ઉન્નત આધ્યાત્મિકવૃત્તિ, ઉત્કટ અને અચલ શ્રદ્ધા અને પરમાત્માની કલ્યાણમય યોજના ઉપર સંપૂર્ણ વિશ્વાસ એ એમના પ્રાર્થના સમાજના સતત સહવાસ અને પિતાના ઉદાર ધાર્મિક સિદ્ધાન્તોની સીધી અસરનું પરિણામ હતું. પરમાત્મા પ્રત્યેની પ્રાર્થનામાં એમણે માત્ર "ભવાગ્નિબલરામની ભક્તિસુધા"નીજ યાચના કરી છે. એ ભક્તિસુધા નરસિંહરાવને ઇશ્વરકૃપાથી પ્રાપ્ત થયેલી હોવાથી જ એમના જીવનમાંનાં "ચાર બુદ્બુદો કાલસિન્ધુના પટ ઉપર ઘસડાઈ ગયા હતા છતાં" પરમાત્માની એ અગમ્ય લીલામાં "સુખબીજ મૂક્યું સહુ દુઃખ

વિષે" એવી અડગ શ્રદ્ધા એ મંગલમય પ્રભુની યોજનામાં એમણે ટકાવી રાખી હતી. "એ બુદ્દબુદો સિન્ધુના જલપટમાંથી ચાલીને વ્યોમપટમાં દિવ્ય દીપ્તિમય તારકરૂપ ધારણ કરે છે, અને મૂક સંદેશનાં આશ્વાસનો આત્મામાં રેડે છે" એવા અદ્દભુત અને અસાધારણ શ્રદ્ધાબળે એ જીવન ટકાવી રહ્યા હતા '**माहं बह्म निराकुर्याम् मा मा बह्म निराकरोत् अनिराकरणमस्तु**' એ નરસિંહરાવનું જીવનસૂત્ર હતું.

પુત્ર–પુત્રીઓ દોહિત્ર અને પત્ની—સર્વને વળાવી જગતપિતાની ભક્તિમાં તલ્લીન, પરલોકમાં અખંડ આનન્દ અને અનન્ત શાંતિ પ્રાપ્ત કરવાની સંપૂર્ણ શ્રદ્ધા સાથે નરસિંહરાવભાઈએ ૧૯૩૭ ના જાન્યુઆરીની ૧૪મી તારીખે ખાર (મુંબઈ) માં દેહત્યાગ કરી અમરધામ પ્રતિ યાત્રા કરી. *

---

* મળેલું.

આજે આપણે ભારે કપરા સમયમાંથી પસાર થઈ રહ્યાં છીએ. દરેક ક્ષણે આપણને મનુષ્ય–સ્વભાવમાં ઘર કરી રહેલા સત્તા અને માલિકીના બળવાન આવેગનું–અતિ પ્રાથમિક આવેગનું–ભાન થયા વિના રહેતું નથી. અને છતાં માનવ–સ્વભાવમાં આથી છેક વિરુદ્ધ એવો એક સદ્દગુણ—ઉચ્ચતર કક્ષાનો સદ્દગુણ રહેલો છે એ આપણે ભૂલી ન જઈએ. હરેક માનવીને અંતરમાં એમ લાગ્યા વિના રહેતું જ નથી કે સાચી માણસાઈ તો આ સત્તા અને માલિકીના આવેગ સામે ખડતલ યુદ્ધમાં અને એના પ્રતિકારમાં જ સમાયેલી છે. આ ભાવનાને બળે જ માનવી અસહાય અને દીનનું રક્ષણ કરવા દોડી જાય છે અને એને જ કારણે માનવી પોતાને મળેલા લાભમાં અન્યને સહભાગી કરવામાં આનંદ અને સંતોષ અનુભવે છે. માનવ સ્વભાવમાં રહેલી આ ઉચ્ચતર ભાવનાને પરિણામે જ જગતમાં નિરામયતા, પ્રસન્નતા અને શાંતિ ઉદ્દભવે છે.

—ડૉ. મૉન્ટેસોરી

# શ્રી. નરહરિ દ્વા. પરીખ



શ્રી. નરહરિભાઈ પરીખના નામથી તો શિક્ષિત ગુજરાતીઓમાં ભાગ્યેજ કોઈ અજાણ્યુ હશે. કેળવણીના ક્ષેત્રમાં અને સાહિત્યના ક્ષેત્રમાં એમણે પ્રશસ્ય સેવાઓ આપી છે. અગ્રગણ્ય કેળવણીકારો અને સાહિત્યકારોમાં એમનું સ્થાન છે. એઓ જ્ઞાતિએ ખડાયતા વાણીઆ અને ખેડા જીલ્લામાં આવેલા કપડવણજ તાલુકા તાબે કઠલાલના વતની છે. એમનો જન્મ અમદાવાદમાં તા. ૭ મી ઓકટોબર ૧૮૯૧ના રોજ થયો હતો. એમના પિતાનું નામ દ્વારકાદાસ મોતીલાલ પરીખ, જે સ્વર્ગસ્થ કેશવલાલ મોતીલાલ પરીખના ભાઈ થાય. એમનું કુટુંબ જિલ્લામાં તેમ જ્ઞાતિમાં એક સુશિક્ષિત કુટુંબ તરીકે જાણીતું છે. સ્વ૦ કેશવલાલભાઈએ અમદાવાદમાં એક વકીલ તરીકે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં તેઓ લાંબી મુદત સુધી સભ્ય હતા, એટલું જ નહિ પણ નાગરિક જીવનમાં આગળ પડતો ભાગ લેતા, તેમજ એક સુધારક તરીકે જાણીતા હતા. લેખક તરીકે પણ એમણે નામના મેળવેલી. એ સંસ્કાર સ્વર્ગસ્થ દ્વારકાદાસ પર પડેલા અને તેમણે

'બાલબંધુ' એ નામનું એક ન્હાનું પુસ્તક, જયારે બાલસાહિત્ય જેવું કાંઇ નહોતું ત્યારે પ્રથમ લખ્યું હતું. કુટુંબના એ બધા સુસંસ્કારો, લેખન–વાચન, સમાજ સેવા, સુધારો વગેરે શ્રી. નરહરિ પરીખમાં વારસામાં ઉતરી આવેલા જણાશે.

એમનાં માતુશ્રીનું નામ કૃષ્ણાબહેન છે. શ્રી. પરીખનું લગ્ન સન ૧૯૦૭માં અમદાવાદમાં સૌ. મણિગૌરી સાથે થયું હતું.

એમણે પ્રાથમિક તેમજ કૉલેજ--શિક્ષણ અમદાવાદમાં મેળવ્યું હતું. કૉલેજના ચાર વર્ષ દરમિયાન તેમને લાગટ જ્ઞાતિ સ્કૉલરશીપ મળી હતી. સન ૧૯૦૬માં મેટ્રીક થયેલા. સન ૧૯૧૧માં બી. એ. ની પરીક્ષા ઇતિહાસના ઐચ્છિક વિષય સાથે પાસ કરેલી, અને સન ૧૯૧૩ માં એલ્ એલ્. બી. ની ડીગ્રી એમણે મેળવેલી.

એમના પ્રિય વિષયો ગુજરાતી સાહિત્ય, ઇતિહાસ અને સંપત્તિ શાસ્ત્ર છે. સાહિત્ય પ્રત્યે અનુરાગ ધરાવતા હોવા છતાં સાહિત્ય તેમની મુખ્ય પ્રવૃત્તિ નથી.

પૂ. મહાત્માજી અમદાવાદમાં સ્થાયી આવી વસ્યા તે અરસામાં તેમના નિકટના સંસર્ગમાં આવતાં, તેઓ સન ૧૯૧૭માં સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રીય શાળામાં જોડાયા હતા.

તે પૂર્વે થોડોક વખત તેમના પરમ મિત્ર સ્વ. મહાદેવભાઈ સાથે વકીલાત કરવા માંડેલી અને શરૂઆતમાં કામ થોડું ને સમય બહોળો, તે નકામો જવા ન દેતાં, એઓ બન્નેએ સાથે મળી સ્વ. કવિવર ટાગોરના 'ચિત્રાંગદા' નાટકનો અનુવાદ ગુજરાતીમાં કરેલો. જેની એક ઉત્તમ કૃતિ તરીકે ચોતરફથી પ્રશંસા થઇ હતી, અને તે પછી 'વિદાય અભિશાપ' નાટકનો અનુવાદ 'બુદ્ધિ પ્રકાશ'માં આપેલો. એ બન્ને નાટકો એકઠાં પુસ્તકરૂપે છપાયેલાં છે. ત્યારબાદ મહાત્મા ગાંધીજી સાથે રાષ્ટ્રીય ચળવળમાં પડતાં, તેમની લેખન–પ્રવૃત્તિ પ્રચારકાર્યમાં વિશેષ રોકાયેલી રહે છે; જો કે વિદ્યાપીઠનાં અંગનાં સાહિત્ય--પ્રકાશનોમાં એમની પ્રેરણા, દિશાસૂચન અને સક્રિય સહાયતા દૃષ્ટિગોચર થાય છે.

ગુજરાતી ભાષામાં ચાલતી જોડણીની અરાજકતા દૂર કરવાના હેતુથી વિદ્યાપીઠ તરફથી એક જોડણીકોશ તૈયાર કરવાનું કામ તેમને ૧૯૨૭માં સોંપવામાં આવ્યું હતું, અને તે કામની ઠીક ઠીક શરુઆત તેમણે કરી દીધી હતી, પણ થોડા જ મહિનામાં ગુજરાત ઉપર રેલની મહાન આફત આવી પડી અને કોશનું કામ અધૂરું મૂકી તેમને સંકટ નિવારણના કામમાં પડવું પડયું. એટલે એ કામ બીજા ભાઇઓ પાસે કરાવી વિદ્યાપીઠે જોડણીકોશ બહાર પાડયો છે. પહેલી આવૃત્તિમાં કેવળ જોડણીશુદ્ધ શબ્દોનો સંગ્રહ જ હતો, પરંતુ બીજી આવૃતિ અર્થ સાથે બહાર પડી છે. આ કોશ માટે જોડણીના નિયમો નક્કી કરવામાં તેમણે સારો ફાળો આપ્યો હતો.

સને ૧૯૨૫-૨૬માં બારડોલી તાલુકાની જમીન મહેસૂલમાં વધારો કરવાનું સરકાર તરફથી સૂચવવામાં આવ્યું હતું, અને આ વધારો છે એ દર્શાવનારા લેખો તેમણે નવજીવનમાં લખ્યા હતા અને તે 'બારડોલી ના ખેડૂતો' એ નામે પ્રગટ થયેલ છે. એ લેખોને આધાર ગણીને સને ૧૯૨૮ની બારડોલીની સત્યાગ્રહની લડત ઉપાડવામાં આવી હતી. લડતનું સમાધાન થયા પછી સરકાર તરફથી જે કમિટી નીમવામાં આવી તે કમિટી સમક્ષ બારડોલીનો કેસ તેમણે તથા સ્વ૦ મહાદેવ દેસાઇએ સંપૂર્ણ રીતે પુરવાર કરી આપ્યો હતો, અને કમિટીએ પોતાના રિપોર્ટમાં બન્નેના કામની મુક્તકંઠે પ્રશંસા કરી છે.

પૂર્ણ સ્વરાજની ગઈ લડતમાં તેમનો ફાળો ગાંધીજીના નૈષ્ઠિક સૈનિકને શોભે એવો હતો. જેલમાંથી છૂટી આવ્યા પછી તેઓ વિદ્યાપીઠમાં જ કામ કરતા હતા.

ત્યારબાદ હરિજન આશ્રમ સાબરમતીને એમની સેવાનો અપૂર્વ લાભ મળતો હતો. હમણાં તેઓ સરકારની અટકાયતમાં હોઇ જેલમાં છે.

એમનાં પુસ્તકોમાં: "ચિત્રાંગદા", "ગોખલેનાં વ્યાખ્યાનો", "વિદાય અભિશાપ", "પ્રાચીન સાહિત્ય," "પૂર્વ રંગ," "આટલું તો જાણજો ભાગ ૧-૨," "ત્યારે કરીશું શું ?," "બારડોલીના ખેડૂતો,"

"નવલગ્રન્થાવલિ," "સહાયવૃત્તિ," "યંત્રની મર્યાદા," "ગુપ્તપંચાયતનો કાયદો," "કન્યાને પત્રો," "પ્રાચીન સાહિત્ય" વગેરે ગૂજરાતમાં ખૂબ જાણીતાં અને લોકપ્રિય છે.*

*"ગૂજ. વર્ના. સોસાયટી, અમદાવાદ" ના સૌજન્યથી-

## પ્રો. નવલરામ જ. ત્રિવેદી

સમસ્ત ગૂજરાતમાં એક વિચારક અને વિવેચક તરીકે જાણીતા થયેલા શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદીએ એક પ્રાધ્યાપક તરીકે પણ સુંદર સફળતા અને નામના પ્રાપ્ત કરેલ છે. સાહિત્યની સાથે કેળવણીના ક્ષેત્રમાં પણ પોતાનો નોંધપાત્ર ફાળો આપી રહેલા શ્રી. નવલરામભાઇનો જન્મ તા. ૧૧મી ઓકટોબર સને ૧૮૯૫ના રોજ થયો હતો. એઓ જ્ઞાતિએ ઔદીચ્ય બ્રાહ્મણ છે. એમના પિતાનું નામ જગન્નાથ ઉમિયાશંકર ત્રિવેદી અને માતાનું નામ ઉજમબહેન છે. એઓ વઢવાણ શહેરના વતની છે. પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી એમણે વઢવાણ કેમ્પમાં જ લીધેલી. સને ૧૯૧૪માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી તેઓ આગળ અભ્યાસ માટે ગૂજરાત કૉલેજમાં દાખલ થયા. સને ૧૯૨૦માં તેઓ ગ્રેજ્યુએટ થઇને ગૂજરાત મહિલા પાઠશાળા અમદાવાદમાં પ્રાધ્યાપક તરીકે જોડાયા. ચાલુ અધ્યાપનકાર્ય સાથે અભ્યાસ આગળ વધારીને શ્રી. ત્રિવેદીએ સને ૧૯૨૬માં એમ. એ. ની ડીગ્રી મેળવી. સને ૧૯૨૩માં તેમણે મુંબઈ યુનિવર્સિટીના ઇનામી નિબંધ માટે હરિફાઇ કરી નારાયણ પરમાનંદ પ્રાઇઝ મેળવ્યું હતું. આ નિબંધનો વિષય 'ગૂજરાતમાં સને ૧૮૪૯થી ૧૯૧૪ સુધીમાં થયેલ સમાજ સુધારાની પ્રગતિ' એ પ્રમાણે હતો.

સાહિત્ય, રાજકારણ અને સમાજશાસ્ત્ર એ એમના પ્રિય વિષયો છે. તેઓ બંગાળી, મરાઠી, હિંદી, સંસ્કૃત વગેરે ભાષાઓનો સારો પરિચય ધરાવે છે. એમની સાહિત્યોપાસના અને ઊંડા અભ્યાસને લીધે એમને ગૂજરાત સાહિત્ય સભાના મંત્રી નીમવામાં આવ્યા હતા.

ગૂજ. વર્ના. સોસાઇટી સંચાલિત 'પોસ્ટ ગ્રેજ્યુ રીસર્ચ ઇન્સ્ટીટયુટ'ના ગૂજરાતી વર્ગ માટેના માનાર્હ અધ્યાપક તરીકે પણ તેઓ કામ કરે છે. ગૂજરાતી સ્ત્રી કેળવણી મંડળ, ગૂજરાત સાહિત્યસભા અને ગૂજ. વર્ના. સોસાઇટીની કાર્યવાહક સમિતિના તેઓ સભ્ય છે, ઉપરાંત ગૂજ. વર્ના. સોસાઇટીની ગ્રન્થોત્તેજક સમિતિ અને ગ્રન્થ-પ્રકાશન સમિતિના પણ તેઓ સભ્ય છે.

ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની પ્રાવેશિકથી પી. એ. સુધીની પરીક્ષાઓ માટે ગૂજરાતીના પરીક્ષક તરીકે એમણે કેટલોક સમય કામ કર્યું હતું. ભા. મહિલા વિદ્યાપીઠની સેનેટના અને ગૂજરાતી પાઠ્ય પુસ્તક સમિતિના તેઓ સભ્ય છે.

મુંબઇ યુનિવર્સિટીની મેટ્રિકથી બી. એ. સુધીની જુદી જુદી પરીક્ષાઓમાં ગૂજરાતીના પરીક્ષક તરીકે પણ એમણે કામ કર્યું છે. સને ૧૯૩૬માં અમદાવાદમાં ભરાયેલ પ્રથમ 'પ્રગતિશીલ સાહિત્ય સંમેલન'ના પ્રમુખ તરીકે એમને ચૂંટવામાં આવ્યા હતા. આ સર્વ કાર્યો જોતાં પ્રૉ. નવલરામ ત્રિવેદીએ સાહિત્ય અને શિક્ષણના ક્ષેત્રમાં કેટલો સુંદર હિસ્સો આપ્યો છે, તે જણાયા વિના નહિ રહે

એમની સાહિત્ય કૃતિઓમાં—'કેતકીનાં પુષ્પો', 'કેટલાંક વિવેચનો', 'નવાં વિવેચનો', 'શિક્ષણનું રહસ્ય', 'માનસશાસ્ત્ર', 'બ્રિટિશ સામ્રાજ્યનો અર્વાચીન ઇતિહાસ', 'હિંદનું નવું રાજ્ય બંધારણ', 'જયંતી વ્યાખ્યાનો', '૧૯૩૫ના ગ્રન્થસ્થ વાઙ્‌મયની સમીક્ષા', 'સમાજ સુધારાનું રેખાદર્શન', 'બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ ભા. ૧-૨ ( પ્રા. અનંતરાય રાવળ સાથે ), 'ગૂજરાત વાચનમાળા માધ્યમિક શ્રેણી પુ. ૧-૨-૩', 'સાહિત્ય પરિમલ પુ. ૧-૨-૩',

'કારાવાસની કહાણી' વગેરેનો ગૂજરાતમાં સારો સત્કાર થયેલો છે. 'કલાપીનું જીવન અને કવન' એ પુસ્તક હજી અપ્રકટ છે. ગૂજરાતી સાહિત્ય અને શિક્ષણની એમની સેવા હજી અવિરત ચાલુ છે. એક પ્રતિષ્ઠાલબ્ધ વિવેચક, અગ્રગણ્ય લેખક અને સફળ અધ્યાપક એવા શ્રી. નવલરામભાઇની સામે ગૂજરાત આશાભરી મીટ માંડી રહ્યું છે. એમની પાસેથી ગૂજરાતને હજી ઘણું મળશે એમ ઇચ્છીએ.

## શ્રી. નવસુખરાય મનસુખરાય વસાવડા

**બી. એ. (ઑનર્સ)**

તેઓ જૂનાગઢના વતની નાગર ગૃહસ્થ છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૪માં જૂનાગઢમાં થયેલો. તેમણે જૂનાગઢની બહાદુરખાનજી હાઇસ્કૂલમાં અભ્યાસ કરી ઈ. સ ૧૯૨૧માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. ત્યાર પછી તેમણે જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં અભ્યાસ કર્યો અને ઇ. સ. ૧૯૨૫માં અંગ્રેજી સાથે સંસ્કૃત ઓનર્સ લઇને બી. એ. ની પરીક્ષા પસાર કરી.

ત્યારપછી તે તરતજ નડિયાદની ન્યૂ ઇંગ્લિશ હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. જ્યાં તેમણે ચાર વર્ષ શિક્ષક તરીકે રહી સારી નામના મેળવી હતી. ઇ. સ. ૧૯૨૯માં તેમણે સિનિયર એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે જુનાગઢ રાજ્યની નોકરી સ્વીકારી અને ઇ. સ. ૧૯૩૬ થી એજ્યુ. ઇન્સ્પેક્ટરની કામગીરી ઉપરાંત તે પર્સનલ આસિ. ટુ ધી ચીફ એજ્યુ. ઑફિસર તરીકેનો હોદ્દો પણ ભોગવે છે.

ઇ. સ. ૧૯૪૧ની (સેન્સસ) વસ્તી ગણતરી વખતે જ્યારે જૂનાગઢ સ્ટેટના ચીફ એજ્યુ. ઓફિસર સા. પોતાની બીજી કામગીરી ઉંપરાંત સેન્સસ જનરલ સુપ્રિ. નિમાયા હતા ત્યારે શ્રીયુત વસાવડા સાહેબે કેળવણીખાતાની પોતાની કામગીરી ઉપરાંત પર્સનલ આસિ. ટુ ધી સેન્સસ જનરલ સુપ્રિન્ટેન્ડટ તરીકેની સફળ કામગીરી બજાવી હતી.

**—છેલશંકર ચ. શુકલ**

# શ્રી. નંદનાથ કેદારનાથ દીક્ષિત

**આ** લબ્ધપ્રતિષ્ઠ કેળવણીકારનો જન્મ સને ૧૮૭૬-૭૭માં સંસ્કારી નાગર કુટુંબમાં થયો હતો. પિતાનું પ્રભાવશાળી વ્યક્તિત્વ તેમને વારસામાં મળ્યું હતું. પ્રાથમિક શિક્ષણ નવસારીમાં પૂરું કરી, તેમણે માધ્યમિક શિક્ષણ સુરતમાં લીધું; અને વિદ્યાપીઠની ઉચ્ચ કેળવણી **વડોદરા, મુંબઈ** અને **લંડન** એ ત્રણ સ્થળોમાં મેળવી સને ૧૮૯૮માં તેમણે બી. એ. ની પદવી પ્રાપ્ત કરી. ખાસ કરીને મેન્ટલ અને મૉરલ ફીલૉસૉફીનો વિષય લઈ તેમાં બીજા વર્ગમાં ઉત્તીર્ણ થયા. વિષયનું આકલન કરતી નૈસર્ગિક કુશાગ્ર બુદ્ધિથી તેમણે ગુરુવર્ગમાં તેમજ સહાધ્યાયીઓમાં પોતાનું વ્યક્તિત્વ પ્રતિષ્ઠિત કર્યું હતું, એટલું જ નહિ પણ તેમની સુપ્રસિદ્ધ વાક્છટા વિદ્યાર્થી અવસ્થામાંથી જ ચિત્તાકર્ષક રીતે તરી આવતી હતી. તે માટે તેમને ખાસ ઈનામો પણ મળેલાં. આ સિવાય લેખનમાં અને બીજા વિષયોમાં શ્રેષ્ઠ રીતે ઉત્તીર્ણ થવા બદલનાં પારિતોષિકો તેમને એનાયત થએલાં હતાં; જેમાં શ્રી. છોટાલાલ પાર્વતીશંકર, શ્રી. શંકર મૉરો રાનડે અને કવિ નર્મદાશંકર પારિતોષિક પણ હતાં. ઉપરાંત તેમણે કેટલીક શિષ્યવૃત્તિઓ પણ મેળવી હતી. તેમણે અનેક પ્રકારની શિક્ષણ–સંસ્થાઓનો પ્રત્યક્ષ પરિચય મેળવવા માટે યુરોપમાં સ્વિટ્ઝર્લૅન્ડ, જર્મની અને ફ્રાન્સ વગેરે પ્રદેશોમાં પણ કેટલોક સમય ગાળ્યો હતો.

તેઓશ્રીએ શ્રીમંત ગાયકવાડ સરકારની નોકરી સને ૧૯૦૧માં સ્વીકારી. ફરજની ઊંચી સમજ સાથે તેમણે કરેલી કામગીરી મહારાજા સયાજીરાવની વિચક્ષણ દૃષ્ટિમાં આવતાં, તેમણે તેમને જુદી જુદી અનેક કામગીરીઓ વખતો વખત સોંપી હતી; તેમાં મુલકીખાતું, ખાનગીખાતું, દીવાન કચેરી, તથા શ્રીમંત મહારાજાના રીડર તરીકેની

કામગીરીનો પણ સમાવેશ થતો હતો. સને ૧૯૦૪ થી ૧૯૩૦ સુધીમાં તેમણે નીચેની ફરજો અદા કરી હતી: (૧) ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે (૨) વિદ્યાધિકારી કચેરીમાં (૩) સેકન્ડરી ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે અને (૪) ૮ વર્ષ કરતાં વધારે વખત સુધી વિદ્યાધિકારી (કમિશ્નર ઑફ એજ્યુકેશન) તરીકેની ઉજ્વળ કારકિર્દી બાદ નિવૃત્ત થયા હતા. આ સર્વ કામગીરીમાં તેઓશ્રીની અનોખી પ્રતિભા અને કાર્યક્ષમતા ઝળકી હતી અને શિક્ષણના ક્ષેત્રને નવી દૃષ્ટિ મળી હતી.

શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજાએ તેમની વિશિષ્ટતા લક્ષમાં લઇ, ખાસ પ્રસંગોમાં તેમની ઉચિત યોજના કરી હતી. સને ૧૯૦૯માં લાહોરની થીઓસૉફિકલ કૉન્ફરન્સમાં, સને ૧૯૧૧માં અલ્હાબાદ એજ્યુકેશનલ કૉન્ફરન્સમાં, ગૂજરાતી સાહિત્ય પરિષદમાં, ઇન્દોર હિન્દી સાહિત્ય સંમેલનમાં અને બનારસ હિન્દુ યુનિવર્સિટિ તથા મેયો કૉલેજની કારોબારીમાં શ્રીમંત ગાયકવાડ સરકારના પ્રતિનિધિ તરીકે તેમણે હાજરી આપી હતી.

તેઓશ્રી પાટણમાં મળેલી સેકન્ડરી ટીચર્સ કૉન્ફરન્સમાં પ્રમુખ થયા હતા તેમજ વડોદરા ગૂજરાતી સાહિત્ય પરિષદના એક મંત્રી તરીકે તેમણે કામ કર્યું હતું. સુરત નાગર યુનિયનના લાંબા વખત સુધી મંત્રી તરીકે અને કેટલીક વખત પ્રમુખ તરીકે રહ્યા હતા. સને ૧૮૯૩ થી ૧૮૯૮ સુધી ડિબેટિંગ સોસાયટીના પ્રમુખપદે પણ હતા અને શ્રી. નાથીબાઇ દામોદર ઠાકરશી મહિલા શારદાપીઠની સેનેટ અને સિન્ડિકેટના સભ્ય તરીકે પણ તેઓ લાંબા સમય સુધી હતા.

તેમનાં પ્રેરક, ચિંતનાત્મક અને મનનીય કાવ્યો અને લેખો ઘણાં માસિકો અને સાપ્તાહિકોના ખાસ અંકોમાં પ્રસિદ્ધ થએલાં છે. તે સિવાય 'હૃદય પરીક્ષણ', 'પ્રકૃતિ સૌંદર્ય', તથા 'એ સ્કીમ ઑફ નેશનલ એજ્યુકેશન ઑફ બરોડા સ્ટેટ', 'વડોદરા રાજ્યનો ઇતિહાસ' અને 'નાગરિકોના ધર્મ' વગેરે પુસ્તકો લખીને તેમણે પ્રકટ કરેલાં છે.



શિક્ષણની દૃષ્ટિએ સમાજની ઉન્નતિકર પ્રવૃત્તિઓનો તેમણે ઉત્સાહ પૂર્વક આગ્રહ સેવેલો. વડોદરા ટ્રેનિંગ કૉલેજમાં (સને ૧૯૧૦) અંત્યજોને એમણે જ પ્રથમ દાખલ કર્યા હતા. હિન્દી ભાષાના પ્રચાર

માટે અનેક પ્રયત્નો કર્યા; ગૂજરાતી તથા અંગ્રેજી શાળાના લગભગ ૭૦૦૦ શિક્ષકોને હિન્દીનો રાષ્ટ્રભાષા તરીકે અભ્યાસ કરતા કર્યા અને શૉખ લગાડયો; તેમજ અસ્પૃશ્યતા દૂર કરવામાં આગ્રહપૂર્વક ભાગ લીધો.

એમની પ્રમાણિક માન્યતા છે, કે રાજકીય અને સામાજિક પરિસ્થિતિને લક્ષમાં લઈ કેળવણી આપવાનો પ્રબંધ માતૃભાષા દ્વારા સ્વતંત્ર રીતે થવો જોઇએ. પરરાજ્યમાં ખરી કેળવણી મળી શકે જ નહિ અને પ્રજાનો વિકાસ પૂરેપૂરો સાધી શકાય નહિ એટલે સર્વાંગ સુંદર કેળવણી માટે ઉપર્યુકત બાબત સિવાય બીજો માર્ગ જ નથી.

સાહિત્ય તથા સંસાર સુધારણામાં પોતાને જે ખરૂં લાગે તે કહેવા તેમજ કરવાની આગ્રહભરી વૃત્તિ તેમણે છેવટ સુધી રાખી છે. નર્મદ કવિની વિચારસરણી અને સુઘડ રસિકતાના તેઓ પ્રશંસક છે. એ સુરત અને વડોદરામાં ઉજવાએલી નર્મદજયંતી પ્રસંગે તેમની પ્રમુખ તરીકે થયેલી વરણીથી સવિશેષ પ્રકાશમાં આવ્યુ હતું.

શિક્ષણકાર્યમાં એક પ્રતિભાશાળી સફળ શિક્ષક તરીકે તેમણે શિષ્યવર્ગનાં માન અને પ્રેમ સંપાદન કર્યાં છે. મધુર રણકાર કરતા અવાજથી વર્ગમાં લાક્ષણિક શૈલીએ વિષયનું વિવેચન કરતા તેમને સાંભળવા એ સુજ્ઞ શિષ્યોને સદ્દભાગ્યની બાબત હતી. તેમનાં તેજસ્વી પ્રેમાળ નેત્રો અને ભરાવદાર મૂછોથી દીપતા ચહેરા ઉપર ગૌરવપૂર્ણ વિદ્વતાની છાયા, સ્વદેશ પ્રેમથી ઉભરાતી તેજીલી વાણી અને સમાજની ઉન્નતિ માટે સતત ચિંતન કરતા ઉત્સુક હૃદયની છાપ જેમણે તેમનો પુનિત સહવાસ સેવ્યો છે, તેઓ વિસરી શકતા નથી.

શ્રી. એન. કે. દીક્ષિત એટલે સર સયાજીરાવની સરાણે ચઢી પ્રકાશિત થયેલું ભારતનું એક બહુમૂલું રત્ન.

—ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

# શ્રી. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ



ગૂજરાતના કેળવણીના ક્ષેત્રમાં 'નાનાભાઇ'ના ટૂંકા નામથી સુવિખ્યાત એવા શ્રી. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ જ્ઞાતિએ પ્રશ્નોરા બ્રાહ્મણ છે. તેઓ ભાવનગરના વતની છે. અને તેમનો જન્મ પણ ત્યાં જ સંવત ૧૯૩૯ના કાર્તિક શુદ એકમ–નવા બેસતા વર્ષે થયો હતો. એમના પિતાનું નામ કાલિદાસ છોટાલાલ ભટ્ટ અને માતાનું નામ આદિબહેન હીરાલાલ પંડયા એમણે ભાવનગરમાં જ બધું શિક્ષણ લીધેલું. સન ૧૮૯૯માં મેટ્રીક થયા પછી શામળદાસ કૉલેજમાં તેઓ જોડાયેલા. સન ૧૯૦૩માં બી. એ. ની પરીક્ષા વેદાન્ત અને અંગ્રેજી સાહિત્ય ઐચ્છિક વિષય લઇને પાસ કરી હતી. એમ. એ. માં એમનો ઐચ્છિક વિષય શાંકર વેદાન્ત અને અંગ્રેજી સાહિત્ય હતો, અને તે ડિગ્રી સન ૧૯૦૭માં લીધી. તે પછી તેઓએ કેળવણી ખાતા તરફથી એસ. ટી. સી. ની પરીક્ષા પસાર કરી હતી અને ટી. ડી. નો ડિપ્લોમા મેળવ્યો હતો. સન ૧૯૦૮માં એમની નિમણુક ભાવનગરની શામળદાસ કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપક તરીકે થઇ હતી, પણ ચાલુ શિક્ષણ–પદ્ધતિ ખામી ભરેલી અને અપૂર્ણ જણાવાથી, તેમજ તેમાં ધાર્મિક સંસ્કાર પોષવાને કંઇ પણ વ્યવસ્થા વા યોજના નહીં હોવાથી તેમનું મન તે પરથી ઊઠી ગયેલું, અને જેમણે એમના જીવન પર પ્રબળ અસર કરેલી અને એમના ધાર્મિક જીવનનો વિકાસ કરેલો એવા જાણીતા આચાર્ય શ્રીમાન્ નથુરામ શર્માની સહાનુભૂતિ અને સક્રિય સહાયતા

મેળવી સન ૧૯૧૦માં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની શરૂઆત કરેલી. તે કાર્ય માટે એમણે પોતાની અધ્યાપક તરીકેની માનવાળી જગો છોડી દઇ, સદરહુ સેવાકાર્ય એક જીવન-કર્તવ્ય તરીકે સ્વીકાર્યું, અને તેની પાછળ એમનો ભોગ—સ્વાર્પણ—ખચિત એમના માટે અત્યંત માનની લાગણી તેમજ પૂજ્યભાવ પ્રકટ કરે છે.

તે પછી એ સંસ્થા એમના નેતૃત્વ નીચે કેવી ફૂલીફાલી, અને એ એક કેળવણીની પ્રયોગશાળા થઇ પડી તે ગૂજરાત સારી પેઠે જાણે છે. એ સંસ્થા નવી કેળવણી પ્રવૃતિનું એક કેન્દ્ર બની રહી અને તેની અસર અને પ્રભાવ સમસ્ત ગૂજરાત પર પડતાં રહ્યાં, તેનો યશ વાસ્તવિક રીતે શ્રી. નૃસિંહપ્રસાદ કા. ભટ્ટને અને એમના સાથીઓને ઘટે છે.

ગૂજરાત વિદ્યાપીઠ સાથે નિકટ સંબંધ ધરાવતી આ દક્ષિણામૂર્તિ ભવન જેવી એક સ્વતંત્ર શિક્ષણ સંસ્થાના તેઓ એક વખતે વાઇસ ચાન્સેલર-કુલનાયક હતા. દક્ષિણામૂર્તિ ભવનના ગૃહપતિ તરીકે એમને જે અનુભવ થયેલા, તેથી પ્રેરાઇને એમણે છાત્રાલય પ્રવૃતિ આરંભેલી અને તેને અંગે 'છાત્રાલય' નામનું માસિક પણ ચલાવેલું, વળી કેળવણી વિચાર અને સિદ્ધાંતોના પ્રચાર અર્થે નીકળતું એમનું 'દક્ષિણા-મૂર્તિ' ત્રિમાસિક ખરેખર અજોડ રહ્યું છે, અને એનું મૂલ્ય આપણો શિક્ષકવર્ગ ધીમે ધીમે સમજતો થયો એ આપણા ભાવિ ઉદયનું એક શુભ ચિહ્ન છે.

આ બધા વ્યવસાય સાથે તેઓ વિદ્યાર્થીઓને કેવાં પુસ્તકોની જરૂર હોય છે, તે બરાબર સમજી લઇને પોતાનો બચત સમય લેખન કાર્યમાં ગાળતા હોવાથી ગૂજરાતને એમની વિદ્વતાનો સારો લાભ મળ્યો છે, અને હજી મળતો રહેશે એમ ઇચ્છીએ છીએ.

આમ દક્ષિણામૂર્તિ આંબલામાં હજી એમની કેળવણી વિષયક પ્રવૃતિઓ સારાય ગૂજરાતનું ધ્યાન ખેંચી રહી છે. હાલ તેઓ બ્રિટિશ

સરકારની અટકાયતમાં છે. એમના અનેક સુંદર પુસ્તકોમાં આપણા દેશનો ઇતિહાસ ભા. ૧. ૨, સંસ્કૃત પ્રથમ પુસ્તક અને દ્વિતીય પુસ્તક, સંસ્કૃત પરિચય પદ્ધતિ, હઝરત મોહમ્મદ પયગમ્બર, હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ, મહાભારતનાં પાત્રો વગેરે ગુજરાતમાં સારો સત્કાર પામ્યાં છે.*

* 'ગૂ. વ. સોસાયટી અમદાવાદ'ના સૌજન્યથી

## સ્વ. નાગરદાસ મકનજી દવે

: એક બાહ્યાન્તર અક્ષર–છબિ :

**આલેખક–શ્રી. ચિમનભાઇ દવે બી. એ.**



**કોની આજ કથા**
**તે કરીએ,**
**કોનાં ગાન થકી**
**ઉર ભરીએ,**
**કોની પ્રતિમા**
**નજરે ધરીએ ?**
[ખબરદાર.

આજે તો ગત પેઢીના એક આદર્શ અને કર્તવ્યનિષ્ઠ શિક્ષકની જ જીવનગાથા ગાઇએ. આજે તો એ શિષ્ટ અને સંસ્કારી જીવન--બીનના સંવાદી તાર-ઝંકારથી ઊઠતા મધુર

Bright wits and instincts sure
And goodness warm, and truth without alloy
And temper sweet, and love of all things pure
And joy in light, and power to spread the joy.[1]

સ્વ. શ્રી નાગરદાસ મકનજી દવેનું રેખાચિત્ર આલેખતાં જ તેમના ગુણ સામ્યને લઇને ઉપર અવતારેલ આંગ્લ કાવ્ય પંક્તિઓનું મને સ્મરણ થાય છે. અને આજે એ ગુણરાશિથી વિશિષ્ટ વ્યક્તિત્વવાળી શિક્ષક વિભૂતિના જે જે આદર્શો તથા મોંઘેરાં આજ્ઞાવચનો હતાં–તે સઘળાંમાંથી એક સંવાદી સરોદ સ્વર્ગસ્થ પરત્વે સારાયે હૃદયપ્રદેશને પૂજ્યભાવે સભર બનાવે છે.

**બાહ્ય છબી :**

સ્વ. નાગરદાસ મકનજી દવેનો જન્મ વઢવાણ શહેરમાં તા. ૮–૧૦–૧૮૬૧ના રોજ થયો હતો. ઓગણીશમી સદીના ઉત્તરાર્ધમાં કાઠિયાવાડમાં જે કેળવણીનાં મૂળ પાંગરતાં જતાં હતાં તે કેળવણી–રસનું તેમણે પ્રગલ્ભપણે એક સાધનાનિષ્ઠ વિદ્યાર્થી તરીકે રાજકોટ હં. ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષક તરીકેની સંપૂર્ણ (એ સમયનું દ્વિતીય વર્ષ પસાર કરી) તાલીમ પ્રાપ્ત કરી, આકંઠ પાન કર્યું હતું. પશ્ચિમ

---

૧ મેથ્યુ આર્નોલ્ડના 'વેસ્ટ મીનીસ્ટર એબી' નામક કાવ્યમાં એ. પી. સ્ટેન્લી માટેના ઉદ્‌ગારો :

પૃથ્વી:—

સુપ્રજ્ઞ મનઃવૃત્તિઓ સુભગ સ્થૈર્ય સંપ્રેરિતા,
શિવં ભજત પ્રેમથી સકળ સૃષ્ટિ કેરૂં સદા,
ઋતં વસત અંતરેય અકલંક આભાભર્યું,
સુમિષ્ટ નિજ પ્રકૃતિ ચહત સત્વ પાવિત્ર્યનું.

શિખરિણી:—

અને એ આનંદે મુદમય સદા જ્ઞાન દ્યુતિમાં,
પ્રસારંતા નિત્યે રસિક હૃદયાનંદ જગમાં.

હિંદ એજન્સીના કેળવણી ખાતામાં[2] સને ૧૮૮૧ થી ૧૯૨૦ સુધી તેઓએ શિક્ષક તરીકે સતત નોકરી બજાવી હતી. તેમનો પગાર છેવટ સુધી જુજ કહી શકાય. તે સંબંધમાં તેમનાં સંતોષ–વચનો શિક્ષકના ધંધાના સ્વરૂપને સાથે વણી લેતાં આ રીતે લખેલાં સાંપડે છે કે 'અમારો (શિક્ષકનો) ધંધો સ્વચ્છ, પવિત્ર અને પેટપૂરતી આવક-વાળો છે' છેવટે (કલાપીનગર) લાઠીમાં ૭ વર્ષ નોકરી બજાવી તા. ૧–૪–૨૦ના રોજ તેઓ પેન્શન લઈને નિવૃત્ત થયા. આ નિવૃત્તિકાળ પણ તંદુરસ્ત અને કાળજીભર્યાં શરીર સ્વાસ્થ્યને લીધે દોઢ દાયકા સુધી લંબાયો. અને આ દોઢ દાયકો એટલે અનેકવિધ લોકોપયોગી પ્રવૃત્તિ-ઓની પરંપરા. પોતાની પાછળ બહોળું કુટુંબ મૂકી ૭૩ વર્ષની લાંબી આયુષ્ય ભોગવી સંવત ૧૯૯૦ (સને ૧૯૩૪)ના જેઠ વદ તેરશના રોજ સમાધિસ્થ અવસ્થામાં ક્ષર દેહનો ત્યાગ કર્યો.

## અંતઃ છબી

આદર્શ ઘડવો સહેલો છે પણ તેને વ્યવહારગત કરવો કપરો છે. સ્વર્ગસ્થે આદર્શો બાંધ્યા યે છે અને વ્યવહારે તેમને સાકારે દીઠાયે છે. શિક્ષકનો ધંધો તેમના મતે 'અતિ નિર્દોષ, સ્વચ્છ, પવિત્ર, અને જનગણ મંગલકારી' હતો. શિક્ષકના ધર્મ અને ફરજ માટેની તેમની સમજણ સ્વયંપ્રેરિત અને સ્વસ્થ અધ્યયનથી પુષ્ટિ પામેલી હતી. અને તેથી જ બીનજરુરી રજાઓ ભોગવી કાર્યચોર બનતાં નૈતિક આંચકો અનુભવતા[3] તેમની ખરી નોકરીની સમજણ[4] આજે પણ આદર્શરૂપે શિક્ષક–સમાજ સમક્ષ મૂકયા જેવી છે.

---

૨ અનુક્રમે નીચેનાં સ્થળોએ નોકરી કરેલી:– ૧૮૮૧–૧૯૦૭ સોરા; ૦૭થી ૦૮ અંકેવાળિયા; ૦૮થી ૦૯ વાડાસડા; ૦૯થી ૦૧૧ વણોદ; ૦૧૧થી ૦૧૨ ચરખા; ૦૧૨થી ૦૧૩ સોનગઢ; ૧૯૧૩–૦૧૪ થાન; ૦૧૪–૦૨૦ લાઠી.

૩ માટે જ તેઓ લખે છે કે '૪૦ વર્ષ સુધીની નોકરીના લાંબા ગાળામાં મેં ફક્ત ત્રણ જ માસની હક રજાઓ ભોગવી છે.'

૪ હકની, સીકલીવ, પગાર કપાતે કે કેઝ્યુઅલ રજા ભોગવવા માટે જેટલો

'ખરો શિક્ષક' કોને કહેવો, તેના જવાબમાં તેઓ કહેતા કે આજીવનનો ખંતીલો વિદ્યાર્થી અને (+) સરળ સ્વભાવનો નિરભિમાની જ્ઞાનદાતા એજ (=) ખરો શિક્ષક. આ સમીકરણ આજે પણ આપણને ભવ્ય રીતે આકર્ષક જણાય છે. આવા સંપૂર્ણ રીતે આદર્શ શિક્ષક બનવાની મહત્વાકાંક્ષાને પહોંચી વળવા તેઓએ ઉપર્યુકત બને ઘટક તત્ત્વો (અભ્યાસશીલતા અને જ્ઞાનદાતૃત્વ)ને સાધના અને સમાધિથી ખૂબ જ વિકસાવ્યાં હતાં.

આજીવન વિદ્યાર્થી તરીકેની તેમની તેજોજ્વલ કારકિર્દી કોઇ પણ અભ્યાસીની આંખ ઠારવા સમર્થ છે. વેદ–સંહિતા અને ઉપનિષદોથી માંડીને કેળવણી અને ભાષાશાસ્ત્ર સુધીના વિષયો તેમણે ખેડયા હતા. બાઇબલ અને કુરાન જેવા મહાન ધાર્મિક ગ્રંથોને પણ તેમણે પચાવ્યા હતા. પૂ. ગાંધીજી–પ્રેર્યા નૂતન સંદેશ પણ તેમણે ઝીલ્યા હતા. અને આર્ય સમાજના વ્હેતા જ્ઞાન સાથે પણ તેઓ તણાતા હતા.[૫] અને સાચા શિક્ષકના બીજા ઘટક અંગ ( જ્ઞાનદાતા તરીકે )ની તેમની અપ્રતિમ સાધના તો આજે પેઢાન્પેઢી વિદ્યાર્થી અને શિક્ષકોની જીભે પ્રશંસા–ગીત બની રહી છે.

જેમ વિદ્યાર્થી અવસ્થા પૂરી થયે તે વિદ્યાર્થી મટયા નથી તેમ શિક્ષક અવસ્થા વીત્યે તેમણે શિક્ષણકાર્ય અટકાવ્યું નથી. એ ( પંદર વર્ષનો ) નિવૃત્તિકાળ તેમણે પોતાની આસપાસ ઉછરતી પ્રજાના માનસવિકાસના કાર્યમાં રોકયો. જીજ્ઞાસુઓની જ્ઞાનેષણાને સંતોષતી[૬] એ ઋષિ શી પ્રગલ્ભ વ્યકિતને "ભૂલી કેમ ભૂલાય ?"

આત્મ પ્રતિભાના અવતાર સમા તેમણે તેજસ્વી યુવકોનાં ઝૂમખાં

---

વખત કામથી દૂર રહેલા હોય તેટલી તેટલી ગેરહાજરી દરેકની મુદતમાંથી બાદ કીધા પછી જે આંકડા રહે તે 'ખરી નોકરી' ગણાય.

૫ આ અધ્યયન સમાધિ મૃત્યુ પહેલાના એક અઠવાડીઆ સુધી હંમેશના ૧૧ કલાક લેખે ચાલી હતી.

૬ વઢવાણ શહેરમાં માધાવાવના ચોરે (રાત્રિશાળા, પાઠ શાળા વગેરેમાં).

રચ્યાં. તેમને શારીરિક અને માનસિક શિસ્તના નિત્યનિયમો જેવા પ્રાથમિક ધર્મોથી માંડીને વેદવાકય સુધીના વિષયની મહત્તા સમજાવી, ભૂગોળથી માંડીને ખગોળ સુધીના વિષયો ઉપર વાર્તાલાપ યોજીને વિદ્યાર્થીઓની સાહજીક ઔત્સુકય વૃત્તિ સંતોષીને તેમણે નીતિપાલનના વ્યવહારદક્ષ નિયમો દર્શાવી તેમનાં ચારિત્ર્ય ઘડયાં છે.[૭]

ઋજુ નિરભિમાની સ્વભાવે તેમને માનનીય બનાવ્યા. અને નિર્ભેળ સાદાઇ અને મળતાવડાપણાએ તેમની લોકપ્રિયતાની સુવાસ તેમની પછી વર્ષો સુધી પમરાતી રહે તેવું વાતાવરણ તેઓ જ્યાં ગયા ત્યાં ઊભું કર્યું. તેમની (પેલા ફિલસૂફ કથિત) seeking-the-Pebbles[૮] મનોદશાએ તેમને જગપ્રકાશ (Publicity) ના ભીરુ બનાવ્યા. અને તેથીજ આજે સખેદ નોંધવું પડે છે કે (એક ખાનગી નોંધપોથી અને તેમના પુત્રે પ્રસિદ્ધ કરેલ એક રૂઢિ અને વહેમ ધ્વંસક ગરબાઓની પુસ્તિકા સિવાય) તેમનું હૃદય મનોગત અક્ષર સ્વરૂપે સંક્રાન્ત થવા નથી પામ્યું.

તેમણે પોતાના રસિકત્વનું પાન કરાવી ઘણાંનાં શુષ્ક અને વેરાન જીવન હરિયાળાં બનાવ્યાં છે. આટલાં તેમના રચ્યાં જીવંત કાવ્યો નહિ તો બીજું શું ? આજે એ વિભૂતિ ક્ષરદેહે તો જીવતી નથી પણ તેમનાં 'કીર્તિ તણાં કોટડાં ' એટલાં તો પ્રાણવાન છે કે કાળના ઝંઝાવાત તેમાંથી એક ઇંટ પણ ખેરવી શકે તેમ નથી.

સરળ સ્વભાવ અને સમર્થ બુદ્ધિબળથી તે જ્ઞાનપ્રપા સમા બની રહ્યા હતા, જ્યાંથી જેને ફાવ્યું તેણે પેટ ભરીભરીને પીધું.

---

૭ '(ના. મ. દવેએ) સાંસારિક, વ્યાવહારિક અને ધાર્મિક જ્ઞાન થાય તેવું શિક્ષણ આપેલું જોઇ અમો સંતુષ્ટ થયા છીએ. અને હવે પછી આવતા શિક્ષકો પણ કેળવણી પ્રત્યે મી. નાગરદાસ દવેનું અનુકરણ કરી યોગ્ય શિક્ષણ આપશે તો ભવિષ્યની પ્રજા ઘણી સુધરશે...' રફુલ કમીટીના પ્રેસિડેન્ટ અને અહાલકારી મી. હીરાલાલ નરભેરામનું ૨૭-૪-૧૯૧૨નું સર્ટીફીકેટ.

૮ 'જ્ઞાન સમુદ્રના કાંઠે હું તો હજી પાંચીકા વીણું છું' તેની (મનોદશા.)

શિક્ષકની આજીવિકાની અલ્પતાએ તેમનો જીવન-વિગ્રહ અળખામણો તો નહિ પણ અકળામણો કરી મૂકયો હતો.[૯] છતાં ધીરોદાત્ત, પ્રગલ્ભ પુરુષને છાજે તેવી શાંતિ અને ચૂપકીથી વ્યવહાર-રથનું નિર્વહન કરવાની તેમની કુનેહ-જેમાં એક પણ આદર્શ તેમને ખંડિત તો શું પણ સંકુચિત પણ કરવો પડયો નથી તે-ખરેખર તેમને મહાપુરુષની હરોળમાં સ્થાન અપાવે છે.

નવરાત્રમાં સ્વયંરચિત ગરબાઓ ગાઇ ને યુવકોમાં ઉત્સાહ આણી તે દ્વારા પરંપરાગત અંધ માન્યતાઓની સડેલી દોરીને વળગી રહેલા અંધશ્રદ્ધાળુઓ ઉપર બુલંદ કટાક્ષો કરતા.

તેમની લોકપ્રિયતાના પડઘા હજી પણ તેઓ જ્યાં ગયા ત્યાં સંભળાય છે.

કોઇ સાધનાનિષ્ઠ વિદ્યાર્થી તરીકે તો કોઇ મહાન શિક્ષક તરીકે; કોઈ સમર્થ જ્ઞાની તરીકે તો કોઇ સેવાભાવી વૈદ્ય તરીકે; કોઈ એક વૃદ્ધ છતાં યુવાન તરીકે-'જુના જમાના'ના છતાં 'નવા જમાના'ના તરીકે, તો કોઇ ગાંધીવાદ અને આર્ય સમાજનાં છેલ્લામાં છેલ્લાં સૂત્રોનું મનન કરતા અભ્યાસી તરીકે; કોઈ ગણિતશાસ્ત્રી તરીકે તો કોઇ 'પાઠશાળાના ગુરુજી' તરીકે—પ્રેક્ષકગણ આમ ભિન્ન ભિન્ન કોણથી આ મહાન ઇમારતની બાજુઓ અહોભાવથી નિરખી રહેતો.

છેવટે ગૃહમાં તે એક વ્યવહારજ્ઞ, કુશળ ગૃહનાયક હતા. બે પુત્રો અને ત્રણ પુત્રીઓના તે પ્રેમાળ પિતા હતા. અર્ધો ડઝન પૌત્ર અને પૌત્રીઓના તે આદર્શ કુળદેવમૂર્તિ હતા (અને છે.) કુટુંબીજનોનું તે હિતસાધક પૂછવા ઠેકાણું હતા, અને પાડોશીના દુઃખ સમયે તે આશ્વાસન-સ્થાન સમા હતા. યુવાન અને બાળકોના તે મિત્ર હતા અને વૃદ્ધોના પણ માનનીય સમન્વયરક હતા. બ્રાહ્મણો બ્રાહ્મણ ધર્મનું તેને પોલાદી નક્કર આચરણ કરતા નિહાળી 'બ્રાહ્મણાનામ્ શ્રેષ્ઠઃ' કહેતા

---

૯ શિક્ષકોને મળતા અલ્પ વેતન માટે સહાનુભૂતિ પ્રેરતી એક દર્દીલી તણુખ તેમના દિલમાં અચૂક પડી હતી.

પ્રેરાતા, વણિક તેની 'દાદા દિલની દીલાવરી' દેખી વૈશ્ય કહેવા લલચાતા. ધનુર્વિદ્યા શીખવવાનો એક સમયે પ્રયોગ કરી તેમણે ક્ષત્રિય બનવાના પણ કદાચ કોડ સેવ્યા હોય ! તેઓ ગૃહસ્થ છતાં એક સંન્યાસીનું જીવન જીવતા. વૈદ્ય તરીકેનો તેમનો પરિચય સ્વતંત્ર લેખથી જ આપી શકાય.

અન્યને તે કહેતા કે 'હું તો એક વિદ્યાર્થી છું' જ્યારે અન્ય કહેતા કે 'તમે તો એક મહાન શિક્ષક છો'.

અને હું કહું છું કે સ્વર્ગસ્થ એક પારંગત પુરુષ (Perfect man) હતા.

Full meny a gem of purest ray serene,
The deep unfathomed caves of ocean bear;
Full many a flower is born to blush unseen,
And waste its sweetness in the desert air.

[ *T. Grey.*

મારા જીવનના જીવન ! મારાં બધાં અંગો ઉપર તારો જીવન્ત સ્પર્શ છે, એમ જાણીને મારા શરીરને વિશુદ્ધ રાખવાને હું હંમેશા યત્ન કરીશ.

બધાં અસત્યોને મારા વિચારથી બહાર રાખવાને હું હંમેશા યત્ન કરીશ, કારણ કે હું જાણું છું કે તું તે સત્ય છે, કે જેણે મારા મનમાં વિવેકના પ્રદીપને પ્રગટાવ્યો છે.

બધાં અહિતોને મારા હૃદયમાંથી હાંકી કાઢવાને અને મારી પ્રીતિને કુસુમિત રાખવાને હું હંમેશ યત્ન કરીશ, કારણ કે હું જાણું છું, કે મારા હૃદયના સૌથી અંદરના મંદિરમાં તારું આસન છે.

અને મારાં કર્મોમાં તને પ્રગટ કરવાનો હું પ્રયાસ કરીશ, કારણ કે હું જાણું છું કે જે મને કર્મ કરવાને બળ આપે છે, તે શક્તિ તારી છે.

—રવીન્દ્રનાથ ટાગોર.

# શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ.



એઓ અર્વાચીન ગુજરાતના એક મુખ્ય વિધાયક અને નામાંકિત કવિ સ્વ. દલપતરામ ડાહ્યાભાઈના ચોથા પુત્ર. એઓ જ્ઞાતિએ શ્રીમાળી બ્રાહ્મણ છે. એમનો જન્મ સં. ૧૯૩૩માં ચૈત્ર શુદી ૧ ગુડી પડવાના દિવસે અમદાવાદમાં થયો હતો.

એમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ અમદાવાદમાં જ લીધેલું; પણ વિદ્યાર્થી અવસ્થામાં એમણે માતા-પિતાને તોફાન મસ્તીથી રંજાડેલાં, તેથી કેટલોક સમય એમને સ્વ. પ્રો. કાશીરામ દવેની પાસે

મોરબીમાં રાખવામાં આવેલા, અને એમની સાથેના સહવાસથી એમનો જીવનપલટો થયો. પિતાને તેમણે નાનપણમાં સંતાપેલા તેનો પશ્ચાતાપ એમણે 'ભગવદ્ ગીતા'નો અનુવાદ તેમને અર્પણ કરતાં, અર્પણ પત્રિકામાં અત્યંત પૂજ્યભાવ અને ઊંડી લાગણીભર્યા શબ્દોમાં કર્યો છે, જે એની સરસતાથી ગૂજરાતી સાહિત્યમાં ચિરંજીવ રહેશે; તેમજ પ્રો. દવેને કાવ્યોના બીજા ભાગના અર્પણમાં અર્પેલી નિવાપાંજલિ પણ એટલી જ સુંદર બની છે, અને એમના પ્રત્યેની પરમ ગુરુભક્તિ તેમાં ભાવભીના હૃદયે, અસરકારક રીતે વ્યક્ત થઇ છે.

સને ૧૮૯૩માં મેટ્રીક થઇ એઓ એલ્ફિન્સ્ટન કૅાલેજમાં જોડાયા ને ૧૮૯૬માં ગુજરાત કૅાલેજમાં આવ્યા. ૧૮૯૮માં પિતાના મૃત્યુ પછી ડેક્કન કૅાલેજમાં ગયા, અને સન ૧૮૯૯માં બી. એ.ની પરીક્ષા ફીલૉસૉફી અને લૉજીક ઐચ્છિક વિષયો લઇને બીજા વર્ગમાં પાસ કરી. સન ૧૯૦૧માં એમ. એ.ની પરીક્ષા હીસ્ટ્રી, પોલીટીકલ ઇકૅાનૉમી અને પોલીટીક્સ વિષય લઇને પાસ કરી.

તે પછી સન ૧૯૦૨ માં એઓ સાદરા સ્કૅાટ કૅાલેજમાં રૂા. ૮૦ના પગારથી પ્રથમ હેડમાસ્તર નીમાયા અને સન ૧૯૦૪માં એમની રાજકોટ રાજકુમાર કૅાલેજમાં પ્રોફેસર તરીકે રૂા. ૧૫૦ના પગારથી બદલી થઈ. આ જગો પર તેઓ સન ૧૯૧૩ સુધી રહ્યા હતા. તે અરસામાં એમના કાર્યથી પ્રસન્ન થઇ રાજકોટના નરેશ સ્વ. સર લાખાજીરાજે સરકાર પાસેથી એમની નોકરી ઉછીની લઇ એમને સર ન્યાયાધીશ નીમ્યા. પ્રસંગોપાત દિવાનનું કાર્ય પણ એમને સોંપાતું હતું. ત્યાંથી પાછા ફરતાં રાજકુમાર કૅાલેજમાં તેઓ વાઇસ પ્રિન્સીપાલ અને સન ૧૯૧૯માં એજન્સી એજ્યુ. ઑફિસરના પદ પર નિયુક્ત થયા હતા.

સન ૧૯૨૧માં દેશમાં રાષ્ટ્રીય હીલચાલનું જે પૂર ફરી વળ્યું તેમાં યથાશક્તિ ફાળો આપવા એઓ પણ તત્પર બન્યા અને ૧૯૨૧ના નવેમ્બરમાં કલકત્તામાંના અત્યાચારોને કારણે સરકારની

ત્યારની રાજનીતિના વિરોધ તરીકે પોતે પગાર કે પેન્શનની પરવા કર્યા વિના રાજીનામું આપ્યું. નિવૃત્ત થયા પછી તેઓ અમદાવાદમાં આવી રહ્યા છે.

એમનું લાંબું કાવ્ય 'વસન્તોત્સવ' સને ૧૮૯૯માં પ્રથમ 'જ્ઞાન-સુધા'માં ડોલન શૈલીમાં પ્રકટ થયું ત્યારે સાહિત્યની દુનિયામાં કાંઇક આશ્ચર્ય સાથે પ્રત્યાઘાત થયો હતો. એ નવીન ડોલન શૈલીની સામે ચોક્કસ વર્ગ વિરુદ્ધ અભિપ્રાય ધરાવે છે, તેમ છતાં ગુજરાતી કાવ્ય સાહિત્યમાં તેમણે નવીન માર્ગ ખોલ્યો છે. અને તે એમના કાવ્યની વિશિષ્ટતા થઇ પડી છે. એમના રાસો પણ દયારામની ગરબીની પેઠે ગુજરાતી જનતામાં અત્યંત આકર્ષક નીવડયા છે, અને બીજા અનેક લેખકોએ એનું અનુકરણ કર્યું છે, તે એમના રાસોની સફળતા તેમજ લોકપ્રિયતા સૂચવે છે. વળી પાશ્ચાત્ય ગેય કાવ્યોનું એકલું અનુકરણ કે ભાષાન્તર ન કરતાં, જૂનાં પ્રચલિત લોકગીતોના રાહ લઇ નવીન કાવ્યો, ગરબી અને રાસો રચી એમણે ગુજરાતી કાવ્ય સાહિત્યને, તેમાં માધુર્ય, પ્રસાદ, પદલાલિત્ય અને તાલબદ્ધતા આણી, સમૃદ્ધ કર્યું છે; અને તેની રસિકતા અને ભાવ, રસ અને કલ્પનાની તરબોળતાના કારણે એમને અર્વાચીન ગુજરાતી કવિઓમાં અગ્રસ્થાને મૂકવામાં આવે છે.

એક શિક્ષણશાસ્ત્રી અને કેળવણીકાર તરીકે તેમજ એક કવિ તરીકે એમણે સારી કીર્તિ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યાં છે, એટલું જ નહિ પણ ગુજરાતીમાં સ્વતંત્ર નાટકો રચીને પોતે ચિરસ્થાયી સ્થાન મેળવ્યું છે. ગુજરાતી વાચકોમાં એવાં થોડાં જ હશે જેઓ એમની કૃતિઓ 'ઈંદુકુમાર' અને 'જયા જયન્ત'થી થોડા ઘણા અંશે પણ પરિચિત નહિ હોય. એ નામો ગુજરાતી જનતામાં સર્વમાન્ય થઇ પડયાં છે, અને એમના અન્ય ગ્રન્થો–'વિશ્વગીતા', 'પ્રેમકુંજ,' 'રાજર્ષિ ભરત,' 'જહાંગીર–નૂરજહાન'માં પણ એમની તેજસ્વી કલમ ઝળકી રહે છે, તેમજ એમની બીજી કેટલીક કૃતિઓ હજુ અપ્રસિદ્ધ પડેલી છે, તે માટે રસિક વાચકવર્ગ ઉત્સુકતાપૂર્વક રાહ જુએ છે.

આપણે ત્યાં લાંબાં કે વીરરસનાં કાવ્યોના લેખકો થોડાક જ મળી આવે છે. પણ એમણે કુરુક્ષેત્ર–મહાભારતના સંગ્રામનું એક વીરરસનું મહાકાવ્ય ઇ. સ. ૧૯૨૬થી પ્રગટ કરવા માંડેલું, જેના ૭ કાંડ પ્રગટ થતાં જ એ મહાકાવ્યની કદર કરીને ભાવનગર રાજ્યે ઇ. સ. ૧૯૩૦થી કવિશ્રીને રૂા. ૫૦૦)નું વર્ષાસન બાંધી આપેલું.

સન ૧૯૨૭માં એમની સુવર્ણ જ્યુબિલી નિમિત્તે, ગુજરાતના મુખ્ય મુખ્ય શહેરોમાં સમારંભ રચાઇ, એમને માન અપાયું હતું, તે દર્શાવે છે કે ગુજરાતી પ્રજાનો એમના પ્રતિ કેટલો બધો ચાહ અને સદ્‌ભાવ છે.

ખરે, એમની અપૂર્વ કવિત્વશક્તિ, સમર્થ લેખનશૈલી, તેજસ્વી બુદ્ધિ અને નૈસર્ગિક રચનાને કારણે એમનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં અનોખું છે. અને વીસમી સદીના સાહિત્યની પ્રથમ ચાલીશીને ન્હાનાલાલ–યુગનું ઉપનામ અપાય છે તે વાજબી છે, અને તે લેખકના માટે ખચિત માનભર્યું છે.

એમની તેજસ્વી કલમમાંથી સુંદર કૃતિઓ નિયમિત રીતે ઝરતી રહી છે, અને તે પ્રવાહ હજુ ચાલુ છે, તે ઓછું આનંદજનક નથી. એમની સાહિત્યકૃતિઓમાંની થોડીક આ રહીઃ કેટલાંક કાવ્યો ભા. ૧ લો, ભા. ૨જો, રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ, વસન્તોત્સવ, ઇન્દુકુમાર અંક ૧લો–૨જો, ન્હાના ન્હાના રાસ ભા. ૧લો–૨જો, શ્રીમદ્ ભગવદ્‌ગીતા સમશ્લોકી, જયા--જયન્ત, મેઘદૂત સમશ્લોકી, ઉષા, ચિત્રદર્શનો, રાજર્ષિ ભરત, પ્રેમકુંજ, પ્રેમભક્તિ--ભજનાવલિ, સાહિત્યમન્થન, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો સમશ્લોકી, શકુન્તલાનું સંભારણું, યુગપલટો અને મહાસુદર્શન, ઉદ્‌બોધન, અર્ધ શતાબ્દિના અનુભવબોલ, સંસાર મન્થન, વિશ્વગીતા, ગીતમંજરી, જહાંગીર--નૂરજહાન, યોધપર્ણી અને પ્રતિજ્ઞાદ્વન્દ્વ, કુરુક્ષેત્રઃ એકાદશ કાંડ,--શરશય્યા, કુરુક્ષેત્રઃ દ્વિતીયકાંડ--હસ્તિનાપુર નિર્ઘોષ વગેરે–*

* "ગૂજ. વર્ના. સોસાયટી અમદાવાદ"ના સૌજન્યથી

# પંડિતશ્રી આનન્દપ્રિયજી



ગરવી ગુર્જર ભૂમિના ગરવાસ્થાન, ગુર્જર નરેશના પાટનગર વડોદરામાં પુણ્યધામ કારેલીબાગની પુણ્યભૂમિ એક વિશેષ સ્થાન ધરાવે છે.

બે દશકાઓ પહેલાં જ્યાં નિર્જન વન હતું, જ્યાંના કહેવાતા ભૂતભડાકા માનવીને ગભરાવી મૂકતા, જ્યાં ધોળે દિવસે સરિયામ લૂંટો અને શીરજોરી ચાલતાં, ત્યાં આજે એક અનેરા નન્દનવનનાં દર્શન થાય છે, ત્યાં આજે અનેક લોકોપયોગી સંસ્થાઓની હારમાળા ખડી છે, ત્યાં આજે અનેક લોકકલ્યાણની પ્રવૃત્તિઓ કંઈ કેટલાયે સંતપ્ત માનવીઓના જીવનનો વિસામો બની છે.

બે દશકાઓ પૂર્વે કોઈ અનેરા સંકલ્પ સાથે એક તેજસ્વી વ્યક્તિ કારેલીબાગને આંગણે આવી પડી. એના દિલમાં જાનફેસાનીની તમન્ના હતી. માતૃભૂમિને ચરણે પોતાનું જીવન ઢાળી દેવાની એની ખ્વાહેશ હતી. આર્યસંસ્કૃતિ અને આર્ય સમાજનાં પ્રચંડ આંદોલનો

ગજવવાની અને શુદ્ધિ અને સંગઠન જમાવવાની એની અજબ હિંમત હતી. ભારતરાષ્ટ્રની ઐતિહાસિક રાષ્ટ્રીય જાતિ-હિંદુ મહાજાતિની નમ્ર સેવા કરી છૂટવાની, તેનામાં સંગઠન, સંપ ને એકતા આણવાની એને લગન હતી. સશક્ત અને નીડર હિંદુ જાતિ જોવાની એને ઝંખના હતી. વીર યુવકો ને વીર યુવતીઓનાં ઝુંડ અવલોકવાની એને હોંશ હતી. જગતપટ પર કોઈ રાષ્ટ્ર પોતાના સંખ્યાબળને અજેય બનાવવા માગતું હોય તો અમારી રીતે અમારૂં રાષ્ટ્ર પણ સશક્ત, બલવાન અને અજેય કેમ ન બને, તેવાં પ્રચંડ આંદોલનો જગાવવાનો એનામાં જીવન્ત તલસાટ હતો. ટૂંકમાં એનું જીવન કુરબાનીની જીંદગી હતું. એના પ્રચંડ પડછંદા ભલભલા માનવીઓની પ્રેરણાના ઉદ્‌ગમસ્થાન સમા હતા. એની મનોભાવના ને તમન્નામાં પ્રેરણાના જાદુ હતા.: એનાં શબ્દપીયૂષ ઝીલવા અનેક માનવીઓ થનગની રહેતાં. એના પ્રતાપશાળી પિતાના અમર સંસ્કારો એના જીવનના પરમ ધ્યેય હતા. એના પ્રેરક વિચારો નિષ્ક્રિયતા અને શિથિલતાને પડકાર દેતા. શિથિલ માનવીઓ એની પ્રેરણાનું પાન કરી તલ્લીન બનતા. હિંદુ મહાજાતિના એ અણનમ સેવકની પિછાન જનતાએ જરૂર કરવી જોઈએ અને તે છે કારેલી બાગ, વડોદરાના આદ્યસ્રષ્ટા સ્વ. પુણ્યવિભૂતિ રાજરત્ન રાજમિત્ર પં. આત્મારામજીના પનોતા સુપુત્ર કર્મવીર પં. આનંદપ્રિયજી.

પોતે બી. એ. એલ્ એલ્. બી હતા, કાયદાની છેલ્લી પરીક્ષા પસાર કરીને પોતાના પિતાના ચરણોમાં વડોદરા ખાતે તેઓ આવી લાગ્યા હતા. ૧૯૨૧ ની તે સાલ હતી. પોતાના ઉન્નત ને નૂતન સર્જનના વિચારોને તત્કાળ અમલમાં મૂકવા એમણે કારેલીબાગનાં સરકારી હરિજન છાત્રાલયનાં છાત્ર-છાત્રાઓમાં શિક્ષણ, સંસ્કાર અને જીવન ઘડતર સિંચવાનું કાર્ય ઉપાડી લીધું. આ સંસ્થાનાં બાલ-બાલિકાઓનાં ઝુંડને લઈને ગ્રામપ્રચાર, સ્વચ્છતા અને હરિજન સુધારાના કાર્ય સારૂ તેઓ ગામેગામ ભ્રમણ કરતા. હરિજનોમાં અપૂર્વ જાગૃતિનો જુવાળ તેમણે જગવ્યો અને આ અરસામાં જ હરિજન ઉદ્ધારના કાર્ય અર્થે-

તેમનામાં આર્યસમાજના કાર્યનો પ્રસાર કરવાના મહદ્ ઉદ્દેશ અર્થે—આર્યકુમાર સભા નામની એક સંસ્થાની તેમણે સ્થાપના કરી. આ સંસ્થાનાં સભાસદો હરિજન છાત્ર–છાત્રાઓ જ હતાં. આ સંસ્થાની સ્થાપના વખતે કેવળ રૂા. ૫ ની મૂડીથી તેમણે તેના ઉદ્દેશો બર લાવવાના કાર્યના શ્રીગણેશ માંડયા. પછી તો જનતા જોઈ રહી છે કે રૂા. ૫ ની મૂડીથી શરૂ થયેલી આ સંસ્થા નાનકડી આર્યકુમાર સભામાંથી વિસ્તૃત થઈને પ્રચંડ આર્યકુમાર મહાસભા બની. આ મહાસભામાં અનેક અન્ય કાર્યકર્તાઓને જોડાવાની પ્રેરણા કરી. આજે એનાં અનેક કાર્યકર્તાઓ ને કાર્યકર્તૃણિઓ છે. આ મહાસભાએ ગૂજરાતભરમાં સંસ્થાઓની હારમાળા પ્રગટાવી છે. તેણે પોતાની સંસ્થાઓનાં મકાનો ને જમીનો પાછળ પ્રાયઃ રૂા. દશ લાખની મૂડી રોકી દીધી છે. ગૂજરાતની અનેક સુપ્રસિદ્ધ કેળવણીની અને સામાજિક ઉદ્ધારની સંસ્થાઓ ખાસ કરીને સ્ત્રીશિક્ષણના ક્ષેત્રમાં અનેરી ભાત પાડતી મહાગૂજરાતની મહાન સંસ્થા આર્યકન્યા મહાવિદ્યાલય, ગુરુકુલ સોનગઢ, આર્યકુમારાશ્રમ વડોદરા, હિંદુ વિધવાશ્રમ અને અબલાશ્રમ વડોદરા, ભીલ અને રાનીપરજ ઉદ્ધારની સંસ્થાઓ અમૃતપુરા ને ખેરગામ, સુરત, અમદાવાદ અને ગણદેવીનાં હિન્દુ મિશનો તેમજ બીજી અનેક પ્રવૃત્તિઓ ચાલી રહી છે. પંડિતશ્રી આનંદપ્રિયજીની પ્રચંડ કતૃત્વ શકિતને ફાળે આ બધી સંસ્થાઓનાં સંચાલનોનો યશ જાય છે, એમ કહેવામાં જરાયે ખોટું નથી.

છેલ્લાં કેટલાંક વર્ષોથી પંડિતજીની વિશેષ શક્તિ આર્ય કન્યા મહાવિદ્યાલય, વડોદરાના નિર્માણ અને વિકાસમાં ખર્ચાઇ રહી છે. દેશવિદેશોમાં પ્રવાસો ખેડી આ સંસ્થાને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ અપાવનાર એ જ વ્યક્તિ છે. આ સંસ્થાદ્વારા હુ સમસ્ત જાતિનું નવું સર્જન કરવા માગું છું, એમ તેઓ ઘણીવાર કહે છે. એટલા જ માટે કન્યા શિક્ષણમાં સ્વસંસ્કૃતિ અને તેજસ્વિતા હોવાં જોઇએ, એ સિદ્ધાંત ઉપર તેઓ કાર્ય કરે છે. સબળ માતાઓ વિના હિંદુ સમા-

જતું નિર્માલ્યપણું જવાનું નથી એટલે કન્યા કેળવણીમાંથી તેમણે અબલાપણું કાઢી નાખવા એક નવીન જ ભાત પાડી છે. સ્ત્રી જાતિ આર્યસંસ્કૃતિનો ગઢ છે, તેમાં મૅકોલેનું શિક્ષણ પેસી ન જાય તે માટે તે હંમેશાં લાલબત્તી ધર્યા કરે છે. એ સંસ્થાની અનેક તેજસ્વી સ્નાતિકાઓનાં દર્શન કરી એમના નવ નિર્માણની ઝાંખી કરી શકાય છે.

સંસ્થાઓના સંચાલનમાં પોતાના હરિફોને હિતશત્રુઓના આક્ષેપો ને ટીકાઓના ભોગ પણ તેમને બનવું પડયું છે. પરંતુ તેમના અન્તરાત્માને સાચી રીતે પીછાણનારા જાણે છે ને જુએ છે કે અનેક ઝંઝાવાતો, અવરોધો ને આક્ષેપો વચ્ચે પણ તેમણે અણનમ રહીને કાર્યસાધના કર્યા જ કરી છે. તેમનાં મન ને શરીર પર આવા અણધાર્યા અવરોધોની લેશમાત્ર પણ અસર જણાતી નથી.

એમના ફાળે અનેક કાર્યોનો યશ જાય છે. મદ્રાસ પ્રાંતમાં લાખોની સંખ્યામાં પચ્છાત વર્ગના હિંદુઓ, ખ્રિસ્તી ને મુસલમાન બની જવાની તૈયારીમાં હતા. એમને ખબર પડતાં એ ત્યાં પહોંચી ગયા અને ત્યાં બે માસ જેટલો સતત નિવાસ કરીને—પ્રચંડ સર્વવ્યાપી પ્રચારકાર્ય ઉપાડીને આ સ્વધર્મ-બાંધવોને આર્યસમાજની દીક્ષા આપીને હિંદુ જાતિમાં જ ટકાવી રાખ્યા. એમના જીવનની આ એક ઉજ્જવળ બાજુ હતી.

ગૂજરાતમાં અનેક ગામડાંઓમાં ખ્રિસ્તી ને ખોજા પ્રચારકોની મોહજાળમાં ફસાયલા અનેક હરિજન ભાઈઓને સ્વધર્મની મહત્તા સમજાવી હજારોની સંખ્યામાં પાછા સ્વજાતિમાં મેળવી લીધા હતા.

એમણે વડોદરા રાજ્યની નોકરી પણ સ્વીકારી હતી. મેજીસ્ટ્રેટ હતા. તે છોડીને હરિજન ઉદ્ધારનું કાર્ય કરવામાં સરળતા રહે, તે અર્થે રાજ્યની હરિજન શાળાઓના ઇન્સ્પેકટર તરીકે જોડાયા, પરંતુ નોકરી ને સેવાને મેળ ન ખાવાથી આખરે તે છોડી દીધી હતી.

ગૂજરાતનાં હુલ્લડોમાં પંડિતજી અને તેમના કસાયલા કાર્યકરો

અને સુનંદા આર્યવીરોની ટુકડીઓએ જે યાદગાર સેવાઓ બજાવી છે તે ચિરસ્મરણીય છે. ગુપ્તપ્રયાગ, વેરાવળ, ગોધરા, કપડવંજ, સુરત અમદાવાદ અને મુંબઈ વગેરે સ્થળોએ થયેલાં હુલ્લડોમાં તેમની સેવાઓ જાણીતી છે. અમદાવાદનાં હુલ્લડોના દિવસોમાં તો ત્યાંના તેમના કાર્યથી ચમકીને ત્યાંની સરકારે તેમની ધરપકડ કરી હતી, અને પાછળથી ચોવીસ કલાકમાં અમદાવાદ છોડી જવાની સૂચના આપીને રવાના કરી દીધા હતા.

હિંદુ મહાસભાના છેલ્લા ભાગલપુર અધિવેશન ઉપર બિહાર સરકારે મૂકેલા પ્રતિબંધની વાત જાણીતી છે. આ પ્રતિબંધ તોડવા હિંદુ મહાસભાએ નિર્ણય કર્યો કે પંડિતજી પણ પોતાના સાથીદારો સાથે ત્યાં પહોંચી ગયા હતા અને જેલના મહેમાન બન્યા હતા. આ પ્રમાણેની હિંદુ કોમની એમની સેવાઓ જાણીતી છે.

આજે પંડિતશ્રી આનન્દપ્રિયજી હિંદુ મહાસભાના એક જાણીતા આગેવાન છે. અખિલ હિંદ હિંદુ મહાસભાના તેઓ વર્ષો સુધી જનરલ સેક્રેટરી રહી ચૂકયા છે. ગૂજરાત પ્રાંતમાં હિંદુ મહાસભાનાં મંડાણ કરી તેને કાયમી સ્વરૂપ આપનાર પણ તેઓ જ છે. આર્યકુમાર મહાસભા, વડોદરા અને કારેલીબાગની સંસ્થાઓના તેઓ પ્રાણ છે

વર્તમાનના તેમના વિચાર-પ્રવાહો પણ ખાસ નોંધપાત્ર છે. તેમનું ધ્યેય ભારતવર્ષમાં આર્યજાતિ અને આર્ય રાષ્ટ્રવાદની સ્થાપના કરવાનું છે. આવા મહાન વિષયની છણાવટ આટલા લઘુ લેખનમાં થવી અશકય છે, પણ ટૂંકમાં રાષ્ટ્રીયતા, સંસ્કૃતિની રક્ષા અને વિકાસમાં રહેલી છે, એમ તેઓ માને છે. ભારતવર્ષમાં કોઇ પણ 'વાદ' આર્ય સંસ્કૃતિ વિના રાષ્ટ્રીયતાથી પર છે, એવો એમનો સિદ્ધાંત હોવાથી ભારતના રાષ્ટ્રવાદને તેઓ આર્યરાષ્ટ્રવાદના નામે ઓળખે છે અને ભારતમાં આર્યરાષ્ટ્રની સ્થાપના થાય અને ભારત સંસારને આર્ય સંસ્કૃતિનો શાંતિદાયક સન્દેશ આપે, એવી એમની ઝંખના છે.

## શ્રીમતી પુષ્પાબહેન ર. વકીલ બી. એ.



શ્રી. પુષ્પાબહેન ર. વકીલ

ગુજરાતનાં ગણ્યાં-ગાંઠ્યાં સ્ત્રી કેળવણીકારોમાં મહત્ત્વનું સ્થાન ધરાવતાં સૌ. પુષ્પાબહેન રમણલાલ વકીલ નો જન્મ સને ૧૯૦૮ માં મુંબઈમાં થયો હતો.

જન્મથીજ સારા સંસ્કારો પામેલ શ્રી. પુષ્પાબહેનનું વિદ્યાર્થીજીવન પણ તેજસ્વી અને આશાસ્પદ હતું. ઓગણીશ વર્ષની ઉમરે મેટ્રીકની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ વિલ્સન કૉલેજમાં ઉચ્ચ અભ્યાસ અર્થે જોડાયાં, અને સને ૧૯૩૧માં ગુજરાતી અને અંગ્રેજી ઐચ્છિક વિષય લઈ તેમણે બી. એ. પરીક્ષા પસાર કરી હતી. શ્રી. રમણુ વકીલ સાથે તેમને પ્રથમ પરિચય કૉલેજ–જીવનમાં ૧૯૨૮માં થયો હતો અને તેમની સાથે એમનું લગ્ન ૧૯૦૧ માં થયું હતું. એલ્ફિન્સ્ટન કૉલેજમાં સ્વ. સાક્ષરશ્રી નરસિંહરાવ દીવેટીઆ જેવા વિદ્વાન અધ્યાપકના હાથ નીચે ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરવાનું સદ્દભાગ્ય બન્નેને પ્રાપ્ત થયું હતું.

કેળવણીના ક્ષેત્રમાં પોતાની સેવા આપવાનો મક્કમ નિશ્ચય કરીને વકીલ દંપતીએ એ દિશામાં પોતાના પ્રયાસો શરુ કર્યા. શ્રી રમણલાલ

વકીલ વિલ્સન કૉલેજમાં પ્રાધ્યાપક તરીકે કાર્ય કરતા હતા તે સમયે ૧૯૩૧ થી ૧૯૩૬ સુધી શ્રી પુષ્પાબહેને 'ક્વીન મેરી સ્કૂલ ફૉર ગર્લ્સ' અને 'સેન્ટ કોલમ્બા હાઇસ્કૂલ ફૉર ગર્લ્સ'—એ શિક્ષણ સંસ્થાઓમાં ગુજરાતીનું અધ્યાપનકાર્ય કરેલું. શિક્ષણમાં અનેક નવા અખતરાઓ કરીને અને નૂતન પદ્ધતિએ કાર્ય કરીને એમણે અધ્યાપનકાર્યનો સારો અનુભવ મેળવ્યો.

નવીન આદર્શોથી પ્રેરાઇને, છેલ્લી અને શાસ્ત્રીય પદ્ધતિએ કામ કરતી અને સાચી કેળવણી આપતી આદર્શ સંસ્થાનાં સાથે મળીને સેવેલાં સ્વપ્નોમાંથી વકીલ દંપતીની 'ધી મોડર્ન સ્કૂલ'નો જન્મ થયો. સને ૧૯૩૬માં સમર્થ કેળવણીકાર ડો. આનંદશંકર ધ્રુવના શુભ હસ્તે આ વિદ્યામંદિરનું ઉદ્ઘાટન થયું, અને એ સાક્ષરવર્યનાં આશીર્વચનો મેળવી શ્રી. રમણલાલ વકીલ અને શ્રી પુષ્પાબહેન વકીલે કેળવણીના ક્ષેત્રમાં પોતાની ભાવનાઓને મૂર્ત સ્વરૂપ આપવાનો પ્રયાસ આરંભ્યો. છેલ્લાં સાત વર્ષથી આ શિક્ષણ સંસ્થામાં શ્રી. પુષ્પાબહેન પ્રિન્સીપાલ તરીકે કામ કરી રહ્યાં છે. બાળકેળવણી અને બાળઉછેરમાં તેમને અત્યંત રસ છે; એટલે ત્રણ વર્ષનાં બાલક-બાલિકાઓથી માંડીને મેટ્રીક સુધી પહોંચેલાં વિદ્યાર્થીઓ સુધીના સમગ્ર શિષ્ય-સમૂહમાં નવા સંસ્કારનું સિંચન કરવાના મૂલ્યવાન પ્રયત્નો તેઓ કરી રહ્યાં છે. સંસ્થાના બાલમંદિર અને પ્રાથમિક વિભાગના નિયામક તરીકે શ્રી. પુષ્પાબહેન પોતાનાં શિક્ષણનાં સ્વપ્નોને આકાર આપતાં દેખાય છે.

શિક્ષણ અને સાહિત્ય એ વકીલ દંપતીના પ્રિય વિષયો. શિક્ષણના ક્ષેત્રમાં કાર્ય કરતાં પુષ્પાબહેનની સાહિત્યભક્તિ પણ નોંધવા જેવી છે. ૧૯૩૦ થી ૧૯૪૦ સુધીનાં એમનાં કાવ્યો, રાસ, બાલ-ગીતો વગેરે "ત્રિવેણી" નામે પુસ્તકાકારે પ્રગટ થયાં છે, ને ગુજરાતી સાહિત્યમાં સારો સત્કાર પામ્યાં છે. માધુર્ય, ભાવ અને ભાષાની સરળતા એ એમનાં કાવ્યોની વિશિષ્ટતા છે. ૧૯૩૪માં મીરાંબાઈની પુસ્તિકા શ્રી

સયાજી બાલસાહિત્યમાળામાં પ્રગટ થઈ છે. ત્યારબાદ શ્રી. રમણુ વકીલ સાથે એમણે ટૂંકી વાર્તાઓનું સંપાદન કાર્ય કર્યું.

વકીલ દંપતીએ બીજા સાહિત્યપ્રેમી શિક્ષકો સાથે મળીને "કિશોર વાચનમાળા"ની યોજના કરી છે, જે સફળ નીવડી છે. થોડાજ સમયમાં શ્રી. પુષ્પાબહેનનાં બાળગીતો અને બાળવાર્તાઓના સંગ્રહ પ્રગટ થનાર છે.

બાલ શિક્ષણુ અને બાલ માનસના ઊંડા અભ્યાસ સાથે સાહિત્ય પ્રેમ કેળવી રહેલાં શ્રી. પુષ્પાબહેન ભવિષ્ય માટે હજી વધુ સુંદર આશાઓ આપે છે. 'ધી મોડર્ન સ્કૂલ' જેવી કેળવણીની સંસ્થાનાં સંસ્થાપક, સંચાલક અને નિયામક તરીકે અનેક બાલક, કિશોર અને યુવાન શિષ્ય-શિષ્યાઓનાં ઉઘડતાં જીવનમાં સંસ્કાર-સિંચન કરવાનું સદ્‌ભાગ્ય એમને સાંપડયું છે, અને એ અમૂલ્ય તકનો લાભ શ્રી. પુષ્પાબહેન લઇ રહ્યાં છે. એમની વિદ્યાવાડીમાં સેંકડો બાલક-બાલિકાઓ જીવન-વિકાસ સાધી રહ્યાં છે, અને એમના જીવન-ઘડતરમાં શ્રી. પુષ્પાબહેન શકય ફાળો આપી રહ્યાં છે.

જે દુનિયાના મહારથીઓ, રાજાઓ, મહારાજાઓ અને આબાલ-વૃદ્ધ સૌ માલિકીમાં શક્તિ માને છે; માલિકી ખાતર, કબજા ખાતર, લાખો-કરોડો જાનની ખુવારી કરે છે અને કરાવે છે, તે દુનિયામાં, બાલમંદિર, બાળકની સાચી જ્ઞાનની ભૂખ ઉઘાડવાના યત્નો કરવા નીકળે તે વખતે, આપણુને ભૂખની ખાતર કોણુ ખાય છે, ખાઇએ નહિ તો ખોટ જાય તે ખાતર કોણુ ખાય છે, બીજો ખાઇ જાય છે માટે કોણુ ખાય છે, એ બહુ જોવાનું મળે છે.

—સ્વ. ગિજુભાઇ

# શ્રી. પોપટલાલ અંબાણી



આપણા પ્રાંતમાં છેલ્લા બે દશકામાં જે પીઢ કેળવણીકારો થયા છે, તેમાંના એક શ્રી. અંબાણી છે.

એમનું જન્મસ્થાન બીલખા છે. તેઓ જ્ઞાતે મોઢ વાણિયા છે. બીલખાની પ્રાથમિક શાળામાં પ્રાથમિક અભ્યાસ પૂરો કર્યા બાદ રાજકોટ અને અમદાવાદનાં અધ્યાપન મંદિરોમાં શિક્ષણને લગતી તાલીમ મેળવી તેમણે સને ૧૯૦૧માં રાજકોટમાં શિક્ષકજીવન શરૂ કર્યું હતું અને સને ૧૯૩૮માં તે પૂરું કર્યું. એ પ્રમાણે ૩૮ વર્ષ પર્યંત એકધારું શિક્ષકજીવન ગાળ્યું હતું.

પોતાના વતનમાં અંગ્રેજી શાળા નહિ હોવાથી તેમજ એ જમાનામાં છાત્રાલય જેવી સંસ્થાઓ અસ્તિત્વમાં આવેલી ન હોવાથી તેઓ અંગ્રેજી અભ્યાસ કરી શક્યા ન હતા. પણ શિક્ષક જીવન શરૂ કર્યા પછી અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરી લીધો હતો, ઉપરાંત હિંદી, મરાઠી અને બંગાળી ભાષાનો પરિચય પણ કરી લીધો હતો.

શ્રી. અંબાણીનું વિદ્યાર્થીજીવન યશસ્વી અને આદર્શરૂપ હતું. તેઓ દરેક વર્ગમાં હંમેશાં પહેલા જ રહેતા અને પારિતોષિકો કે ચંદ્રકો ભાગ્યે જ કોઈ સહાધ્યાયીને ભાગે જવા દેતા. વિદ્યાર્જન કરવામાં તેઓ કેટલા બધા આગ્રહી હતા તેનો એક પ્રસંગ નોંધવા જેવો છે.

શિક્ષકજીવન શરૂ કરતાની સાથે જ તેમણે સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ વધારવા ધાર્યું. તે વખતે રાજકોટમાં શ્રી. નારણજી મુળજી વ્યાસ નામના એક શાસ્ત્રી હતા. શ્રી અંબાણીએ તેમની પાસે જઈ પોતાની ઇચ્છા વ્યકત કરી. શાસ્ત્રીજીએ કહ્યું : ' હું બહુ વ્યવસાયી છું, મને દિવસનો વખત તો મળી શકે નહિ, પરોઢિયે ચાર વાગ્યે જો તમે આવી શકો તો હું તમને શીખવું.'

વળતે દિવસે પરોઢના ચાર વાગ્યે શ્રી. અંબાણીએ શાસ્ત્રીજીની ખડકીનું બારણું ખખડાવ્યું, અને શાસ્ત્રીજી પાસે સંસ્કૃત નાટકો શીખવાનું શરૂ કર્યું. ત્રણેક મહિને પોતાની પાછળ લાગેલા આ વિદ્યાર્થીથી શાસ્ત્રીજી કંટાળ્યા એટલે તેણે પોતાના પટ્ટ શિષ્યને શિખવવાનું સોંપી દીધું.

શ્રી. અંબાણીનું શિક્ષક-જીવન વિવિધ રંગે રંગાયેલું છે. તેમણે પ્રાથમિક શાળાઓનાં બાળકોને શિખવ્યું છે, રાજકુમાર કૉલેજના કુમારોને શિખવ્યું છે, અને અધ્યાપન મંદિરનાં શિક્ષક-શિક્ષિકાઓને પણ શિખવ્યું છે. તેમના શિક્ષક જીવનનાં ૨૫ વર્ષ રાજકોટનાં એ અધ્યાપન મંદિરમાં ગયાં છે.

શ્રી. અંબાણી એક જન્મસિદ્ધ શિક્ષક છે. તેમનો શિક્ષણશાસ્ત્ર અને માનસશાસ્ત્રનો અભ્યાસ ખૂબ ઊંડો છે અને પ્રેક્ષકો મુગ્ધ થઇ જાય એટલી બધી શિક્ષણકળાને તેમણે સાધી છે. તેઓ શાળાશિક્ષણના કોઈપણ વિષય ઉપર ઘણો જ આકર્ષક અને સફળ પાઠ આપી શકે છે. શિક્ષણસંમેલનો, શિક્ષણના તાલીમ વર્ગો અને ટ્રેઈનિંગ કૅમ્પોમાં શિક્ષકો સન્મુખ પાઠો આપી બતાવવાને તેમને ખાસ બોલાવવામાં આવે છે.

તેઓ પોતાના શિષ્યવર્ગમાં ઘણું જ માનવંતું સ્થાન ધરાવે છે.

સને ૧૯૩૮ ની આખરે તેઓ બાર્ટન ટ્રેનિંગ કૉલેજના મુખ્ય અધ્યાપક પદેથી નિવૃત્ત થયા ત્યારે તેમનું સ્મારક રાખવાને તેમની વિદ્યાર્થિનીઓએ રૂા. ૮૦૦ જેટલી રકમ એકઠી કરી હતી.

શ્રી. અંબાણીએ શિક્ષકજીવન પૂરું કર્યા બાદ ભાવનગર સંસ્થાનના ગૂજરાતી વિભાગના વિદ્યાધિકારી તરીકે ત્રણ વર્ષ સુધી કામ કર્યું હતું. તે વખતે એમની ઉમર ૬૦ વર્ષની હતી છતાં એક જુવાન જેટલા ઉત્સાહ અને રસથી કામ કરી પોતાનાં જ્ઞાન અને અનુભવનો લાભ ત્યાંની પ્રાથમિક શાળાઓને આપ્યો હતો. ઉપરાંત શિક્ષકવર્ગ સન્મુખ કર્તવ્યનિષ્ઠાનો સુંદર આદર્શ મૂક્યો હતો.

શ્રી. અંબાણી વિવિધ પ્રવૃત્તિઓમાં ગૂંથાએલા હોવા છતાં જ્ઞાતિસેવાને લગતું જે કંઈ થઈ શકે એવું હોય તે કરવાને ચૂકતા નથી. રાજકોટમાં તેમની જ્ઞાતિનું એક છાત્રાલય છે. તેના માનદ મંત્રી તરીકે છેલ્લાં ૨૦ વર્ષથી તેઓ કામ કરે છે, રાજકોટનાં તમામ છાત્રાલયોમાં એક આદર્શ સંસ્થા તરીકે મોઢ વણિક વિદ્યાર્થી ભવન જે માનવંતું સ્થાન ધરાવે છે, તેનો બધો યશ એ સંસ્થાને એક આદર્શ સંસ્થા બનાવવાની શ્રી. અંબાણીની ધગશને ઘટે છે.

તેઓ ભૂગોળવિદ્યાના પ્રખર અભ્યાસી છે. ગૂજરાતમાં અત્યારે જે થોડાએક ભૂગોળરસિકો છે, તેમાંના તેઓ એક છે. તેમણે એ વિષય ઉપર પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાઓના ઉપયોગને માટે 'ભૂગોળ પાઠમાળા'ના નામથી ઓળખાતાં ૫ પાઠ્ય પુસ્તકો લખ્યાં છે. ઉપરાંત ભૂગોળ શિક્ષણની સાચી દિશા બતાવવાને અનેક લેખો અને વ્યાખ્યાનો દ્વારા ઘણું પ્રચારકાર્ય કર્યું છે. તેમણે 'સૌરાષ્ટ્ર શિક્ષક' પત્રમાં 'વાર્તારૂપે ભૂગોળ શિક્ષણ' નામની એક લાંબી લેખમાળા પ્રસિદ્ધ કરી હતી. તે લેખમાળાએ ભૂગોળ શિક્ષણ પરત્વે શિક્ષકવર્ગનો દૃષ્ટિકોણ બદલવામાં ઘણું ઉપયોગી કામ કર્યું છે. શ્રી. અંબાણીને ભૂગોળવિદ્યામાં અતિશય રસ છે અને તેથી જ તેમણે હિંદના ઘણા ખરા ભાગમાં પ્રવાસ કરી ઘણી ઉપયોગી માહિતી મેળવેલી છે.

'ભૂગોળ પાઠમાળા' ઉપરાંત 'સૌરાષ્ટ્ર વાચનમાળા' અને "સાહિત્ય પાઠમાળા" નામની વાચનમાળાઓ હાલ કાઠિયાવાડમાં ઘણી ખરી શાળાઓમાં વપરાય છે, અને શિક્ષણક્ષેત્રમાં ખૂબ આદર પામી છે. એ બંને વાચનમાળાઓના યોજક શ્રી. અંબાણી છે.

બાળકો અને કિશોરોને માટે પાઠ્ય પુસ્તકો તૈયાર કરવા ઉપરાંત ઘણાં વર્ષથી તેઓ સૌરાષ્ટ્ર શિક્ષક, કિશોર, બાલસખા, બાલમિત્ર વગેરે માસિકોમાં નિયમિત લખે છે. સૌરાષ્ટ્ર શિક્ષક નામના ત્રૈમાસિકનું ૧૨ વર્ષ પર્યંત તેમણે સંપાદન કર્યું હતું.

ચાલુ શિક્ષણતંત્રમાં બની શકે તેટલી સુધારણા કરી તેનું પુનર્વિધાન કરવું એ તેમની પ્રવૃત્તિઓનું મધ્યબિંદુ છે. શિક્ષણ સુધારણાર્થે તથા શિક્ષણ–ક્ષેત્રમાં જાગૃતિ લાવવા માટે છેલ્લા બે દાયકામાં રાજકોટની અંદર નાની મોટી જે જે પ્રવૃત્તિઓ થઈ છે, તે દરેકમાં તેમનો સંપૂર્ણ સાથ હતો. કેટલીક પ્રવૃત્તિઓના તો તેઓ ઉત્પાદક અને સંચાલક હતા. એમની જ પ્રેરણાથી હંટર ટ્રેઇનિંગ કૉલેજ એસોસિયેશન અને 'સૌરાષ્ટ્ર શિક્ષક' નામના પત્રનો જન્મ થયો હતો. તથા નાનાં મોટાં આઠેક શિક્ષણ સંમેલનો થયાં હતાં. શિક્ષણ સુધારણાને લગતી તેમની પ્રવૃત્તિઓ રાજકોટ પૂરતી મર્યાદિત ન હતી. આખા સૌરાષ્ટ્રમાં જ્યાં જ્યાં એ તરેહના સમારંભો થયા છે, ત્યાં ત્યાં શ્રી. અંબાણીએ હાજરી આપીને હંમેશાં પોતાનો સક્રિય સાથ આપ્યો છે.

હાલ તેમનું વય ૬૩ વર્ષનું છે. અને તેઓ પોતાના વતન રાજકોટમાં નિવૃત્ત જીવન ગાળે છે, અને સાહિત્ય તથા શિક્ષણવિષયક લેખનપ્રવૃત્તિ કરે છે.

જે મનુષ્ય જીવનની સઘળી અશાંતિ ભવિષ્યની એક શાંત પળને માટે જ વેઠી લે છે, તે સાચી શાંતિ મેળવે છે.

જે મનુષ્ય પોતાના વિષે કોઇ પણ દિવસ ચિંતન કરતો નથી, તે વર્ષોનાં વર્ષો જીવે છતાં કાંઇ જ કરતો નથી. —ધૂમકેતુ

# શ્રી. પ્રાણલાલ કિરપારામ દેસાઇ

શ્રીયુત પ્રાણલાલભાઇનો જન્મ સને ૧૮૮૨ ના મે માસની ૧૧ મી તારીખે મિયાગામમાં થયો હતો. તેમનું મૂળ વતન આમોદ છે. પરંતુ તેમના પિતાશ્રી સ્વર્ગસ્થ કીરપારામ બાળમુકુંદરામ દેસાઇ મિયાગામમાં પોલીસ ખાતાના ઉપરી તરીકે નોકરી કરતા હતા. રાજકાજમાં આગળ પડતી બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં તેમનો જન્મ થએલો છે.

શ્રીયુત પ્રાણલાલભાઇએ પ્રાથમિક કેળવણી મિયાગામ તથા આમોદમાં લીધી હતી. તેમ જ અંગ્રેજી પહેલા ત્રણ ધોરણનો અભ્યાસ ઍંગ્લો વર્નાકયુલર સ્કૂલમાં શરૂ કર્યો હતો. સને ૧૮૯૫ માં વડોદરાની હાઇસ્કૂલમાં અંગ્રેજી ચોથા ધોરણમાં તેઓ દાખલ થયા હતા અને એ જ હાઇસ્કૂલમાંથી સને ૧૮૯૮ માં મેટ્રીકની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા હતા.

મેટ્રિકની પરીક્ષામાં પાસ થઇ તરત જ તેઓ વડોદરા કૉલેજમાં દાખલ થયા હતા. તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયો લઇ સને ૧૯૦૩માં બી. એ. ની પરીક્ષા એમણે પસાર કરી હતી.

વડોદરા હાઇસ્કૂલ અને કૉલેજમાં તેમના સહાધ્યાયીઓમાં ગુજરાતના જાણીતા સાક્ષરો અને સમાજસુધારકો હતા. મર્હુમ મટુભાઈ કાંટાવાળા, શ્રીયુત કનૈયાલાલ મુનશી, શ્રીયુત ધીરજલાલ ડાહ્યાભાઇ નાણાવટી, સદ્દગત ડૉ. ઠાકોરલાલ રણછોડલાલ પંડયા, શ્રીયુત વિઠ્ઠલદાસ હરકીશનદાસ અંકલેશ્વરીઆ, શ્રી. દારાશાહ ગુસ્તાદજી કંટ્રાકટર, શ્રીયુત કૃપાશંકર દયાશંકર આચાર્ય તથા શ્રી. પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી વગેરે હતા. આ મિત્રો સાથેની તેમના વિદ્યાર્થીજીવનમાં જામેલી મૈત્રી જુદા જુદા ધંધામાં પડયા છતાં ચાલુ રહી હતી.

આધુનિક જમાનામાં હાઇસ્કૂલ અને કૉલેજો તેમજ અન્ય સ્થળે અનેક મંડળો આપણે જોઇએ છીએ, પરંતુ આજથી ૪૦ વર્ષ ઉપર આવી જાતની પ્રવૃત્તિ ઘણી થોડી જોવામાં આવતી હતી અને ઘણા થોડા વિદ્યાર્થીઓ એ પ્રવૃત્તિઓમાં ભાગ લેતા હતા. શ્રીયુત પ્રાણલાલભાઇએ વડોદરા કૉલેજની ડીબેટીંગ સોસાયટીના મંત્રી તરીકે એક વર્ષ કામ કર્યું હતું તેમજ સોશીઅલ ગેધરીંગના મંત્રી તરીકે પણ તેઓ નીમાયા હતા. વડોદરા કૉલેજમાંથી બહાર પડતા મેગેઝીનમાં તેઓ સાહિત્ય, સમાજ અને સુધારાનો ઇતિહાસ વગેરે સંબંધી વારંવાર લેખો લખી ઉજ્વળ કીર્તિ મેળવી શકયા હતા. વકતા તરીકે તેઓ કૉલેજજીવનમાંથી જ જાણીતા થયા હતા.

સને ૧૯૦૭ માં વડોદરા કૉલેજનો રૌપ્ય મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો તે પ્રસંગે કૉલેજના જુના વિદ્યાર્થીઓ તરફથી ભાષણ આપવાનું કામ શ્રીયુત દેસાઇને સોંપવામાં આવ્યું હતું. તે કાર્ય તેમણે એવી સુંદર રીતે બજાવ્યું હતું કે મહુંમ મટુભાઇ કાંટાવાળાએ કૉલેજના મેગેઝીનમાં શ્રીયુત પ્રાણલાલભાઇની કૉલેજની કારકિર્દીનાં તથા મહોત્સવ પ્રસંગે આપેલા યાદગાર ભાષણનાં મુક્ત કંઠે વખાણ કર્યાં હતાં, અને કૉલેજે ઉત્પન્ન કરેલા વકતાઓમાં એક સુંદર વકતા તરીકે તેમની ગણતરી કરી હતી. કૉલેજના સુવર્ણ મહોત્સવ પ્રસંગે બહાર પડેલા ગ્રંથમાં શ્રીયુત પ્રાણલાલભાઇએ કૉલેજજીવનનાં સંસ્મરણો સંબંધી લેખ લખ્યો હતો.

કૉલેજજીવન પસાર કર્યા પછી સને ૧૯૦૪ માં તેઓ પહેલવહેલા ઉમરેઠ હાઇસ્કૂલના હેડ માસ્તર તરીકે જોડાયા હતા. ત્યાં ત્રણ ચાર માસ નોકરી કર્યા પછી તેમને સરકારી કેળવણી ખાતામાં નોકરી મળવાથી ઉમરેઠમાંથી છૂટા થયા, અને સુરત મિડ્લ સ્કૂલના આસિ. શિક્ષક તરીકે નીમાયા. ત્યાંથી તેઓએ નડિયાદ હાઇસ્કૂલ તથા અમદાવાદમાં આર. સી. હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું હતું. શિક્ષકના ધંધામાં શિક્ષક તરીકેની તેમની કારકિર્દી ઉજ્વળ હતી. વિદ્યાર્થીઓ

પ્રત્યેનો તેમનો પ્રેમ તથા સાથમાં કામ કરતા શિક્ષકો પ્રત્યેનો સહકાર એવો ઉત્તમ હતો કે હજી સુધી તેમના હાથ નીચે શિખેલા વિદ્યાર્થીઓ અને સાથે કામ કરનાર શિક્ષકો તેમના પ્રત્યે આદરભાવથી જુએ છે.

શિક્ષક તરીકેનો બહોળો અનુભવ લીધા પછી સને ૧૯૧૪ માં ખેડા જિલ્લાના આસિ૰ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે નીમાયા. સને ૧૯૨૦ સુધી તેમણે ખેડા, પંચમહાલ તથા ભરૂચ જિલ્લામાં આ નોકરી કરી. આ સમય દરમિયાન પ્રાથમિક શાળાના શિક્ષકોને પડતી મુશ્કેલીઓ જાણવાનો તેમને પ્રસંગ મળ્યો, અને ત્યારથી આજ સુધીમાં તે મુશ્કેલીઓ દૂર કરવા માટે લેખો તથા ભાષણો દ્વારા ભગીરથ પ્રયત્નો આદર્યા છે.

સને ૧૯૨૦ના જુન માસની ૩૦મી તારીખે તેમણે અમદાવાદ મ્યુનિસિપાલીટીના સ્કૂલ કમિટિના સેક્રેટરી તથા શાળાઓના સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકેનો હોદ્દો સ્વીકાર્યો. સરકારે શ્રીયુત દેસાઇની સર્વીસ મ્યુનિસિ-પાલીટીને ઉછીની આપી.

સને ૧૯૨૧ માં દેશભરમાં અસહકારનો જુવાળ પૂર જોસમાં ચઢયો. રાષ્ટ્રપ્રેમની ખાતર ઠામ ઠામ સરકારી નોકરીઓ, ખિતાઓ વગેરેને તિલાંજલિ અપાવા લાગી. અમદાવાદ મ્યુ. એ પણ આ કાર્યમાં બન્યું તે કર્યું.

શ્રીયુત દેસાઇને સરકાર તરફથી કહેણ મળ્યું કે તમારે સરકારી નોકરીમાં પાછા ફરવું અને તેમની નીમણુંક મુંબઈ એલ્ફીન્સ્ટન હાઈ-સ્કૂલમાં કરવામાં આવી. આ પ્રસંગ કટોકટીનો હતો. પૈસા કે પ્રતિષ્ઠા એ બેમાંથી એકની પસંદગી કરવાની હતી. રાષ્ટ્રપ્રેમથી રંગાએલા શ્રીયુત દેસાઇએ તરત જ નિશ્ચય કરી લાંબા વખતની સરકારી નોકરીને તિલાંજલિ આપી. સ્થાનિક સ્વરાજ્ય સેવા કાયમને માટે સ્વીકારી લીધી.

શ્રીયુત દેસાઇનું જીવન કેળવણીના કાર્યમાં કેટલું ઓતપ્રોત થયેલું છે તે નીચે જણાવેલી સંસ્થાઓ સાથેના સંસર્ગથી વાચકને સમજાશેઃ—

અમદાવાદ જિલ્લાના માધ્યમિક શાળાના શિક્ષકો તથા આસિ૦ ડેપ્યુટી યુનિયનના લગભગ પંદર વર્ષથી પ્રમુખ છે [૨] સમસ્ત ગુજરાતની માધ્યમિક શાળાઓના શિક્ષકો તથા આસિ૦ ડેપ્યુટીઓની એસોસીએશનના લગભગ પંદર વર્ષથી ઉપપ્રમુખ છે. (૩) સમસ્ત ગુજરાત પ્રાથમિક શિક્ષણસંઘના પ્રમુખ છે [૪] અમદાવાદ મ્યુ૦ નોકરમંડળના છેલ્લા સાત વર્ષથી ઉપપ્રમુખ છે.

આ સિવાય જુદા જુદા જિલ્લાઓના પ્રાથમિક શાળાઓના શિક્ષકોની સભાઓના પ્રમુખસ્થાનેથી પ્રેરણાત્મક ભાષણો તેમણે આપેલાં છે. પ્રાથમિક શાળાના શિક્ષકોને અપાતા પગાર તેમને અસંતોષકારક લાગ્યા છે અને તે સંબંધી તેમણે વારંવાર લેખો અને ભાષણો દ્વારા ઉહાપોહ કરેલો છે. સરકારે નિમેલી પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમની પુનર્રચના કરવા નીમાયેલી કમિટિમાં એક સભ્ય તરીકે કેળવણી કેવી હોવી જોઇએ તે સંબંધી પૂરતી યોજના રજૂ કરી હતી.

ગુજરાત સાહિત્ય સભાના માનદ્ મંત્રી તરીકે શ્રીયુત દેસાઈ છેલ્લાં બાર વર્ષથી સેવા આપી રહ્યા છે. સાહિત્ય પરિષદ તરફથી પ્રસિદ્ધ થયેલા પાઠય પુસ્તકના તેઓ સંગ્રાહક છે. તેઓ એક સમર્થ લેખક અને સમાજસુધારક છે. તેમણે લખેલાં પુસ્તકોમાં 'કેટલીક વાર્તાઓ અને સંસારચિત્રો'માં જે આદર્શ ચિતાર રજુ કર્યો છે તે ધ્યાનમાં લેવા જેવો છે.

પાઠયપુસ્તકો સંબંધી ઠામઠામ ઉહાપોહ થતો જોવામાં આવે છે પરંતુ તે સંબંધમાં હજી સુધી કંઈ સંગીન કાર્ય થયું નથી. દેશનાં બાળકોને માદર વતનનો સાચો ઇતિહાસ મળે એ દૃષ્ટિએ શ્રીયુત દેસાઇએ ઇતિહાસનાં બે પુસ્તકો (૧) ગુજરાતનાં ઇતિહાસની સહેલી વાતો તથા (૨) હિંદભૂમિનો ઇતિહાસ નામનાં લખેલાં છે.

શ્રીયુત દેસાઇનો સ્વભાવ અતિ પ્રેમાળ છે. તેમનું હૃદય વિશાળ છે. પ્રાથમિક કેળવણીના કાયદાના ઊંડા અભ્યાસી અને નિષ્ણાત છે, તેમની કલમ અને વાણી સ્વતંત્રતાને ચાહનારી છે. ઇશ્વર પાસે

આપણે એટલું માગીએ કે તેઓ દીર્ઘાયુ થાય અને તેમનું નિવૃત્ત જીવન ગુજરાતને વધુ ઉપયોગી નીવડે.

શ્રી. પ્રાણલાલભાઇ દેસાઈ વિષે લખતાં શ્રી. કનૈયાલાલ મુનશી કહે છેઃ 'એમની પ્રેરણાથી મેં ડીબેટીંગ સોસાઇટીમાં બોલવાનું શરૂ કર્યું. એમની જ સોબતમાં મને કોંગ્રેસનો ચેપ લાગ્યો. આ તો ૩૪ વર્ષ પહેલાંની વાત. ત્યાર પછી અમારા જીવનપ્રવાહ જુદા વહેવા માંડ્યા. એમણે નોકરી લીધી. હું મુંબઇ આવ્યો; એ અમદાવાદમાં, હું મુંબઇમાં; એ ધંધે શિક્ષક, હું વકીલઃ એ આસ્તે કામ કરનારા, પ્રકૃતિએ સરળ, સ્વભાવે નિર્મળ; હું ઉતાવળીઓ વગેરે વગેરે. અને છતાં આજે આટલાં વર્ષોમાં અમારો સંબંધ ઊંડો અને ગંભીર થતો ગયો છે. અમારી વચ્ચે કોઇવાર ગેરસમજનું વાદળ આવ્યું નથી. આજે મને એ પોતાનો નાનો ભાઇ ગણે છે અને કૉલેજમાં જેમ ઉપદેશ આપતા તેમ જ્યારે મળું છું ત્યારે અત્યારે પણ આપે છે. ....પી. કે. [પ્રાણલાલ કીરપારામ] એટલે સરળતા. એ તો જેવું મનમાં આવે એવું બોલે. એમના હૈયામાં કપટ નહિ, અને એમનો કોઈ દ્વેષી નહિ. એમને પણ જીવનમાં ઘણી મુશ્કેલીઓ નડી છે ઇશ્વરે એમના કૌટુંબિક જીવન ઉપર પણ કૃપાદૃષ્ટિ નથી રાખી, તેમ છતાં પણ જીવનને એમણે આનંદમય વસ્તુ માની છે. હસી-હસાવીને એમણે દુઃખ વિસર્યાં છે ને વિસરાવ્યાં છે.'

લેડી વિદ્યાબેન નીલકંઠ લખે છેઃ 'ગુજરાતમાં પ્રાથમિક શિક્ષણનો ઊંડો અને વ્યવહારૂ અભ્યાસ કરનારી થોડી વ્યક્તિઓમાં રા. પ્રાણલાલ દેસાઇનું નામ અગ્રપદે આવે તેમ છે. એ શિક્ષણની સઘળી ખાંચખૂંચો એમણે ઘૂંટી પીધી છે, અને એ વિષયના પારંગત તેમને કહેવામાં અતિશયોક્તિ નથી. એ બાબતમાં જ્યારે જ્યારે કોઇ ફેરફારની સૂચના કેળવણીખાતા અગર બીજા કોઇ તરફથી થાય છે ત્યારે રા પ્રાણલાલ હંમેશ તે સંબંધમાં વિચારપૂર્વક પોતાના અભિપ્રાય જાહેર કરે છે, અને તે ઘણા મનનીય હોય છે. અમદાવાદ મ્યુનિસિપાલીટીના સ્કૂલ-

બોર્ડ એડમીનીસ્ટ્રેટીવ ઑફિસર તરીકેના તેમના વિશાળ અનુભવે તેમને એ વિષયમાં નિષ્ણાત બનાવ્યા છે, એટલે એ સંબંધમાં તેમના મત માનનીય અને પ્રમાણભૂત ગણી શકાય......રા. પ્રાણલાલ પ્રગતિમાન વિચારના હોઈ સામાજિક અને રાજકીય વિચારોમાં આગળ પડતા છે. સમાજ સુધારાનું મહત્વ તેઓ સંપૂર્ણ રીતે જાણે છે. હાથ નીચેના માણસોને તેમજ ઉપરીઓને સારી સલાહ આપનાર છે અને દૃઢ મતના છતાં દુરાગ્રહી નથી. સ્ત્રી જાતિને હંમેશ માન આપનાર છે અને કન્યાકેળવણીમાં પૂર્ણ શ્રદ્ધાવાળા છે. નાતજાત--કોમના ભેદથી પર છે. અમદાવાદ મ્યુનિ૦ શાળાઓ એટલે છ લાખના વહીવટનું એક નાનું રાજ્ય. તેનો વહીવટ કરવામાં જે બાહોશી, પ્રમાણિકતા, કાર્યદક્ષતા અને ન્યાયી દૃષ્ટિ રાખવી જોઈએ તે રાખવામાં તેઓ ફતેહમંદ થયા છે.'

સ્વ૦ હીરાલાલ ત્રિ. પારેખે એમના વિષે કહેલું : 'શ્રી૦ પ્રાણલાલ એક કેળવણીકાર છે. એક શિક્ષક તરીકે, એક ડેપ્યુટિ એજ્યુ. ઈન્સ્પેકટર તરીકે અને એક એડમીનીસ્ટ્રેટીવ ઑફિસર તરીકે એમની કારકિર્દી યશસ્વી નીવડેલી છે; અને તેની પ્રશંસા થયેલી છે....કેળવણીના પ્રશ્નોના એક સારા જાણકાર, અનુભવી અને અભ્યાસી તરીકે એમની પ્રતિષ્ઠા બંધાયેલી છે; અને તેને લઇને અનેક કેળવણી વિષયક સંસ્થાઓ સાથે પ્રમુખ, ઉપપ્રમુખ કે મંત્રી તરીકે એમનું નામ સંકળાએલું છે, તેમ પ્રસંગોપાત મળતી કેળવણીને લગતી સભાઓ અને કૉન્ફરન્સો વગેરેના પ્રમુખપદે શ્રીયુત પ્રાણલાલને નીમવામાં આવેલા છે, આમ તેમની શકિત અને બાહોશીની કદર થયેલી છે... પૂર્વે કેળવણીકારો અનેક થયેલા છે. બાહોશ કાર્યકર્તાઓ પણ આવી ગયા છે, બીજાં ક્ષેત્રોમાં પણ તે લોકોએ નામના મેળવી હતી, પણ શ્રી. પ્રાણલાલ જેવી લોકપ્રિયતા તેમાંના બહુ થોડાને વરી હશે એમ કબૂલ કરવું પડશે. જીવનમાં એકલી વિદ્વત્તા કે જ્ઞાન, બાહોશી કે હોશિયારી, જો કે મદદગાર નીવડે છે તો પણ તેની સફળતા માટે ઊંચું ચારિત્ર્ય આવશ્યક છે; તે વડે મનુષ્ય પંકાય છે; અને માન

પામે છે, અને શ્રી૦ પ્રાણલાલની લોકપ્રિયતા મારા અભિપ્રાયે તેમના માયાળુ અને સૌજન્યભર્યા સ્વભાવનું પરિણામ હતું. એમના સ્વભા-ભાવનો મુખ્ય અંશ એમના જીગરની સચ્ચાઇ, એમના પરિચયમાં આવનાર કોઇ પણ વ્યકિતને, સ્પષ્ટ રીતે ઉપર તરી આવતી અનુભવવામાં આવશે.'

## પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર



એઓ વીશા બ્રહ્મ ક્ષત્રિય જ્ઞાતિના, ભરૂચના વતની છે. એમના પિતા કલ્યાણરાય ચતુર્ભુજદાસની અટક સેહેની હતી, તે પરથી એમ સમજાય છે કે એમણે શરૂઆતમાં પોતાનાં લેખો, કાવ્યો 'સેહેની' એ ઉપનામથી લખવા માંડેલાં. એમનો જન્મ ભરૂચમાં આસો વદ ૩–૪ વિ. સં ૧૯૨૫ તા. ૨૩ મી ઓકટોબર સને ૧૮૬૯ ને શનિવારે થયો હતો. એમનાં માતુશ્રીનું નામ જમનાબહેન, જેઓ વકીલ ગણપતરામ ગોવિંદરામ ઠાકોરનાં મોટાં પુત્રી થાય. એમણે પ્રાથમિક શિક્ષણ ભરૂચમાં અને રાજકોટમાં એમના પિતાની ત્યાં નોકરી હોઇ, લીધેલું. રાજકોટમાં એમની માતા પાસેથી કથાવાર્તા સાંભળવાનો તેમને કેવો અજબ રંગ લાગેલો તેનો કંઇક, પરિચય આપણને કાઠિયાવાડની લોકવાર્તાઓ ભાગ ૧ માં એમણે લખેલા ઉપોદ્‌ઘાતમાં તેઓ કરાવે છે. માધ્યમિક શિક્ષણ ઘણુંખરૂં એમણે રાજકોટમાં લીધેલું અને ઊંચી કેળવણી તેમણે શામળદાસ, એલ્ફિન્સ્ટન અને ડેક્કન કૉલેજમાં લીધેલી. તેમના સહાધ્યાયીઓમાં હાઇસ્કૂલમાં સર પ્રભાશંકર પટ્ટણી, કૉલેજમાં સર રમણભાઈ, મણિશંકર રત્નજી

ભટ્ટ, કાશીરામ દવે, સર મનુભાઇ નંદશંકર, કૃષ્ણલાલ મો. ઝવેરી, પ્રૉફેસર ગંભીર, માનશંકર પીતામ્બરદાસ વગેરે હતા. યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા એમણે સન ૧૮૮૩ માં પાસ કરેલી અને બી. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં, લૉજીક અને ફિલસૂફી ઐચ્છિક વિષયો લઇને સન ૧૮૮૯ માં માન ભરી રીતે પસાર કરી હતી. ઇંગ્રેજીમાં ફર્સ્ટ કલાસ માર્ક્સ સાથે પહેલો નંબર આવવાથી એમને યુનિવર્સિટી તરફથી એલિસ સ્કોલરશીપ મળી હતી. સન ૧૮૯૨ માં તેઓ ડેક્કન કૉલેજમાં દક્ષિણા ફેલો નીમાયા હતા, અને બીજે વર્ષે તેમને રેસિડેન્સીના સુપ્રિન્ટેન્ડન્ટનું કામ સોંપવામાં આવ્યું. એજ સમયમાં યુનિવર્સિટી ઇનામી નિબંધ માટે હરિફાઇ કરી તેમણે માણેકજી લીમજી ગોલ્ડ મેડલ મેળવ્યો હતો. તે પછી સન ૧૮૯૫ના બીજા ટર્મમાં તેમને દયારામ જેઠમલ સિંધ કૉલેજ કરાચીમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રૉફેસરની એકિટંગ જગો મળી હતી અને સન ૧૯૦૬માં એક વર્ષ માટે વડોદરા કૉલેજમાં અંગ્રેજી અને ફિલસૂફીના પ્રૉફેસર તરીકે તેમણે કામ કર્યું હતું. અને સંજોગવશાત્ પાછા તા. ૧–૯–૨૭ થી તા. ૧૫–૨–૨૯ સુધી એજ સ્થાને, સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ ઇતિહાસ અને અર્થ-શાસ્ત્રના પ્રૉફેસર તરીકે ફરી કામ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો.

તા. ૧૩મી ઓકટોબર ૧૮૯૬ થી તેઓ સરકારી નોકરીમાં જોડાયા ત્યારથી તે સન ૧૯૦૪ સુધી ગવર્નમેન્ટ કૉલેજ અજમેરમાં હતા; અને ફક્ત વચ્ચે બે વર્ષ પૂના ડેક્કન કૉલેજમાં પ્રૉફેસર તરીકે કામ કરેલું. સન ૧૯૦૪માં એમની નોકરી રાજકુમાર કૉલેજ રાજકોટમાં ઉછીની અપાઇ હતી જ્યાં તેઓ સન ૧૯૧૩ સુધી રહ્યા હતા, અને તે વર્ષના છેલ્લા આઠ માસ કાઠિયાવાડ એજન્સીના એજ્યુ૦ ઑફિસર તરીકે કામ કર્યું હતું. સન ૧૯૧૪માં સરકારી નોકરીમાં પાછા ફરતાં, તેમની નિમણુક પૂનામાં ડેક્કન કૉલેજમાં થઇ હતી, જ્યાંથી તેઓ સન ૧૯૨૪માં રિટાયર થયા. શરૂઆતમાં એમની નોકરી પ્રોવિન્સિયલ

સર્વિસમાં હતી પણ પાછળથી સન ૧૯૧૭–૧૮માં હિન્દીઓને એજ્યુ-કેશનલ સર્વિસમાં જગાઓ આપવા માંડી ત્યારથી એમની નિમણુંક એ ગ્રેડમાં– આઈ. ઇ. એસ. માં થઇ હતી.

નોકરીના કામ સાથે બીજા વ્યવસાયમાં તેઓ રસ લેતા, પણ ઘણી ખરી પ્રવૃત્તિ અને સમય અભ્યાસ અને સાહિત્ય લેખનમાં જ વ્યતીત થતો. અજમેરમાં હતા ત્યારે ત્રણ વર્ષ માટે તેઓ મ્યુનિસિપાલિટીના સભાસદ નીમાયા હતા, અને રાજકોટમાં દુષ્કાળ નિવારણ કમિટીમાં કેટલુંક જવાબદારીવાળું કાર્ય એમણે ઉપાડી લીધું હતું. યુનિવર્સિટી સેનેટમાં સરકાર નિયુક્ત ફેલો લગભગ દશ કે વધુ વર્ષ માટે હતા, તે દરમિયાન ઇતિહાસના અભ્યાસ મંડળમાં, ગુજરાતીના અભ્યાસ મંડળમાં, ( Board of studies ) તેમની ઇન્સ્પેકશન કમિટીમાં તેમને ઘણું કામ કરવાનું આવતું, અને હીસ્ટોરીકલ રેકર્ડઝ કમિશનના આરંભથી સરકારે તેમને નીમ્યા તેમાં ૭ વર્ષ તેમણે એક સરખો ભાગ લીધો હતો. મુંબાઇ સરકારે શિવાજીના સમયના ઐતિહાસિક સાધનોનું એક અંગ્રેજી વોલ્યુમ બહાર પાડ્યું છે, તે હિસ્ટોરિકલ રેકર્ડઝ કમિશન મારફત એમણે ચલાવેલી ચળવળનું એક સીધું પરિણામ હતું. ઉપર કહ્યું તેમ સાહિત્યસેવા એ જ એમનો પ્રિય અને અભ્યાસનો વિષય હતો.

રાજકોટમાં ત્રીજી સાહિત્ય પરિષદ એમના પ્રયાસ અને શ્રમથી મળેલી અને યશસ્વી નીવડેલી. ત્યાં પરિષદ ભંડોળ ફંડનો આરંભ કરી આપેલો અને તે મંડળનો વહીવટ એમણે મંત્રી તરીકે સન ૧૯૨૬ સુધી, મુંબાઈ પરિષદમાં પરિષદ મંડળ નીમાતાં સુધી કર્યો હતો. વળી એ ૧૯૦૯ની પરિષદનું કાર્ય સફળ અને લોકપ્રિય થાય એ હેતુથી એમણે ગુજરાતનાં જુદાં જુદાં શહેરોની મુલાકાત લીધેલી; અને ત્યાં જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો આપેલાં, જે તેજ વર્ષે પુસ્તકરૂપે, ‘ પરિષદ વ્યાખ્યાનમાળા ’ એ નામથી પ્રકટ થયેલાં, અને તેજ વર્ષના અંત પહેલાં ખપી ગયાં હતાં. એ પ્રવૃત્તિને આગળ જારી રાખી, એ વિષય પર પ્રસંગોપાત્ ચર્ચાપત્રો, લેખો વગેરે લખવા

જરૂર પડેલી, તેના સંગ્રહ, પરિષદ પ્રવૃત્તિ ભા. ૨ અને ૩ એવા નામથી છપાવવામાં આવ્યા છે.

એમનું પ્રથમ પુસ્તક સન ૧૯૦૫માં બહાર પડયું હતું, અને તે અભિજ્ઞાન શકુન્તલાનો અનુવાદ છે. એ નાટકનો એમણે કેટલો બધો ઝીણો અને માર્મિક અભ્યાસ કરેલો છે તે સમજવા સારૂ, એમણે પહેલી ઓરિયેન્ટલ કૉન્ફરન્સ પૂનામાં મળી હતી, તેમાં એ નાટકમાંના સંદિગ્ધ પાઠોની વિસ્તૃત ચર્ચાનો જે નિબંધ ઈંગ્રેજીમાં લખ્યો હતો, તે વાંચી જવાની વાચકને ભલામણ કરીશું. એ જ વર્ષમાં પ્લુટાર્કના જીવનચરિત્રનું પુસ્તક ભાગ ૧ એમના મિત્ર સ્વ૦ હરિલાલ માધવજી ભટ્ટ સાથે તેમણે બહાર પાડયું હતું. આવું કિંમતી પુસ્તક અપૂર્ણ રહે, એ ખરેખર ખેદજનક છે. સન ૧૯૧૬માં તેમનાં કાવ્યોનો સંગ્રહ 'ભણકાર' એ નામથી પ્રસિદ્ધ થયો, અને તેમાંનો ઉપોદ્દ્ઘાત છંદઃશાસ્ત્રના અભ્યાસીને અવશ્ય મનનીય માલુમ પડશે. તે પછી લખાયેલી કવિતાનો સંગ્રહ 'ભણકાર'ની પૂરવણી રૂપે બહાર પડયો છે અને એ કાવ્ય સંગ્રહ, સામાન્ય વાચકને કંઇક કઠિન જણાશે, પણ એક વાર તે સમજાયા પછી, તેનો આસ્વાદ લેવામાં કંઈ જુદી જ મીઠાશ અનુભવાશે.

સન ૧૯૨૩માં "ઉગતી જુવાની" એ નામનું નાટક અને સન ૧૯૨૪માં 'દર્શનિયું' એ નામનું એમની નવલિકાઓનું પુસ્તક, એ બે બહાર પડયાં હતાં. એમના પ્રકીર્ણ લેખો, નિબંધો વગેરે જે બહુ મોટી સંખ્યામાં છે, તે એમણે ફરી પુસ્તકરૂપે છપાવવાનું ચાલુ રાખ્યું છે.

સન ૧૮૯૮માં સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટે અબ્રહામ લિંકનનું ચરિત્ર ગુ. વ. સોસાઈટીને લખી આપેલું, તેનો ઉપોદ્દ્ઘાત એમણે લખી આપેલો, તેજ એમણે 'યુનાઈટેડ સ્ટેટ્સ'ને નામે છૂટો છપાવેલો છે. કાઠિયાવાડની જૂની વાર્તાઓ ભાગ ૧ હરગોવિંદ પ્રેમજીએ બહાર પાડયો તે માટે તેમણે એક વિસ્તૃત ઉપોદ્દ્ઘાત લખેલો, એજ ધોરણે

ગોવર્ધનરામના સાક્ષરજીવન અને દી. બા. અંબાલાલભાઇના લેખોના સંગ્રહમાં વિસ્તૃત પ્રસ્તાવનાઓ લખી આપેલી છે, જે તે લેખક અને તેનું લખાણ સમજવા માટે કિંમતી છે. સાતમી સાહિત્ય પરિષદમાં રજૂ કરેલો "કવિતા શિક્ષણ" વિષેનો નિબંધ તેમ લિરિક વિષે 'કૌમુદી'માં ઉપાડેલી ચર્ચા એ વિષયમાં રસ લેનારે અવશ્ય વાંચવા–વિચારવા જેવાં છે.

દક્ષિણા ફેલો હતા ત્યારે પહેલા માધવરાવ પેશ્વા વિષે નિબંધ લખેલો (માણેકજી લીમજી ગોલ્ડ મૅડલ નિબંધ) તે અદ્યાપિ મૂલ્યવાન અને મૌલિક જણાશે. હિન્દી રાજ્ય બંધારણ અને વહીવટ વિષેનું એમનું પુસ્તક, જેની બે આવૃત્તિઓ થઇ છે, તે એ વિષય પર એક પ્રમાણભૂત ગ્રન્થ લેખાય છે, અને જુદી જુદી યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓ તેનો એક પાઠયપુસ્તક તરીકે ઉપયોગ કરે છે, એ પરથી તે ગ્રન્થની મહત્તા લક્ષમાં આવશે.

ગુજરાતી કેળવણીમાં જેમ શ્રી. બળવંતરાય ઠાકોરનું સ્થાન એક સફળ પ્રાધ્યાપક અને સમર્થ કેળવણીકાર તરીકે નિશ્ચિત થયું છે, તેમજ ગુજરાતી સાહિત્યમાં પણ એમનું સ્થાન પ્રથમ પંકિતના વિદ્વાનોમાં છે.*

*"ગૂજ. વર્ના. સોસાયટી, અમદાવાદ"ના સૌજન્યથી.

મારા ગીતે પોતાના શણગારો દૂર મૂકયા છે. તેને પોશાક તથા ઘરેણાંનું અભિમાન રહ્યું નથી. ઘરેણાંથી તો આપણા યોગમાં વિક્ષેપ થાય, તે તારી અને મારી વચ્ચે આવે, તેના રણકારમાં તારા ધીમા સ્વર ન સંભળાય.

તારા દર્શનથી મારૂં કવિ તરીકેનું મિથ્યાભિમાન મરી જાય છે. ઓ કવિઓના સ્વામી! હું તારે ચરણે બેસી ગયો છું. માત્ર મને મારી જિંદગી એક બરૂની વાંસળીના જેવી સાદી અને સીધી બનાવવા દે, કે જેને તું સંગીતથી ભરી શકે.

—રવીન્દ્રનાથ ટાગોર

# શ્રી. બાબુરાવ હરિ નાયક એમ. એ.



ગૂજરાતના કેળવણીના ક્ષેત્રમાં સુંદર સેવા આપી રહેલા સફળ અધ્યાપકોમાં શ્રી. નાયક મહત્વનું સ્થાન ધરાવે છે. એમનો જન્મ ઈ. સ. ૧૮૯૦માં ધોરાજી (કાઠિયાવાડ)માં થયો હતો. એમના પિતા ડો. હરિ ભીકાજી નાયક ગોંડળ રાજ્યમાં ચીફ મેડીકલ ઑફિસર હતા. સંસ્કારી અને કેળવણીપ્રિય પિતાના પુત્ર શ્રી. બાબુરાવ બાલ્યાવસ્થાથી જ તેજસ્વી અને પ્રતિભાશાળી દેખાતા.

એમણે મેટ્રીક સુધીનું શિક્ષણ (૧૯૦૭) ગોંડળની સગરામજી હાઈસ્કૂલમાં લીધેલું. ત્યારબાદ તેઓ મુંબઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયેલા. એમણે ઇતિહાસ અને અર્થશાસ્ત્રના ખાસ વિષયો સાથે એમ. એ. ની ડિગ્રી મેળવ્યા બાદ ઇ. સ. ૧૯૧૫ થી ૧૯૨૧ સુધીનાં ૭ વર્ષ ઇંદોરની હોલ્કર કૉલેજમાં ઇંગ્રેજી અને ઇતિહાસના પ્રૉફેસર તરીકે યશસ્વી કાર્ય કરેલું. ઇ. સ. ૧૯૨૧ થી ૧૯૨૩ સુધી તેઓ અલ્લાહબાદની કાયસ્થ પાઠશાળામાં અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક પદે

હતા. ત્યારપછીનાં ત્રણ વર્ષ તેમણે રાજાસાહેબ ભદ્રી, પ્રતાપગઢના પાલક તરીકે અને એટલો જ સમય ધરમપુરના મહારાજકુમાર સાહેબના શિક્ષક તરીકે કામ કરેલું.

ઈ. સ. ૧૯૨૯ થી લગભગ બે વર્ષ પર્યંત શ્રી. નાયક, ગોપાલ કૃષ્ણ દેવધર M. A, C. I. E. સેવાસદન, પૂનાના નિર્વેતન સહાયકારી હતા. અને ત્યારથી માંડીને (ઇ. સ. ૧૯૩૧થી) આજ દિન સુધી એટલે છેલ્લાં બાર વર્ષથી તેઓ જૂનાગઢની બહાદુરખાનજી હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે સુંદર કાર્ય કરી રહ્યા છે.

જુદી જુદી યુનિવર્સિટીઓ સાથેના સારા સંબંધને લીધે અને લોક શિક્ષણની તેમ જ સમાજ સેવાની અનેક સંસ્થાઓ અને પ્રવૃત્તિઓમાં શ્રી. નાયકનો નોંધપાત્ર ફાળો હોવાથી, તેઓ સૌરાષ્ટ્રના શિક્ષણક્ષેત્રમાં માનભર્યું સ્થાન ભોગવે છે.

તેઓ અલ્લાહબાદ અને મુંબઈ યુનિવર્સિટીના પરીક્ષક તરીકે કામ કરે છે: ઉપરાંત ઈંદોર સેવા સમિતિના માનદ્ મંત્રી તરીકે, હોલકર કૉલેજ જીમખાના કમિટીના પ્રમુખ તરીકે, સેન્ટ્રલ ઇંડિયા હૉકી કમિટીના સદસ્ય તરીકે, અલ્લાહબાદની કાયસ્થ પાઠશાળા નાટ્ય સમિતિના અધ્યક્ષ તરીકે, પ્રતાપગઢ ડીસ્ટ્રીક્ટ બૉર્ડ શિક્ષણ સમિતિના અધ્યક્ષ તરીકે, વિલ શીલ્ડ ક્રિકેટ ટુર્નામેન્ટની વ્યવસ્થાપક કમિટીના મેમ્બર તરીકે, જૂનાગઢ રેડ ક્રોસ વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે એમણે જે સુંદર સેવાઓ આપી છે અને હજી આપી રહ્યા છે તે ગૂજરાતના શિક્ષણકારોમાં તેમને મહત્ત્વનું સ્થાન અપાવે છે.

ઇ. સ. ૧૯૩૫થી બહાદુરખાનજી હાઇસ્કૂલ સાથે કોમર્સ ક્લાસ જોડવામાં આવેલ છે, અને જૂનાગઢને કૉમર્સનું કેન્દ્ર બનાવવામાં આવ્યું છે. ઇ. સ. ૧૯૩૧થી જામશ્રી વિભાજી, હર્બર્ટ અને લાટુસ અને લી ગ્રેંડ જેકબ સ્કોલરશીપો એમની શાળાના વિદ્યાર્થીઓએ મેળવેલ છે, અને હાઇસ્કૂલનું પ્રથમ સ્થાન જાળવી રાખેલ છે, જે મિ.

નાયકની કર્તૃત્વશક્તિને આભારી છે. એક સફળ અધ્યાપક તરીકે એમની સર્વત્ર પ્રશંસા થાય છે, અને એમના વિદ્યાર્થીઓ એમના પ્રત્યે અતુલ પૂજ્યભાવ ધરાવે છે. કેળવણીના ઉત્કર્ષ માટે શ્રી. નાયક સતત પ્રયત્ન કરી રહ્યા છે. સારાય સૌરાષ્ટ્રને એમની સેવાનો અને એમના શિક્ષણનો લાભ મળતો રહે એમ ઇચ્છીએ.

## શ્રી. બ્રિજરત્નલાલ જ. અક્કડ



મુંબઈ ઇલાકાની સારી ગણાતી હાઈસ્કૂલમાંની એક, એવી સુરતની સાર્વજનિક હાઈસ્કૂલમાં વર્ષો થયાં હેડમાસ્તર તરીકે સફળ રીતે કામ કરી પ્રસિદ્ધિ પામનાર શ્રીયુત બ્રિજરત્નલાલ જમનાદાસ અક્કડનો જન્મ તા. ૧૬-૭-૧૮૯૧ ને રોજ સુરતમાં દશા પોરવાડ વણિક જ્ઞાતિના એક સામાન્ય સ્થિતિના કુટુંબમાં થયો હતો. અંગ્રેજી અભ્યાસ સાર્વજનિક હાઇસ્કૂલમાં કરી સને ૧૯૦૯માં તેઓએ મેટ્રિકની પરીક્ષા પસાર કરી. તે વખતે ઉચ્ચ શિક્ષણ લેવાની સગવડ સુરતમાં ન હતી, અને આર્થિક સ્થિતિ બહાર જઇને અભ્યાસ કરવાનો ખર્ચ ઉપાડી શકે એવી ન હતી, આમ છતાં વધુ અભ્યાસ

કરવાની તીવ્ર ઉત્કંઠાને લીધે પોતાની જ્ઞાતિના ફંડમાંથી મદદ લઇ મુંબઈ રહીને સને ૧૯૧૩ના ડિસેમ્બરમાં અંગ્રેજી અને સંસ્કૃતના વિષયો સાથે તેઓ બી. એ. થયા. વધુ અભ્યાસ કરવાનો વિચાર આર્થિક સંકડામણોને કારણે છોડી દઇ સને ૧૯૧૪માં તેઓ સાર્વજનિક હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા અને બે વર્ષ બાદ સ્વયંસેવક તરીકે જોડાવાનું તેમણે નક્કી કર્યું. તે વખતે શાળામાં સ્વયંસેવક તરીકે જોડાવું એ જેવો તેવો ભોગ ન હતો, કારણકે તે વખતના સ્વયંસેવક માટેના પગારનાં ધોરણ બહુ નીચાં હતાં. આમ છતાં તેઓએ આ પગલું લીધું તેમાં તેમના પૂજ્ય શિક્ષક સદ્‌ગત ચૂનીલાલ શાહ સાથેના તેમના સંબંધની અસર સ્પષ્ટ જણાશે. સ્વ. શાહમાં કંઇક એવી વિલક્ષણ શક્તિ હતી કે તેમના સંસર્ગમાં આવેલી લગભગ દરેક વ્યક્તિને થોડેઘણે અંશે શિક્ષક જીવનની ઉચ્ચતા અને સેવાભાવનો બોધ મળ્યો જ હોય.

સેવા અને ત્યાગની મૂર્તિ સમા સદ્‌ગત શાહ અને એક આદર્શ શિક્ષક તરીકે સર્વત્ર સુવાસ ફેલાવનાર સદ્‌ગત રા. સા. ખાનસાહેબ જેવા પીઢ આચાર્યો પાસે રહીને ૧૩ વર્ષ સુધી શિક્ષક અને મુખ્ય શિક્ષક માટેના અનુભવ મેળવ્યા પછી સને ૧૯૨૦માં સુરતની જૈન હાઇસ્કૂલનું સંચાલન સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીએ હાથ ધરતાં, એ શાળાના પ્રથમ આચાર્ય તરીકે શ્રી. અક્કડની નિમણુક કરવામાં આવી હતી. એમણે એ નવી શરૂ કરેલી શાળાનો કાર્યભાર એવી સુંદર રીતે ઉપાડયો કે થોડાં જ વર્ષમાં શહેરની સારી ગણાતી શાળાઓમાં એ શાળાની ગણના થવા લાગી. આ શાળાનો આટલો સત્વર થયેલો વિકાસ શ્રી. અક્કડમાં રહેલી કર્તવ્યપરાયણતા, કાર્યદક્ષતા, કુનેહબુદ્ધિ અને દીર્ઘ દૃષ્ટિને આભારી છે. સને ૧૯૩૧માં રા. સા. ખાનસાહેબ નિવૃત્ત થતાં તેઓ સાર્વજનિક હાઇસ્કૂલમાં હેડમાસ્તર તરીકે નીમાયા. વિદ્યાર્થીપ્રિય અને લોકપ્રિય આચાર્ય પછી શ્રી. અક્કડ આચાર્યપદે આવ્યા હોવા છતાં શાળાની પ્રગતિ દિનપ્રતિદિન વધતી જ

રહી એ એમના સફળ તંત્રનું ચિહ્ન ગણાય, અને એ સફળતા તે એમનામાં રહેલા કેટલાક કુદરતી ગુણો તથા અદ્દભુત વ્યવસ્થા શક્તિને આભારી છે.

આ રીતે શાળામાં શિક્ષક અને મુખ્ય શિક્ષક તરીકે સફળ રીતે કામ કરવા ઉપરાંત શાળા ને સોસાયટીને લગતી અન્ય પ્રવૃતિઓમાં પણ શ્રી. અક્કડનો ફાળો નાનો સૂનો નથી. સ્વ. શાહના અવસાન પછી તેમની યાદગીરી કાયમ રહે તે માટેની શાળાનાં ભૂતપૂર્વ વિદ્યાર્થીઓની સમિતિમાં બહુ આગળ પડતો ભાગ લઇ રૂ. ૧૮૦૦ જેટલી રકમ તેમણે મેળવી હતી; તેમજ સદ્દગતના સ્મારકદિન 'શાહ ડે' (૨૪–૧–૨૮) ને દિને સાર્વજનિક એડ્યુ. સોસાયટીએ સુરતના નાગરિકો પાસે ફંડ ઉઘરાવવાની યોજના હાથ ધરતાં, શ્રી. અક્કડે ઉત્સાહપૂર્વક ભાગ લઇ રૂા. ૨૮૯૯ જેટલો ફાળો મેળવી આપ્યો હતો. આ ઉપરાંત ખાનસાહેબ મોતીરામ વગેરે અન્ય વિદ્યાગુરુઓના સ્મારકફંડમાં પણ એમણે સારો ભાગ લીધો હતો. રા. સા. ઇશ્વરલાલ ખાનસાહેબના ફંડમાં તો રૂા. ૪૦૦૦ જેટલી મોટી રકમ તેઓ ભેગી કરી શકયા હતા.

શાળાના કામ ઉપરાંત સોસાયટીના સ્વયંસેવક તરીકે શ્રી. અક્કડે સોસાયટીની શાળા સમિતિના મંત્રી તરીકે ત્રણ વર્ષ, સ્વયંસેવક મંડળના મંત્રી તરીકે બે વર્ષ અને સોસાયટીના મંત્રી તરીકે ત્રણ વર્ષ કામ કર્યું છે.

શહેરી તરીકે, કેળવણીકાર તરીકે તથા જ્ઞાતિજન તરીકે પણ તેમની સેવા સંગીન છે. એમનામાં રહેલી સેવાવૃત્તિ એમણે જુદે જુદે વખતે જુદી જુદી સંસ્થાઓમાં જે સેવા આપી છે અને આપી રહ્યા છે તે પરથી સ્પષ્ટ માલુમ પડે છે. શહેરની કેળવણી મંડળ, સાહિત્ય મંડળ અને સેવા મંડળ જેવી સંસ્થાઓમાં તેમની સેવા ખરેખર નોંધપાત્ર છે. સુરત મ્યુનિ૦ સ્કૂલ બૉર્ડમાં કેળવણીના નિષ્ણાત તરીકેની તેમની સેવા પણ પ્રશસ્ય છે. મુંબઇ યુનિવર્સિટીની સેનેટના

સભ્ય તરીકે સને ૧૯૩૪ થી તેઓ ચાલુ છે. યુનિવર્સિટીના ગુજરાતી વિષયની બૉર્ડના સભ્ય તરીકે સને ૧૯૩૭ માં તેમની પસંદગી થઇ હતી. મુંબાઈ સરકાર તરફથી હમણાં નીમાયેલી હિંદુસ્તાની બુક કમિટીના તેઓ સભ્ય છે. આ ઉપરાંત અન્ય મંડળોના સભ્ય હોઇને તેઓ પોતાથી બનતી સેવા આપે છે.

મેટ્રીકયુલેશન પરીક્ષામાં અંગ્રેજી અને સંસ્કૃત વિષયોમાં પરીક્ષક અને નિયામક તરીકે વર્ષો થયાં તેઓ ચાલુ છે. વળી શ્રી. અક્કડે વિદ્યાર્થીઓને માટે ઇતિહાસનાં પાઠ્ય પુસ્તકો લખ્યાં છે તે ઉપરાંત સુરતની સાર્વજનિક હાઇસ્કૂલ અને સાર્વ. એજ્યુ. સોસાયટીના સંસ્થાપક સદ્‌ગત ચૂનીલાલ શાહનું જીવન ચરિત્ર સને ૧૯૨૬ માં તેમણે પ્રસિદ્ધ કર્યું હતું.

શ્રી. અક્કડનો મુખ્ય ગુણ તેમની વ્યવસ્થાશક્તિ છે. શાળાને લગતી ઝીણામાં ઝીણી બાબત પર તેઓ જાતે અથવા અનુભવી શિક્ષકો દ્વારા નજર રાખે છે અને શાળાને લગતું દરેક કામ વખતસર અને ચોક્કસપણે થાય એની તેઓ ખાસ કાળજી રાખે છે. તેમનો એક બીજો ગુણ તેમનું સ્પષ્ટ વકતાપણું છે, અને એ ગુણ હોવા છતાં તેઓમાં બીજા માણસો પાસે કામ લેવાની એક અજબ શકિત છે. વિદ્યાર્થીઓ સાથે સતત સંપર્કમાં રહેવાના તેમના પ્રયત્નો, શિક્ષકો સાથે શિક્ષક સભાઓ દ્વારા પરિચય, અને બધાનો મત લીધા પછી પોતાને જે માર્ગ સારો જણાય તે પ્રમાણે વર્તવાની ચીવટ એ તેમની હેડમાસ્તર તરીકેની તથા નાગરિક તરીકેની સફળતાનાં મુખ્ય કારણો છે.

શ્રી. અક્કડ હાલ વીલેપાર્લેની ગોકળીબાઇ પી. પી. હાઇસ્કૂલમાં પ્રિન્સીપાલ તરીકે યશસ્વી કાર્ય કરી રહ્યા છે. *

* "છાત્રતેજ"

# દેશભક્ત મહારાજા શ્રી ભગવતસિંહજી



ગોંડલ-સંસ્કૃતિ સર્જક, નવયુગ પ્રવર્તક મહારાજાશ્રી ભગવતસિંહજીનો જન્મ સને ૧૮૬૫ની ૨૪ મી ઓકટોબરે, નેકટેકવાળા, આપબળીઆ હિંદુઓ અને સાહસિક વૃત્તિવાળા બાહુબળીઆ મુસલમાનોના ધામરૂપ સારાયે સૌરાષ્ટ્રમાં સમૃદ્ધ ગણાતા સમભાવી ધોરાજીમાં થયો હતો. તેમના પિતા સગ્રામજી બાપુમાં વિશાળ બળની સાથે સાધુ આત્માનો સુયોગ હતો. તેમનાં માતુશ્રી મોંઘીબા પણ ધર્મમાં અત્યંત શ્રદ્ધાળુ અને વેદાંત વગેરેનાં અભ્યાસી હતાં. રાજમહેલમાં રહેવા છતાં પણ તેઓ સાદું જીવન ગુજારી પોતાની જરૂરિયાતો મર્યાદિત કરી, ધાર્મિક અને શુભ કાર્યોમાં હંમેશાં તત્પર રહેતાં. સંત સમાગમને લીધે તેમની બુદ્ધિ સંસ્કારી, ઉદાર અને વિશાળ બની હતી.

ધર્મ સંસ્થાપનાર્થાય ન્યાયે રાષ્ટ્ર, રાજ્ય, સમાજ કે કુટુંબની અંદર કયારેક કયારેક કોઇ વિરલ વિભૂતિઓનો પુનરુદ્ધાર કાજે પ્રાદુર્ભાવ થાય છે. આવી વિભૂતિરૂપ વ્યક્તિઓ કંઈ વર્ષોવર્ષ કે કુટુંબે કુટુંબે પાકતી નથી, તે તો કોઇ ધન્ય પળે જ ઋણાનુબંધે ભાગ્યવશાત્ ઉત્પન્ન થાય છે, અને પોતાનું નિર્મિત કાર્ય કોઇ અનેરી રીતે સાધે છે. ગોંડલને સદ્‌ભાગ્યે આ રીતે ભગવતસિંહજી જેવી વિરલ વિભૂતિ પ્રજાને ધન્ય પળે સાંપડી.

માતાપિતાના અનેક ઉત્તમ ગુણો તેઓશ્રીને વારસામાં મળેલા છે. પિતાશ્રી તરફથી તેમને મનુષ્યોના દોષો પ્રત્યે ક્ષમાવૃત્તિ તેમજ શારીરિક સહનશક્તિ મળેલાં છે. આ સહનશક્તિને લીધે જે ઉમરે હિંદુસ્તાનમાં માણસ તદ્દન વૃદ્ધ અને અશક્તિમાન ગણાય છે, તે ઉમરે હાલ તેઓશ્રી રાજકારોબાર અવિરત શ્રમ અને બારીક નિરીક્ષણ તેમજ જાત મહેનતથી સુંદર રીતે ચલાવી રહ્યા છે; અને તે ઉપરાંત વખત ફાજલ પાડીને પણ ખાસ કરીને 'ભગવદ્ગોમંડલ' નામના બૃહદ્ ગુજરાતી શબ્દકોષને માટે સંશોધન, વિચારણા અને ચર્ચા કરી અનેક નિર્ણયો આપી, તન, મન અને ધનથી માતૃભાષાની અનન્યભાવે સેવા કરી એક આદર્શ કોષકાર સાક્ષર રાજવી તરીકે ગૂજરાતી ભાષાને દિનપ્રતિદિન વધારે ને વધારે સમૃદ્ધ, પ્રમાણભૂત અને ગૌરવવંતી બનાવી રહેલ છે. માતુશ્રી તરફથી અત્યંત સાદા જીવન માટેનો પ્રેમ, નાણાંવિષયક સૂક્ષ્મ બુદ્ધિ, સ્ત્રીઓની સ્થિતિ સુધારવાની ઉત્કંઠા અને સર્વ પ્રાણીઓ પ્રત્યે દયા વગેરે ગુણ તેમનામાં ઉતરી આવ્યા લાગે છે.

નવ વર્ષની ઉમરે તેઓશ્રીને રાજકોટની રાજકુમાર કૉલેજમાં યોગ્ય શિક્ષણ પ્રાપ્ત કરવા માટે મોકલવામાં આવ્યા. એ કૉલેજમાં કેળવણી પૂરી કર્યા પછી બાળરાજા શ્રી ભગવતસિંહજી સને ૧૮૮૩માં યુરોપના પ્રવાસે ઊંચી કેળવણી લેવા માટે ગયા. આ પ્રવાસ વિષેની પોતાની નોંધપોથી ઇ. સ. ૧૮૮૫માં એમણે બહાર પાડી. તેમાં તેમનાં સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ, ઊંડો દેશપ્રેમ, સુધારકદૃષ્ટિ તથા ભૂતદયાથી દ્રવતા હૃદયનું આપણને પ્રત્યક્ષ દર્શન થાય છે. સંસ્થાનનાં પ્રાકૃતિક સાધનોને ખીલવી દેશને આબાદ કરવાની ઉચ્ચ વૃત્તિ, પશ્ચિમના દેશો પાસેથી આપણે અને આપણી પાસેથી તેઓએ ગ્રહણ કરવો જોઇતો બોધ, વગેરે સંબંધી પણ રસમય વર્ણન તેમાં જોવામાં આવે છે. અઢાર વર્ષની કુમળી વયે યુવક રાજવીના વિચાર કેવા ઉન્નત હતા તે એ નોંધપોથી વાંચવાથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

અઢાર વર્ષની વયે અસાધારણ શક્તિને લીધે સને ૧૮૭૪ન ઓગસ્ટ માસની ૨૫મી તારીખે ગોંડલ રાજ્યની કુલ સત્તા યુવા રાજવી શ્રી ભગવતસિંહજીને સોંપવામાં આવી. રાજતિલક થયા પછી ચૌદ વર્ષની અખંડ બાલતપશ્ચર્યાથી એમણે જે સંસ્કાર અને ઉચ્ચ ભાવના કેળવણી ને પ્રવાસ દ્વારા પ્રાપ્ત કર્યાં હતાં તેને લીધે તેઓશ્રીને રાજ્યાભિષેક સાર્થક થયો. તે પ્રસંગે આશાસ્પદ યુવક રાજવીએ પ્રજાને મંગળ મુહૂર્તમાં જે જે વચનો આપેલ છે તેને ગોંડળની પ્રજ અણમૂલાં રાજવચનો રૂપી પોતાનો 'મેગ્નાચાર્ટા' જેવો જન્મસિદ્ધ હક્ક માને છે. તે વખતે તેઓશ્રીએ રાજવચનો આપ્યાં છે કે, "માર અંતરની ઇચ્છા છે કે રાજ્યમાં ન્યાય, નીતિ અને સુવ્યવસ્થ ફેલાય; જાનમાલ અને સાધનસંપત્તિ સારી રીતે રક્ષાય; ખેડૂતે પોતાની મહેનતનું ફળ ભોગવે; વેપારીઓ પોતાના ધંધામ નફો મેળવે; રસ્તાઓ સુધરે અને વ્યવહાર સરળ થાય કેળવણીને ઉત્તેજન અપાય: અને નિરાધાર તેમજ દર્દીઓને રાહત મળે પ્રજાવર્ગની જરૂરિયાતોનો વિચાર કરવો એ મારું ખાસ કામ છે, કેમ તેના સુખસંતોષમાં જ મારો ખરો બદલો રહેલો છે !' તેઓશ્રીએ પોતાનાં આ વચનો બરાબર પાળ્યાં છે. એમનો અરધી સદીને યશસ્વી રાજ અમલ તેનો પ્રત્યક્ષ પુરાવો છે.

સને ૧૮૮૫ના જાન્યુઆરિની પહેલી તારીખે તેઓશ્રી મુંબ યુનિવર્સિટિના ફેલો નીમાયા. લોકોને ઉપકારક કામોમાં એમણે ધોરાજીમ સગ્રામજી પાઠશાળા ખુલ્લી મૂકી, ગોંડલમાં બાઇસાહેબબા નિરાશ્રિતગૃ બંધાવ્યું, અને રાજ્યના ખેડૂતોને સુંદર હક્કોની બક્ષિસ કરી. આવ ઉચ્ચતર રાજ્યનીતિથી એમની સુવાસ દેશાવરમાં પણ ફેલાવા લાગી અને આથીય વધારે અંશે કોઇ અનેરી રીતે રાજ્યને સહાયકારી થા પ્રજાને સંસ્કારી બનાવવા માટે પોતે વધારે સંસ્કારી બનવાની એમને જિજ્ઞાસા થઇ.

સને ૧૮૯૫માં પૂના ફરગ્યુસન કૉલેજને મહારાજાશ્રીએ રૂપિય

૨૨,૫૦૦ની ઉદાર બક્ષિસ આપી. આને પરિણામે આજે પણ ગોંડલના દસ વિદ્યાર્થીઓ વગર ફીએ ફરગ્યુસન કૉલેજમાં ભણી શકે છે, અને ત્યાંના ભગવતસિંહજી ક્વાર્ટર્સમાં મફત રહી શકે છે. આ વિદ્યાદાનની યાદગીરી માટે કૉલેજ હોલમાં રાખવા સારૂ દેશભક્ત શ્રી ગોખલેજીની પ્રેરણાથી મહારાજાશ્રીની એક છબિ ખાસ તૈયાર કરવામાં આવી હતી.

મહારાજાશ્રીની ૫૧મી જન્મતિથિના પ્રસંગે શ્રી સર પ્રભાશંકર પટ્ટણી જેવા અનુભવી અને રાજસ્થાનોના સફળ અભ્યાસક પુરુષે કહ્યું હતું કે, 'મહારાજાશ્રી ફક્ત રાજ્યકર્ત્તા તરીકેના ગુણોથી વંદનીય છે તેમ નથી, એક મનુષ્ય તરીકેના ગુણોથી તો તેઓ સવિશેષ વંદનીય છે. તેઓશ્રીમાં લેશ પણ દાંભિકતા નથી, અને તે ઉપરાંત સત્ય અને ન્યાય પ્રત્યે એવો પ્રેમ છે કે વિકટ પ્રસંગે પણ પોતાની ભૂલ થઇ હોય તો તે કબૂલ કરવા તરતજ તત્પર થાય છે. ભાગ્યેજ અનુકરણ કરી શકાય એવા આ ગુણોથી એમના સંબંધમાં આવનાર માણસો ચકિત થયા વિના રહેતા નથી...સાદામાં સાદું જીવન અને પ્રજાના હિત માટે કરેલું સ્વાત્માર્પણ જોતાં સર્વ કોઇનું માથું નમીજ જાય. આવા સાત્માર્પણ વિના કે પોતાની જાતને ભૂલી જઈ પ્રજામય થયા વિના રાજ્યની આબાદી ભાગ્યેજ થાય.'

પ્રૉ. બળવંતરાય ક. ઠાકોર જેવા સ્પષ્ટ અને કડક વક્તાએ ત્યારબાદ જણાવેલું કે, "સર પટ્ટણીના કથનને હું અક્ષરે અક્ષર મળતો આવું છું. પ્રજાનાં સુખદુઃખ રાજકર્તાની ઉપર મુખ્યત્વે કરીને આધાર રાખે છે. આ રાજસત્તા આદર્શ ઠાકોર સાહેબ શ્રી ભગવતસિંહજી અને રાણી સાહેબ શ્રી નંદકુંવરબાએ કેવી રીતે કેળવી, શોભાવી ને હિતકર બનાવી આપી છે તે આ પાટનગર ગોંડલ તો શું, ગોંડલ ધોરાજીનું સંસ્થાન તો શું, કાઠિયાવાડ તો શું, પણ આખું હિંદુસ્તાન સારી રીતે જાણે છે. માણુસ કોઈ સંપૂર્ણ નથી. ગોંડલના રાજ્યકર્તા પણ સંપૂર્ણ નથી; પણ અહીંની રાજ્યસત્તા પ્રભુની માફક સર્વ પ્રજા અને સંસ્થાને પોતપોતાની શક્તિ અનુસાર વિકસવા માટે

પૂરતી સ્વતંત્રતા આપે છે. અહીંની પ્રજા પણ તેથી કરીને પ્રભુની સૃષ્ટિ માફક સ્વતઃ વિકસે છે. આ બે મુખ્ય લક્ષણ વડે ઠાકોર સાહેબનો અમલ તમામ દેશી રજવાડાંને નમૂનારૂપ થયો છે.'

પ્રજાજનોએ આ પ્રસંગે આપેલા માનપત્રના જવાબમાં મહારાજાશ્રીએ જણાવ્યું હતું કે, "મારી પ્રજાને હું કોઈપણ રીતે ઉપયોગી થઈ શકતો રહું, તે સિવાયની જિંદગી—પછી તે ટૂંકી હો કે લાંબી—પણ તેની હું લેશપણ કિંમત સમજતો નથી...'

સ્ત્રીઓની ઉન્નતિ કરવાના ઉદાર વિચારથી પ્રેરાઈને સને ૧૯૧૯માં મહારાજાશ્રીએ કન્યાઓ માટે મફત અને ફરજિયાત કેળવણી કરી આખા હિંદમાં આ બાબતમાં પહેલ કરી. આને પરિણામે આજે ગોંડલ રાજ્યના ગામડે ગામડે વિદ્યાદેવીનો વાસ છે, એટલું જ નહિ પણ ખેડૂતોને ખેતરે ખેતરે સંસ્કારભીનાં બાલવૃંદો વિલસી રહેલ છે.

સને ૧૯૩૦ થી ૧૯૩૩ સુધીમાં મહારાજાશ્રીએ ગામડે ગામડે અને શહેરે શહેરે નિશાળોનાં જૂનાં મકાનોને બદલે લાખો રૂપિયાને ખર્ચે નવાં ઉજાસવાળાં, ભવ્ય અને આંખને ઠારે તેવાં સુંદર મકાનો બંધાવ્યાં અને પોતાની કેળવણીપ્રિયતા દર્શાવી.

ખેતી ખીલવણીને લીધે ખેડૂત ધીંગા હોય, વેપાર વણજને અંગે વેપારી સમૃદ્ધ હોય, હુન્નર ઉદ્યોગથી કારીગરો રાતામાતા હોય, બાંધકામો વડે મજૂરો ખાતાપીતા હોય, ધર્માદાથી અશકતો સશકતો હોય અને ન્યાયને રક્ષણથી એ બધાં સુખી ને સંતોષી હોય પણ માત્ર તેથીજ શું વળ્યું ? કેળવણી અને સંસ્કાર વિના એ બધું આત્મા વિનાના મૃત દેહ જેવું ગણાય. પ્રજાનું ખરું ગૌરવ નથી માત્ર તેની રિદ્ધિસિદ્ધિ કે સુખશાંતિમાં જ પણ તે તો સમાયેલું છે તેના સંસ્કાર ને કેળવણીમાં. શ્રી અને સરસ્વતીનો આવો સુમેળ આ સૃષ્ટિમાં કોઇ ભાગ્યશાળીમાં જ હોય છે. મહારાજાશ્રી ભગવતસિંહજીમાં આ અદ્‌ભૂત સંયોગ સંપૂર્ણ રીતે થયો છે. આવા પ્રખર સંસ્કૃત મહારાજા પોતાની

પ્રજાનાં બાળકોનાં હૃદયો વિદ્યાથી વિભૂષિત કરવા ઉત્સુક હોય એ દેખીતું છે. કેળવણીના પ્રચારની બાબતમાં ગોંડળ રાજ્ય હિંદના દેશી રાજ્યોમાં અગ્રસ્થાને છે. પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી ક્ષીરનીર-ન્યાયે સાર ગ્રહણ કરી સાક્ષર અને વિદ્યાવિલાસી મહારાજાશ્રીએ રાજસત્તા પોતાના હાથમાં લીધી ત્યારથી જ કરોડો રૂપિયા ખરચી કેળવણી ખાતાની પ્રગતિ દર વર્ષે ચાલુ રાખી, પ્રજાનું માનસિક અને નૈતિક બંધારણ ઉચ્ચ કોટિનું બનાવવા પૂરેપૂરાં સાધનો બહુ હોંશથી આપ્યાં છે. ભા કુંભાજીએ કાઠિયાવાડનું કાળજું મેળવીને ગોંડળ રચ્યું, પણ એ તો માત્ર જડ દેહ, ચૈતન્ય વિનાની મૂર્તિ ! તેની અંદર ખરો પ્રાણસંચાર તો આ મહારાજાશ્રીએ કેળવણી ને સંસ્કારથી કર્યો. દેહમાં આત્મપ્રતિષ્ઠા તો તેઓશ્રીએ જ કરી છે. મૂર્તિમાં દૈવત તો એમણે જ આણ્યું છે.

ગૂજરાતી અને અંગ્રેજી કેળવણી મફત કરી રાજ્યને ગામડે ગામડે શાળાઓ ખુલ્લી મૂકવામાં આવી છે. ગામડાંની શાળાઓનાં મકાનો પણ રાજમહેલને શરમાવે તેવાં સુશોભિત, સુંદર બગીચાવાળાં અને વિદ્યાર્થીઓની સગવડ અને આરોગ્ય પૂરતી રીતે જળવાય તેવાં અઢળક ધનનો વ્યય કરી બાંધવામાં આવેલાં છે.

કેળવણીના વ્યાપક પ્રશ્નને આ વિદ્યા–અર્થી નૃપતિએ પોતાનો જ કર્યો છે. તેઓશ્રીએ પ્રજાહૃદયની આરપાર જોયું ને જાણ્યું કે માબાપો ધંધાધાપા માટે છોકરાઓને કેળવણી આપતા થયા છે, પણ દીકરીઓ તરફ દુર્લક્ષ રખાય છે. જ્યાંસુધી માતાઓ બિનકેળવાયેલ રહેશે ત્યાંસુધી પ્રજામાં સંસ્કાર કે સંસ્કૃતિ તરફ અભિરુચિ થવા સંભવ નથી. વળી ભવિષ્યની પ્રજા કેવી થશે તેનો આધાર પણ મુખ્યત્વે કરીને તેની માતાનાં શિક્ષણ અને ચારિત્ર્ય પર અવલંબે છે, આવા વિચારો સેવી મહારાજાશ્રીએ પોતાના રાજ્યમાં કન્યાકેળવણી મફત ને ફરજિયાત દાખલ કરી. ગામડાંઓમાં સહશિક્ષણની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે અને તે ઘણી સફળ નીવડી છે. આજે કન્યાની

સંખ્યા પહેલા કરતાં લગભગ ૨૫ ગણી થઈ છે, અને ગોંડળ રાજ્યની એક પણ કન્યા બિનકેળવાયેલ નથી.

કલા અને હુન્નર ઉદ્યોગના શિક્ષણ પ્રત્યે પણ ખાસ કાળજી રાખવામાં આવે છે. સને ૧૮૮૮માં એક ભાષણ દરમિયાન મહારાજાશ્રીએ જણાવેલું કે, 'હું કેળવણીને પ્રજાની ઉન્નતિના એક અંગ તરીકે ગણું છું. અને કલા અને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ પ્રજાની આબાદીમાં અનિવાર્ય છે.'

ઉપરાંત એમના અંગત ગુણોનો તો પાર જ નથી. તેઓશ્રીમાં ચારેય વર્ણના ગુણ સમાએલા છે. જ્ઞાન-વિજ્ઞાન પ્રચારમાં બ્રહ્મગુણો પ્રધાનપદે છે, કરેલ નિશ્ચયમાં ક્ષત્રિય સમ અડગ છે, વૈશ્ય જેવું એમનામાં દૂરંદેશીપણું છે, અને એમની પ્રજાસેવાપરાયણતા તો પરમ શુદ્રને પણ શરમાવે તેવી છે. સુધારણા સાધવામાં તેઓશ્રી લેનિન સમ ક્રાન્તિવાદી છે, અને ધોરણ પાલનમાં અંગ્રેજ જેવા સ્થિતિચૂસ્ત છે. દાદાભાઇ જેવા હિંદસેવક, ફિરોજશાહ જેવા ધારાશાસ્ત્રી, એડિવન આર્નોલ્ડ જેવા વિચારક, દત્ત જેવા મૌલિક લેખક નવલરામ જેવા વિવેચક સાક્ષર, દલપતરામ જેવા સર્વમાન્ય કવિ અને ગણપતરામ જેવા આદર્શ શિક્ષક એમના પરમ મિત્રો હતા. અનન્ય દેશભક્તિ, સામાજિક સુધારણા, અખંડ અભ્યાસકવૃત્તિ, અરજ અહેવાલ માટે સંપૂર્ણ છૂટ, ઉદાત્ત ભવ્ય સહિષ્ણુતા, અક્રોધ, ગાંભીર્ય, મિતભાષિતા, શાંત અને સત્યપ્રિય સ્વભાવ, દાખલે પડતી પીઢતા, અનુકરણીય સાદાઇ, સર્વદેશી કાર્યદક્ષતા, દૂરંદેશી કરકસર, અંગત અને જાહેર ઉડાઉ ખર્ચ પ્રત્યે અણગમો, શ્રી ને સરસ્વતીનો સુમેળ, લક્ષ્મીનો સદ્વ્યય આદિ અનેક ગુણોથી તેઓશ્રી શોભી રહ્યા છે.

એક અભ્યાસક તરીકેનું મહારાજાશ્રીનું જીવન આશ્ચર્યમુગ્ધ બનાવે એવું છે. પંચોતેર વર્ષની વયે પણ તેઓશ્રી એમના જ્ઞાનભંડારરૂપ વિશાળ પુસ્તકાલયમાં બેઠા બેઠા પુસ્તકો વાંચતા હોય, વર્તમાનપત્રો જોઇ જતા હોય, ટેબલ પર ચોપડીઓના ઢગલે ઢગલા પડયા હોય,

આવી રીતે સતત, તેઓશ્રી વિદ્યાર્થીવૃત્તિથી જુદા જુદા વિષયોની પારંગતતા નિરંતર પામતા રહે છે. વર્ષોની વાતો યાદ રાખી શકે એવી તીવ્ર યાદશકિત, અનેક વસ્તુઓના સમૂહમાંથી સત્ય હકીકતોને શોધી કાઢવાની ઝીણવટભરી નિરીક્ષણશકિત, અને શોધી કાઢેલી હકીકતોને યોગ્ય ક્રમમાં મૂકી વર્ગીકરણ કરવાની શક્તિ ઇત્યાદિ એક ઉત્તમ પ્રકારના અભ્યાસકના ગુણો તેમનામાં જોવામાં આવે છે. ઉપરાંત તેઓશ્રી એક રાજવંશી લેખક પણ છે. લક્ષ્મી સાથે આવો અદ્વિતીય સંયોગ કરી દેવી સરસ્વતીએ એક અપવાદ રચ્યો હોય એમ લાગે છે.

ટૂંકમાં ગોંડલ નરેશ એટલે ગોપ્રજાપ્રતિપાળ, પ્રજાને કરોના ત્રાસમાંથી મુક્તિ અર્પનાર, પડદેનશીનને પ્રકાશમાં લાવનાર, સ્ત્રીવર્ગ અને પાછળ પડતી પ્રજાને કેળવનાર, ખેતી, ખેડૂત અને ખેતીના સાધનોને ઉન્નત સ્થિતિએ પહોંચાડનાર, સ્વચ્છતા, સૌંદર્ય અને ગ્રામ સમૃદ્ધિને અસ્તિત્વમાં આણનાર, મોજ શૉખને તિલાંજલી આપી સાદું કર્તવ્યપરાયણ જીવન ગાળનાર, રાજ્યલક્ષ્મીની સુસ્થિર વ્યવસ્થા યોજનાર, તંત્રમાં અનુપમ નવીન તત્ત્વ દાખલ કરી તેને સંગીન બનાવનાર. ગોંડળ નરેશ એટલે સરળતા, સહિષ્ણુતા અને સમાનતાની જીવન્ત મૂર્તિ. અન્યાય, અભિમાન ને ભીરુતાનો કટ્ટો શત્રુ. રાગ, દ્વેષ ને ક્રોધનો ચુસ્ત નિયામક. સત્યશોધક, સત્યપ્રેમી, સિદ્ધિદ્યોત્તજક, સજ્જન પરીક્ષક, સદ્દગુણપુજક, વિદ્યાવિનોદી, વાક્સયમી, સ્વદેશવત્સલ, એકરંગી, એક વચની, એક નિયમી–માત્ર એક શબ્દમાં કહીએ તો--**રાજાવતંસ.**

ગોંડલના દેશભક્ત મહારાજાશ્રી ભગવતસિંહજીનું નામ રાજસ્થાનોના ઇતિહાસમાં સદાને માટે અમર રહેશે. તેઓશ્રી એડિનબરના એમ. ડી; એલ.એલ. ડી; એફ. આર. સી. પી; અને એફ. આર. એસ; ઑક્સફર્ડના ડી. સી. એલ; ગ્રેટ બ્રિટનના એમ. આર. આઇ; અને મુંબઇનાં એફ. સી. પી. એસ. છે. આ ઉપરાંત જી. સી. એસ. આઇ, જી. સી. આઇ. ઇ; મુંબઇ વિદ્યાપીઠના ફેલો અને પ્રાણાચાર્ય છે, અને

तेथीज तेओ मात्र गोंडलमां ज नहि पण विद्वान् सर्वत्र पूज्यते न्याये बधेय पूजाय छे.

महाराजाश्री एक उच्च पंक्तिना लेखक अने अभ्यासक उपरांत महान विचारक पण छे. तेओश्रीनुं अभ्यासगृह गुजराती, हिंदी, संस्कृत, अंग्रेजी, फारसी तेम ज अन्य मुख्य भाषाओनां उत्तमोत्तम अद्यतन पुस्तकोथी शणगारायेल छे. तेमां तेओश्री पोतानो नवराशनो समय ज्ञान मेळववामां गाळे छे. भूगोळ ने खगोळ, ज्ञान ने विज्ञान, वेद ने वेदांग, शास्त्रो ने पुराणो, साहित्य, संगीत ने कळा आदि अनेक जातना विषयो अने गूढ तत्त्वोनो तुलनात्मक दृष्टिथी जातमहेनते तेओश्री एक विचारक तरीके तोड करी रह्या होय छे, अने एमने एवा शास्त्रीय प्रश्ननी विचारणा ने मननमां जेवो आनंद अने आत्मसंतोष थाय छे, तेवो वादविवाद के वितंडावादमां थतो नथी.

एमना भाववाही ग्रन्थो, भगवद् गोमंडळ नामनो एमनो बृहद् गूजराती शब्दकोष, अंग्रेजी गुजराती वाचनमाळा अने ईंग्लांड, जापान, आफ्रिका, बिहार, क्वेटा आदि पृथ्वी परना कोई पण भागमां कुदरती आफत आवी पडतां भेदभाव विना करानी बादशाही सखावतोथी एमनी सुवास देशान्तरमां पण प्रसरी रही छे.

गौरक्षा ने फांसीबंधी, दाणुमारी ने भणतर मारी, अघाट हक्क ने करमुक्ति, सुंदर सडको ने मोटा पुलो, ग्राम सुधारणा ने नगरपुनर्रचना, न्याय रक्षण ने शाळाओ, ए भगवत सुवर्ण युगना अचलित कीर्तिस्तंभो छे.

गोंडलनुं गौरव नथी तेना राजकर्तानी कोई आलीशान बादशाही राजमहेलातोमां, नथी तेना रंगबेरंगी आडंबरयुक्त जरियन वाघाओमां के नथी तेना जरजवाहीरमय अतिमूल्य आभूषणोमां; गोंडलनुं खरुं गौरव तो छे सदाईनी साक्षात् मूर्ति समा तेना भगवत बापुमां, तेओ-श्रीना सामान्य कोटिना सादा राज्यगृहमां, अने ए राजवीना सुखी, संतोषी अने स्वतंत्र खेडूत ने प्रजावर्गनी सुखसंपत्तिमां ! *

* श्री गोंडल विद्या अधिकारीना सौजन्यथी

# ભાવનાશાળી ભૂપતરાયભાઇ

## : એક વિરલ શિક્ષક :

ધંધે નહિ પણ સ્વભાવે અને જન્મે શિક્ષક હોય તેવી અતિ વિરલ વ્યક્તિઓમાં શ્રી. ભૂપતરાય ગોપાળજી મહેતાનું નામ મૂકતાં, મને અતિશયોકિતની જરાય બીક નથી લાગતી. એમનું સમગ્ર જીવન, એમનું સમગ્ર કાર્ય, એમનાં સર્વ સ્વપ્નાં–એમનું સર્વસ્વ–વ્યક્તિ, વર્ગ કે સમૂહ શિક્ષણ ખાતર જ વહી રહ્યું છે.

તેઓ ભાવનગરના વતની છે. તા. ૨૩–૭–૧૮૯૬ ના રોજ એમનો જન્મ થયેલો. ૧૯૧૯માં તેઓ બી. એ. થયા, પણ આ પહેલાં જ, વિદ્યાર્થીકાળમાં કેટલાંય વર્ષોથી એમણે જીવનની, કાર્ય-ક્ષેત્રની, કાર્યપદ્ધતિની યોજનાઓ તૈયાર કરેલી. એમનાં સ્વપ્નાંઓને, યોજનાઓને એ કાળેય માઝા ન હતી. ઘણું ઘણું કરી નાખવાના એમને સદાય કોડ હતા. આસપાસના મિત્રમંડળમાં એમણે ત્યારે ભાવનાઓનાં પૂર વહાવવા માંડેલાં. કેળવણીના સામાન્ય ક્ષેત્રમાં તથા સ્ત્રી શિક્ષણના વિશિષ્ટ ક્ષેત્રમાં કામ કરવાની એમની મુખ્ય નેમ હતી. આની પૂર્વ તૈયારી એમણે વિદ્યાર્થીકાળથી જ શરુ કરેલી. સંખ્યાબંધ પુસ્તકોનો એમણે આ માટે અભ્યાસ કર્યો; માર્ગદર્શનની રેખાઓ દોરી; સેંકડો પાનાંઓમાં એને લેખનબદ્ધ કરી.

આવી વ્યકિતઓ કાંઇ છૂપાયેલી રહી શકે છે? તે વખતના ગુજરાતના મહાન કાર્યકર શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે એમને તથા એમના મિત્ર સ્વ. અમુભાઇ દાણીને સુરતના મહિલા વિદ્યાલય માટે ઝડપી લીધા. આ ઉત્સાહભરી તથા ભાવનાભરી જોડલીએ અતિ ટૂંક સમયમાં વિદ્યાલયમાં અનેરું સ્થાન લઇ લીધું.

કન્યાઓ અને માબાપો એમનાં કામથી મુગ્ધ બન્યાં. કન્યાશિક્ષણને એમણે ત્યાં નવો ઓપ આપ્યો. એમાં નવસંજીવન પૂર્યાં. આર્યભાવનાને અખંડ રાખી નવકલેવર આપ્યું. કન્યાઓનાં જીવન ત્યારે કળીઓમાંથી કુસુમ બની સુવાસે ફોરી ઊઠયાં. આજેય એ કન્યાઓ પુકારે છે કે 'ભણ્યા તો અમે.' આજે ભાગ્યે જ કોઈ સંસ્થામાં જોવાના મળે એટલા પૂજ્યભાવ અને ગુરુભાવ, એમના બહોળા શિષ્યાવૃંદમાંથી તેઓ ત્યારે પામી શકયા. એ બેનાં જીવન, અનેકની ત્યારે ભાવનાસૃષ્ટિ બની ગયાં.

શ્રી. ભૂપતરાયભાઈમાં વાર્તાકથનની કોઈ અજબ કલા હતી. એ કલાથી શિષ્યાઓમાં તેઓ ઊંડો રસ જમાવી શકયા. તેમની સુંદર ભાષા ઘડાઈ. ત્યારનાં કન્યા માસિકો આની સુંદર સાક્ષી પૂરે છે. તેમની શિક્ષણશૈલી રસિક હતી. તેઓ બહુશ્રુત હતા અને તેથી વિવિધ વાનીઓ વૈવિધ્યભરી રીતે રજૂ કરી શકતા. તેઓ માનતા કે શિક્ષકે જીંદગીભર અભ્યાસક બની, જીવનના સર્વ નૂતન પ્રવાહોથી જાગ્રત રહેવું જોઈએ. આ માટે તેમણે શિક્ષણશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરેનાં અનેક પુસ્તકો વસાવ્યાં અને અભ્યાસ કર્યો. શિષ્યાઓનાં જીવનની દોરવણીમાં આ અભ્યાસથી એમને ઘણી જ સહાય મળી.

તેમનો એક સિદ્ધાંત એ હતો, કે સાદાઈમાં રહેવું પણ ટ્યુશનો કરી શક્તિ ખર્ચી નાખવી નહિ. શિક્ષણની નૂતન પદ્ધતિઓ શોધવા અને શોધાઈ હોય તેના પરિચયમાં રહેવા તેમણે પ્રયાસ કર્યો. 'પરિચય પદ્ધતિ'થી એમણે સંસ્કૃત શીખવવા માંડયું અને શિષ્યાઓમાં ખૂબ જ રસ રેડાયો. ઉપરાંત એમણે આ કાળે ડો. મોન્ટેસોરીનાં સર્વ પુસ્તકોનો અભ્યાસ કર્યો. સ્વ. ગિજુભાઈના એ પરમ મિત્ર હતા અને બેઉ જણા આની ચર્ચામાં રસ લેતા; પરસ્પરનાં નિરીક્ષણ, વિચારણા, અભ્યાસની આપલે કરતા. પણ આટલેથી એમને સંતોષ કેવો ! તેમણે આ પછી દેશપરદેશનાં માનસશાસ્ત્રનાં પુસ્તકોનો તથા માનસવિશ્લેષણશાસ્ત્રનાં પુસ્તકોનો પણ ઊંડો અભ્યાસ કર્યો. ૧૯૨૧માં

એકલીઆ મહાદેવનાં ઝરણાં પાસે એમણે સ્વ. અમુભાઈ દાણી સંગે કરેલી આ વિષેની શાસ્ત્રીય ચર્ચાના શબ્દો આજે ય મારા કાનમાં ગુંજે છે.

૧૯૨૪ સુધી તેઓ સુરતમાં રહ્યા. આ કાળ દરમિયાન તેમને એક નવી જ વસ્તુનું દર્શન થયું. અને તેનો બધો યશ વિજ્ઞાનશાસ્ત્રી સ્વ. પ્રો. હસમતભાઈ મહેતાને ઘટે છે. શ્રી. ભૂપતભાઈ અને તેઓએ દિવસો સુધી ચર્ચા કરી અને છેવટે થીઓસૉફીનો અભૂતપૂર્વ પરિચય એમને થયો. સ્વ. અમુભાઈ દાણીને પણ એનો રંગ લાગ્યો. કાંઇક ઝંખેલું જાણે કે એમને અચાનક મળ્યું. એમને નવું દર્શન લાધ્યું. ત્યાર પછી તો એ બે મિત્રો થીઓસૉફીકલ સોસાયટીના વિશ્વવિખ્યાત કેળવણીકારો શ્રી. જીનરાજદાસજી, ડૉ. એરુન્ડેલ તથા ડૉ. કઝીન્સ વગેરેનાં લખાણોમાંથી, અન્ય શિક્ષણશાસ્ત્રીઓ નહિ આપી શકેલા એવી દૃષ્ટિ પામી શકયા. એમનું જીવન આનાથી રંગાઇ ગયું.

૧૯૨૫ માં આ મિત્ર યુગલે ઘર આંગણે, ભાવનગરમાં જ કન્યા કેળવણીનો પ્રશ્ન હાથ કર્યો. કાઠિયાવાડના અલ્પ શિક્ષિત સ્ત્રી સમાજમાં કેળવણીનો રસ ખીલવવાની શરૂઆત કરી. મહિલા વિદ્યાલય સ્થાપ્યું. ચાર–પાંચ વરસમાં આ સંસ્થા, આ બે મિત્રોના પ્રયાસથી આખા કાઠિયાવાડમાં અજોડ સ્ત્રીસંસ્થા બની ગઇ. પણ તુરત જ સ્વ. અમુભાઇ દાણી અવસાન પામ્યા અને શ્રી. ભૂપતરાયભાઇની જાણે કે એક પાંખ તૂટી ગઇ. એકલે હાથે ઝૂઝવાનું બળ એમનું હણાઈ ગયું. તેમની તબિયત લથડી, પાંચ વરસ સુધી એ માંદગી ચાલી; આંખોનીયે નબળાઈ વધી, અને શાળા શિક્ષણને એમણે ત્યજ્યું–તે સદાને માટે જ. સ્વ. અમુભાઈ દાણીને મળેલા શિક્ષણ સાફલ્ય માટે લોકો એમને અભિનંદતા ત્યારે એ કહેતા કે 'મારી પાસે જે કાંઈ છે તે મ્હારા મિત્ર ભૂપતરાયનું છે; એના વગર હું કાંઇ કરી શકયો ન હોત.' એક કેળવણીકારને હાથે જીવનશિક્ષક શ્રી. ભૂપતરાયભાઈનું કેવું અમૂલું સ્વાગત ! આભાર દર્શન !

આજે હવે શ્રી. ભૂપતરાયભાઇ અમદાવાદ થીઓસૉફીકલ સોસા-

યટીના પ્રાણ બન્યા છે. શાળા-શિક્ષણને તો એમની આંખે તથા તબિયતે ત્યજાવ્યું છે પણ શિક્ષણ તો એ કેમ છોડી શકે? આજેય એમના હાથ નીચે એક મોટો યુવક સમુદાય તાલીમ પામી રહ્યો છે. સોસાયટીની અનેકવિધ પ્રવૃત્તિઓમાં એમનો સાથ મુખ્ય હોય છે. અનેકવિધ યોજનાઓના એ જ સર્વદા પ્રેરક હોય છે. એમની પાસે ઘણું છે પણ જગતને 'દેખાવ' કરીને બતાવવાની એમને ઝંખના નથી, કામ કરાવીને એ રાચે છે. શિષ્યભાવે આવે તેને તેઓ ઉદારતાએ સદાય શીખવે છે. કોઈ પણ ક્ષેત્રમાં કામ કરનાર માટે એમની પાસે કાંઇક નવીન સૂચનાઓ-યોજનાઓ હોય છે જ. એમને આંગણે આવેલો, ઇચ્છે તો નવું લીધા વિના પાછો જતો નથી. જ્ઞાનની એમની પરબ અખંડ વહે છે. શિષ્યોને ગુરુ પેં અધિક જોવા એ હંમેશાં તલસે છે.

આખા હિંદમાં પ્રૉ. માર્કોના સપ્તસોપાનસિદ્ધાંતવાળા 'માનસશાસ્ત્ર'ને કોઇ ખરેખરૂં સમજી, પચાવી શક્યું હોય તો બે જ વ્યક્તિઓ ગણાય; એક શ્રી. ભૂપતરાયભાઈ અને બીજા શ્રી. રોહિત મહેતા. આ બે મિત્રોએ ઉપલા સિદ્ધાંતોને આધારે સંયુક્ત રીતે તૈયાર કરેલ પુસ્તક 'Outline of understanding' એક અતિ નગદ જ્ઞાનગ્રંથ છે. આ ઉપરાંત 'જીનરાજમાળા'ના તેઓ સંચાલક અને અનુવાદક છે, અને તે દ્વારા ગૂજરાતની અમૂલી સેવા કરી રહ્યા છે. બાકી તો એમનું અતિ ઉત્તમ, મૌલિક અને ચિરંજીવ રહે તેવું બહોળું રસસાહિત્ય આજે તો અપ્રકટ છે એટલે એનાં મૂલ્ય ગૂજરાત કયાંથી આંકી શકે? પણ જ્યારે એ ભંડાર પ્રકટ થશે ત્યારે ગૂજરાત આજસુધી કાંઇક નહિ જોયેલું એવું જોશે; નહિ પામેલું પામશે. આવો દિવસ જલદી આવો.

વિદ્યાર્થીઓના જ નહિ પણ શિક્ષકોનાય એ પ્રેરણામૂર્તિ મિત્ર છે. નબળી આંખે પણ એમણે જે વાંચ્યું છે તેટલું ભાગ્યે જ કોઇ સારા શિક્ષકે, સબળી આંખે પણ વાંચ્યું હશે. જ્ઞાનની તૃષા સદાય

અણછીપી જ રહે છે. ઘણી વાર થાય છે કે એમનું શરીર અને આંખો સારાં રહ્યાં હોત તો ગુજરાતના શિક્ષણ ઇતિહાસમાં કોઇ નવાં જ પાનાં તેઓ ઉમેરત; નવી જ ભાત તેઓ પાડી બતાવત; અજબ વસ્તુ આપી શકત અને મોટા શિષ્યવર્ગને નેતાગીરીની તાલીમ આપી શકત.

પળે પળે બસ કાંઇક આપી છૂટવું, કોઇકને જીવનમાં નવી દિશા દાખવી સહાય કરવી, નવી નવી યોજનાઓ ધરીને લોકોને નૂતન વિશ્વના ઘડતર માટે પ્રેરવા–આવા બૃહત્ શિક્ષણકાર્યમાં શ્રી. ભૂપતરાયભાઇ એક ભાવનાશાળી વિરલ શિક્ષક છે. ગુજરાત આવા શિક્ષકથી ગૌરવ-વન્તું બને છે. —જમુભાઇ દાણી

## સ્વ૦ ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆ

ગુજરાતમાં એક કેળવણીકાર અને સાહિત્યકાર તરીકે સારી ખ્યાતિ મેળવનાર સ્વ૦ ભોગીન્દ્રરાવ દીવેટીઆ વડનગરા નાગર જ્ઞાતિના હતા, અને તેમનો જન્મ અમદાવાદ મુકામે તા. ૩૧ મી માર્ચ ૧૮૭૫ને દિને થયો હતો. તેમના પિતાશ્રી રતનલાલ ત્ર્યંબકલાલ દીવેટીઆ શરુઆતમાં પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષક હતા અને આગળ જતાં તેઓ એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના માનવંતા હોદ્દાએ પહોંચ્યા હતા. તેમનાં માતુશ્રી ડાહીલક્ષ્મી જાણીતા સુધારક અને પ્રાર્થનાસમાજવાદી સદ્ગત ભોળાનાથ સારાભાઇનાં બહેનનાં પુત્રી હતાં. આમ બાલ્યાવસ્થાથી જ ભોગીન્દ્રરાવ એક સંસ્કારી અને સુધારક કુટુંબની છાયામાં ઉછર્યા.

ભોગીન્દ્રરાવે પ્રાથમિક શિક્ષણ રાધનપુર સ્ટેટની શાળામાં પ્રાપ્ત કર્યું હતું, કારણકે તેમના પિતા તે વખતે ત્યાં કેળવણી ખાતામાં હતા. માધ્યમિક અભ્યાસ અમદાવાદની હાઇસ્કૂલમાં થયો. ૭. સ.

૧૮૯૦ ની સાલમાં-ફક્ત પંદર વર્ષની વયે-જ્યારે તેઓ ફીફ્થ સ્ટેન્ડર્ડમાં હતા ત્યારથી તેમણે કાવ્યો દ્વારા સાહિત્યદેવીની આરાધના કરવાનો આરંભ કર્યો. સ્કૂલમાં તેમના મિત્રોમાં રા૦ રામમોહનરાય જશવંતરાય, સ્વ શિવુભાઈ બાપુભાઇ દૂરકાળ, રા. શંકરરાય અમૃતરાય અને સ્વ. ડાહ્યાભાઇ લક્ષ્મણ મુખ્ય હતા. આ સાહિત્ય રસિક મિત્રોએ ઇ. સ. ૧૮૮૯ ની સાલમાં અરસપરસ વિચારોની આપ-લે કરવા અને અંગ્રેજી તથા સંસ્કૃત કાવ્યોમાંથી સુરત્નો વીણી તેનો પ્રચાર કરવા એક નાનું શું મંડળ સ્થાપ્યું. આ મંડળ તે Intimate friends' Association. દર અઠવાડિયે આ સાહિત્ય રસિક વિદ્યાર્થીઓ કયાં તો કાંકરીએ, કયાં તો કોઇ સભ્યને ત્યાં મળવાનું રાખતા અને પોતે જે કાવ્યો ચૂંટયાં હોય તેના પર રસમય વિવાદ કરતા. ત્રણ વર્ષ રહીને એટલે ઇ. સ. ૧૮૯૨ માં આ મંડળમાંથી ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ "બન્ધુ સમાજ"નો ઉદ્દભવ થયો. 'બન્ધુ સમાજ'માં સાત સભ્યો હતા. આ સભ્યો નિયમિત મળતા અને ફરજિયાત કવિતા-Compulsory Versification—તેમની સભાઓનું એક અંગ હતું. આ સાત સભ્યો તે : (૧) રા. રામમોહનરાય જશવંતરાય (૨) રા. શંકરરાય અમૃતરાય (૩) ભોગીન્દ્રરાવ દીવેટીઆ (૪) શિવુભાઇ બાપુભાઇ દુર્કાળ (૫) ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ (૬) કૃષ્ણલાલ હરગોવિંદ પંડિત અને (૭) દિનકરરાય બ્હાલા-ભાઇ ધ્રુવ. સાત સભ્યોની બનેલી આ નિયંત્રિત સંસ્થાએ ગુજરાતી સાહિત્યના સર્વદેશીય વિકાસમાં અગત્યનો ફાળો આપ્યો.

ઇ. સ. ૧૮૯૦ની સાલથી ભોગીન્દ્રરાવે કાવ્યો લખવાની શરૂઆત કરી. ત્યાર પછી તેમની લેખિનીએ અનેક ક્ષેત્રોમાં પ્રવેશ કર્યો. સ્વ૦ ગણુપતરામ ઉત્તમરામ ભટ્ટનું 'વાર્તા વારિધિ' તે સમયે ટૂંકી વાર્તાઓને પ્રોત્સાહન અર્પતું. ભોગીન્દ્રરાવે આ પત્રમાં ટૂંકી વાર્તાઓ લખવા માંડી. આમ શાળામાંથી જ એમનું ધ્યાન અભ્યાસ કરતાં સાહિત્યસેવા અને જાહેર પ્રવૃત્તિઓ તરફ વિશેષ હતું, એને પરિણામે

તેમના અભ્યાસમાં સ્વાભાવિક વિક્ષેપ પડયો. ઇ. સ. ૧૮૯૫ માં એમણે મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી અને ગૂજરાત કૉલેજમાં દાખલ થયા. અહીં પણ તેમની સાહિત્યસેવા તો ચાલુજ હતી. તેઓ 'સુબન્ધુ'ની સંજ્ઞા નીચે કાવ્યો અને લેખો લખતા. ગૂજરાત કૉલેજમાં હતા ત્યારે તેમણે Young men's union, અને આ યુનિયન ભાંગી પડયું ત્યારે તેમણે Social and Literary Association માં આગળ પડતો ભાગ લીધો હતો. ઇ. સ. ૧૮૯૯માં તેઓ બી. એ. ની પરીક્ષાની ટર્મ ભરવા મુંબઈ વિલ્સન કૉલેજમાં ગયા, પરંતુ ત્યાં પ્રકૃતિ ઘણી અસ્વસ્થ રહેવાથી બીજે જ વર્ષે તેઓ ડિગ્રી લીધા વિના અમદાવાદ પાછા ફર્યા

પચ્ચીસ વર્ષની ઉમરે-ઈ. સ. ૧૯૦૦માં—ભોગીન્દ્રરાવનાં લગ્ન શ્રી. નીલકંઠરાય જશવંતરાયનાં બહેન ઇંદ્રબા સાથે થયાં. ઇંદ્રિબા એક સુશિક્ષિત કુટુંબનાં હોઈ તેઓ સાહિત્યમાં સારો રસ લેતાં. લગ્ન બાદ પતિએ પત્નીના સાહિત્યશૉખને પ્રોત્સાહન આપ્યું અને પરિણામે ઇન્દ્રબાએ 'પ્રમિલા'ની સંજ્ઞાથી લેખો લખવાની શરૂઆત કરી. તેમણે સ્ત્રીઓ માટે સારી વાર્તાઓ લખી છે, તે ઉપરાંત 'વાર્તાલહરી' નામે એક નવલિકા સંગ્રહ પણ સંપાદિત કર્યો છે.

મુંબઈથી પાછા ફર્યા બાદ બે ત્રણ વર્ષ ભોગીન્દ્રરાવે કાલોલ, ધોલેરા, રાજકોટ વગેરે સ્થળોમાં રેવન્યુ અને કસ્ટમ ખાતામાં નોકરીઓ કરી, પરંતુ તેમનું મુખ્ય ધ્યેય તો બી. એ. ની ડિગ્રી લેવાનું હતું. દિવસના નોકરી કરી આવી, રાતે તેઓ અભ્યાસ કરતા. ઇ. સ. ૧૯૦૫ની સાલમાં તેમણે પંજાબ યુનિવર્સિટીની બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી. ત્યાર પછી તેમનો એમ. એ. ની પરીક્ષા માટે વાંચવાનો વિચાર હતો, પરંતુ અન્ય યુનિવર્સિટીઓના બી. એ. ને મુંબઇ યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષામાં બેસવા દેવામાં આવતા નહીં હોવાથી તેમને એ વિચાર માંડી વાળવો પડયો. ગ્રેજ્યુએટ થયા બાદ તેમણે અમદાવાદની એક સ્કૂલમાં શિક્ષકની નોકરી લીધી.

ઇ. સ. ૧૯૦૩ ની સાલમાં 'બંધુ સમાજ' તરફથી પ્રસિદ્ધ માસિક પત્ર 'સુંદરી સુબોધ' નું પ્રકાશન શરુ થયું. આ પત્રનો પ્રધાન ઉદ્દેશ 'સ્ત્રીઓની માનસિક, સંસારિક, નૈતિક, શારીરિક અને ધાર્મિક ઉન્નતિ' કરવાનો હતો. 'સુંદરી સુબોધ'ની શરૂઆતથી જ ભોગીન્દ્રરાવે તેમાં લેખો, વાર્તાઓ અને કાવ્યો લખવા માંડયાં. ૧૯૦૫ થી ૧૯૦૭ સુધી તેઓ 'સુંદરી સુબોધ'ના એડીટીંગ સેક્રેટરી હતા. ૧૯૦૩ માં સ્વ. રણજીતરામે ગુજરાત સાહિત્ય સભાની સ્થાપના કરી હતી. આ સંસ્થામાં પણ ભોગીન્દ્રરાવ ઉત્સાહભર્યો ભાગ લેતા અને ૧૯૦૬–૭માં તેઓ સભાના સેક્રેટરી હતા. 'સુંદરી સુબોધ' દ્વારા તેમને સ્ત્રીઓની સેવા કરવાની સારી તક મળી. સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી માફક ભોગીન્દ્રરાવ પણ માનતા કે 'સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશકય છે.'

ભોગીન્દ્રરાવ ગુજરાતી સાહિત્યમાં નવલકથાકાર તરીકે પ્રખ્યાત છે. એમની પહેલી નવલકથા 'મૃદુલા' ઇ. સ. ૧૯૦૭માં પ્રકટ થઈ, અને છ માસના અલ્પ સમયમાં 'ઉષાકાન્ત' પ્રકટ થઇ. આ બે નવલકથાઓએ તેમને ઘણા પ્રકાશમાં આણ્યા. 'મૃદુલા' અને 'ઉષાકાન્ત' માં તત્સમયના અગત્યના પ્રશ્નોનું સુંદર નિરુપણ કરવામાં આવ્યું છે. એ ઉપરાંત એ બન્નેમાં ગુર્જર ગૃહજીવનના–ખાસ કરીને નારી જીવનનાં તાદૃશ્ય ચિત્રો છે. 'ઉષાકાન્ત'થી આકર્ષાઇ શ્રી. દયારામ ગીડુમલ, શ્રી. મલબારી અને પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી શ્રી. ત્રિભુવન ગજ્જરે ભોગીન્દ્રરાવને મુંબઇના સુપ્રસિદ્ધ 'સેવાસદન'માં સેક્રેટરી તરીકે જોડાવાનું આમંત્રણ આપ્યું અને ભોગીન્દ્રરાવે એ સ્વીકાર્યું. તેઓ ઇ. સ. ૧૯૦૮ માં મુંબઈ આવ્યા અને ત્રણ વર્ષ સુધી 'સેવાસદન'ના સેક્રેટરી તરીકે કામ કર્યું, આ સમય દરમિયાન તેઓ ગુજરાતી હિન્દુ સ્ત્રી–મંડળ, ભગિની સમાજ વગેરે અન્ય સ્ત્રી હિતસાધક સંસ્થાઓમાં પણ આગેવાનીભર્યો ભાગ લેતા. ઇ. સ. ૧૯૧૧માં અમુક કારણોસર તેમણે "સેવાસદન" છોડયું, ત્યારબાદ તેઓ બાબુ પન્નાલાલ જૈન હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા અને

૧૯૧૭માં એમનું અવસાન થયું ત્યારે તેઓ એ સંસ્થાના વાઇસ પ્રિન્સીપાલ હતા.

મુંબઈ આવ્યા પછી ભોગીન્દ્રરાવની લેખિનીએ વિદ્યુત્‌વેગી ઝડપથી સાહિત્યસેવા કરવા માંડી. એક પછી એક એમ ઉપરાછાપરી અનેક નવલકથાઓનાં પુસ્તકો તેમણે ગુજરાતને અર્પ્યાં. "સિતારનો શોખ," "રાજમાર્ગનો મુસાફર," "તરલા," "જ્યોત્સ્ના," "બાલવાડી." "આસિસ્ટંટ કલેકટર," "સોલીસીટર" વગેરે અનેક પુસ્તકો લખવા ઉપરાંત તેઓ દરેકે દરેક અગ્રગણ્ય પત્રોમાં અને સામયિકો માટે લેખો અને વાર્તાઓ લખતા. ઇ. સ. ૧૯૧૭માં એમનું અકાળ અવસાન થયું. ઈ. સ. ૧૯૦૭ થી ૧૯૧૭ સુધી એમણે પંદર નવલકથાઓ, બાળસાહિત્યનાં પુસ્તકો ઉપરાંત પ્રસંગોચિત લેખો લખ્યા, એ બતાવી આપે છે કે તેમની લેખિની કેટલી પ્રચુર હતી. ઝડપ વિના આ અસાધારણ પ્રવૃત્તિ અશક્ય હતી. એક અંગત મિત્ર કહે છે કે "Bhogindrarao personified speed."

આપણી સામાજીક સમસ્યાઓ અને આપણા પ્રજાકીય મહાપ્રશ્નો તેમની નવલકથાઓમાં અગત્યનું સ્થાન ભોગવતા. પરિણામે તેમની નવલકથાઓ ધ્યેયલક્ષી બની. તત્સમયનાં શિક્ષિત યુવક-યુવતીઓમાં મનોમન્થન કરનારા અનેક જ્વલંત પ્રશ્નોનું ભોગીન્દ્રરાવે પોતાની વાર્તાઓમાં નિરૂપણ કરી યોગ્ય માર્ગસૂચન કર્યું. આ રીતે તેમણે ગુર્જર વનિતાવૃંદની પ્રીતિ સંપાદન કરી. તેમની ભાષા સહેલી, સાદી, સુવાચ્ય અને સંસ્કારી હોઇ સ્ત્રીઓમાં તેમનાં પુસ્તકો વધુ પ્રચાર પામ્યાં. ખરૂં જોતાં તો ગુર્જર નવલકથા સાહિત્યમાં સામાજીક નવલકથાઓની હારમાળા શરૂ કરવાનો સુયશ ભોગીન્દ્રરાવને જ ઘટે છે. રા. હીરાલાલ પારેખે ખરૂંજ કહ્યું છે "He did speed work as well as spade work."

પ્રસિદ્ધ રશિયન વિચારક અને મહાત્મા કાઉંટ લીઓ ટૉલ્સ્ટૉયનો ગૂજરાતને પરિચય કરાવવાનું માન પણ ભોગીન્દ્રરાવને ઘટે

છે. "સિતારનો શૉખ," "ચમેલી," "ટૉલ્સ્ટોયની ટૂંકી વાર્તાઓ" વગેરે પુસ્તકો દ્વારા એમણે ટૉલ્સ્ટૉયને ગૂજરાતની નિકટ આણ્યો. એમણે ટૉલ્સ્ટૉયનું જીવન ચરિત્ર લખવા માંડયું હતું, પરંતુ તેમના અકાળ અવસાનથી એ પુસ્તક અપુર્ણ રહ્યું. બીજી વાર્તાઓ જે અપૂર્ણ રહી તેમાં "અજામિલ", "લલિતકુમાર" અને "કૉલેજીયન" અગ્રસ્થાને છે.

ફક્ત બેંતાળીસ વર્ષની અલ્પ વયમાં ભોગીન્દ્રરાવનું અવસાન થયું. તેમનો જીવનદીપ અકાળે ન બુઝાયો હોત તો તેઓ આપણા સાહિત્યને અનેક વધુ સુંદર કૃતિઓથી સમૃદ્ધ કરતે.

—શાન્તિલાલ તોલાટ

## શ્રી. મગનલાલ દેસાઇ

સામાન્ય શિક્ષકમાંથી ક્રમશઃ આગળ વધીને પશ્ચિમ હિંદ એજન્સી કેળવણી ખાતાના અધ્યક્ષપદે પહોંચનાર રા. મગનલાલ ડાહ્યાભાઇ દેસાઇ ભાગ્યદેવીના ખરેખરા કૃપાપાત્ર છે. એમનો જન્મ તા. ૧૦મી મે, ૧૮૯૪ના રોજ થયો હતો. વડોદરા કૉલેજમાં અભ્યાસ કરી તેઓ ઇ. સ. ૧૯૧૬માં બાવીસ વર્ષની ઉંમરે ગ્રેડયુએટ થયા, અને ૧૯૨૦માં તેમણે એસ. ટી. સી. ની પરીક્ષા પસાર કરી. તેઓ જ્ઞાતે અનાવિલ બ્રાહ્મણ અને ઊંટડી (ગૂજરાત)ના વતની છે.

દેખાવે બહુ જ શાંત અને વર્તાવમાં કાંઇક 'અતડા' લેખાતા શ્રી. મગનલાલ કુદરતે આપેલી સ્વભાવિક શક્તિનો ચીવટપૂર્વક સંયમ કરીને અનિવાર્ય પ્રસંગેજ એનો ઉપયોગ કરે છે.

એમની માનસ વિશેષતાનો પરિચય 'Give thy ears, none thy tongue' અને दृष्टिपूतं न्यसेत् पादम्!' એ બે મહાવાકયોથી આપી શકાય. રા. મગનલાલના વર્તાવનું પૃથક્કરણ કરતાં

આ માનસવિશેષતા એમના આનુવંશિક અને બાલ્યાવસ્થાના સંસ્કારમાંથી ઉતરી આવી હોય એમ જણાય છે. અને એના આનુષંગિક ગુણો તરીકે સ્વભાવની દૃઢતા અને ચિત્તની સ્વસ્થતા એમનામાં ઓતપ્રોત થયાં છે. એ પ્રશાંત છે એટલા પ્રસન્ન દેખાતા નથી, કેમકે વૃત્તિઓ અને લાગણીઓ પર એમણે સંયમ કેળવ્યો છે. તેથી જ્યારે બીજાઓ ઉગ્ર ચર્ચામાં ઉતરે છે અથવા આવેશથી ઉભરાતા હોય છે, ત્યારે તે ગંભીર બની વસ્તુસ્થિતિ સમજવામાં પોતાના માનસને પરોવે છે. પોતાથી ભિન્ન મત ધરાવનારનું દૃષ્ટિબિંદુ તેમની નજર સન્મુખ હોય છે એટલે ગણુ-તર શબ્દોમાં જ તે પ્રતિપક્ષીઓ સાથે પતાવટ કરે છે. આવા માનસને ચંચળતા સ્પર્શતી નથી અથવા વ્યગ્રતા અકળાવતી નથી, એટલે પરિસ્થિતિની કટોકટી પ્રસંગે એમના ચિત્તની સ્વસ્થતા આક્ષેપોને અને ધૂંધવાટને સમાવે છે. સપાટી પર જે ચિત્ત પ્રશાન્ત દેખાય છે તેના ઊંડાણમાં કોઇવાર મન્થન ચાલતું હોય છે, અને તેથી તેમનામાં એક પ્રકારની 'એકલતા' ( Separateness ) પ્રતીત થાય છે.

મનના આવા ધર્મો જેનામાં છે તે વ્યક્તિ પ્રચારક કરતાં નિયા-મક તરીકે વધારે તેજસ્વી નીકળે છે. વિદ્યાનો પ્રચાર એ શિક્ષકનું કર્ત્તવ્ય છે. તંત્રનું સંચાલન એ નિયામકનું ક્ષેત્ર છે. શિક્ષક તરીકેનો વાણી વૈભવ રા. મગનલાલમાં નથી, પણ એમના દુબળા દેહમાં સંચાલકની ઓજસ્વિતા છે. એ ઓજસ્વિતા 'ભારેલા અગ્નિ' જેવી છે. વ્યક્તિ કરતાં સંસ્થાના હિત તરફ એમનું વલણ વધારે હોય છે, છતાં વ્યક્તિના મૂલ્યાંકનને એ ઉવેખતા નથી. સંસ્થાની પ્રતિષ્ઠા શિસ્ત ઉપર નિર્ભર છે એમ તેઓ માને છે એટલે શિસ્તભંગના પ્રસંગોમાં પોતાના કે પારકાનો ભેદ તે સમજતા નથી. એમના સંયમ-પ્રધાન જીવનમાં કોણ જાણે કેમ ઉષ્મા કરતાં ઠંડક વધારે દેખાય છે, એમના સાન્નિધ્યમાં ઉલ્લાસ ઓછો અનુભવાય છે. સર્વ કોઇને સહેજે પ્રિય થવાનું અથવા 'સસ્તી લોકપ્રિયતા' મેળવવાનું એમની

પ્રકૃતિમાં નથી; બલ્કે તંત્રના પાલન અર્થે કેટલાકની નાખુશી વહોરવાનું જોખમ પણ એમને કવચિત્ ખેડવું પડે છે.

આ બધી લાક્ષણિક વિશેષતાઓ રા. મગનલાલમાં દેખાય છે. માત્ર બે વરસ ઉપશિક્ષક તરીકે કામ કર્યાં બાદ તરુણ મગનલાલ મુખ્ય આચાર્યના અને પરીક્ષક અધિકારીના પદે આવે છે, છતાં યૌવનસુલભ આવેગ કે સત્તાની ખુમારી એમને ચડતાં નથી. શ્રી. ન્હાનાલાલ કવિ જેવા 'કડક' વિદ્યાધિકારી આજ પણ, એ 'તરુણ' મગનલાલની શક્તિની મુક્ત કંઠે પ્રશંસા કરે છે, એ એનો અચૂક પુરાવો છે. સને ૧૯૨૪ થી વઢવાણ કેમ્પની હાઇસ્કૂલનું સંચાલન એમને સોંપાયું અને લગભગ નવ વર્ષ દરમિયાન એ નવી સંસ્થાનો સૌરભ, પડોશની જામેલ શાળાઓ અને તેના સુપ્રસિદ્ધ આચાર્યોની તુલનામાં ચારે તરફ ફેલાયો. એ પ્રતાપ શ્રી. મગનલાલના કૌશલનો. વિદ્યાર્થી આલમમાં તેમજ જાહેરમાં 'મગનભાઇ' તરીકે ઓળખાતા એમની પાસેથી અણછાજતો લાભ લેવાની ભાગ્યેજ કોઇ હિંમત કરતું.

ઊર્મિલતા જેમની પ્રકૃતિનું અંગ નથી એવાઓને લાગણીવશ થવાના પ્રસંગો, જો કે પ્રમાણમાં બહુજ થોડા, આવે છે ત્યારે, લાગણીનાં પૂરમાં એમના સંયમની સ્વાભાવિક મર્યાદાઓ આપોઆપ સરી પડે છે. વઢવાણ કેમ્પના આશરે સત્તર વર્ષના નિવાસથી રા. મગનલાલમાં સ્થાનિક સ્થિરતા આવી હતી. ખાન સાહેબ શ્રી બેન્જામીન સાહેબના અથાગ પરિશ્રમથી અસ્તિત્વમાં આવેલી શેઠ, એન. ટી. એમ. હાઇસ્કૂલ સાથે રા. મગનલાલે એકાત્મભાવ કેળવ્યો હતો. શાળાના મુખ્ય સંચાલક તરીકે કેટકેટલાય સાથે પ્રાસંગિક વૈમનસ્યના પ્રસંગોમાં આવેલા છતાં વઢવાણ કેમ્પના પ્રજાવર્ગ તરફ અને ખાસ કરીને એના ઊગતા વિદ્યાર્થી સમુદાય પ્રત્યે એમના અંતરમાં અપાર મમતા બંધાઇ હતી. એ આંતરમમતાનો ઓઘ એના અતલ ઊંડાણમાંથી સૌ કોઇને આશ્ચર્ય થાય તેમ અશ્રુધારારૂપે ટપક્યો, જ્યારે વઢવાણ કેમ્પની હાઇસ્કૂલમાંથી એકાએક

'વદાય' લેવાનો પ્રસંગ આવ્યો. ત્યારે રા. મગનલાલ જેતપુર હાઇસ્કૂલના મુખ્ય આચાર્યપદે બદલાયા, જ્યાં એમની કાર્યદક્ષતા કસોટી પર ચડી. બે વર્ષ બાદ વઢવાણ કૅમ્પ પાછા ફર્યા ત્યારે પોતાના ધામથી વિખુટો પડેલ માનવી, નિજ ગૃહે ફરી પગલાં માંડે અને જે આનંદ થાય એવા ઉલ્લાસથી રા. મગનલાલનું હૃદય નાચ્યું. પણ સને ૧૯૩૩ અને સને ૧૯૩૫ ના મગનલાલમાં ફેર હતો. બેંગલોર ટોપી, સૂટ અને ટાઇનું સ્થાન પાઘડી, આખો કોટ અને પાટલૂને લીધું. આથી તરુણ મગનલાલ પીઢ કરતાં વૃદ્ધ જેવા લાગતા. પીઢતાનું ગાંભીર્ય પ્રમાણમાં વધારે જણાતું. સને ૧૯૩૫ થી ૪૦ સુધીમાં શેઠ એન. ટી. એમ. હાઇસ્કૂલનું સુકાન ફરીને રા. મગનલાલના હાથમાં રહ્યું. તે દરમિયાન શાળામાં કૅમ્પની બીજી પેઢીની શરૂઆત થઈ ચૂકી હતી. આ સમયમાં રા. મગનલાલે શિક્ષણ કરતાં સંસ્કાર તરફ વધારે લક્ષ આપ્યું. આમ પૂર્વ વયમાં શિક્ષણની અને ઉત્તર વયમાં સંસ્કાર નિર્માણ કરવાની અભિરુચિ રા. મગનલાલમાં પ્રકટી.

અમલદાર વર્ગ સાથે રા. મગનલાલ કામ પૂરતો સંબંધ રાખેછે, પણ એવા અનુગ્રહને જ એ જીવાદોરી લેખતા નથી. ખાતાના ઉપરીનું વિધિ કે અવિધિસરનું આગમન હોય, શાળાની તપાસણી માટે મુંબઇ વિદ્યાપીઠ તરફથી નિરીક્ષક મંડળ આવવાનું હોય, સ્થાનિક પોલી-એજન્ટ કે કાઠિયાવાડના હાકેમ શા ના. રેસિડેન્ટ સા. ની પધરામણી હોય અથવા રાજકીય વાતાવરણને અંગે શાળાનો મામલો તંગ થયો હોય એવા બધા પ્રસંગોમાં રા. મગનલાલની ધીરજ ખરેખર અનુકરણીય છે. દેશી કે વિદેશી અધિકારીના ઓજસમાં અંજાવાને બદલે પોતાની સ્વસ્થ પ્રતિભાની છાપ સામેના માણસ પર તે પાડેછે. તેમના આ ગુણને લીધે વઢ.કૅમ્પમાં ખૂબ જાણીતા થયેલા મિ. હોપ્કિન્સન રા. મગનલાલની કાર્યસાધકતા વિશે ઊંચો મત ધરાવતા.

સ્વયંપ્રકાશિત માણસની એક વિશેષતા એ છે કે તે જે ક્ષેત્રમાં પરોવાયછે ત્યાં તેનું ઓજસ સ્વતઃ એટલે આપમેળે અને સરખી

સફળતાથી ફરી વળે છે. તદનુસાર રા. મગનલાલ રાજકોટની હંટર ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સીપાલપદે આવ્યા અને પ્રભાતનાં રવિકિરણ એક પછી એક, ઉદયાચલ ઉપરથી પ્રકાશ ફેલાવે તેમ તેમની પ્રતિભા કેળવણીની આ પ્રસિદ્ધ સંસ્થાનાં અંગોપાંગ ઉપર પ્રસરી રહી. પ્રથમ તો આ સંસ્થાની તવારીખમાં પહેલી જ વખત વાઇસ-પ્રિન્સીપાલ તરીકે સાહિત્ય અને શિક્ષણમાં લબ્ધપ્રતિષ્ઠ એવા 'ટ્રેઈન્ડ' ગ્રેડયુએટની નિમણુંક એમણે કરાવી. અદ્યતન શિક્ષણ-પ્રવાહની વિશેષતાઓ દૃષ્ટિ સમક્ષ રાખી હં. ટ્રે. કૉલેજમાં અનેક સુંદર ફેરફારો કર્યા. માનસશાસ્ત્રના સિદ્ધાંતો અને બાલમાનસ એ અધ્યાપન મંદિરનો પ્રાણ છે એ દૃષ્ટિયે અન્ય ટ્રેનિંગ કૉલેજોની તુલનાએ ત્રણે વર્ષના નવા અભ્યાસક્રમમાં તેને ખાસ સ્થાન આપ્યું. શિક્ષણના ઇતિહાસમાં પશ્ચિમના આદ્ય દ્રષ્ટાઓ સાથે હિંદના આધુનિક શિક્ષણના ઇતિહાસનો સમાવેશ કર્યો; અને એ માટે પ્રિન્સી. કૃષ્ણલાલ સુ. વકીલના અંગ્રેજી નિબંધનો અનુવાદ તેમણે ગુજરાતીમાં ઉતાર્યો. સાહિત્યના અભ્યાસમાં ગદ્ય-પદ્યના ખંડસ્થ નમૂનાઓને બદલે સાહિત્યના અખંડ સ્વરૂપ, તેનો ઇતિહાસ અને જીવનોપયોગી દર્શન મળે એવાં પાઠ્ય પુસ્તકો નિયત કર્યાં. આ પ્રમાણે શિક્ષણ અને સાહિત્યના મુખ્ય વિષયોમાં ઉન્નત અને અભિનવ પ્રેરણાનો પ્રાણ પૂર્યો. શિક્ષણમાં માનસ-દર્શન અને સાહિત્યમાં તુલનાત્મક અને સાંસ્કૃતિક દર્શન કૉલેજના વિદ્યાર્થીસમૂહને કરાવ્યાં.

'સૌરાષ્ટ્ર શિક્ષક'ના સંપાદનકાર્યમાં નિબંધોની તારવણી અને નવા વિચારોની વરણી તંત્રી તરીકે રા. મગનલાલ જાતે કરતા. એના લેખન વિભાગમાં શિક્ષણ સિવાય સાહિત્યના હળવા તેમજ ગંભીર વિષયોનો સમાવેશ તેઓ પ્રસંગોપાત કરતા; અને એ રીતે સિદ્ધહસ્ત તથા ઊગતા સાહિત્યકોનાં સર્જનોનો લાભ 'સૌરાષ્ટ્ર શિક્ષક'નાં વાચકોને આપવાની નવી પ્રણાલી એમણે શરૂ કરી. તંત્રીસ્થાનેથી લખાયેલી એમની નોંધો, સ્થાન અને પ્રસંગ પરત્વે જેટલી સૂચક છે તેટલી જ મર્મસ્પર્શી છે. હં. ટ્રે. કૉલેજ એસોસિયેશનના તંત્રનું વહન પણ, મનની સમતુલા ગુમાવ્યા સિવાય સફળતાથી એમણે કર્યું છે.

કોઇ પ્રાચીન વટવૃક્ષની જીર્ણ શાખાઓને સ્થાને નવી કૂંપળો ફૂટે એમ હું. ટ્રેનિંગ કૉલેજના અધ્યાપનમાં કે 'સૌરાષ્ટ્ર શિક્ષક'ના સંચાલનમાં પ્રત્યક્ષ વા પરોક્ષ જે ફેરફાર થયા તે એના સ્વાભાવિક ક્રમમાંથી ફૂટતા દેખાય છે. એની પાછળ કાંઈ ધમાલ ન હતી કે ન હતો કોઇ જાતનો પ્રચાર. જૂનો રસ્તો બદલતાં પહેલાં રા. મગનલાલ નવાની અનિવાર્ય આવશ્યકતા છે એ માટે બીજાઓ ન કલ્પી શકે તેટલો અંગત પરિશ્રમ લેતા. અદ્યતન શિક્ષણના સંસ્કાર નિર્માણ કરવામાં નૂતન દર્શનનો પ્રકાશ થંભાવી શકાય તેમ નથી એવી સંપૂર્ણ ખાત્રી થયા બાદ તે રૂપાન્તર માન્ય રાખતા. મતલબ કે, જૂનાની ઉપેક્ષા અથવા નાવીન્યનો મોહ આમાં કારણભૂત ન હતાં.

સ્વભાવની adaptability અથવા નવી પરિસ્થિતિને અનુરુપ થવાની યોગ્યતા એ રા. મગનલાલના માનસનો વિશિષ્ટ ગુણ છે, અને તે તેમના સફળ ખેલાડી તરીકેના જીવનમાંથી ઉતરી આવ્યો હોય એમ લાગે છે. આ ગુણને લીધે Conservative પ્રકૃતિના સ્થિતિચૂસ્ત ધર્મને એ વળગી રહેતા નથી પણ યુગદર્શી નવાં લક્ષણોને ખૂબ જ સાવધાનતાથી એ અપનાવે છે. પરિસ્થિતિથી ઘડાવું એનું નામ શિક્ષણ હોય તો એમનું ઘડતર ઉપરના ગુણને આભારી છે, અને તેથી એમનામાં નવાં તત્ત્વો અપનાવવાની ક્ષમતા આવી છે.

ઉપશિક્ષક અને પરીક્ષક, માધ્યમિક સંસ્થાના મુખ્ય આચાર્ય અને કૉલેજના પ્રિન્સીપાલ એમ ચાર ભૂમિકાઓ વટાવી રા. મગનલાલ આજે ખાતાના વિદ્યાધિકારી બન્યા છે. વિસ્તાર અને વૈવિધ્યમાં સમૃદ્ધ થયેલું ખાતું રા. મગનલાલને સોંપાય છે ત્યારે ખાતાની સંસ્થાઓ અને શિક્ષકો તેમની પાસેથી અનેક આશાઓ રાખે છે, તેથી 'A hero at one point is a hero at all points' એ પ્રસિદ્ધ વચન અનુસાર, ભાવિના ગર્ભમાં અનેક આશંકાઓ છતાં તેઓ, તેમની લાક્ષણિક વિશેષતાઓથી, પશ્ચિમ હિંદ એજન્સીના કેળવણી ખાતામાં અભિનવ સંસ્કારની દીપ્તિ પ્રકટાવશે એવી આશા છે.*

---

* 'સૌરાષ્ટ્ર શિક્ષક'માં પ્રકટ થયેલ શ્રી. જયે. મ. ઉપાધ્યાયના લેખ પરથી ટૂંકાવેલ—

## શ્રી. મગનભાઇ પ્રભુદાસ દેસાઇ

'ગૂજરાત વિદ્યાપીઠે સાહિત્યમાં જે સેવકજૂથ સર્જ્યું છે તેમાં શ્રી. મગનભાઇ દેસાઇનું સ્થાન અનોખું છે. શ્રી. મગનભાઇ ગણિતવિદ્યા વિશારદ છે, છતાં તત્ત્વચિંતનનો એમનો અભ્યાસ વિશાળ છે. સત્યાગ્રહની મીમાંસાના લેખક તરીકે સારાય ગુજરાતમાં એઓ સુપરિચિત થયા છે.'

'જયભારત'ના ૧૯૩૬ ના દિવાળીના અંકમાં શ્રી. મગનભાઇ વિશે ઉપર પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

શ્રી. મગનભાઇ નડિયાદના વતની છે. તેમની ઉમર (૧૯૪૨ નવેંબર) આશરે ૪૩ વરસની છે. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે નડિયાદમાં લીધું હતું. ત્યારબાદ મુંબઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. જી. ટી. ઑાર્ડર તરીકે રહેતા હતા. ગણિત એમનો પસંદગીનો વિષય હતો અને તેમાં સારી પ્રગતિ બતાવતા હતા. પ્રૉફેસરના માનીતા હતા. વિશેષ અભ્યાસ માટે ઇંગ્લંડ જવાની વાતો પણ ચાલતી હતી, પણ બી. એ. ના છેલ્લા સત્રમાં અસહકારની ચળવળ ઊપડી અને તેઓએ તેમાં ઝંપલાવ્યું. ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકની પરીક્ષા આપી અને પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ થયા; ત્યારપછી થોડો વખત રાષ્ટ્રીય શાળામાં શિક્ષક તરીકે રહ્યા. ૧૯૨૩ માં ગૂજરાત મહાવિદ્યાલયમાં ગણિતના ઉપાધ્યાય થયા અને ત્યાર પછી ગાંધીજીના સત્યાગ્રહાશ્રમમાં જોડાયા. ત્યારથી આશ્રમ અને વિદ્યાપીઠ સાથે જુદી જુદી રીતે તેમનો એકધારો સંબંધ ચાલુ છે. હાલ તેઓ વિદ્યાપીઠના મહામાત્ર છે.

વિદ્યાપીઠના સ્નાતકોમાંથી પારંગત ( M. A. ) પદવી મેળવનાર

તેઓ એકલા જ છે. વિશારદ પરીક્ષાનો વિષય ગણિત હોવા છતાં 'સત્યાગ્રહની મીમાંસા' ઉપર અભ્યાસપૂર્ણ અને વિચારપ્રેરક નિબંધ લખીને તેમણે 'સમાજવિદ્યા પારંગત'ની પદવી મેળવી છે, એજ તેમની વિશેષતા છે. તેમની એકાગ્ર થવાની શક્તિ અદ્ભુત છે એટલે તેઓ કોઈ પણ વિષયને પોતાનો કરી શકે છે. પછી તે અર્થશાસ્ત્ર હો કે વિજ્ઞાન; ધર્મ હોય કે સાહિત્ય, પદ્ય હોય કે ગદ્ય. 'ધડાવાળાં ત્રાજવાં' એ વિષય પર હૂંડિયામણના પ્રશ્ન પર 'પ્રસ્થાન'ની દરિદ્રનારાયણની ગ્રંથમાળામાં તેમણે અર્થશાસ્ત્રના નિષ્ણાત અધ્યાપક કરતાં વધારે સહેલી છતાં શાસ્ત્રીય સમજૂતી આપી છે. વિદ્યાપીઠ તરફથી વિજ્ઞાનના પ્રૉફેસરોની મદદથી તૈયાર થતી 'વિજ્ઞાનની પરિભાષા'ની રચનામાં તેમનો ફાળો નાનોસૂનો નથી. 'જોડણી કોશ' અને 'હિંદી-ગૂજરાતી કોશ'ની તૈયારીમાં તેમણે મહત્ત્વનો ફાળો આપ્યો છે. શીખધર્મનો અભ્યાસ કરીને તેનાં 'સુખમની' અને 'જપજી' જેવાં ધાર્મિક પુસ્તકો પદ્યમાં ઉતાર્યાં છે. 'અપંગની પ્રતિભા' અને 'જેકિલ અને હાઈડ' જેવાં પુસ્તકોનો અનુવાદ કરીને તેમણે ગૂજરાતી સાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે. વિદ્યાપીઠની સળંગ વાચનમાળા તૈયાર કરવામાં તેમણે પોતાની સારી શક્તિ ખર્ચી છે. વાચનમાળાની પાંચમી, છઠ્ઠી અને સાતમી ચોપડીનું સંપાદન તો તેમણે જ સ્વતંત્ર રીતે કર્યું છે. અને તેનો ઉપયોગ કરનાર દરેક શિક્ષક જાણે છે કે તે કામ કેટલું સફળતાપૂર્વક થયું છે. છેવટમાં 'શિક્ષણ અને સાહિત્ય' માસિકનું સફળ સંચાલન પણ તેમણે કરી બતાવ્યું છે. તેમના લખાણમાં અર્થગંભીરતા છે અને ભાષાની ચોકસાઈ છે. કોઇપણ વિષયને તેઓ સારી રીતે સમજી શકે છે અને પૃથક્કરણ કરીને સચોટ રીતે રજૂ કરી શકે છે. તેમનાં અત્યારસુધીનાં લખાણોની યાદી નીચે મુજબ છે. બ્રિટિશ સરકારના અટકાયતના કેદી તરીકે છૂટા થયા પછી ગુજરાતને તેમના અધ્યયન અને જ્ઞાનનો વિશેષ લાભ મળશે. હિંદના આધુનિક ઇતિહાસ પર એક આધારભૂત પાઠ્ય-પુસ્તક બહાર પાડવાની તેમની મુરાદ છે.

## : તેમની કૃતિઓ :

૧ સત્યાગ્રહની મીમાંસા
૨ અપંગની પ્રતિભા (અનુવાદ)
૩ સુખમની ( પદ્ય અનુવાદ)
૪ જેકિલ અને હાઇડ (અનુવાદ)
૫ જપજી ( પદ્ય અનુવાદ)
૬ જગતનો આવતી કાલનો પુરુષ (અનુવાદ)
૭ કુંવરબાઇનું મામેરું (સંપાદન)
૮ સુદામા ચરિત્ર (સંપાદન)
૯ રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ (સંપાદન)
૧૦ આચાર્ય કૃપાલાનીના લેખો (અનુવાદ અને સંપાદન)
૧૧ દારૂનિષેધ અને સ્વરાજ
૧૨ સંપૂર્ણ દારૂનિષેધ (સંપાદન)
૧૩ ધડાવાળાં ત્રાજવાં યાને હૂંડિયામણનો ભેદ
૧૪ વિદ્યાપીઠ વાચનમાળા ૫મી, ૬ઠ્ઠી અને ૭મી (સંપાદન)
૧૫ 'શિક્ષણ અને સાહિત્ય' (તંત્રી)

—વિઠ્ઠલદાસ કોઠારી

દુનિયાનું સૌથી મોટામાં મોટું કરુણ આશ્ચર્ય આ છેઃ માણસ જેને માટે આમરણાન્ત પ્રયત્ન કર્યા જ કરે છે તે સુખ અને દુઃખ—કેવળ કાલ્પનિક દર્શન જ છે. અને એને માટે પ્રયત્ન અપ્રયત્ન કોઇ ચીજની જરૂર નથી. જરૂર હોય તો કેવળ એની કાલ્પનિક રેખાઓ સમજવાની. —ધૂમકેતુ

### પંચમહાલના પ્રદેશમાં કેળવણીનો નૂતન પ્રકાશ પાથરનાર

## શ્રી૦ મણિલાલ હ. મહેતા બી. એ; એલ્.એલ્. બી.

ગૂજરાતમાં આજે પણ પંચમહાલ જીલ્લો કેળવણીના ક્ષેત્રમાં પછાત મનાય છે, ત્યારે આજથી લગભગ ૩૨ વર્ષ પહેલાં એ જીલ્લાની સ્થિતિ કેવી હશે તે કલ્પી શકો છો. એ જમાનામાં ગૂજરાતે હજી કેળવણીના ક્ષેત્રમાં નવા પ્રયોગો કરવાની શરૂઆત પણ કરી ન હતી, અને લોકો માધ્યમિક કેળવણી માટે બહુ રસ ધરાવતા ન હતા. ગૂજરાતમાં કેળવણી વિષયક સંસ્થાઓ હજી તો સ્થપાતી હતી, ત્યારે શ્રી૦ મણિલાલે એક અંગ્રેજી શાળા સ્થાપી. તેનો ધીમે ધીમે વિકાસ થયો અને એક મોટી શાળા બની. પછી તો જાણે 'કેળવણી પ્રચાર'નું જ ધ્યેય સ્વીકારી, સારાયે પંચમહાલ જીલ્લામાં નાની મોટી અનેક માધ્યમિક શાળાઓ સ્થાપી, જ્ઞાનયજ્ઞની જ્વાલાઓનો પ્રકાશ બધે ફેલાવી, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવાના સુંદર પ્રયત્નો એમણે કર્યા. માધ્યમિક શાળાઓ તો એમણે સ્થાપી પણ ગૂજરાતને 'નવી ગૂજરાતી શાળા' સ્થાપવાનો વિચાર સરખો પણ નહોતો આવ્યો તે જમાનામાં શ્રી. મહેતાએ ગોધરામાં વર્ષો પહેલાં એક 'નવી ગૂજરાતી શાળા' સ્થાપી હતી. પોતાની સ્થાપેલી સંસ્થાઓ આદર્શ બને, હંમેશ માટે નવી જ રહે, અભ્યાસેતર પ્રવૃત્તિઓ તેમાં ચાલે અને પ્રગતિ કરે તે માટે તેઓ સતત જાગ્રત રહેતા અને રહે છે. પોતાની સંસ્થાના શિક્ષકો એકબીજાના સમાગમમાં આવે, એકબીજાની ગૂંચ ઉકેલી શકે, નવું જ્ઞાન પ્રાપ્ત કરી શકે તે હેતુથી એમણે 'શિક્ષક પરિષદો' ભરવાની શરૂઆત કરી. આ પરિષદોમાં તેઓ જાણીતા કેળવણીકારોને નોતરતા. ગૂજરાતમાં એ જમાનામાં શિક્ષક સંઘો સ્થપાયા ન હતા, અને પરિષદો તો ભરાતી જ ન હતી. તે જમાનામાં એમની આદરેલી આ પ્રવૃત્તિ અવશ્ય સ્તુત્ય

ગણાય, અને એમનાં કાર્યો અનેક મંથનોવાળાં અને મૌલિક ગણી શકાય. પંચમહાલ જીલ્લામાં સૌથી પ્રથમ 'બાલમંદિર' સ્થાપી ચાલુ રાખવાનું માન પણ એમને મળે છે. કન્યા કેળવણી માટેના તેમના યત્નો અજોડ છે. એમણે ગોધરામાં કન્યાઓ માટેની સ્વતંત્ર માધ્યમિક શાળા સ્થાપી છે, જે આખા જીલ્લામાં પહેલી જ છે. તે ઉપરાંત 'શકિતસંઘ,' બીજી સંસ્થાઓમાં સહશિક્ષણના પ્રયોગો અને સ્ત્રી–શિક્ષિકાઓની નિમણુક તેમની સ્ત્રી કેળવણીના ખાસ હિમાયતી કેળવણીકાર તરીકેની સેવાઓની સાબિતી આપે છે.

એઓ પંચમહાલ જીલ્લાના સાચા કેળવણીકાર છે. 'કેળવણીકાર' ઉપરાંત ધારાશાસ્ત્રી છે. મુંબઈની ધારાસભાની સેવા, દુકાળ સંકટ નિવારણ સમયની સેવા, પંચમહાલના સ્કાઉટ કમિશ્નર તરીકેની સેવા, અત્યારે લડાઇના સમયે નગર–રક્ષણ દળની સેવા, ગ્રામોદ્ધારની પ્રવૃત્તિઓ વગેરે એમની સેવાઓ નોંધવા લાયક છે; એટલું જ નહિ પણ એ સેવાઓ એમને પ્રજાના અને સમાજના સાચા સેવક ગણાવે છે. એજ સેવાઓ એમને પ્રજામાં ત્યાગમૂર્તિ તરીકે જાહેર કરે છે.

પોતાની સંસ્થાના શિક્ષકોની કાળજી રાખવી, તેમને એક કુટુંબના ગણવા, તેમની ભૂલો ઉદારતાથી માફ કરવી, વિશાળ હૃદય રાખી કડવા ઘૂંટડા ગળી જવા અને ક્ષમા આપવી, આર્થિક મુશ્કેલીના સમયે શિક્ષકોને નાણાંની મદદ કરવી–આ એમના ખાસ ગુણો છે.

જે કામ એઓ કરે છે, તે ઊંડો રસ લઇને અને ધ્યાન દઇને કરે છે. પંચમહાલનાં ગામડાંઓમાં જ્યાં કંઇ ન હોય ત્યાં કંઈક કરી બતાવી માર્ગદર્શક બનવું, ઊંઘતાને જગાડવા, જાગતાને બેઠા કરવા, બેઠેલાને ઊભા કરવા, ઊભેલાને ચાલતા કરવા અને ચાલતાને દોડતા કરી અંધારૂં હોય ત્યાં અજવાળું પાથરવાનું કામ એમનું છે.

પંચમહાલ જિલ્લો અને પાવાગઢના પ્રદેશના કલ્યાણનું તેઓ રાતદિવસ રટણ કરેછે. એ પ્રદેશમાં સંસ્કારની ઊણપ અનુભવતાં તેમાં કેળવણીનો પ્રવાહ

વહેવરાવવાનો સંકલ્પ કરી એજ કાર્યને પોતાના જીવનનું ધ્યેય બનાવવાની દીક્ષા લઇ, તેની સિદ્ધિને માટે એમણે ભેખ લીધો છે. અને એ કાર્ય સાધવામાં પોતાની સઘળી શકિત એઓશ્રી ખર્ચે છે.

એમનું જીવન સાદું, સરળ, સંયમી, પરોપકારી અને કર્તવ્યનિષ્ઠ છે. કેટલીયે ઉપયોગી પ્રવૃતિઓના એઓ જનક છે. જ્ઞાનપ્રચારક બની એમણે અનેકનાં જીવનમાં સંસ્કાર અને સેવાભાવનો સ્પર્શ કરાવ્યો છે. અનેકનાં જીવન એમણે અજવાળ્યાં છે. એમને ગૂજરાતના જ્યોતિર્ધર ગણી શકાય. એમના કાર્યથી ગૂજરાત જરુર અભિમાન લઇ શકે.

વિદ્યાર્થી સહાયક સહકારી મંડળીની યોજના દ્વારા 'નવી ગૂજરાતી શાળા' સાચા અર્થમાં 'નવી' બનાવવાની વિચારણા, બાલમંદિરને આદર્શ બાલમંદિર બનાવવાના સંકલ્પ, શિક્ષકોને તાલીમ આપવા માટેના વર્ગો, વ્યાયામ–પ્રચારનું કાર્ય, શિક્ષક પરિષદો ચાલુ કરવાના વિચારો, સ્કાઉટની પ્રવૃતિ જોસભેર ઉપાડવાની યોજનાઓ—આવું તો ઘણુંબધું એઓશ્રી હજી કરવાની વિચારણા સેવે છે, તે માટે સતત મંથન કરે છે. એમનામાં હજી એક યુવાનના જેટલો જ જુસ્સો છે. કામ કામ ને કામ, એ તેઓશ્રીનો જીવનમંત્ર છે.

એઓશ્રી જ્ઞાન પ્રચાર માટે અનેક પ્રવૃત્તિ આદરે, આદરેલી છે તે બધી સંગીન બને, અને લાંબો વખત સુધી ટકી રહે એવી આપણે આશા રાખીએ.

એઓ લાંબું આયુષ્ય પ્રાપ્ત કરે, આપણી વચ્ચે લાંબો વખત રહે, પંચમહાલ જીલ્લાના દરેક ગામમાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સ્થાપે અને સ્વ૦ મોતીભાઈ અમીન 'ચરોતરનું અમૂલ્ય ઉત્તમ પ્રકારનું પાણીદાર મોતી' નીવડ્યું, તે રીતે શ્રી૦ મણિલાલભાઇ મહેતા પંચમહાલ અને પાવાગઢના પ્રદેશના 'કિંમતી મણિ' તરીકે બધે પ્રકાશે એમ આપણે પ્રભુને પ્રાર્થીએ.

—શાંતિલાલ મહાજન

# પ્રો. મનઃસુખલાલ મ. ઝવેરી એમ. એ.



**પ્રો. મનઃસુખલાલ ઝવેરી**

**આ**પણા લબ્ધપ્રતિષ્ઠ વિવેચક અને કવિ શ્રી. મનઃસુખલાલ મ. ઝવેરીએ સાહિત્ય અને શિક્ષણના ક્ષેત્રમાં થોડા સમયમાં જ સારી નામના મેળવી છે. શ્રી. ઝવેરીનો જન્મ જામનગરમાં, પ્રતિષ્ઠિત નગરશેઠ શ્રી. હરજીવનદાસ રતનશીના કુટુંબમાં સને ૧૯૦૭ ના ઓક્ટોબરની ત્રીજી તારીખે થયો હતો. એમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ જામનગરમાં લીધું હતું. સને ૧૯૨૪માં માંદગીને અંગે, અંગ્રેજી છઠ્ઠું ધોરણ પસાર કર્યા પછી શ્રી. ઝવેરીએ અભ્યાસ મૂકી દીધો, અને વડીલોના ઝવેરાતના ધંધામાં જોડાયા.

સને ૧૯૨૬ના મે માસમાં 'રામસંહિતા' પ્રથમ વિભાગ પ્રકટ કર્યો, અને ત્યાર પછી બે વર્ષ બાદ ૧૯૨૮માં 'સ્મૃતિભ્રંશ અથવા શાપિત શકુન્તલા' **અભિજ્ઞાન શાકુન્તલ**નો અનુવાદ એમણે પ્રસિદ્ધ કર્યો. વચગાળાના સમયમાં મુંબઈમાં અને ત્યારબાદ ફરી પાછા જામનગરમાં ઝવેરાતની દુકાનમાં તેઓ કામ કરતા હતા. સને ૧૯૨૮માં પાંચેક

માસ તેમણે જામનગર જૈન વિદ્યાર્થી ભવનમાં ગૃહપતિ તરીકે કામ કર્યું. બીજે જ વર્ષે 'ચન્દ્રદૂત' અને 'અભિમન્યુ' પ્રકટ કર્યાં, અને નવાનગર ગર્લ્સ ઈંગ્લિશ સ્કૂલમાં ઉપશિક્ષક તરીકે જોડાયા. આજ અરસામાં એમણે 'રામસંહિતા'નો દ્વિતીય વિભાગ તૈયાર કરી પ્રકટ કર્યો, અને સને ૧૯૩૧માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી. 'ઉત્તર રામચરિત'ના છ અંકોનું ભાષાન્તર એમણે આજ વર્ષમાં કરેલું. F. Y. A. ની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી અને ભાવનગર સામળદાસ કૉલેજમાં જોડાઇને આગળ અભ્યાસ ચાલુ રાખ્યો. અહીં એમણે પીતામ્બરદાસ પારિતોષિક અને કૉલેજની શિષ્યવૃત્તિ મેળવ્યાં.

સને ૧૯૩૩ના સપ્ટેમ્બરમાં એમનું પુસ્તક 'ફૂલદોલ' પ્રકટ થયું, અને આ વરસથી જ શ્રી. ઝવેરીની વિવેચન પ્રવૃત્તિનો પ્રારંભ થયો. ૧૯૩૫માં એમણે બી. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી, અને ગૌરીશંકર સુવર્ણચન્દ્રક, લૉર્ડ નોર્થકોટ સુવર્ણચન્દ્રક, અને ભાવનગર સાહિત્ય પરિષદ્ ચન્દ્રક—એમ ત્રણ ચન્દ્રકો મેળવ્યા; અને કૉલેજમાં ફેલો તરીકે કામ કરવા માંડયું. સને ૧૯૩૮ ના જુન માસમાં એમણે એમ. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી અને રામનારાયણ રૂઇઆ કૉલેજ, માટુંગામાં ગૂજરાતીના અધ્યાપક તરીકે જોડાયા.

સને ૧૯૩૮ માં ઑલ ઇન્ડિયા રેડીઓ પરથી શ્રી. ઝવેરીએ 'નવાં ગૂજરાતી પુસ્તકો' પર વાર્તાલાપો આપ્યા હતા, જેની અસર બહુ સારી થઇ હતી. ત્યારપછીના વર્ષમાં એમનું "આરાધના" પ્રકટ થયું હતું અને ૧૯૪૦ માં કવિશ્રી ખબરદારે આપેલ ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાની "જન્મભૂમિ"માં એમણે વિસ્તૃત ચર્ચા કરી હતી.

૧૯૪૦ ના જુન માસથી તેઓ રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કૉલેજમાં ગૂજરાતી ભાષાના મુખ્ય પ્રાધ્યાપક તરીકે જોડાયા હતા, અને હજીપણ ત્યાં જ યશસ્વી કાર્ય કરી રહ્યા છે.

ગયે જ વર્ષે ગૂજરાત સાહિત્ય સભા તરફથી ૧૯૪૨ ના લલિત

વાઙ્મયનાં પુસ્તકોની સમીક્ષા કરવાનું મહત્ત્વનું કાર્ય એમને સોંપાયું હતું અને એ ઉપયોગી કાર્ય સફળતાપૂર્વક પૂર્ણ કરી આપી તેમણે પોતાની વિદ્વત્તા અને વિવેચનશક્તિનો ગૂજરાતને સારો પરિચય આપ્યો હતો.

પ્રેમાનંદ કૃત 'દશમ સ્કંધ'નું સંશોધન પણ તેમણે કર્યું છે. હાલ તેઓ રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કૉલેજમાં ગૂજરાતીના પ્રાધ્યાપક તરીકે કામ કરે છે અને રાજકોટ સાહિત્યસભાના મંત્રી તરીકે સુંદર સેવા બજાવી રહ્યા છે. ગૂજરાતના સફળ પ્રાધ્યાપકોમાં એમની ગણના થાય છે અને આપણા નવયુગના અગ્રગણ્ય કવિઓમાં તેમ જ પ્રતિષ્ઠિત વિવેચકોમાં તેઓ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

## સ્વ૦ મહાદેવભાઇ દેસાઇ



સ્વ૦ મહાદેવભાઇના દુઃખદ અવસાનથી ગાંધીજીને જે ખોટ પડી છે, તેની કલ્પના પણ હૃદયને હલમલાવી નાખે છે. સને ૧૯૧૯થી અત્યાર સુધીની ગાંધીજીની તમામ પ્રવૃત્તિઓના તેઓ સાક્ષી હતા અને તેમાં તેઓ પોતાના દિલથી સાથ પૂરાવતા હતા. શ્રી. મહાદેવભાઇનું મૃત્યુ જેલમાં થયું, અણધારી રીતે અને અકસ્માત થયું; તેમનાં પોતાનાં કુટુંબીઓ અને આશ્રમવાસીઓ જેમનામાં પરસ્પર એક કુટુંબભાવના વ્યાપેલી હતી તેમનાથી દૂર થયું, એ સવિશેષ દુઃખનું કારણ છે. સંતોષ એટલો જ કે જેલમાં જ્યાં તેમને પોતાની ફરજને અંગે જવું પડયું હતું ત્યાં એટલે પોતાની ફરજ ઉપર, કર્તવ્યપંથે તેમનું અવસાન થયું અને રાષ્ટ્રની દૃષ્ટિએ તેઓ અમર થઈ ગયા, એવું દુર્લભ મૃત્યુ તેમને પ્રાપ્ત

થયું. એમની પોતાની ભાવના પ્રમાણે તો તેઓ તરી ગયા, પણ તેથી ગાંધીજીની ખોટ કંઇ ઓછી થતી નથી, કારણ તેમણે તો એક સહૃદય સાધક અને ભાવનાશીલ ભકત ગુમાવ્યો છે.

સ્વ૦ મહાદેવભાઇ સાથે મારો પરિચય કદિ ન ભૂલાય એવા સંજોગોમાં થયો હતો. સને ૧૯૨૬માં મારાં પત્ની ગુજરી ગયાં તે વખતે હું 'નવજીવન કાર્યાલય'માં એક અદના સેવક તરીકે કામ કરતો હતો. પૂ૦ ગાંધીજી કે એકાદ બે જણને બાદ કરતાં બીજા કોઈ મુખ્ય આશ્રમવાસીઓ સાથે મારો કશો પરિચય નહોતો. તે વખતે સ્વામી આનંદ 'નવજીવન'ના વ્યવસ્થાપક હતા. તેમને મારા પ્રત્યે સમભાવ હતો. તેમની તો મને હૂંફ હતી જ અને તેમણે સ્વ. મહાદેવભાઇને મારાં પત્નીના દેહાન્તના સમાચાર આપ્યા, અને તેઓ તેમની સાથે મારે ત્યાં મને આશ્વાસન આપવા આવ્યા, ત્યારથી અમે એકબીજાને ઓળખતા થયા; અને ત્યારબાદ તો કામને અંગે પણ અમે એકબીજાની નિકટ આવતા ગયા. એમ તો તેઓ મારા મુરબ્બી હતા, એટલે તેમની સાથે હું મિત્રતાનો દાવો ન કરી શકું, પણ તેમણે મને તેમના મિત્રમાંનો એક ગણ્યો હતો ને એટલે સુધી અપનાવ્યો હતો કે જયારે મારી પુત્રી વર્ધામાં થોડો વખત શિક્ષણ માટે રહી, ત્યારે તેની ઓળખ તેઓ પોતાની દીકરી તરીકે જ આપતા અને આશ્રમમાં રહેનારા કેટલાકોએ તો તે સાચું પણ માન્યું હતું.

જેમણે સ્વ૦ મહાદેવભાઇની પ્રસન્ન ગંભીરતા, ધારારૂપે વહેતી ભાષા અને લેખિનીનો આસ્વાદ લીધો છે, તેઓ તેના પર મુગ્ધ થયા વગર રહ્યા નથી. પણ એવી મોહ પમાડનારી શૈલી તેમને કયાંથી અને કેવી રીતે વરી છે તેનો ખ્યાલ આપવો બહુ કઠણ છે. કલમ ઉપરનો તેમનો કાબૂ તો પહેલેથી જ હતો. ભાષા, અંગ્રેજી કે ગૂજરાતી બન્ને પર તેમણે પ્રભુત્વ મેળવેલું હતું, પણ તેમની કલમ અને ભાષામાં જે જાદુ ઉતર્યું હતું તે પૂ. ગાંધીજીની સેવામાં, કવચિત્ તેમના આશ્રમમાં ચાલતા 'સત્યના પ્રયોગો'ના સાક્ષી બનીને કે કવ-

ચિત્ તેમાં પોતાનો ફાળો આપવાનો પ્રયત્ન કરવાની સાધનામાંથી અમૃતરૂપે ઉતર્યું હતું. મહત્વના વિષયનું પણ અતિ સહેલાઇથી મગજમાં ઉતારી શકે એવી રમતિયાળ શૈલીમાં તેઓ પ્રતિપાદન કરી શકતા હતા. કોઈ પણ વસ્તુનું શબ્દચિત્ર દોરતાં તેને આબેહૂબ તમારી સમક્ષ ખડું કરી દેવાની તેમની શક્તિ હતી. અને છતાં તેઓ આશ્રમમાં રહી દળવા–ભરડવાનું, વીણવા–વીણાવવાનું, વાસણ માંજવાનું, કપડાં ધોવાનું વગેરે કામો પણ એટલાજ રસપૂર્વક કરતા, અને તે કામોને પણ પોતાની સુઘડતા અને વ્યવસ્થાથી દીપાવતા. તકલી કે રેંટિયા પર સુંદર, ઝીણું, એકસરખું વળદાર સુતર તેઓ જ્યારે કાંતતા હોય ત્યારે તે જોઇ રહેવાનું મન થાય એવી રીતે એમનો હાથ ફરતો હતો. ગાંધીજીએ એમને ચૂલો સળગાવવાથી માંડીને કોઇ અતિ મહત્વનો લેખ લખવાનું કે ગવર્નર કે વાઇસરૉયના વિચક્ષણ અને જમાનાના ખાધેલ સેક્રેટરી સાથે અમુક વિષયની વાટાઘાટ કરવાનું કોઇ પણ કાર્ય જ્યારે જ્યારે પણ સોંપ્યું, ત્યારે ત્યારે તેમણે તે કામ એકસરખા ઉત્સાહથી પોતાની તમામ શક્તિ તેમાં રેડીને કર્યું છે. અને લગભગ બધાં જ કામમાં તેમણે પોતાની કામગીરી દીપાવી છે.

પૂ. ગાંધીજીની આકરી કસોટીમાંથી જેઓ પસાર થઈ ગયા અને આશ્રમની કઠોર સાધનામાં પણ કદી પાછળ નથી રહ્યા, તેમનું હૃદય જોવા જઇએ તો ઘણું કોમળ હતું. કોઇનું પણ દુઃખ દૂર કરી શકે એમ હોય તો તેઓ તેમ કરતાં કદિ અચકાતા નહિ. આશ્રમમાં અનેક પ્રકારના લોકો રહેતા હતા; તેમની શક્તિઓ પણ જુદી જુદી હતી અને મર્યાદાઓ પણ જુદી જુદી હતી. આથી ત્યાં અનેક જાતના પ્રશ્નો ઊભા થતા હતા. સ્વાદેન્દ્રિયના સંયમ ઉપર ગાંધીજી કેટલો બધો ભાર મૂકે છે તે વિષે તો જેમણે વ્રતો ઉપરનાં એમનાં લખાણો વાંચ્યાં છે તેમને ખબર છે જ. છતાં ખાવાપીવાનો પ્રશ્ન એવો છે કે માણસોની જુદી જુદી રુચિ હોવાને કારણે એમાંથી અનેક જાતની ગૂંચવણો ઊભી થાય છે. આશ્રમમાં પણ જ્યારે એક રસોડું હતું અને

ત્યાં મસાલા વગરનો પણ સુંદર રંધાએલો પૌષ્ટિક ખોરાક આપવામાં આવતો હતો ત્યારે જેમની સ્વાદેન્દ્રિય વશ નહોતી રહેતી તેમના અનેક પ્રશ્નો ઊભા થતા હતા. આવે વખતે તેઓ કેટલાયે આશ્રમવાસીઓની ઢાલ બનતા અને ગાંધીજીનો રોષ પોતે જ ઝીલી લેતા. તેવી જ રીતે કેટલાક વધારે આગ્રહી આશ્રમવાસીઓ જ્યારે ખાવા–પીવાની ઝીણી ઝીણી વિગતો માટે જેવી કે–'બાપુ આજે મારે દહીં ખાવું કે કેમ?' 'આજે મારે બાજરાનો રોટલો ખાવો કે રોટલી', આવા પ્રશ્નો પૂછી પૂ૦ બાપુજીને હેરાન કરતા અને એમનો સમય લેતા, ત્યારે પણ તેઓ અકળાઇ જતા. જો કે પૂ૦ ગાંધીજીને તો આવા સવાલો ગમતા હતા. છતાં તેમના પર ભારે કામનો બોજો રહેતો હોવાથી મોટે ભાગે તો તેમને રાતના બબ્બે વાગે ઊઠીને કામ કરવું પડતું. આથી બાપુજીને થતો ત્રાસ સ્વ૦ મહાદેવભાઈથી સહન થતો નહિ અને તે કારણે જ તેઓ અકળાતા હતા. પોતાના બધા સાથીઓ પ્રત્યે તેમને સદ્‌ભાવ હતો. તેમની મુશ્કેલીઓ સમજવાનો અને તેમાં મદદ કરવાનો તેઓ હંમેશાં પ્રયત્ન કરતા હતા, છતાં પૂ૦ બાપુજીને કોઇ નાહકનો ત્રાસ આપે ત્યારે એ અકળાતા. પૂ૦ ગાંધીજીના ઐતિહાસિક ઉપવાસો દરમિયાન એ કેટલા ચિંતામગ્ન અને વ્યગ્ર રહેતા હતા, તે તો જેમણે તેમને તે વખતે જોયા હશે તે જ સમજી શકે.

પૂ૦ ગાંધીજી પ્રત્યે તેમની એવી અપૂર્વ ભક્તિ હતી. ગાંધીજીના સિદ્ધાંતોનો, તેમના જીવનની ઝીણામાં ઝીણી વિગતોનો, તેમના મુખમાંથી નીકળતા એક એક શબ્દનો, તેઓ ઝીણવટથી અભ્યાસ કરતા હતા. ગાંધીજીના સિદ્ધાંતોનો અભ્યાસ કરી તેને પોતાના જીવનમાં ઉતારવાનો પણ તેમનો જબરો પ્રયત્ન હતો, અને ગાંધીજીના વખતોવખતના પોતાના સિદ્ધાન્તોને સ્પષ્ટ કરતા પ્રવચનોથી જ્યારે તેમને પોતાની ઊણપોનું ભાન થતું ત્યારે તેઓ ઘણી વખત અકળાતા; પણ એમણે પોતાનો પ્રયત્ન હંમેશાં ચાલુ રાખ્યો હતો. તેમણે સત્ય અને અહિંસાને માર્ગે રાષ્ટ્રસેવા કરવાની દીક્ષા લીધી હતી, અને તેને માટે

જોઈતી શક્તિ અને સંયમ પણ કેળવ્યાં હતાં. તેમનું કુટુંબજીવન આશ્રમનાં બધાં ભાઈબહેનોને આવરી, ઉત્તરોત્તર વિકાસ પામી, દેશના જુદા જુદા પ્રાંતમાં ગાંધીજીના સિદ્ધાંતોને અનુસરનારા અનેક કુટુંબીઓમાં પ્રસરી ગયું હતું. આશ્રમજીવનને અનુકૂળ થવા માટે તેમણે પોતાની ખાનગી મિલકતનો ત્યાગ કર્યો હતો. વ્યવહાર અને રૂઢિથી પર થઈ સમાજ-સેવાનાં અનેક કામોમાં તેમણે પોતાનો હિસ્સો આપ્યો હતો, અને ગાંધીજી-ની આધ્યાત્મિક હૂંફે અનેક રીતે પોતાનું જીવન સાર્થક કર્યું હતું.

ગાંધીજીની છેલ્લાં વીસ વરસની શાંત તેમ જ જલદ, રાજકીય તેમજ સામાજિક, સુધારક તેમ જ ક્રાન્તિકારી, એવી વિવિધ રાષ્ટ્રવ્યાપી પ્રવૃત્તિઓનો ઇતિહાસ, તેની લોકોને ઉપકારક એવી ઝીણી ઝીણી વિગતો સાથે, જો કોઈએ દુનિયાને આપેલ હોય તો તે શ્રી. મહાદેવ-ભાઈએ જ. અને તેને સારુ આખું હિન્દુસ્તાન તેમનું ઋણી રહેશે. છતાં ગાંધીજીનું એક સવિસ્તર જીવન ચરિત્ર તેમણે દુનિયાને આપ્યું હોત તો તે એક અમર કૃતિ નીવડત, અને તેથી હિંદુસ્તાનની પ્રજા પર-દુનિયા પર ભારે ઉપકાર થાત. આવું એક જીવનચરિત્ર લખવાની તેમને ભારે હોંશ હતી. એમની રોજની ભારોભાર પ્રવૃત્તિમાં તેમને એટલો સમય મળી શકે એમ નહોતો; પણ એવા એક સુંદર, સુવિસ્તૃત જીવન ચરિત્રને માટે જોઈતી સામગ્રી તેઓ ભેગી કરતા આવ્યા હતા. ૧૯૩૦-૩૨ સુધીમાં તેમણે ભેગી કરેલી સામગ્રી મારી પાસે આવી હતી. ત્યાર પછી તો ઘણો કાળ વીતી ગયો, પણ હું માનું છું ત્યાં સુધી એ ખ્યાલ તેમના મનમાંથી છેવટ સુધી નીકળી ગયો નહોતો. એમની એ બધી સામગ્રી આજે ક્યાં પડી છે એ હું જાણતો નથી, પણ એમના જેવા ભક્તને હાથે ગાંધીજીનું જીવન ચરિત્ર ન લખાયું એથી હિંદને કેટલી મોટી ખોટ ગઈ છે તે કલ્પી શકાય એમ નથી. પણ કોણ જાણતું હતું કે એમનું આમ અકસ્માત મૃત્યુ થશે, ૭૦ ગાંધીજીને, એમના મિત્રોને, કુટુંબીઓને શોક કરતાં મૂકી તે આમ ચાલ્યા જશે!

—મોહનલાલ મ. ભટ્ટ

## સ્વ. મહાદેવભાઈના જીવન વિષેની કેટલીક નોંધ :

જ્ઞાતિએ અનાવિલ બ્રાહ્મણ. મૂળ વતની દિહણ, તાલુકે ઓલપાડ, જીલ્લે સુરતના. જન્મ તા. ૧-૧-૧૮૯૨ ના રોજ ઓલપાડ પાસેના સરસ ગામમાં. પિતાશ્રીનું નામ હરિભાઇ સુરભાઇ દેસાઇ અને માતુશ્રીનું નામ જમનાબહેન. સ્વ. મહાદેવનું લગ્ન સન ૧૯૦૫ માં જલાલપુર પાસે કાલીઆવાડી ગામમાં શ્રી. દુર્ગાબહેન—સ્વ. ખંડુભાઇ માસ્તરનાં પુત્રી—સાથે થયેલું. પ્રાથમિક કેળવણી જુદે જુદે સ્થળે, માધ્યમિક કેળવણી સુરત હાઇસ્કૂલમાં, અને ઉચ્ચ કેળવણી મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાં. બી. એ. એલ એલ. બી. થયા બાદ અમદાવાદમાં વકીલાત શરુ કરેલી, પરંતુ એમની રસિકવૃત્તિ સાહિત્ય પ્રતિ ખેંચાયેલી રહેતી. શ્રી. નરહરિ પરીખ સાથે સ્વ. ટાગોરની ઉમદા નાટયકૃતિ "ચિત્રાંગદા"નું ભાષાન્તર કર્યું. મૂળ શબ્દનું અર્થ-ગાંભીર્ય સાચવવાની સાથે તેના ભાવની છાયા અને ભેદ દર્શાવવા-ઉતારવામાં તેઓ સિદ્ધહસ્ત હતા. સ્વ. મોર્લીના 'Compromise' નો સફળ અનુવાદ 'સત્યાગ્રહની મર્યાદા' નામે કર્યો. મહાત્માજીના એક અનન્ય શિષ્ય હોવાનું માન તેમને મળેલું. એમની કૃતિઓમાં : 'ચિત્રાંગદા', 'વિદાય અભિશાપ,' 'પ્રાચીન સાહિત્ય' [ ત્રણેય શ્રી. નરહરિભાઇ પરીખ સાથે ] 'અર્જુનવાણી,' 'ગોખલેનાં વ્યાખ્યાનો', 'એક ધર્મયુદ્ધ,' 'સત્યાગ્રહની મર્યાદા,' 'વિરાજ વહુ,' 'ત્રણ વાર્તાઓ,' ગાંધીજીની આત્મકથાનો અંગ્રેજી અનુવાદ-"The story of my Experiments with truth," "With Gandhiji in Indian villages," "With Gandhiji in ceylon," "બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ," "વીર વલ્લભભાઇ," "સંત ફ્રાન્સિસ," "બે ખુદાઇ ખિદમતગાર" વગેરે સુપ્રસિદ્ધ છે, અને એની ગુજરાતી જીવન ઉપર સારી અસર થયેલી છે.

## શ્રીમતી મંજુલાબહેન મહેતા બી. એ.

શ્રીમતી મંજુલાબહેન મહેતા ગુજરાતમાં અગ્રગણ્ય ગણાતા સુધારક સર મનુભાઇ એન. મહેતાનાં ભાણેજ છે. સર મનુભાઇના પિતાશ્રી નંદશંકર તુલજાશંકર. તેમણે ગુજરાતી સાહિત્યમાં 'કરણઘેલો' એ નામની સુંદર ઐતિહાસિક નવલકથા લખી છે. એવા એક સાહિત્ય-પ્રેમી નંદશંકરભાઇનાં તે દૌહિત્રી છે.

તેમનાં માતુશ્રી પૂજ્ય સુલોચનાબહેન આજથી દશકા પૂર્વે જ્યારે આપણા સમાજમાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ ઓછું હતું ત્યારે તે બહેન ગુજરાત તથા અન્ય પ્રાંતોમાં ફરી, સામાજિક વિષયો પર ભાષણો આપી, સ્ત્રીઓમાં જાગૃતિ ફેલાવતાં હતાં. આવાં એક સંસ્કારી માતાનાં તેઓ પુત્રી છે.

તેઓએ નાનપણમાં અંગ્રેજી ધોરણ ચોથા સુધી અભ્યાસ કર્યો હતો, પરંતુ ચોવીસ વર્ષે વિધવા થયા બાદ તેમણે પોતાનો અભ્યાસ વધાર્યો. એ વખતે તેમની મોટી ઉંમર ઉપરાંત કુટુંબનો સર્વ ભાર પોતા પર હોવા છતાં ખંતથી અભ્યાસ કરી વડોદરામાં સને ૧૯૨૬માં બરોડા કૉલેજમાં બી. એ. સેકન્ડ કલાસની પદવી મેળવી હતી.

ત્યારબાદ તેમણે વડોદરા મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલમાં લગભગ બે વર્ષ ફર્વે એન્ટ્રેન્સ કલાસનાં શિક્ષિકા તરીકે અને આખી સ્કૂલનાં સંગીત શિક્ષિકા તરીકે કામ કર્યું હતું.

સને ૧૯૨૮માં તેઓ રાજકોટની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેનનાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ તરીકે નીમાયાં, ત્યારથી આજ પર્યંત તેઓ એ સ્થાનને શોભાવી રહ્યાં છે.

તેઓમાં કુદરતદત્ત સુમધુર કંઠ છે તેથી, તેઓ સંગીતમાં સારો રસ ધરાવે છે, ઉપરાંત તેમણે સંગીતનો ઠીક અભ્યાસ કર્યો છે. આખા કાઠિયાવાડની કન્યાશાળાઓમાં સંગીતનું જે સુંદર વાતાવરણ (રાસ, અભિનય ગીત વગેરે) આપણે જોઈએ છીએ, તેનાં મોટે ભાગે તેઓ જ પ્રેરક છે. કારણકે અહીંથી જે વિદ્યાર્થિનીઓ જાય છે તે બીજરૂપે એ સંસ્કાર અહીંથી લઈને જ જાય છે.

સંગીતકાર્ય ઉપરાંત શિક્ષણકાર્યમાં પણ તેઓ સારો રસ ધરાવે છે. અહીં આવ્યા બાદ સને ૧૯૩૦માં તેમણે કાઠિયાવાડની સ્ત્રી-શિક્ષિકાઓનું સંમેલન ભર્યું હતું અને સને ૧૯૩૫ માં બા. ટ્રે. કૉલેજના કનકોત્સવનો ભવ્ય સમારંભ તેમની જ પ્રેરણાથી ઉજવાયો હતો. આ બન્ને ભવ્ય પ્રસંગે સ્ત્રીઓમાં સ્વમાન તથા સ્વતંત્ર વ્યકિતત્વની પ્રેરણા જગાવનાર તેઓ છે. તેમણે પોતાની શુભ લાગણીથી તથા પ્રેરણાથી એ બન્ને પ્રસંગોને ભવ્ય બનાવ્યા હતા.

મંજુલાબહેને અહીંના જાહેર જીવનમાં પણ ઠીક ભાગ લીધો છે. રાજકોટની સાહિત્ય સભાના ઉપમંત્રી તરીકે તેમણે ત્રણ વર્ષ કામ કર્યું હતું, ત્યારે અવારનવાર ભાષણો દ્વારા જાહેર જનતાને પોતાના જ્ઞાનનો ઠીક લાભ આપ્યો હતો.

આ ઉપરાંત 'શારદા' માસિકમાં પણ કયારેક કયારેક સામાજિક વિષયો પર લેખ આપી સાહિત્ય સેવા પણ કરી રહ્યાં છે. તેઓ જ્ઞાતે નાગર છે. તેમને સંતાનમાં એક પુત્ર તથા એક પુત્રી છે, બન્નેને યોગ્ય કેળવણી આપી સુમાતા તરીકેની ફરજ પોતે બજાવી છે.

કાઠિયાવાડના ગામડે ગામડે કન્યા-કેળવણીની જે નાની-મોટી દીવીઓ પ્રકટી છે, તેમાં દીવેલ પૂરનાર આ મહત્ત્વની સંસ્થાનાં મુખ્ય અધિષ્ઠાત્રી તરીકે શ્રી. મંજુલાબહેન સુંદર સેવા કરી રહ્યા છે.

**—ગોદાવરી જીવાભાઇ પટેલ**

# શ્રી. મૂળશંકર ઉમિયાશંકર દવે બી. એ.



ગુજરાતની ઉત્તર સરહદે આવેલી નાનાં દેશી રાજ્યોની બનેલી સાબરકાંઠા એજન્સિ, રેલ્વે, તાર જેવાં સાધનો અને આધુનિક પ્રગતિના પવનથી હજીએ ઘણે ભાગે રહિત છે. ત્યાંના કેળવણીખાતાના ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની જગાએ રહીને છેલ્લાં નવ વર્ષોથી પ્રગતિનો ઠીક ઠીક પરિચય અપાવી રહેલા શ્રી. મૂળશંકરભાઇ ઉમિયાશંકર દવેનું ટૂંક જીવનવૃત્તાંત નીચે આપવામાં આવે છે:

તા. ૨૦-૧૦-૯૮માં બરોડા સ્ટેટ તાબે નાંદોલ ગામમાં ઔદીચ્ય સહસ્ત્ર જ્ઞાતિમાં, પિતા ઉમિયાશંકર ભાઇશંકર દવે અને માતા જીવકોરના સૌથી મોટા પુત્ર તરીકે મૂળશંકરભાઇનો જન્મ થયો. તેમનાથી નાના બે ભાઇઓ જેઠાલાલ અને કેશવલાલ, અને બહેન ગોદાવરી, પૈકી જેઠાલાલ બે વર્ષ પર ગુજરી ગયા છે. તેમના પિતા ઉમિયાશંકરભાઇ દવે બરોડા સ્ટેટના કેળવણીખાતામાં ટૂંક પગારે શિક્ષક હતા. પોતાના બે ઓરમાન ભાઇ, ચાર બાળકો અને પત્ની સહિત ૮ માણસોના કુટુંબનિર્વાહની જવાબદારી વહન કરતા તેઓ, આર્થિક તંગીમાં જીવનનાવ ચલાવતા હતા. આર્થિક મુશ્કેલીઓને

લીધે મૂળશંકરભાઇને ગુજરાતી છ ધોરણ ભણી રહીને અભ્યાસ બંધ કરવાનો સમય આવ્યો હતો. તે વેળા મધ્યપ્રાંતમાં બાલાઘાટ જિલ્લામાં મેંગેનીઝની ખાણોમાં પિતાશ્રીને વધુ પગારની નોકરી મળવાથી કેળવણીખાતું છોડી જવાનું થયું. ત્યાં છ એક માસ સ્ટાફના સ્નેહીજનો પાસે ખાનગી અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. અને અંગ્રેજી ભણવાની પ્રકટેલી તીવ્ર જિજ્ઞાસાને લીધે તેર વર્ષની વયે અમદાવાદ જઇ પ્રાર્થના સમાજ સંસ્થા તરફથી ચાલતી અંગ્રેજી સ્કૂલમાં ત્રણ ધોરણનો અભ્યાસ કર્યો. તે વેળા પણ પૈસાની મુશ્કેલી ચાલુ જ હતી, તેથી મેટ્રિકના વિદ્યાર્થીઓની જોડે રહીને, હાથે રાંધીને અને હાથે જ ઘરનું કામકાજ કરીને તેમને ભણવું પડતું. પછી માતુશ્રીને નાંદોલ આવવાનું થતાં તેઓ વતનમાં ગયા, અને વતનથી બે ગાઉ દૂર દહેગામની ચાર અંગ્રેજી ધોરણવાળી મિડ્લ સ્કૂલમાં રોજ ચાલીને ભણવા જવા માંડયું અને ધો. ચોથું પાસ કર્યું. પછી તે સ્કૂલના હેડમાસ્તરની ભલામણથી પાટણ હાઇસ્કૂલમાં દાખલ થઇ પાંચમું અને છઠ્ઠું ધોરણ ત્યાં પૂરું કર્યું. મેટ્રિકમાં આવ્યા ત્યારે પિતાશ્રીને તબિયત નરમ થવાથી નોકરી છોડી અમદાવાદ આવવું પડયું, અને આરામ થયા પછી તેમણે અમદાવાદમાં જ નોકરી શરૂ કરી. તેથી મૂળશંકરભાઇએ પણ અમદાવાદની ટ્યુટોરિયલ હાઇસ્કૂલમાં અભ્યાસ કરી મેટ્રીકની પરીક્ષા આપી.

પિતાશ્રીને આઠ માણસોના કુટુંબના નિર્વાહની મુશ્કેલી પડતી જોઇ મૂળશંકરભાઇને અભ્યાસ છોડી દેવાની જરૂર પડી. પણ તેમના એક સહાધ્યાયીના સહાનુભૂતિભર્યા પ્રોત્સાહનથી અને તેણે અપાવેલા ટ્યૂશનની મદદથી તેમણે ગુજરાત કૉલેજમાં દાખલ થવાની હિંમત કરી.

કૉલેજમાં ભણતા હતા તે દરમિયાન તેઓ સવારમાં બે ત્રણ કલાક ખાનગી ટ્યૂશન આપવા જતા. રાત્રે પણ બે કલાક સમસ્ત ગુજરાત વિદ્યાફંડની રાત્રિશાળામાં ભણાવવા જતા. એ રીતે કુટુંબ નિર્વાહનો અને પોતાના કૉલેજના ખર્ચનો બોજો વહન કરતાં એમણે

કૉલેજમાં બે વર્ષ પસાર કર્યાં. પણ ઇન્ટરમાં નિષ્ફળ જવાથી કૉલેજ છોડી, શેઠ બી. પી. જૈન ડી. વી. ઇંગ્લિશ સ્કૂલમાં રૂા. ૪૦)ના પગારે નોકરી લેવી પડી. તે વેળા પણ ટયૂશનો અને રાત્રિશાળામાં ભણાવવું ચાલુ હતું. એ દરમિયાન સને ૧૯૧૯માં તેમનું પોતાના વતનમાં લગ્ન થયું. તેમનું પરિણીત જીવન સુખી હોઇ સંતતિમાં સંસ્કાર સંપન્ન એક પુત્રી છે, જે હાલ પરણાવેલી છે.

એ ટયૂશનો પૈકીનું એક ખાનદેશ જિલ્લાના કલેકટર એ. એ. કુરેશીનાં છોકરાંનું ટયૂશન હતું. તે કુરેશીના ભાઇ મહીકાંઠાના કેળવણીખાતામાં ડેપ્યુટિ એજયુ૦ ઇન્સ્પેક્ટર હતા. એક વખતે છોકરાં સાથે તેમને ત્યાં સાદરા આવવાનો જોગ મૂળશંકરભાઇને આવ્યો. ડે. એ. ઇ. સાહેબે પોતાના ભત્રીજાઓના ટયૂશનથી સંતોષ પામી તેમને સાદરા મિડલ સ્કૂલના હેડ માસ્તર તરીકે સાદરાના શાંત, ગ્રામ્ય જીવનમાં આવવા આગ્રહ કર્યો. સ્કૂલનો પગાર વધારવાની સ્કીમ ઘડાતી હતી તેનો લાભ આપી ૫૦-$\frac{5}{2}$-૧૦૦ના ગ્રેડમાં સને ૧૯૨૧ના નવેમ્બરમાં તેમને સાદરા મિડલ સ્કૂલના હેડમાસ્તર તરીકે નીમ્યા. સાથે વી. એમ. લાયબ્રેરીના લાયબ્રેરીઅન તરીકે પણ તેમને કામ કરવાનું હતું. તે વેળા તેમણે પિતાશ્રીને નોકરી છોડાવી દઇ આખા કુટુંબના નિર્વાહની જવાબદારી પોતાને શિર લઇ લીધી. ૪૦ છોકરા અને ૪ ધોરણવાળી સ્કૂલ તેમના વખતમાં ૧૦૦ છોકરા અને ૫ ધોરણવાળી વ્યવસ્થિત બની. શિક્ષકોની સંખ્યા અને ગ્રેડ વધારવામાં આવ્યાં અને શાળાનું મકાન પૂરતું ન થતાં તેને વધારવામાં આવ્યું.

ખાતામાં અંગ્રેજી જાણનાર ન હોવાથી ગ્રેજયુએટ થતાં ભવિષ્યમાં ડે. એ. ઇ.ની જગા મળે તેવો સંભવ હોવાથી ઘેર અભ્યાસ કરી ઇન્ટર આર્ટ્સમાં 'એકસ સ્ટુડન્ટ' તરીકે પરીક્ષા આપી. ૧૯૨૪માં પાસ થયા. અને પછી બી. એ. થવા માટે બે વર્ષની રજા લઇ ગુજરાત કૉલેજમાં જોડાયા. ફરી પાછા ખાનગી ટયૂશનોથી ખર્ચની અને કુટુંબનિર્વાહની જોગવાઇ કરતા. સને ૧૯૨૭માં બી. એ. થયા. તેમના

બહોળા કુટુંબના નિર્વાહની મુશ્કેલીઓ છતાં આગળ વધવાનો તેમનો ઉત્સાહ અદમ્ય હતો, તેથી સને ૧૯૩૦-૩૧ માં બી. ટી. થવા માટે બૅાગ્બે સેકન્ડરી ટ્રે. કૅાલેજમાં દાખલ થયા, અને બી. ટી. ના પહેલા ભાગની પરીક્ષા આપી, પણ બીજા ભાગની પરીક્ષા માટે જવાની સગવડ ન મળી. આ વખતે બી. ટી. માં જવાની સગવડ ખાતર તેઓ ઇડર હાઇસ્કૂલમાં સને ૧૯૩૧-૩૨ માં એક વર્ષ નોકરી કરી આવ્યા હતા. છેવટે ઈ. સ. ૧૯૩૩ના ફેબ્રુઆરિમાં તેમને ડે૦ એ૦ ઈ. ની જગા મળી. અને તેજ સાલના ઑગસ્ટ મહીનામાં બનાસકાંઠાની સ્કૂલો પણ મહીકાંઠા સાથે મળી ગઇ. બંને એજન્સિઓ એકત્ર થઈ ને તેને 'સાબરકાંઠા એજન્સિ' નામ આપવામાં આવ્યું. ત્યારથી આજ સુધી દસ વર્ષ થયાં તેઓ સાબરકાંઠા એજન્સિના એક શક્તિશાળી છતાં શાંત અને મિલનસાર ડેપ્યુટિ એજ્યુ૦ ઇન્સ્પેકટર તરીકે પોતાની કારકિર્દી દીપાવી રહ્યા છે.

ઊંટ કે ગાડાંની મુશ્કેલીભરી મુસાફરીથી જ જઇ શકાય તેવી, આધુનિક સુધારાનો પવન જ્યાં સ્પર્શ્યો ન કહેવાય તેવી, અને કેળવણીમાં ઘણી પછાત, એવી એજન્સિની લગભગ દોઢસો સ્કૂલોમાં તેમણે પોતાની નવ વર્ષની ટૂંક કારકિર્દીમાં આધુનિક નવચેતનનો ઓપ આપવાને દેશ–કાળ અને સાધનો અનુસાર ઠીક ઠીક પ્રગતિ પ્રકટાવી છે, તેની સંક્ષિપ્ત નોંધ અહીં અસ્થાને નહિ ગણાય.

શ્રી. મૂળશંકરભાઇની દસ વર્ષની ટૂંકી કારકિર્દી દરમિયાન એ પછાત ભૂમિમાં પણ ૧ મિડ્લ સ્કૂલ, ૧૦ પ્રાથમિક શાળાઓ, ૭ કન્યાશાળાઓ, અને ૯ અંગ્રેજી કલાસોનો વધારો થયો. ટ્રેઇન્ડ શિક્ષકો માત્ર ૯૪ ની સંખ્યામાં હતા, તેને બદલે અત્યારે તેમની સંખ્યા ૧૫૨ છે. ટ્રેઇન્ડ શિક્ષિકાઓની સંખ્યા તો નહિ જેવી એટલે ૮ નીજ હતી, તે વધીને હાલ ૨૬ ની થઇ છે. ઉપરાંત શિક્ષકોના ગ્રેડેશનમાં પણ સુધારો થતો ચાલ્યો છે. નવો શિક્ષક શરૂઆતમાં રૂા. ૧૦)ના પગારથી દાખલ કરવામાં આવતો, તેને બદલે રૂા. ૧૫)થી શરૂ કરવાનું ઠરાવ્યું. અલબત્ત આ

બધામાં સાબરકાંઠા સ્ટેટોના નામદાર ઠાકોર સાહેબો, અને મે. પો. ઇ. સાહેબો તથા વે. ઈ. સ્ટે. એ. ના મે. એ. ઑ. સા. નો તેમને સારો સહકાર મળેલો હતો, તેથી જ આ પ્રગતિ કરવામાં ઘણી સગવડ થઇ શકતી હતી.

તેમણે સરક્યુલેટીંગ લાયબ્રેરી (ફરતાં પુસ્તકાલય)ની યોજના કરી સાહિત્યના પ્રવાહો ગ્રામ્યસ્કૂલોમાં વહેતા કર્યા. સ્કાઉટિંગની તાલીમ દરેક સ્કૂલમાં મળી શકે માટે ડીસ્ટ્રીકટ સ્કાઉટ માસ્તરની નવી જગો ઉઘાડી અને છેવટે ત્રણેક વર્ષ ઉપર સાદરામાં સ્કાઉટ કેમ્પ ખોલાવી વે. ઈ. સ્ટે. એ. ના ડીસ્ટ્રીકટ સ્કાઉટ માસ્તર, મે. એજ્યુ. ઓ. સા. રાવ સાહેબ એમ. એમ. દ્વિવેદી, હંટર ટ્રે. કૉ. ના પ્રિન્સિપાલ મે. કચ્રેયા સા. અને બીજા ત્રણ સ્કાઉટ માસ્તર સાહેબોને આમંત્રી, તેમની પાસે સાબરકાંઠાના ૩૩ શિક્ષકોને ૧૦ દિવસની કિંમતી તાલીમ અપાવી, સ્કાઉટિંગના પ્રવાહને દરેક શાળામાં પહોંચાડવા પ્રયાસ કર્યો. સ્કાઉટિંગ અને શારીરિક તાલીમને શાળાઓમાં ફરજિયાત કરીને સ્કૂલના અભ્યાસક્રમમાં જ તેને સ્થાન આપ્યું. ગરીબ શિક્ષકોને બદલી વખતે મળતા કંગાલ ટ્રાવેલીંગ એલાઉન્સનો દર બમણો કરી આપ્યો. પ્રમોશનના નિયમો નક્કી કરી ડીરેકટરી છપાવવવાની ગોઠવણ કરી. બનાસકાંઠાના શિક્ષકો માટે સતત મહેનત કરી પેન્શન સ્કીમ કરી મંજૂરી માટે મોકલી, તેઓને માટે મહાન આશીર્વાદરૂપ કાર્ય કર્યું. ઘણી સ્કૂલોનાં અગવડભર્યાં અનારોગ્ય મકાનોને બદલે નવાં, વિશાળ, આરોગ્યપ્રદ અને સુંદર મકાનો બંધાવ્યાં. સ્કૉલરશીપો અને ઇનામો માટેનાં ફંડો ઊભાં કરી, વિદ્યાર્થીઓને અભ્યાસમાં હરિફાઇ અને ઉત્સાહ બક્ષ્યાં. સાદરા કન્યાશાળામાં સંગીત માસ્તરની નવી જગો ઉઘાડી. મોડાસા વ્યાયામ વર્ગમાં અને પ્રાંતીજ સ્કાઉટ કેમ્પમાં પણ તાલીમ લેવા શિક્ષકોને મોકલ્યા.

પરીક્ષા વખતે શિક્ષકો સાથે સહાનુભૂતિભરી ચર્ચા કરી, નવી શિક્ષણપદ્ધતિ અને માનસશાસ્ત્ર વિષે પોતાનાં જ્ઞાન અને અનુભવોનો લાભ યોગ્ય સ્થળે તેઓ આપતા. તેમના પ્રોત્સાહન અને પ્રેરણાથી

સાદરા મિડ્લ સ્કૂલના વિદ્યાર્થીઓએ છેલ્લાં સાત વર્ષમાં ત્રણ વખત સંપૂર્ણ સફળ નાટ્યપ્રયોગો ભજવી બતાવી પોતાની વિકસતી જતી શક્તિનું દર્શન કરાવ્યું.

આ સમય દરમિયાન તેમને મોટી કૌટુમ્બિક ઉપાધિઓ તો આવ્યા જ કરી હતી. નાનાં બહેન બાળવિધવા થયાં, નાના ભાઇ અને ભાભી ક્ષય રોગમાં પકડાયાં અને બાર માસ સુધી અવિરામ શ્રમ અને દવાઓમાં પૈસાની બરબાદી કરવાને અંતે પણ તેઓ બચવા ન પામ્યાં, અને તદ્દન નાની બે બાળકીઓને ભાઇના આશ્રયે છોડી દેવલોક પામ્યાં. સૌથી નાના ભાઇ કેશવલાલ ૨૦ વર્ષથી સંધિવાની પીડાથી ઘણીવાર પથારીવશ તો કોઇવાર માત્ર હરીફરી શકે તેવી સ્થિતિમાં તેમના જ આશ્રયે રહેતા હતા. વૃદ્ધ માતપિતાની આમન્યા પાળતાં આવી મહાન જંજાળોની વચ્ચે પણ તેઓએ પોતાના કર્તવ્યક્ષેત્ર તરફ દુર્લક્ષ થવા દીધું નહોતું.

પોતે જાતે ટૅનિસ, ક્રિકેટ વગેરે અંગ્રેજી રમતો તેમજ અખાડાની દેશી રમતોના શૉખીન હોવાથી સ્કૂલોમાં પણ ઠેકઠેકાણે ક્રિકેટ, ફુટ-બૉલ, હૉકી, વૉલીબોલ, ડ્રીલ, લાઠી, સ્કાઉટિંગ વગેરે દ્વારા શારીરિક કેળવણી માટે તેમણે સારો રસ ઉત્પન્ન કર્યો છે.

કોઇ જાતના બાહ્યાડંબર કે ડોળ સિવાય કર્તવ્યના જ એક માત્ર ભાનથી, પોતાને ન્યાય લાગે તે પ્રમાણે દૃઢતાથી, અને સમભાવથી તેમણે ૧૫૦ નિશાળોનું અણઘડાયલું તંત્ર વિકસિત કરવા યથાશક્તિ યત્ન કર્યા કર્યો છે. યોગ્ય અને શક્તિશાળી શિક્ષકોને પ્રોત્સાહન મળે તેવા તેમના વર્તનથી, સ્કૂલોમાં વિવિધ કલા પ્રવૃત્તિ પ્રકટે તેવું જોવાની તેમની ઇચ્છાથી, શિક્ષકોને શકય એટલી રાહત અપાવવાની દયાવૃત્તિથી અને સાથે હલકી ખટપટોની વચ્ચે તટસ્થવૃત્તિ જાળવવાથી તેમણે પોતાનું સુકાન સફળતાપૂર્વક દોરવા યથાશક્તિ યત્ન કર્યો છે, એમ નિષ્પક્ષપાતી તટસ્થ માણસ અભિપ્રાય આપ્યા વિના રહેશે નહિ.*

* 'મળેલું'

## સ્વ. મોતીભાઇ અમીન : એક મૂંગા સેવક :



સદ્‌ગત મોતીભાઇ નરસીભાઇ અમીનનું નામ સમગ્ર ગુજરાતમાં તેમની પુસ્તકાલય પ્રવૃત્તિ માટે સુવિખ્યાત છે. દરબારશ્રી ગોપાળદાસના વતન વસોમાં જન્મેલા આ સપૂતે ખરેખર તેની વિવિધ શક્તિઓથી પોતાના કાર્યપ્રદેશ ચરોતરને ખાસ મહિમાવંતું ને માનવંતું કર્યું છે. મર્હુમ મોતીભાઇ સાહેબથી ગુજરાત આજે ગૌરવ અનુભવે છે, પણ તેથી રખે કોઇ એમ માને કે તેમનામાં 'અસાધારણ બુદ્ધિ કે શક્તિની પ્રસાદી' હતી. સામાન્ય શક્તિના આ પુરુષમાં જો કોઈ વિશિષ્ટતા હોય તો તે તેની સંસ્કારિતા અને સેવાભાવના જ છે. સહૃદયતા, તન્મયતા, નિખાલસતા, નીડરતા ઇત્યાદિ કેટલાક ગુણોના સમુદાયને તેમણે આચરણબળે અધિક અંશે પોતીકા કર્યા, અને તેથી જ તેમનું વ્યક્તિત્વ યોગ્ય કાળબળે અનેકશઃ વિકસી ઊઠયું.

ઇ. સ. ૧૮૭૩માં જન્મેલા મોતીભાઇ લગભગ ૬૫ વર્ષનું આયુષ્ય ભોગવી ઈ. સ. ૧૯૩૯ના ફેબ્રુઆરીમાં પરલોક ચાલતા થયા.

આયુષ્યનાં છેલ્લાં વર્ષોમાં મરણીઆ યોદ્ધાના જુસ્સાથી તેમણે પોતાની સેવાપ્રવૃત્તિઓ એવી તો વિસ્તારી હતી કે યમદેવ જો જાતે તેડવા આવે તો તેમને પણ થોડો વખત થોભી જવું પડે; કારણ કે પરલોકપ્રયાણની તૈયારી કરવા જેટલીયે તેમને ફુરસદ નહોતી ! સાર્વજનિક કાર્યોમાં જ સતત મચ્યા રહેનાર અમીન સાહેબે પોતાનું સ્વત્વ જાહેર પ્રવૃત્તિઓમાં જ પિગળાવી દીધું હતું. "મને ચાહતા હો તો મારા કામને ચાહજો" એમ કહેનાર આ સેવકનું કામ "જ્યાં અંધારૂં હોય ત્યાં અજવાળું કરવાનું હતું." [૧]

ગુજરાતમાં ત્યારે નર્મદયુગ હતો. જોમનભર્યો 'જોસ્સો,' તેની સતત જાગ્રત સેવાભાવના, તેની નિઃસીમ નીડરતા, સમગ્ર ગુજરાતને એક અને અવિભાજ્ય સત્ત્વ તરીકે નીરખીને તેને ગરવી બનાવવાનું તેનું સુભગ સ્વપ્નઃ આ બધાંનાં પ્રતિબિંબ ત્યારે ગુજરાતના કિશોરો ને યુવકો ઉપર પડતાં હતાં. વિશેષમાં, પૂનાની કેળવણીવિષયક ને સામાજિક સેવા પ્રવૃત્તિઓ એટલે દૂરથી પણ ગુજરાતમાં તેમના પડઘા પાડતી હતી; તેના રાનડે, ગોખલે અને ટિલકથી. ગુજરાત ત્યારે "નિષ્ક્રિયતા, નિર્માલ્યતા ને નિરાશાની ગાઢ નિદ્રા તજી જાગૃતિમાં આવતું હતું," તેના નર્મદ, દલપત ને ગોવર્ધનરામથી; તેના દાદાભાઇ, દયાનંદ અને ભોળાનાથથી. [૨] ઈંગ્રેજી કેળવણી ત્યારે તેની મોહક પગલીએ સૌને આકર્ષતી હતી. નવીન વાતાવરણ ગુજરાતના નવજુવાનોને ખાસ આમંત્રતું ને મુગ્ધ કરતું હતું. તંદ્રા અને સુષુપ્તિ, જાગૃતિ ને પ્રવૃત્તિને માર્ગ આપે તેવો આ સંક્રાન્તિકાળ હતો. ને આ

---

૧ જુઓ 'મોતીભાઇ અમીનઃ જીવન અને કાર્ય' એ પુસ્તકનાં શરૂઆતનાં પૃષ્ટ. ક્વચિત્ કોઈક હકીકત પરિચયકારે આ પુસ્તકમાંથી આભાર સાથે લીધી છે.

૨ આ લેખની આવી કોઇક હકીકત ને શબ્દસામગ્રી 'સાહિત્યને ઓવારેથી' નામના આજ લેખકના પુસ્તકમાં પ્રકટ થયેલ મોતીભાઈ અમીન ઉપરના લેખોમાંથી લેવામાં આવી છે.

સમયમાં જ જન્મેલા મોતીભાઇ જેવા કિશોરો પર ઇંગ્રેજી કેળવણીએ જાદુઇ ભુરકી નાખી હતી.

મોતીભાઇને બાલ્યાવસ્થામાં સન્માર્ગે વાળનાર ને ઘડનાર બાહ્ય તત્ત્વો તે કુટુંબનું વાતાવરણ, અને ડાહ્યાભાઇ પુરોહિત તથા ભલાભાઈ જેવા સન્મિત્રોની મંડળી હતાં. પણ તેમનાં ચારિત્ર્ય ને સંસ્કાર ઘડવામાં કોઇએ જો મહત્ત્વનો ફાળો આપ્યો હોય તો તે છે તેમની વિચારશુદ્ધિ ને આચારશુદ્ધિ. જીવનભર તેઓ વિશુદ્ધ વિચારના ચિંતક હતા, ને ઝીલેલા વિચારને યથાશક્તિ આચરણમાં ઉતારવા મથનાર આગ્રહી માનવી હતા.

મોતીભાઇ એટલે મર્યાદિત અભિલાષા, પરિમિત કલ્પના, ચોક્કસ વિચારસરણી અને અપરિમિત સંકલ્પબળ. મોતીભાઇ એટલે ગગનવિહારી ગરુડરાજ નહિ, પણ વળી વળીને ધરતી ઉપર પગ માંડી નૃત્ય કરનાર અને દિગન્તોને પોતાની કેકાથી ભરી દેનાર મોરલો. ઊંચે ઉડે ત્હોયે પાછો ધરતી ઉપર જ તે પાય માંડે. અમીન સાહેબમાં પોતાની સહજ શકિતઓને, વિષમ સંયોગોને, આમવર્ગની મનોદશાને અને વાસ્તવિક વિઘ્નોને સમજવાની તીવ્ર પરખશકિત હતી. પોતે સંગીન ને અઠંગ કાર્યકર્તા રહ્યા એટલે પોતાથી હાથમાં ન લેવાય, આચરણમાં ન ઉતારાય, કે અન્યને આંજી દેવા છતાં ય કેવળ સિદ્ધિવિહોણાં રહે તેવાં મહાભારત કાર્યો કે ઉત્તુંગ યોજનાઓને તે બાજુએ જ રાખતા, અને નાનાં પણ સિદ્ધિક્ષમ કાર્યને જ મહત્ત્વ આપતા. આમ મોતીભાઇ એટલે વનરાજની વિશાળ ફાળ નહિ, ગરુડનું ગગનગામી ઉડ્ડયન નહિ, પણ મર્યાદિત ને મનોરંજક મયૂરગતિ.

જીવનભર અડગ સેવક જ રહેલા મોતીભાઇની વિરલ ગુણસમૃદ્ધિ લક્ષ ખેંચે તેવી છે. ઉદાત્ત વિચાર, સદાચરણનો શૉખ, દૃઢ સંકલ્પબળ, સહૃદયતા અને નીડરતાઃ આ પાંચ ગુણોએ મોતીભાઇના વ્યક્તિત્વને આકર્ષક રીતે ઘડયું છે. મોતીભાઇ એટલે સત્યનિષ્ઠા, દંભ અને અનીતિને પડકાર, બીરુતા અને જૂઠનો ત્યાગ. આ બધા ગુણોએ

પ્રાબલ્યથી બે વિશેષ ગુણ તેમનામાં પ્રકટાવ્યા અને તેમની માનવતાને ઊજાળી: સેવાભાવના અને ત્યાગવૃત્તિ. આપણે કેમ સુધરીએ, ભાઇઓ કેમ કેળવાય, સમગ્ર પ્રજા કેમ ઉન્નત બને: આ પ્રશ્નોએ તેમના મગજને સભર ભરી દીધું. પરિણામે તેમની સંતોષજનક આર્થિક સ્થિતિ ને ગૃહસ્થજીવનની મર્યાદિત જવાબદારી: આ બે તત્ત્વોએ તેમને મદદ કરી ને તેમનામાં ત્યાગવૃત્તિ સ્ફુરાવી. પાસે જે કાંઇ વધારાનું વિત્ત હોય કે શકિત હોય તેનો લોકસેવામાં જ વિનિયોગ કરવાની તેમણે ટેવ પાડી, અને આમ સ્વાર્પણથી જ કેટલીયે નવી જાહેર પ્રવૃત્તિઓનો આરંભ કર્યો, અને કેટલાંયે સેવાકાર્યને વેગ આપ્યો. તેમના જીવન ઉપર આ જ સૂત્ર મુખ્યત્વે પ્રભુત્વ ભોગવે છે.

આ ગુણસમૃદ્ધિ તેમની કિશોરાવસ્થામાંથી જ અંકુર રૂપે દેખા દે છે. નાનપણથી જ તેમને સારાં પુસ્તકો વાંચવાના, જાહેર પુસ્તકાલયો વસાવવાના અને તેને સમૃદ્ધ બનાવવાના મનોરથ છે, ને તેમને તે સંઘબળે અવનવી યોજનાથી મૂર્ત્ત કરે છે. મોતીભાઇ એટલે સહકાર, ભાઇચારો ને ક્રિયાસિદ્ધિ.

અમીન સાહેબની કાર્યસિદ્ધિ સમજવા માટે તેમની વિલક્ષણ કાર્યપદ્ધતિ નોંધવા જેવી છે. નડિયાદના પાટીદારોની વંશાવળી સેવાદષ્ટિએ છપાવવાના કોડ તેમણે ત્યાંના બે પક્ષો વચ્ચે કજીઆનાં ઊંડાં મૂળ નાખવાના નિમિત્તભયથી જતા કર્યા. તેમની કાર્યપદ્ધતિ સહકાર ને ભાઈચારાની છે, નહિ કે કલેશ અને દુશ્મનાવટની. કોઇને કદાચ આમાં ભીરુતા કે મોળાપણું પણ ભાસે. દંડાબાજી ઉડાવનાર પોતીકો પક્ષ સ્થાપી 'ડંગોરીઆ નેતા' બનવાનો અહંભાવ તેમનામાં હતો જ નહિ, અને આથી પોતાનાં સમય અને શક્તિનો દુર્વ્યય થતો તે બચાવી લેતા. પક્ષાપક્ષી કે વાદાવાદીથી દૂર રહી હંમેશાં તેઓ પોતાની શક્તિઓને વધુ કાર્યસાધક બનાવવાની કાળજી ને કુનેહ દાખવતા. પરિણામે તેમનાથી દૂર ભાગનારાઓ અને તેમના કહેવાતા વિરોધીઓનો પણ તેમને કાળબળે કિંમતી સહકાર મળી રહેતો.

મોતીભાઈની જાહેર સેવાપ્રવૃત્તિનો પ્રસિદ્ધ અને વ્યવસ્થિત આરંભ તો તેમનો જીવનક્રમ નીરખતાં જણાય છે તેમ શિક્ષકવૃત્તિથી જ થયેલો છે. શિક્ષક થતાં વેંત તેમનામાં કેળવણી માટેની સાચી ધગશ, વિદ્યાર્થીઓને ઉત્કૃષ્ટ રીતે ઉપયોગી થવાની સેવાવૃત્તિ અને આદર્શ શિક્ષક થવાના વાત્સલ્યભર્યા કોડ પ્રકટી ઊઠે છે. ક્યાંયે તેમાં લોભનો અંશ નહિ, સ્વાર્થની છાંટ નહિ, અહંભાવની માત્રા નહિ. શિક્ષણને અંગે જ તેઓ છાત્રાલયના ગૃહપતિ થયા, ઉત્સાહી ગ્રંથપાલ બન્યા અને આદર્શઘેલા કેળવણીકાર થતા ગયા. પેટલાદની હાઈસ્કૂલ અને તે વખતનું ત્યાંનું 'બોર્ડિંગ હાઉસ' તેમના સંગીન કાર્ય ને લીધે 'સેવાનું અજોડ અને આકર્ષક ધામ' બન્યાં હતાં. આગળ ઉપર, આમ વિદ્યાર્થીઓને ઉપયોગી થતાં થતાં નિરક્ષરને અક્ષરજ્ઞાન આપવાની, પુસ્તકાલય વડે અક્ષરજ્ઞાન પામેલાંનું જ્ઞાન ટકાવવાની અને એવી બીજી કૈં કૈં યોજનાઓ મોતીભાઈના હૃદયમાં ઊગે છે, અને મૂર્ત સ્વરૂપે પ્રકટી ઊઠે છે. તેમનું સદ્‌ભાગ્ય હતું કે તેમની નોકરી વડોદરા જેવા પ્રગતિશીલ રાજ્યમાં હતી, અને સદ્‌ગત શ્રીમંત સયાજીરાવ તે રાજ્યના કદરદાન, શિક્ષણપ્રિય અને સંસ્કારવાંચ્છુ રાજવી હતા. પુસ્તકાલય પ્રવૃત્તિને વિકસાવવાનો અપૂર્વ યોગ અમીન સાહેબને વડોદરા સરકારની ઉદાર પુસ્તકાલય યોજનાને લીધે મળ્યો. અને પછી તો મોતીભાઈને આ કાર્યને અંગે જેમ જેમ ગામડામાં વિશેષ ફરવાનું થયું, તેમ તેમ તેમને ગામલોકોના સીધા સંપર્કથી વાસ્તવિક અનુભવ મળ્યો, અને પ્રજાજીવનના સાર્વજનિક ઉદ્ધારને આવશ્યક વિવિધ પ્રશ્નો સૂઝી આવ્યા. ઊંડું ઊંડું તેઓ વિચારે છે, અને તે વિચારોને કાર્યમાં ઉતારે છે. પ્રેત ભોજન, ધાર્મિક દંભો, લગ્નનાં ઉડાઉ ખર્ચો, જ્ઞાતિઓના જુલમો, કુળવાનશાહીની નાગચૂડ અને અજ્ઞાન તથા આડંબર ભરી ગેરવ્યવસ્થા : આ બધાંમાં ક્રાન્તિ લાવવાની તેમને અનિવાર્ય આવશ્યકતા જણાય છે.

"ચરોતર એજ્યુકેશન સોસાયટી" એ મોતીભાઈ સાહેબના

પ્રયત્નથી જ સ્થપાયેલી સંગીન અને સદ્ધર સંસ્થા છે. ચરોતરની કેળવણી વિષયક ને સામાજિક સેવા કરવાના તેમના તીવ્ર અભિલાષ-માંથી જ તે પ્રકટી છે. શરૂઆતમાં 'જ્ઞાનપ્રચાર' માસિક શરૂ થયું, અને તે બંધ થતાં પાછળથી 'ચરોતર' આ સંસ્થાનું મુખ-પત્ર બન્યું. આ માસિકમાં કેળવણી, સમાજ, ધાર્મિક તત્ત્વો, આરોગ્ય, ખેતી ઇત્યાદિ અનેક વિષયોનું પ્રાસંગિક નિરુપણ અને ચરોતરની જાહેર પ્રવૃત્તિઓનો હેવાલ પ્રકટ થાય છે અને તે પણ પ્રધાનતઃ સેવાદષ્ટિએ જ.

આમ શિક્ષકમાંથી ગ્રંથપાલ અને પુસ્તકાલય–અધિકારી બનવા છતાં મોતીભાઈને મન તો કેળવણી જ મધ્યબિંદુ છે, અને તેમાંથી છાત્રાલય પ્રવૃત્તિ, નિરક્ષરતાનિવારણ માટેની રાત્રિશાળાઓ, બાલ-મંદિરો, વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિમિટેડ વગેરે પ્રવૃત્તિઓની ત્રિજ્યાઓ ફૂટે છે. મળેલા જ્ઞાનને ટકાવવા અને વિસ્તારવા માટે સરસ્વતી મંદિરો સમાં પુસ્તકાલયોની તેમને ખાસ આવશ્યકતા જણાઈ. સમીચીન જ્ઞાન એ આત્માની તરસ છીપાવે છે અને જીવનને ઉદાત્ત બનાવે છે, તો પછી જ્ઞાનની ખાણ સમાં પુસ્તકોને અને તેમનાં નિવાસસ્થાન પુસ્તકાલયોને કેમ ઉવેખાય? વડોદરા રાજ્યની પ્રેરક હૂંફથી અમીન સાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિને વડોદરા રાજ્યમાં વેગથી વિકસાવી, અને એ રીતે સમગ્ર ગુજરાતનું પણ ધ્યાન ખેંચ્યું. રાજ્યમાં જ્યાં જ્યાં નિશાળ ત્યાં ત્યાં પુસ્તકાલય, એ સિદ્ધાંતનો જ સ્વીકાર કરીને તેમણે પુસ્તકાલય પ્રવૃત્તિની યોજનાને ઉત્સાહભેર વિશાળ રીતે વિસ્તારી.

પણ જેમ જેમ તેઓ સેવાભાવનાએ કાર્ય કરતા ગયા તેમ તેમ ઢગલાબંધ કામ તેમને માથે લેવાં પડયાં. મનની કેળવણી માટે જો શાળાઓ અને પુસ્તકાલયો જરૂરી છે, તો તનની સુખાકારી માટે વ્યાયામ મંદિરો અને ઔષધાલયો પણ આવશ્યક છે; અને આર્થિક આબાદી માટે ખેડૂતને સહાય કરવાની વિવિધ યોજનાઓ પણ તેટલી

જ ઉપકારક છે. હવે તેમના સેવાનાં મનોરથ પણ જળમાં પત્થર નાખવાથી રચાયેલું વર્તુળ જેમ વિસ્તરે તેમ વિસ્તરવા લાગ્યા. પછી તો પછાત કોમ અને હરિજનો પણ શાનાં બાકી રહે? વડોદરા રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ અને તે પહેલાં પણ તેમણે આયુર્વેદ ઔષધાલયો, વ્યાયામ મંદિરો, ક્રીડાંગણો, હરિજન પ્રવૃત્તિ વગેરે કાર્યો અંગીકૃત કર્યાં હતાં, અને ચરોતરના મર્યાદિત પ્રદેશમાં પ્રસંગ મળતાં તે સર્વને વિકસાવતા હતા. ખેડૂતો માટે કોઇ સંગીન, વ્યવસ્થિત ને વિશાળ યોજના તેઓ પગભર કરી શકયા નથી, પણ તે દિશામાં યે તેઓ પ્રસ્થાન તો, આમ્રવૃક્ષોની કલમોની યોજનાથી ને કડોર ગામની કૃષિપરિચયથી, કરી ચૂકયા હતા. સંક્ષેપમાં, ચરોતરની પ્રજાનો સાર્વત્રિક અભ્યુદય કરવામાં તેમણે પોતાની એક્ય શક્તિ બાકી રાખી નહિ!

છતાં અગાઉ કહ્યું છે તેમ, મોતીભાઇની વિશિષ્ટ અને વિખ્યાત સેવા પ્રવૃત્તિ તો તેમની વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ જ છે. રાજ્યના પુસ્તકાલયખાતાની નોકરી કરતાં કરતાં તેમણે સુસંગત રીતે પોતાની સેવાભાવનાને વિકસાવી. નોકરીના શૉખે તેમને કદી તોછડા કે તુંડમિજાજી ન કર્યા. નોકરીને તેમણે કદી યે ન માની રસહીન વેઠ કે શુષ્ક કર્તવ્યભાર. પુસ્તકાલય ખાતાના અધિકારીપદેથી તેમને લોકસેવાનાં જ પરમાણુ લાધ્યાં, અને લોકોન્નતિનાં જ દર્શન થયાં. પરિણામે તેઓ રાજ્યસેવા અને લોકસેવા વચ્ચે, રાજ્યસેવા અને પ્રજાસેવા વચ્ચે સર્વસ્વીકૃત સેતુ સમાન થઈ પડયા. અને આવા સેતુ બનવામાં કેટલી કુનેહ, દીર્ઘદૃષ્ટિ, સહૃદયતા ને નીડરતા જોઇએ છે? ખરેખર, રાજા અને રૈયતનું-ઉભયનું હિત કરનાર કાર્યકર્તા, એક સંસ્કૃત કવિ કહે છે તેમ, દુર્લભ જ હોય છે!

પુસ્તકાલય-પ્રવૃત્તિ એ જ મોતીભાઇના વ્યકિતત્વનો પ્રાણ છે, કેળવણી તે તેનું હૃદય છે; અને માનવસેવા એ તેનો શ્વાસોચ્છવાસ છે. તેમણે ઇ. સ. ૧૯૨૭માં સમગ્ર ગુજરાતી પ્રજા રેલસંકટથી મૂર્છિત

થઇ ગઇ હતી, ત્યારે પેટલાદ તાલુકાના ગામડે ગામડે બબ્બે ત્રણ ત્રણ વખત ફરીને રેલથી થયેલું નુકસાન, લોકોની જરૂરિયાત અને રાહતના પ્રકારો જાણી લીધાં; તથા વિશાળ સહકારના ધોરણે ત્યાંની પ્રજાને ઉત્તમ સહાય અપાવી. આ સમયે તેમણે કરેલી સેવા સંગીન અને વેગીલી હતી. તેમ જ માનવતામિશ્રિત અને માનાર્હ હતી.

મોતીભાઇ સાહેબની સેવાઓ, પુનરુકિતનો દોષ વહોરીને કહીએ તો, મર્યાદિત ક્ષેત્રની અને પ્રદેશની છે, છતાં ઘણી સંગીન અને ગહન છે. પોતાની પાટીદાર કોમની સેવા પણ તેમણે કરી છે, પણ તેમાં નાતીલાઓનો તેજોદ્વેષ કે કલહવૃત્તિને કારણે આ સેવાને બહુ વેગ તેઓ આપી શકયા નહિ. બલ્કે તેમણે પોતાની શકિતઓનો સાર્વજનિક હિતમાં સ્વતંત્ર ક્ષેત્રમાં ઉત્કૃષ્ટ ઉપયોગ કર્યો. વળી કોમની સેવા કરીને કદી તેમણે કોમી ઝનૂન કે કોમી સંકુચિત મનોદશા દાખવી નથી; કારણકે કોમસેવા તે તેમને મન સાર્વજનિક સેવાનું એક અંગ હતી.

સામાન્યતઃ વતનસેવા એ અતિ કઠિન કાર્ય છે, છતાં મુશ્કેલીઓને મહાત કરીને અને યોગ્ય વાતાવરણને પરિપકવ કરવા જેટલો પ્રયાસ કરીને તેમણે પોતાના વતન વસો જેવા નાના સ્થળમાં ઇર્ષ્યાપાત્ર કેળવણી મંડળ સ્થાપ્યું છે, અને કેળવણીનાં વિવિધ સ્વરૂપો, પ્રયોગો અને કક્ષાઓને તેજોમય કરી મૂકયાં છે. વસોનું સાર્વજનિક પુસ્તકાલય, મહિલા પુસ્તકાલય, બાલ પુસ્તકાલય, ત્યાંની સહકારી બેન્ક, બાલમંદિર, નવી ગુજરાતી શાળા ઇત્યાદિના વિકાસમાં મોતીભાઇની જ સેવાશકિતઓનું ખાતર પૂરાયું છે. આ શાંત શરમાળ મૂક સેવકે વિશેષમાં સત્યનિષ્ઠાથી અને ભાવપૂર્ણ ભ્રાતૃત્વથી વસોની અવિસ્મરણીય સેવાઓ કરી છે, એટલું જ નહિ પણ ત્યાંના પ્રજાવર્ગમાંથી પોતાનાં ઉગાડેલાં કરમાઇ ન જાય તેવી કાળજી રાખનાર ઉત્સાહી ને સેવાભાવી યુવકો પ્રકટાવ્યા છે.

વસ્તુતઃ તો ચરોતરની સેવા કરીને અમીન સાહેબે ગુજરાતની જ

ગૌરવભરી સેવા કરી છે. સમગ્ર ગુજરાતને જ ખ્યાલમાં રાખીને તેમણે ચરોતરમાં સેવાના વિવિધ પ્રયોગો કર્યા છે અને પોતાની શક્તિ–મર્યાદા ધ્યાનમાં રાખીને પોતાના કાર્યપ્રદેશની પણ ચરોતર કે પેટલાદ તાલુકા પૂરતી મર્યાદા બાંધી લીધી હતી. વિચારશુદ્ધિ એ તેમના જીવનનું પ્રેરકબળ હતું અને તેથી ઉત્તમ પુરુષનાં જીવનચરિત્રો જ તેમનું પ્રિય સાહિત્ય હતું; જ્યારે આચારબળ પાછળ તેમનો દૃઢ સંકલ્પ હતો. આથી અગાઉ કહ્યું છે તેમ નિજ શક્તિ અને કાર્યસિદ્ધિના સંભવ પ્રમાણે જ તેઓ યોજનાઓ ઘડતા, ઉદ્‌ગારો કાઢતા, સહવિચારણામાં સંમત થતા અને કાર્યભાર ઉપાડતા.

વતનની સેવા એ દુર્ઘટ કાર્ય છે, તેમ જ હર વતનીઓનું સન્માન પણ વિરલ હોય છે. સંત તુલસીદાસ માટે પણ વતન–ઉપેક્ષા કહેતી-રૂપ બની ગઇ છે. પોતાની હયાતી દરમિયાન મોતીભાઇ વતનમાં અન્યત્ર ક્યાંયે આવા સન્માનની અપેક્ષા રાખતા નહિ, તેમ જ તેવી કોઇ પ્રવૃત્તિ ઊભી થતી હોય તો તેને મૂળમાંથી જ કાપી દેતા, પણ તેમના અવસાન બાદ વસોના લોકોએ વસો માટે સારો સ્થાનિક ફાળો મોતીભાઇના સ્મારક તરીકે એકઠો કર્યો છે અને ત્યાંના દરબાર સાહેબે તો પોતાની કિશોરાવસ્થામાં સંભાળ રાખનાર અને પ્રેરણા આપનાર મોતીભાઇ સાહેબના સ્મારકમાં ઉદારતાથી મોટી રકમ બક્ષી છે. પોતાના સદ્‌ગત સપૂતનું સન્માન કરીને વસો ખરેખર ગુણજ્ઞ અને ગૌરવશાળી બન્યું છે.

ચરોતરની સ્મારક સમિતિએ અમીન સાહેબના સ્મારક અર્થે ઘણી જહેમત ઉઠાવી મોટી રકમ ઉઘરાવી છે અને સાંભળ્યું છે તેમ, તેનો ઉપયોગ ચરોતરના શિક્ષકોને માટે ટ્રેનિંગ કૉલેજ સ્થાપવામાં થશે.

'સંસ્કૃતિનાં સંરક્ષકો' જેવા આ પુસ્તકમાં મોતીભાઇનો આ ટૂંક પરિચય કરાવતાં અવશ્ય કહેવું પ્રાપ્ત થાય છે કે સંસ્કારપ્રાપ્તિ, સંસ્કારરક્ષા અને સંસ્કારવિકાસમાં તેમનો ફાળો સંગીન, સ્મરણીય અને મૂલ્યવંતો છે. કેળવણી દ્વારા તેઓ સંસ્કાર અને સેવાની જ

પ્રતિષ્ઠા કરવા મથી રહેતા, અને સૈનિકની અદાથી જીવનભર તે માટે જ ચરોતરમાં ચોમેર ઘૂમ્યા હતા. ગાંધીજીને પણ એક રીતે તો મોતીભાઇ જેવા નમ્ર સેવકોએ સેવાકાર્યથી ઘણી મહેનતે અમુક પ્રમાણમાં તૈયાર ખેડેલું ગુજરાતનું ક્ષેત્ર મળી ગયું, કે જ્યાં તેમનાં કાર્યબીજ સહેલાઇથી ઊગી નીકળ્યાં અને ફળવંતાં બન્યાં. ખરેખર, અમીન જેવા સેવકથી ગૂજરાત અધિક ઊજળું બન્યું છે!

અંતમાં, આણંદની મોતીભાઈ અમીન સ્મારક સમિતિના પ્રમુખ તેમના નિવેદનમાં જણાવે છે તેમ, 'એક સામાન્ય મનુષ્ય કર્તવ્યનિષ્ઠા અને સતત પરિશ્રમથી કેટલી ઊંચી કોટિએ પહોંચી શકે છે તેનું આ (મોતીભાઇ) એક અદ્દ્ભુત ઉદાહરણ છે.' 'જીવન પર્યંત એકનિષ્ઠાથી સેવા કરી તેમણે અનેકનાં જીવનમાં સંસ્કાર અને સેવાભાવનો સ્પર્શ કરાવ્યો છે.'

'વ્યવહારઘેલા અને ધનલોલુપ ગૂજરાતમાં સાધારણ કોટિમાંથી પણ મોતીભાઇઓ જેવા પાકે અને સેંકડો વિદ્યાર્થીઓને રાતદિવસ સેવાના પાઠો અને આદર્શો આપે, તેથી' શ્રી. અમૃતલાલ ઠક્કર કહે છે તેમ, 'બીજા પ્રાંતની સરખામણીમાં ગૂજરાત પણ ઊંચું માથું જરૂર કરી શકે છે.'

સંક્ષેપમાં, ચરોતરના કલ્યાણનું રાતદિવસ ચિંતન કરીને મોતીભાઇએ સંસ્કાર અને કેળવણીના પ્રવાહથી તેને વધુ સમૃદ્ધ બનાવવાના ભગીરથ પ્રયત્નો કર્યા અને તેમ કરતાં પોતાની સર્વ શક્તિ-મૂડી ખર્ચી નાખી. આધુનિક ગૂજરાતના ઘડતરમાં તેમનો ફાળો ચિરસ્મરણીય છે એમ ભાવિ ઇતિહાસ સાખ પૂરશે; અને તેમની સેવાનાં ફળ માણતી ભાવિ ગુર્જર પ્રજા પણ તેમને ત્યારે મુક્તકંઠે વખાણશે. પરમાત્મા 'મોતી' સરીખડા આવા મોતીભાઇઓથી ગૂજરાતને વધુ સંસ્કારી, સેવાશીલ અને સત્ત્વપૂર્ણ બનાવે એ જ અભ્યર્થના!

—પ્રો. શંકરલાલ ગં. શાસ્ત્રી

# સ્વ૦ મોરેશ્વર આત્મારામ તરખડ F. G. A.

કાઠિયાવાડની કેળવણીના પિતા ગણાતા સ્વ. રા. સા. ભોગીલાલ
ાણવલ્લભદાસ, અને રા. બ. ગોપાળજી સુરભાઇ પછી કાઠિયાવાડના
. એજ્યુ. ઇન્સ્પે. ના હોદ્દા પર આવનાર સ્વ. મોરેશ્વર આત્મારામ
રખડ જાતે હિંદુ દક્ષિણી શણવી કાયસ્થ હતા. તેમના પિતા આત્મારામ
ાંડુરંગ મુંબઇમાં સુધરેલા વિચારના ગૃહસ્થ તરીકે જાણીતા હતા.
ારેશ્વરને તેમના પિતાએ કેળવણી માટે વિલાયત મોકલ્યા હતા, ત્યાં
ઓ કેટલોક વખત રહ્યા તે દરમિયાન ત્યાંની યુનિવર્સિટીની કોઇ
ડગ્રી એમણે મેળવી હોય એમ જણાતું નથી, પણ જુદી જુદી કૉલેજો-
ાં અને કેળવણીની સંસ્થાઓમાં રહીને એમણે સારો અનુભવ મેળવ્યો
તો. તેથી તેમને (F. G. A.) ધી રોયલ જ્યોગ્રાફીકલ સોસાયટી-
ા ફેલોનું માન મળ્યું હતું, અને તેમના નવા વિચારોને
ાઇને લંડન નજીક રેડિંગ ગામના એક લશ્કરી અમલદારની દીકરી
મેસ એલિસ સાથે એમણે લગ્ન કર્યું હતું, ત્યારથી તેઓ ખ્રિસ્તી
ાર્મ સ્વીકારીને યુરોપિયન ઢબથી રહેતા હતા. વિલાયતથી મુંબઇ
પાવ્યા પછી તેમને તારખાતામાં નોકરી મળી હતી. ત્યાં કેટલીક
મુદત કામ કર્યું, પણ તેમની ઇચ્છા કેળવણીખાતામાં જોડાવાની
હોવાથી એ નોકરીમાંથી તેઓ રાજકોટની રાજકુમાર કૉલેજના વાઇસ
પ્રેન્સીપાલની જગ્યાએ રૂા- ૫૦૦)ના પગારથી નીમાયા. આ વખતે
પ્રેન્સી. તરીકે મિ. ચેસ્ટર મેકનૉટન નામે અંગ્રેજ વિદ્વાન હતા.
તેમની સાથે મળીને એમણે શિક્ષણતંત્ર સુધારીને અને રાજકુમારોની
સંભાળ લઇને રાજકુમાર કોલેજનો મોભો વધાર્યો હતો.

સને ૧૮૯૧ માં કાઠિયાવાડના ડે. એજ્યુ. ઇન્સ્પે. ની જગ્યાએથી
રા. બ. ગોપાળજી સુરભાઇ નિવૃત્ત થતાં તે જગ્યાને માટે લાયક

કેળવણીકારની પસંદગીમાં મુંબઇ સરકારની ભલામણથી મિ. એમ. એ. તરખડને રૂા. ૭૦૦) ના પગારથી એ જગ્યાએ નીમવામાં આવ્યા.

આ વખતે કાઠિયાવાડમાં ગૂજરાતી નિશાળોની સંખ્યા ૧૦૦૦ની આશરે હતી, પણ અંગ્રેજી હાઇસ્કૂલો માત્ર પાંચ–છ હશે. તાલુકાઓનાં મોટાં ગામોમાં અંગ્લો વર્નાક્યુલર સ્કૂલો બહુ જ થોડી હતી. આ શાળાઓની પરીક્ષા આસિ. એજ્યુ. ઇન્સ્પે. રા.બ. ગોપાળજી લેતા, તે હવે શ્રી. તરખડને લેવાની હોવાથી તેઓ પરીક્ષા લેવા નીકળ્યા, તે સમયે અંગ્રેજી શાળાઓમાં કેવળ ગોખણ જ ચાલતું. ગ્રેડ્યુએટ શિક્ષકો હતા જ નહિ. અને જુના મેટ્રીક્યુલેટેડ શિક્ષકો અંગ્રેજી અને બીજા વિષયો કેવળ ગોખણપદ્ધતિથી શીખવતા. આ પદ્ધતિમાં શ્રી. તરખડે સુધારો કર્યો અને ભારે શ્રમ લઇ કાઠિયાવાડની શાળાઓનું શિક્ષણ સારી સ્થિતિમાં લાવી મૂક્યું.

શ્રી. તરખડે ઇ. સ. ૧૮૯૨ થી ૧૮૯૩ સુધી એક વર્ષમાં એવી બાહોશીથી કામ કર્યું કે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં અને શિક્ષકોમાં નવી આશા અને નવું ઓજસ આવી ગયાં. તે વખતે ઉત્તર ભાગના એજ્યુ. ઇન્સ્પે. તરીકે મિ. એડવર્ડ જાઇલ્સ હતા અને તેમના તાબામાં કાઠિયાવાડનું કેળવણીખાતું હોવાથી દર વરસે તેમને કાઠિયાવાડની હાઇસ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો તપાસવા, પરીક્ષા લેવા અને કેળવણી ખાતાનું બજેટ પાસ કરાવવા આવવું પડતું. ઇ. સ. ૧૮૯૪ના માર્ચથી મુંબઇ સરકારે શ્રી. તરખડને કાઠિયાવાડના એજ્યુ. ઇન્સ્પેક્ટરનો હોદ્દો અપાવ્યો, અને ડિરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશનની કામગીરી કાઠિયાવાડના પોલીટીકલ એજન્ટને સોંપવામાં આવી. આ રીતે કાઠિયાવાડનું કેળવણી ખાતું ઉત્તર વિભાગથી જુદું પાડવામાં આવ્યું, અને શ્રી. તરખડનો પગાર વધારીને રૂા. ૧૦૦૦)નો કરી આપવામાં આવ્યો.

આ વખતે કાઠિયાવાડનાં પહેલા–બીજા વર્ગનાં સંસ્થાનોએ પોતાના સંસ્થાનનો વહીવટ પોતાને સોંપવાની માગણી કરી; તેથી

તેમને એજન્સી કેળવણી ખાતું ઇન્સ્પેકશન કરે એ શરતે તેમના ખાતાનો વહીવટ સોંપવામાં આવ્યો. આથી જુનાગઢ, ભાવનગર. નવા-નગર, પોરબંદર, ધ્રાંગધ્રા, ગોંડળ, રાજકોટ, ધ્રોળ, પાલીતાણા, મોરબી, લીંબડી, વઢવાણ, વાંકાનેર અને જાફરાબાદ—એ ચૌદ સ્ટેટોને કેળવણી ખાતાનો વહીવટ સોંપાયો. બાકીની સ્કૂલો એજન્સી હસ્તક રહી.

તરખડ સાહેબનો દેખાવ, રીતભાત અને મોભો યુરોપિયન ઓફિસરના જેવાં હોવાથી તેમજ પ્રાંતોના પોલી. એજન્ટો વગેરે યુરોપિયન અમલદારો સાથે સહકાર રાખતા હોવાથી રજવાડાં અને તાલુકાઓમાં તેમની શેહ સારી પડતી હતી. આનો લાભ તેઓ શાળાને અને શિક્ષકોને આપતા. બીજા ખાતાનો કોઇ અમલદાર કોઇ શિક્ષકને દબાવે કે હેરાન કરે તો તેઓ તેને માટે યોગ્ય પગલાં લઇ શિક્ષકને ન્યાય અપાવતા. એજ્યુ. ઇન્સ્પે. તરીકેના પોતાના મોભાને કે ખાતાના ગૌરવને હાનિ પહોંચે એવા કોઇપણ પ્રસંગોમાં તેઓ રૂઆબથી અને મક્કમતાથી કામ લેતા, પણ શાળાઓમાં શિક્ષકો સાથે તો તેઓ સલુકાઇ, શાંતિ અને પ્રેમભાવથી જ વર્તતા.. શિક્ષકોના ટૂંકા પગાર તેમણે વધારી આપીને શિક્ષણ સુધારવામાં સુંદર પ્રયાસો કર્યા હતા.

રાજકુમાર કૉલેજમાં વાઇસ પ્રિન્સીપાલ હતા, ત્યારે તેમની પાસે જે જે રાજકુમારો ભણતા હતા, તેઓ તો નાના મોટા રાજાઓ અને તાલુકદારો બની ગયા હતા, એ બધા રાજાઓ શ્રી. તરખડ પ્રત્યે માયા અને ગુરુભકિત રાખતા. તેનો ઉપયોગ શ્રી. તરખડ સાહેબે કેળવણીની સંસ્થાઓ અને શિક્ષકોની સ્થિતિ સુધારવામાં કર્યો હતો. ગોંડળના નામ. મહારાજા સાહેબ સર ભગવતસિંહજી વિદ્વાન, કેળવણીપ્રિય અને શ્રી. તરખડ પ્રત્યે અનન્ય ગુરુભકિત રાખતા હોવાથી રિટાયર થયા પછી તરત જ રૂા. ૫૦૦) ના પગારથી ગોંડળના એજ્યુ. ઇન્સ્પે. તરીકે શ્રી. તરખડ નીમાયા.

જે ઓજસ, પ્રતાપ અને શકિતનો લાભ આખા કાઠિયાવાડને મળતો હતો તે બંધ થવા જેવું થયું. એ મહાનુભાવના પ્રકાશનો

લાભ આથી એકલા ગોંડળ રાજ્યને જ મળ્યો. નામ. મહારાજા સાહેબનાં વિશ્વાસ અને પ્રીતિ અનન્ય હતાં. મહારાજા સાહેબ સર ભગવતસિંહજી રાજ્યનાં તમામ ખાતાંની લગામ પોતાને હસ્તક જ રાખતા (અને હજુય રાખે છે) પણ કેળવણી ખાતામાં પોતે જરાયે હાથ ઘાલતા નહિ. નામ. મહારાજા સાહેબના અનન્ય વિશ્વાસને લીધે શ્રી. તરખડે ગોંડળનું કેળવણીખાતું આદર્શ બનાવવા માટે બનતો શ્રમ લીધો.

સને ૧૯૦૮ માં જૂનાગઢના નામ. નવાબ સાહેબે શ્રી. તરખડની નોકરી ગોંડળમાંથી માગી લીધી, અને તેમને સગીર નવાબ સા. ના ટ્યુટર અને કેળવણી ખાતાના ડિરેકટરનો હોદ્દો આપવામાં આવ્યો.

એકંદરે શ્રી. મોરેશ્વર આત્મારામ તરખડે રાજકોટની રાજકુમાર કૉલેજના વાઇસ પ્રિન્સીપાલ તરીકે, કાઠિયાવાડના એજ્યુ. ઇન્સ્પે. તરીકે, ગોંડળ સ્ટેટના એજ્યુ. ઇન્સ્પે. અને જૂનાગઢ સ્ટેટના ડિરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશન તરીકે ૩૨ વર્ષ સુધી સફળતાપૂર્વક સુંદર કાર્ય કર્યું હતું. ઘણા રાજાઓ તેમના શિષ્યો હતા, અને તેઓ પર અપૂર્વ ગરુભકિત રાખતા, પણ તેનો ઉપયોગ કેળવણીમાં સુધારા કરવામાં અને શિક્ષકોની સ્થિતિ સુધારવામાં શ્રી. તરખડે કર્યો હતો. પોતાના સ્વાર્થને જરાયે આગળ કર્યો નહોતો, એ એમનું પરમ ઔદાર્ય અને કર્તવ્યપરાયણતા સિદ્ધ કરે છે.

શિક્ષણમાં અનન્ય સુધારા કરવામાં તેમનો અતિ ઉત્સાહ સદૈવ દેદીપ્યમાન રહેતો હતો, અને શિક્ષકોની સ્થિતિ સુધારવાની તેમની અંતરની આકાંક્ષા હતી. જ્યારે જ્યારે એને માટે સુયોગ પ્રાપ્ત થયા ત્યારે ત્યારે તેઓ એને માટે બનતું કરતાં અચકાયા નહિ. તેમને માન–મરતબાની જરાયે તમન્ના નહોતી. તેઓ કાઠિયાવાડના એક સફળ અને હિતચિંતક કેળવણીકાર હતા એ શંકા વિનાની વાત છે.*

* શ્રી. નાનચંદ જ. વખારીઆના લેખ પરથી ટૂંકાવીને થોડા ફેરફાર સાથે.

## આર્ય સંસ્કૃતિનો અમર જ્યોતિર્ધર

# શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી [પૂ૦ મહાત્માજી]



અનેક વર્ષ પર મુંબાઇના પેડર રોડ પરના એક ભવ્ય બગીચામાં મુંબાઇની સમૃદ્ધિ ને મહત્તા એકઠી થયેલી સાંભરે છે. અપાર શોભા હતી. અનંત ભભક ચમકતી.

ત્યાં એક અતિથિ આવ્યો–નિર્જીવતાના અવતાર જેવો એ લાગતો. એના પગ ઉઘાડા હતા, અને પારસી સ્ત્રીઓ બેભાન બની ગઈ! એનું ધોતિયું જાડું ને ટૂંકું હતું–અને સુશોભિત ગૃહસ્થોએ નાક ચઢાવ્યાં!

આ માણસમાં મૂલ્યોને અવનવાં મૂલ્યો આપવાની અગાધ શક્તિ હતી. એની ઇચ્છા-શક્તિમાં અડગતા હતી. એ મતભેદમાં માનતો નહિ. એ જે માનતો તે સત્ય. પયગંબરોની અદ્ભુત આત્મશ્રદ્ધા તેનામાં હતી. તેણે કીમિયો કર્યો. સત્ય ને અહિંસા–યોગ વાસિષ્ઠમાંનાં રીંગણાં–પાર્થિવ મુત્સદ્દીપણાના સિદ્ધાંત બની સંચરવા લાગ્યાં. જાડી, ગંદી ખાદી એ ગર્વપ્રદ સંસ્કારિતાનું ચિહ્ન લેખાયું. ભીષ્મત્યાગ એ ગૂજરાતીનું લક્ષણ મનાયું. નિર્ભયતાએ ખટપટનું સ્થાન લીધું. ફક્કડ ગૂજરાતી અડગ વીર બન્યો, લહેરી જીવનમાં સચ્ચોટ વ્યવસ્થા આવી.

'બિચારું' બારડોલી નિઃસીમ બહાદુરીનું ઉપમેય થઈ પડયું ! મૂલ્યનાં પણ મૂલ્ય ફરી અંકાય એવા આ કીમિયાની કોણ અવગણના કરી શકે?

આ કીમિયાગરશ્રેષ્ઠ, અર્વાચીન દધીચિની માફક, હાડકામાંથી વજ્ર બનાવવા મથતો હતો. આપણી કાયરતા, રીસાળતા, નિઃશસ્ત્રતા અને ધર્માંધતાને તપાવી તપાવી સત્યાગ્રહ બનાવતો હતો. આપણી પાસે શસ્ત્ર નથી, એટલે ધાર્યું કરવા આપણે સામાને મારી ન શકીએ, પણ આપણે મરી શકીએ.

વર્ષો પરની વાતચીત યાદ આવે છે: 'કોઇ જોરજુલમથી આપણી પાસે કાંઇ કરાવવા આવે, આપણે ન કરીએ, અને તે આપણને મારી નાખે તો જીત્યો કોણ? આપણે કે તે? આપણે જ ! એનું ધાર્યું એ આપણી પાસે ન કરાવી શકયો !"

વિજયનું વિચિત્ર દર્શન ! એના શસ્ત્રને એ મૃત્યુંજય મંત્રથી સીંચે છે. 'આ વાતમાં મરણ પથારીએ જ પડવાનું છે......આ તો કર્યે જ છૂટકો.' દરેક માણસ જીવનની બાજીમાં સામે રમતા યમની પટુતામાંથી સરકવા પ્રયત્ન કરે છે.

આ કીમિયાગરે આ રમત નકામી ઠેરવી. આ અસમાન રમનારાઓની સોગઠાંબાજી પાછળ જીવન ને શકિત શા માટે ગુમાવવાં? તેના પરિણામની બીકમાં શા માટે ધ્રૂજ્યા કરવું? આવા ખોટા દાવ ખેલવા કરતાં આગ્રહ ફળે નહીં ત્યાં સુધી યમના હાથમાં જઇને ન બેસવું? યમના હાથમાં જ બેઠા એટલે કયાં તો સંકલ્પની સિદ્ધિ થાય કે પછી સંકલ્પ ન સરે તેવી દુનિયા છોડી જવાય. 'છૂટી ગઇ મૃત્યુભીતિ' કવિએ ગાયું. પછી 'સતત શાંતિ અનંત' કીમિયાગરે ઉમેર્યું. 'સતત શક્તિ અનંત' સંકલ્પ કરવો, તેને સત્યથી ને અહિંસાથી વળગી રહેવું, વળગીને મરવું જ છે એવો પ્રયાસ આદરવો, વખત આવે તો પ્રયાસ સફળ કરવો, મરવું પણ આગ્રહ છોડવો નહીં;—સાદાં, સામાન્ય સૂત્રો ખરાં, પણ તેમાં વિજય અને મૃત્યુ બન્નેની ફરીથી આંકણી આવી જાય છે. મૃત્યુંજયનો નવો મંત્ર દર્શન દે છે.

મૃત્યુંજયના અનેક મંત્ર છે. યમની અવગણના કરતા, વિડંબના કરતા, તેને ડારતા; ઉલ્લાસી ને ગર્વિષ્ઠ માનવો પણ એક મૃત્યુંજય મંત્રનો જાપ જપે છે, પણ તે મંત્રથી આ જુદો છે. આનાથી માનવ જ્યાં સુધી પોતાનો આગ્રહ ન ફળે ત્યાં સુધી નમ્રભાવે પણ અડગતાથી મૃત્યુના હાથમાં જાણી જોઇને જઇ બેસે છે. કેટલાક આને જીદ કહે, કેટલાક આને ગાંડપણ માને, પણ કીમિયાગર એ મંત્રબળે પોતાનું સત્યાગ્રહનું વજ્ર દુર્જેય કરે છે.

આ મહાપુરુષ મોહનદાસ ગાંધી છે. એ કોણ છે? શું છે? સમસ્ત હિંદના માનવીઓનો એ પ્રિયતમ શા માટે છે? એને જોઇ, સાંભળી અને સ્મરીને હિંદીઓ ઘેલાં કેમ થાય છે? એણે ભૂલો કરી છે, પણ કોઇ એનામાં અવિશ્વાસ લાવતું નથી; એ જીદ્દી છે, પણ કોઇ એનાથી ખીજવાતું નથી; એ ભાવનાશીલ છે, પણ કોઈ એને તિરસ્કારતું નથી. એનામાં દૂરઅંદેશી છે, વાક્પાટવ છે, કાર્યદક્ષતા છે, પ્રેરકતા છે અને છતાં એ ગુણોથી કોઇ દિવસ ભકિત પ્રેરાઈ નથી. લાખો અજ્ઞાન ગામડીઆઓ એને ભજે છે, તે શું એની બુદ્ધિ માટે? બાહોશી માટે?

માણસોનાં માપથી એને કોઇ માપતું નથી. એની મહત્તા માત્ર બુદ્ધિ, દક્ષતા કે મુત્સદ્દીગીરીના ગજ ભરવાથી ગણાતી નથી. એને જોઇ સમસ્ત જગતનું મસ્તક શા માટે નમે છે?

એ વર્તમાનના નથી–એ આર્યાવર્તના ભૂત, વર્તમાન અને ભાવિના પ્રતિનિધિ લાગે છે. જેમ સૂર્યકિરણથી પ્રતાપ માત્ર પ્રકટે છે તેમ એની પ્રેરણા વડે આ દેશનું ગૌરવ ઉદ્‌ભવે છે.

શા માટે?

જે આદર્શને લીધે આ ભૂમિ ખંડે ખંડે ને યુગે યુગે અતુલ ને અમર બની છે તે એનામાં દેખાય છે માટે.

મૂર્તિમાન મહાવ્રત સરખા એ સાબરમતીના મહાત્માની માનવતા

એની નથી, આ જમાનાની નથી, કોઈ એક જમાનાની નથી; આર્યાવર્તની મહત્તાના જાણે એમાંથી તણખા ઝરે છે. જ્યારે એને કોઇ હિંદી જુએ છે ત્યારે તે સમય ને સ્થળની મર્યાદા ત્યાગી, પોતાના સ્વદેશના સનાતન આદર્શોના અધિષ્ઠાતા રૂપે એને જુએ છે. હજારો વર્ષોનો ઇતિહાસ-ત્રણે કાલ એક વિપલ બની રહે છે.. આપણી દૃષ્ટિ વર્તમાનના અંધકાર ભેદી આપણા પૂર્વજોના આદર્શોની પ્રતિમાનો પરિચય કરે છે.

હું જ્યારે એમને મળું છું ત્યારે હું એમને જોઇ શકતો નથી. મારી આંખે એમનામાં દેખાતો આર્યાવર્તનો આત્મા મને નજરે ચઢે છે. હું એમને પૂજ્ય લેખું છું કારણ કે એમનામાં મારા પિતૃઓ અને પુત્રોની પરંપરાની વિશિષ્ટતા દર્શન દે છે.

આર્યસંસ્કૃતિ એમનામાં પુષ્પિત થએલી જણાય છે. આ જ મહાત્માના પ્રતાપ અને પ્રેરકતાનું મૂળ છે.

નાનપણથી મહાભારત વાંચી મને ભગવાન દ્વૈપાયન વ્યાસની મૂર્તિ કલ્પવાની ટેવ પડી ગઇ છે. એ કલ્પનાના કૈંક રંગો વડે મેં 'ભગવાન કૌટિલ્ય'માં નૈમિષારણ્ય ચીતરવાનો અલ્પ પ્રયાસ કર્યો છે. હું એમને બ્રહ્માવર્તના પુરાણ પુરુષ માનું છું; આર્ય સંસ્કૃતિના એમને આદ્યગુરુ હું ગણું છું. મારે મન આર્ય આદર્શની ગંગા એમના શિર પરથી જે વહે છે, તે જગતને સંસ્કારનીરે પાવન કરે છે. આ એક કલ્પનાવિલાસીની કલ્પના છે.

ગાંધીજી મારે મન પૂજ્ય છે, કારણ કે એ કૃષ્ણ દ્વૈપાયનના વંશજ મને દેખાય છે, એમની મુખરેખામાં એમના સનાતન પૂર્વજનું પરિચિત મુખ દેખાય છે. આ સરખાપણું કવિની કલ્પના નથી. ઋગ્વેદના પુરુષસૂક્તમાં અમર ભાવના આલેખાઇ છે. સહસ્રશીર્ષ ને સહસ્રપાદ હતો એવા યજ્ઞપુરુષના ભૂત ને ભાવિ તેમાં હતાં ને અમૃતત્વનો તે ઇશ હતો. એ યજ્ઞપુરુષને દેવો ને ઋષિઓએ હોમ્યો, અને

તેમાંથી સૃષ્ટિ ઉદ્‌ભવી. એમાંથી પ્રકટ્યા વેદ ને મંત્ર, બ્રાહ્મણ ને ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર, ચંદ્ર, સૂર્ય ને દેવો, પૃથ્વી, વ્યોમ ને સર્વ લોકો. આ યજ્ઞપુરુષે આર્યાવર્તનો પરમ આદર્શ નક્કી કર્યો.

યજ્ઞ વિના સર્જન નથી, યજ્ઞ વિના સૃષ્ટિ ટકતી નથી. બત્રીશ-લક્ષણો હોમાય નહીં તો પૃથ્વી નવપલ્લવિત થાય નહીં. ધન હોમે તે યજ્ઞ કરે; સમય ને શક્તિ હોમે તે પણ યજ્ઞ કરે; જે સર્વસ્વ હોમે તે સ્રષ્ટા–યજ્ઞપુરુષ.

ઇતિહાસની ઉષાથી માંડીને, વસિષ્ઠ ને વિશ્વામિત્રથી માંડીને મોહનદાસ સુધી યજ્ઞપુરુષોની પરંપરા બ્રહ્માવર્તની પુરાણી વેદિ ઉપર હોમાઇ છે, એકે એક હતો બત્રીસ લક્ષણો, એકે એક હતો આશાભર્યો, સંસારકોડ ને મોહભર્યો, એકે એકે યજ્ઞની જ્વાલામાં ઝંપલાવ્યું, બધું જલાવી દીધું; બ્રહ્માવર્ત સર્જ્યું ને સાચવ્યું.

આ હુતાત્માઓનો બનેલો વિરાટ યજ્ઞપુરુષ એ જ આર્યાવર્તનો આત્મા.

આ આત્માનાં દર્શન જ્યાં સુધી મહાત્મા ગાંધીમાં થાય છે ત્યાં સુધી હિંદવાસીઓના હૃદયમાં તે એક ચક્રે રાજ્ય કરશે. *

[ બાપુજીની ૭૦મી વર્ષગાંઠને દિવસે કવિવર ટાગોરે આપેલી અંજલિમાંથી ઉતારેલા નીચેના શબ્દો પૂ. મહાત્માજીનું સુરેખ રેખાચિત્ર રજૂ કરે છે. શ્રી. મુનશીએ પોતાની ભાવવાહી, પ્રવાહી શૈલીમાં આલેખેલા ઉપરના ચિત્રમાં કવિવર ટાગોરનું આ ભાષણ નવીન રંગો પૂરતું જણાશે. ]

બીજી મહાન વ્યક્તિઓની માફક ગાંધીજીને પણ પોતાની શક્તિઓના ધસમસતા પ્રવાહના સુયોગ્ય વહન માટે અને પોતાની સર્જનાત્મક ઇચ્છાશક્તિની સુયોજીત સંકલના માટે કોઇ વિરાટ 'સાધન'ની જરુર હતી. દેશને અસંખ્ય સામાજીક વિષધરાઓ અને ઝાડઝાંખરાની અટવીમાંથી બચાવી લેવાની, નિષ્પ્રાણ રાજકારણની સીમાતીત આળ-પંપાળમાંથી રાષ્ટ્રને ઉગારી લેવાની, અને એને આઝાદીને માર્ગે

* શ્રી. કનૈયાલાલ મુનશી

ઢાવી દેવાની અતિ ગંભીર જવાબદારી પોતાના માથા પર સ્વીકારી
ઈને એમણે પોતાને જોઈતું 'સાધન' ઉપજાવી કાઢ્યું હતું. સ્વાતંત્ર્ય-
ાપ્તિ માટેના પ્રયત્નમાં તવાઈને એમનું વ્યક્તિત્વ વધારે સમૃદ્ધ
ાને વધારે કોમળ બન્યું છે; અને એમના જીવનમાં રહેલી બધી
ચકતાઓ છતી થઈ છે. એમને ઓળખવાનો પ્રયાસ એક કલાકારને
ાળખવાના પ્રયાસ જેવો છે. હું એમને એમના સિદ્ધાંતો અથવા તો
ંપ્રદાયિક ધૂનો દ્વારા નથી ઓળખતો. હું તો એમના માનસમાં
હેલી અજોડ શક્તિને છતી કરી રહેલી જે વસ્તુ એમના આચરણમાં
ોઉં છું તેના વડે જ એમને ઓળખું છું. વ્યક્તિનું આ જાતનું
ર્શન જ એક માત્ર સાચું દર્શન છે, અને જેમ જેમ હું દર્શન
રતો જાઉં છું તેમ તેમ એમનામાં રહેલી માનવતાની અસરકારકતા
ને દંગ કરતી જાય છે.

એ પોતે તો યોગી છે, પણ તેથી બીજાઓ આનંદ ઉડાવે તેની
ામે તેઓ મોં નથી મચકોડતા. તેઓ તો માત્ર એ બીજાઓનું
વન મીઠું બનાવવા માટે રાતદિવસ પરિશ્રમ જ ઉઠાવતા રહે છે.
મના જીવનમાં દરિદ્રનારાયણનું સ્થાન ઉચ્ચ છે, છતાં પોતાના
શબાંધવોની દરિદ્રતા દૂર કરવા માટે અને એમને ભૌતિક સુખો
મપાવવા માટે એમણે જેટલું કર્યું છે, તેટલું બીજા કોઈ માણસે
ર્યું નથી. એક ક્રાન્તિવાદીના ઉત્સાહ જેવો એમનો ઉત્સાહ
. એમના આદેશોના અનુસરણમાંથી ઉભા થતા લગણીઓના
ાવેને અવરોધવા માટેની આજ્ઞા પણ એટલી જ કડક હોય છે.
ઓ મૂર્તિપૂજક બન્યા છે. તેઓ જૂના દેવોને પુરાણા ખૂણાઓમાં
ૂળ ખાતા રહેવા દઈને પ્રજાની પૂજકવૃત્તિને વધારે વાસ્તવિક અને
ધારે સારા માર્ગે વાળે છે. 'વર્ણાશ્રમધર્મમાં હું ખૂબ માનું છું'
મેવું ધૂમધડાકા સાથે જાહેર કરવાની સાથોસાથ તેઓ જે સ્થળે એ
ર્મના રક્ષકોએ સૌથી મજબૂત કિલ્લેબંદી ઊભી કરી છે, ત્યાં જ જોર-
ાર ફટકા મારવાનું શરૂ કરી દે છે. આમ છતાં પ્રજાનો પ્યાર એમના

તરફથી ઓછો થયો નથી. પોતાના પ્રયત્નમાં પ્રાણ પૂરવાની ઓછી શક્તિવાળો બીજો કોઇ માનવી જરૂર જનતાને ચકાવે ચઢી ચૂકયો હોત.

સ્ત્રી–પુરુષનું જાતીય સહજીવન માનવીની પ્રગતિ માટે અનિષ્ટ છે, એવી એમની માન્યતા હોવાને લીધે એવા સહજીવનને તેઓ ધિક્કારે છે. એમનો આ ધિક્કાર 'પ્રેમનો દંભ'ના વિખ્યાત લેખક ટૉલ્સ્ટૉય જેટલો જ ઉગ્ર છે, છતાં તેમની અને ટૉલ્સ્ટૉયની વચ્ચે ભેદ એ રહેલો છે કે માનવીને લોભાવતી 'જાતિ' પ્રત્યે એમણે ધિક્કાર કદિ પણ વ્યક્ત કર્યો નથી. વાસ્તવિક રીતે તો સ્ત્રી પ્રત્યેની એમની કોમળ લાગણી એ એમના સ્વભાવનું એક સૌથી ઉદાત્ત અને ચિરંજીવી અંગ છે. દેશની ઘણી આગેવાન બહેનોમાંથી કેટલીક તો એમની ચુસ્ત અનુ-યાયિનીઓ છે.

અનિષ્ટ પ્રત્યે નફરત કેળવવાની તેઓ પોતાના અનુયાયીઓને સલાહ આપે છે, પણ અનિષ્ટના કરનારને નહીં ધિક્કારવાનો તેમનો અનુરોધ છે. આ અનુરોધ અસંભવિત દેખાય છે, પણ એમણે એમના પોતાના જીવનમાં તો બની શકે એટલો સાચો સિદ્ધ કરી બતાવ્યો છે.

સત્તાવાર કોંગ્રેસ પક્ષે જેને 'વિદ્રોહી' તરીકે વર્ણવ્યા હતા, એવા એક આગેવાન રાજપુરુષને એમણે આપેલી મુલાકાત દરમિયાન હાજર રહેવાનો પ્રસંગ મને મળ્યો હતો. બીજા કોઇ પણ કોંગ્રેસનેતાએ મિજાજી વલણ ધારણ કરી હોત, પણ ગાંધીજી તો જાણે શિષ્ટતાની મૂર્તિ જ હતા. એમણે તો પેલાને જે કહેવાનું હતું તે બધું શાન્તિથી સહાનુભૂતિપૂર્વક સાંભળી લીધું. પેલાને પોતાની લઘુતાનો ખ્યાલ આવે એવો એકપણ પ્રસંગ આવવા ન દીધો. મેં મારા મનમાં જ કહ્યું, 'આ ખરેખર એક મહાન આદમી છે. જે પક્ષનો એ સભ્ય છે, તે પક્ષ કરતાં પણ–અરે, જે ધર્મનું એ આચરણ કરે છે તે ધર્મ કરતાં પણ એ વધારે મહાન છે.'

ગાંધીજી અંગેની આ હકીકત જ મને સૌથી વધારે અગત્યની

લાગે છે. રાજપુરુષ તરીકે, વ્યવસ્થાપક તરીકે, નેતા તરીકે અને સુધારક તરીકે તેઓ જરૂર મહાન છે; પણ એ બધા કરતાં એક માનવી તરીકેની એમની મહત્તા વધુ છે, કારણ કે એમની માનવતાને આ બધાં ક્ષેત્રોની અને પ્રવૃત્તિઓની સીમાઓ કુંઠિત નથી કરી શકતી. ઊલટું એમની બધી પ્રવૃત્તિઓ માટેનું પ્રેરણાસ્થાન એમની માનવતા જ છે. એમની બધી પ્રવૃત્તિઓ જીવે છે, પણ એ માનવતાનું દૂધ પીને જ. એમનો આદર્શવાદ અફર છે. પોતે નક્કી કરેલ અમુક સિદ્ધાંતો અનુસાર બધાંનાં આચરણની ચકાસણી કરી જોવાનો તેમનો સ્વભાવ છે, અને છતાં તેમનો પ્રેમ મુખ્યત્વે કરીને માનવી માટે અને નહીં કે એના સૂક્ષ્મ વિચારો માટે હોય છે. એમની આ વૃત્તિને પરિણામે એમની ક્રાન્તિકારી યોજનાઓમાં પણ તેઓ ખૂબ તકેદાર અને રૂઢિચૂસ્ત આદમી તરીકે દેખા દે છે.

જો સમાજને માટે તેમણે કોઇ પ્રયોગ નિરધાર્યો હોય તો સૌથી પહેલાં એ પ્રયોગની અગ્નિપરીક્ષામાં પોતાને હોમ્યા વિના તેઓ નહીં રહે. જો કોઇ બલિદાન તેઓ માગે તો એ બલિદાનનો પોતાનો હિસ્સો સૌથી પહેલાં તેઓ અચૂક પૂરાવે જ. ઘણા યે સમાજવાદીઓ એવા છે કે જેઓ પોતાના વિશેષાધિકારો જતા કરતાં પહેલાં બીજાઓના વિશેષાધિકારો જતા કરવામાં આવે એવી રાહ જોઇને બેસી રહે છે, પણ આ માણસ તો બીજાઓને પોતાના વિશેષાધિકારો જતા કરવાનું કહેવાની હિમ્મત કરે તે પહેલાં તો એણે પોતાનું બધું સમર્પણ કરી દીધેલું જ હોય છે.

હિન્દમાં તેમ જ દુનિયાની બીજી પ્રજાઓમાં દેશભકતો જરૂર છે, જેમણે પોતાના દેશ માટે ગાંધીજીના જેટલું જ બલિદાન આપ્યું હશે. એમના કરતાં ઘણી વધારે કડક શિક્ષાઓ સહન કરનાર પણ ઘણાં હશે. ધાર્મિક ક્ષેત્રમાં ગાંધીજી કરતાં અનેકગણો વધારે કઠોર આત્મનિગ્રહ અને ઇન્દ્રિય-નિગ્રહ કરનારા યોગીઓ જરૂર હશે; પણ આ દેશભકતો માત્ર દેશભકતો જ છે, બીજું કશું નથી,—અને આ યોગીઓ માત્ર આધ્યાત્મિક મલ્લો જ છે, બીજું કશું નથી. પોતાના

સદ્‌ગુણોની શૃંખલાએ જ એમનું ક્ષેત્ર મર્યાદિત બનાવી દીધું છે, પણ મહાન સદ્‌ગુણો ધરાવતા ગાંધીજીની મહત્તા તો એમના સદ્‌ગુણોની મહત્તા કરતાં પણ વધારે જાજ્વલ્યમાન છે.

કોંગ્રેસે ઉદ્‌બોધેલા ઘણાયે કાર્યક્રમો કોંગ્રેસ પહેલાં બીજાઓએ પણ ઉદ્‌બોધ્યા હતા, પણ ગાંધીજીનો પ્રાણપ્રેરક સ્પર્શ થતાં સુધી એ ઉદ્‌બોધનો નિષ્પ્રાણ જ રહ્યાં હતાં. એક સમ્પૂર્ણ માનવની મહાન જીવનશકિત આજે એ ઉદ્‌બોધનોને અમલી બનાવી રહી છે. એ માનવ એવો છે જેના આચાર અને વિચાર વચ્ચેની સુસંગતતા અજોડ છે.

સત્ય અને અહિંસા એ એમનો જીવનમંત્ર છે. હિંસા હિંસાથી જ મીટાવી શકાય એમ કહેવું એ તો અનિષ્ટોનું એક અનંત વર્તુળ ઊભું કરવા જેવું છે. આ વર્તુળની પહેલી કડી તોડવાનું માન પોતાના દેશને–હિંદને મળે એમ ગાંધીજી ઇચ્છે છે. કદાચ એમની આ ઇચ્છા સફળ ન પણ થાય, કદાચ માનવીને અન્યાયને પંથેથી પાછો વાળવામાં એમને બુદ્ધ અને ઈસુની માફક નિષ્ફળતા પણ મળે; પરંતુ હવે પછીના યુગોની પ્રજા માટે એક નમુનેદાર જીવન જીવી જનાર આદમી તરીકે તો તેઓ સ્મૃતિમાંથી કદિ આઘે નહીં ખસે.

[ નીચેના ચિત્રમાં **શ્રી. કાકાસાહેબ કાલેલકર, પૂ. ગાંધીજીને એક સ્વયંભૂ કેળવણીકાર તરીકે રજૂ કરે છે. ક. મા. મુનશી અને સ્વ. કવિવર ટાગોરે દોરેલાં ઉપરનાં ચિત્રોને, આ ઉપયોગી લેખ સુંદર ઉઠાવ આપશે.** ]

વર્ધાની શિક્ષણ પરિષદને અંતે જ્યારે અમારી કમિટી બેઠી ત્યારે ગાંધીજીએ કહ્યું કે, 'મેં અત્યાર સુધી હિંદુસ્તાનને જે અનેક વસ્તુઓ આપી એ બધીમાં આ કેળવણીની યોજના અને પદ્ધતિ ભારેમાં ભારે વસ્તુ છે, અને હું નથી માનતો કે આના કરતાં વધારે સારી વસ્તુ હું આપી શકીશ.'

'ખરી કેળવણી' અને 'કેળવણીનો કોયડો' આ બે ચોપડીમાં ગાંધીજીના કેળવણી વિષયક બધા લેખો અને ઘણાખરા વિચારો આવી જાય છે. કેળવણીશાસ્ત્રીઓએ અને દેશના હિતચિંતકોએ આ લેખોનો ઊંડો

અભ્યાસ કરવો જોઈએ, કેમ કે, આપણી સંસ્કૃતિની આખી પરંપરા તેમજ ભવિષ્યની દિશા બન્નેની જેને વધારેમાં વધારે સ્પષ્ટ ઝાંખી થઈ છે એવા રાષ્ટ્રપિતાના વર્તમાનકાળને દોરનાર વિચારો એમાં સંઘરેલા છે. કેળવણીકારો અને દેશનાયકો આનો વિચાર કરે કે ન કરે, જનતાએ અને જનતા સાથે ઓતપ્રોત થઈ સેવા કરનાર નમ્ર સેવકોએ આ બે ગ્રંથોનો આમૂલાગ્ર અભ્યાસ કરવો જોઇએ. ગાંધીજીએ પોતાનું બધું લખાણ અને પોતાના બધા ઉદ્‌ગારો એવા લોકોને ધ્યાનમાં રાખીને જ આપ્યાં હોવાથી, એમની સાદી અને સચોટ ભાષા અને વિશ્વવ્યાપી હોવા છતાં ઘરગથ્થુ એવી એમની દૃષ્ટિ સામાન્ય જનસમુદાયને માટે જ વિશેષતઃ આકર્ષક અને પોષક છે.

કેળવણી ગાંધીજીનું ક્ષેત્ર છે ખરૂં ? પોતાની કેળવણી પૂરી થતાંની સાથે જેમણે રાજદ્વારી ક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને જેમને એમાંથી માથું ઊંચું કરવા જેટલી નવરાશ પણ કોઈ કાળે મળી નથી એવા ગાંધીજી, કેળવણી વિષે નિશ્ચયાત્મક શું કહી શકશે, એવી શંકા કેટલાક છીછરા લોકોના મનમાં ઘણીવાર ઊઠે છે. બીજી બાજુ જે કેળવણીકારો ગાંધીજીના પ્રસંગમાં વધુ ને વધુ આવતા જાય છે તેઓ કહે છે કે ગાંધીજી તો સ્વયંભૂ કેળવણીકાર જ છે. એમની તમામ પ્રવૃત્તિઓ ખરૂં જોતાં એમની કેળવણીની પદ્ધતિનાં જુદાં જુદાં પાસાં છે. કેવળ બાળકોને અને યુવાનોને જ તેઓ કેળવણી નથી આપતા, પણ આખી પ્રજાને, રાષ્ટ્રને અને મહાપ્રજાઓને કેળવણી આપવાનું કામ એમણે માથે લીધું છે. ગાંધીજી મુખ્યત્વે કેળવણીકાર જ છે. કહેવાતા કેળવણીકારોની પધ્ધતિ અપૂર્ણ છે. ગાંધીજીએ કેળવણીનું આખું દર્શન સંપૂર્ણ કર્યું છે. તત્વચર્ચાનું રહસ્ય જાણનાર લોકો કહે છે કે, જે કોઇ સત્યની ખોજ પાછળ પોતાનું જીવન સર્વસ્વ અર્પણ કરે છે અને પૂર્ણપણે અહિંસામાં માને છે તે અવસ્ય કેળવણીકાર જ હોવો જોઇએ. જબરજસ્તીમાં જેનો વિશ્વાસ નથી, સત્યનું દર્શન કર્યા વગર જેને સંતોષ નથી, જેનું જીવન કર્મમય છે અને તેથી જ વિચારમય છે, તેને માટે કેળવણી છોડીને બીજો માર્ગ છે જ નહિ.

'હિંદ સ્વરાજ'માં ગાંધીજીએ જીવનની સાર્થકતાનો જે ચિતાર આપ્યો છે એને અનુસરીને ત્યાં કેળવણીનો પોતાનો આદર્શ પણ રજૂ કર્યો છે. એ આદર્શ અમે નથી સ્વીકારતા એમ તો માણસજાતથી કહેવાતું નથી, અને સ્વીકાર્યા પછી એ પ્રમાણે પોતાનું જીવન ઘડવાની તૈયારી પણ નથી. એવી દયામણી સ્થિતિમાં મનુષ્યજાતિ છે. ગાંધીજીમાં સાચા શિક્ષકની કરુણા પણ છે, અને જેને પ્રેમળ કઠોરતા કહી શકાય એવી દૃઢતા પણ છે; એટલે પ્રજાની સદ્‌બુધ્ધિ અને એની મંગલ કામનાનો પૂરેપૂરો લાભ લઈ તેઓ આ પ્રાચીન રાષ્ટ્રને સજીવન કરવાના અને એને ખરી કેળવણી આપવાના પ્રયત્નો ચાલુ જ રાખે છે. એક રીતે કહી શકાય કે, મૂંઝાયેલા આ રાષ્ટ્રનો પોતાના ઉપર જેટલો વિશ્વાસ છે એના કરતાં ગાંધીજીનો (રાષ્ટ્ર ઉપર) વધારે વિશ્વાસ છે. કેળવણીકારનું આ જ મુખ્ય લક્ષણ છે.

ગાંધીજી કલ્પનાવીર નથી પણ કર્મવીર છે. એટલે કે, અખંડ પ્રયોગો ચલાવીને જ તેઓ પોતાના વિચારો ખીલવે છે. દુનિયાના તમામ પયગંબરોની પેઠે એક અમર શ્રધ્ધા લઇને તેઓ આ દુનિયામાં આવ્યા છે, અને એ શ્રધ્ધાને મૂર્તિમન્ત રૂપ આપવાને સતત સાધના કર્યા કરે છે. સાચા કેળવણીકાર આગળ એ જ કાર્ય હોય છે. જેને આજના કેળવણીકારો વિદ્યાર્થીઓનું સ્વાતંત્ર્ય કહે છે, આત્મવિકાસ કહે છે, તેને જ ગાંધીજી સત્યની ખોજ અને અહિંસાની સાધના કહે છે.

કેળવણીકાર બની કેળવણીની સંસ્થા જાતે ચલાવવા ગાંધીજી કોઇ કાળે બેઠા નથી; તેથી જ તેમના વિચારો જૂની ઘરેડમાં સપડાયા નથી. દક્ષિણ આફ્રિકામાં પિતા તરીકે પોતાના દીકરાઓને કેળવવાની ફરજ એમને માથે આવી પડી. પોતીકું અને પારકું તેવો ભેદ ગાંધીજી નહિ જાણતા હોવાથી, તેમણે એ પરિસ્થિતિમાં જેટલાં બાળકો પોતાની દેખરેખ તળે આવ્યાં તે બધાંની કેળવણીનો એક સામટો વિચાર કર્યો. લોકોની સામાન્ય માન્યતા એ હોય છે કે, ઉજળિયાત રહેણીકરણીના છોકરાઓ મજૂરિયાત અને ગરીબ ઘરના છોકરાઓના સંપર્કમાં આવે

તો તે અનિષ્ટ છે. ગાંધીજીએ એ માન્યતા પ્રથમથી જ છોડી દીધી, એમાં એમનો મનુષ્યહૃદય ઉપરનો અખૂટ વિશ્વાસ સિદ્ધ થાય છે. એ પહેલી હિંમત જો તેમણે કરી ન હોત તો એમને જીવનના કે કેળવણીના મર્મનું દર્શન ન જ થયું હોત. મનુષ્ય-હૃદય ઉપર જેમ ગાંધીજીનો અખૂટ વિશ્વાસ છે તેમજ કુદરત ઉપર પણ છે, તેથી જ તેઓ નિર્ભયતાથી બધા પ્રયોગો કરી શકે છે.

દક્ષિણ આફ્રિકામાં જ્યાં બધે જ અંગ્રેજી ભાષા ચાલતી હતી ત્યાં પોતાના દીકરાઓને સ્વભાષામાં કેળવણી આપવાનો ગાંધીજીએ આગ્રહ રાખ્યો તે પણ, તેઓ સાચા કેળવણીકાર છે, તે સિદ્ધ કરે છે. અખંડ ઉદ્યોગ, અખંડ પરિશ્રમ, અખંડ મહેનત એ જ જીવનનું સર્વસ્વ છે; એના વગર જીવન સડી જવાનું છે : એ વિશ્વાસ પણ દૃઢ હોવાથી ગાંધીજીએ ફિનિક્સની કેળવણીમાં એ વસ્તુને પ્રધાનપદ આપ્યું. સ્વાતંત્ર્ય, નિર્ભયતા, શ્રદ્ધા અને આદર એ એમની કેળવણીનું સ્વાભાવિક વાતાવરણ હતું. એવા વાતાવરણ વગર સત્યની ઉપાસના થઇ જ ન શકે, એ તેઓ પ્રથમથી જાણતા હતા.

દક્ષિણ આફ્રિકાના પોતાના કેળવણીના પ્રયોગોમાં ગાંધીજીએ એ પણ સિદ્ધ કરી આપ્યું કે, કેળવણીકારનું કામ કેવળ બુદ્ધિને દોરવાનું નથી, કેવળ કૌશલ્ય ખીલવવાનું નથી, પણ ચારિત્ર્યનો વિકાસ કરવો, ચારિત્ર્યને દૃઢ કરવું, અને દબાયેલા આત્માને સ્વતંત્ર થવાને પૂરતી શક્તિ આપવી, એ છે. એ કામ શિક્ષકના આપભોગ વગર થવાનું નથી; અને જ્યાં સાચો પ્રેમ છે ત્યાં એ બલિદાન સહજ પણ છે. આમ કેળવણીના શાસ્ત્રમાં આપભોગના તત્ત્વનો ઉમેરો કરી એને એમણે પૂર્ણતા બક્ષી.

હિંદુસ્તાનમાં આવીને સ્થિર થયા પછી ગાંધીજીએ સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી એ પણ કેળવણીનો જ એક મહાન પ્રયોગ હતો. એની અંદર આવી વસેલાં સ્ત્રી-પુરુષોને ગાંધીજી કેળવવા લાગ્યા અને આશ્રમનાં બાળકોને કેળવવાની જવાબદારી ગાંધીજીએ તે સ્ત્રી-

પુરુષો ઉપર સોંપી. આ પ્રયોગોમાં ગાંધીજીની ધીરજની જેટલી કસોટી થઈ તેટલી ભાગ્યે જ બીજે થઈ હશે. દેશને જાગ્રત કરવામાં, લોકોમાં ચેતન રેડવામાં, અને રાષ્ટ્રને પોતાના આત્મા ઉપર વિશ્વાસ રાખતું કરવામાં પોતે આખો વખત ગાળતાં છતાં, જ્યારે જ્યારે તક મળી ત્યારે ત્યારે તેઓ આશ્રમની કેળવણીને દોરવાનું કામ કરતા રહ્યા. આ દિવસોમાં ધાર્મિક કેળવણી તરફ ગાંધીજીએ ખાસ ધ્યાન આપ્યું. ભિન્ન ભિન્ન પ્રાંતો વચ્ચે કેવો સંબંધ હોય, સ્ત્રી–પુરુષના સહજીવનમાં સ્વાતંત્ર્ય અને પાવિત્ર્ય કેમ દાખલ કરી શકાય, જીવનધર્મ સ્વદેશીની આસપાસ બધી પ્રવૃત્તિઓ કેમ વણી શકાય, મનુષ્યનાં કુટુંબી જેવાં ગાય, બળદ આદિ પ્રાણીઓ પ્રત્યે આપણું વલણ કેવું હોય, શાસ્ત્રીય ખોરાક અને શાસ્ત્રીય રહેણીનું જ્ઞાન ગામડે ગામડે કેમ ફેલાવી શકાય, ઇત્યાદિ અનેક વિષયોનું એમણે શિક્ષકો જોડે મંથન કર્યું. દક્ષિણ આફ્રિકામાં શું કે સત્યાગ્રહ આશ્રમમાં શું, ગાંધીજીએ બાળકો માટે જે ઉપવાસ કર્યા અને પોતાનો આત્મા નીચોવ્યો તે આપણા સમાજની કિંમતીમાં કિંમતી મૂડી છે.

ગાંધીજી આફ્રિકાથી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે બ્રિટિશ સામ્રાજ્ય ઉપર વિશ્વાસ લઇને જ આવ્યા હતા. એમના જેટલો પ્રામાણિક અથવા ઉત્કટ વિશ્વાસ બહુ જ થોડા લોકોમાં હશે. સામ્રાજ્યને મહાયુદ્ધમાં આત્મીયતાથી એમણે મદદ કરી અને એટલી જ આત્મીયતાની એમણે સરકાર પાસેથી અપેક્ષા કરી. એમની એ અપેક્ષા જ્યારે ભાંગી ત્યારે બ્રિટિશ સલ્તનત પરની એમની એ શ્રદ્ધા તૂટી ગઇ, એમનો પુણ્યપ્રકોપ જાગ્યો, અને એમાંથી જ એમણે રાષ્ટ્રને સત્ય, અહિંસા અને તેજસ્વિતાની અસાધારણ કેળવણી આપી. અસહકાર યુગ બેઠો અને ગાંધીજીની રાષ્ટ્રીય કેળવણી અનેક ઠેકાણે ફેલાઇ. ગૂજરાત વિદ્યાપીઠ, કાશી વિદ્યાપીઠ, બિહાર વિદ્યાપીઠ, તિલક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ, જામિયા મિલિયા ઇસ્લામિયા વગેરે અનેક સંસ્થાઓ દેશમાં સ્થપાઇ, અને રાષ્ટ્રીય કેળવણીએ પહેલાં નહિ કલ્પેલું એવું એક પ્રચંડ રૂપ

ધારણ કર્યું. સરકારી કેળવણીનો બહિષ્કાર, સ્વકીય સંસ્કૃતિ વિષે આદર, બહારના તેમ જ ઘરના અન્યાયોનો પ્રતિકાર, હિંદુ–મુસલમાન આદિ બધી કોમોનું હાર્દિક ઐક્ય, ખાદીની પ્રતિષ્ઠા, ત્યાગ અને સેવામય જીવન, સ્વભાષાની પ્રતિષ્ઠા દ્વારા જનસેવાનો ઉપક્રમ, સ્વદેશી સાહિત્ય, સંગીત અને કળાને પ્રોત્સાહન, ગામડાંની જાગૃતિ, બલિદાનનો મહોત્સવ ઇત્યાદિ અનેક અમૃતફળો આ રાષ્ટ્રીય કેળવણીમાંથી નીપજ્યાં અને દેશે એનો ઓછોવત્તો સ્વાદ ચાખ્યો. ગાંધીજીએ દેશમાં આસેતુ-હિમાલય અનેક વાર પરિભ્રમણ કરી આ કેળવણીને સિંચન આપ્યું અને કટોકટિને પ્રસંગે આ કેળવણીમાંથી નાનામોટા સૈનિકો ઊભા કર્યા. જેણે રાષ્ટ્રીય કેળવણી લીધી છે એવો જીવનસાધક મનુષ્ય, પ્રસંગ પડયે સ્વાતંત્ર્યનો લડાયક સૈનિક અને હંમેશ માટે ગરીબ જનતાનો અનન્ય સેવક થવો જ જોઇએ, એ ગાંધીજીનો આદર્શ છે.

આટલો અનુભવ લીધા પછી અને વિકાસ કર્યા પછી ગાંધીજીએ વર્ધા યોજના દેશ આગળ મૂકી અને દેશના સેવકોને તેમ જ યુવકોને એને માટે મંગલ આમંત્રણ આપ્યું છે. કેળવણી એટલે ચોપડીની કેળવણી, ઉજળિયાત કેળવણી, છાયામાં બેસી જીવન પૂરું કરવાની કેળવણી, ધન, પ્રતિષ્ઠા અને સલામતી સ્થાયી કરવાની કેળવણી, એટલો જ અર્થ અંગ્રેજી કેળવણીમાંથી આપણે શીખ્યા હતા. એના બદલામાં, કેળવણી એટલે ચારિત્ર્યનો ઉત્કર્ષ, કૌશલ્યની પરાકાષ્ઠા, સેવાનો સ્વાનંદ અને ધર્મનિષ્ઠાનો સમભાવ, એ નવો અર્થ ગાંધીજીએ કરી આપ્યો. લોકો Material standard of life વધારીને Moral standard of life ઘટાડતા હતા. જીવનની પાર્થિવ જરૂરિયાતો વધારીને આત્માને સંકુચિત કરતા હતા, નૈતિક જીવનને હણતા હતા. એ દુર્દશામાંથી દેશને બચાવવાનો ગાંધીજીએ પ્રયત્ન કર્યો; અને અંતે કહ્યું કે, ઉજળિયાત કેળવણીને ઉગારવા માટે એમાં થોડો ઉદ્યોગનો ઉમેરો કરો એટલું બસ નથી. એ વાટે ન તો ઉદ્યોગ ઉદ્દીપિત થાય, ન કેળવણી જીવતી થાય. ઉદ્યોગ વાટે જ કેળવણી આપો એટલે એ એની મેળે સ્વાવલંબી થશે અને સહેજે લોકહિતકારી પણ થશે.

સત્ય અને અહિંસા ઉપર જેનો વિશ્વાસ છે તે અંતે સ્વદેશી કે પરદેશી કોઇ પણ સંસ્કાર ઉપર અથવા વિરાટ સંઘટના ઉપર આધાર રાખીને નથી બેસવાનો. જીવન જેમ હૈયે હૈયે સ્વતંત્ર રીતે સ્ફુરે છે અને કૃતાર્થ થાય છે, તેમ જ રાષ્ટ્રીય જીવન પણ આત્મ-સંસ્કૃતિ દ્વારા વિશુદ્ધ અને સમૃદ્ધ થઈ પોતાને ઠેકાણે જાગૃત અને સમર્થ થાય, એ જ ગાંધીજીનો આદર્શ છે.

ત્રીસ વરસના ચિંતન અને પ્રયોગનો નિચોડ ગાંધીજીએ વર્ધા યોજ-નામાં આપ્યો છે અને રાષ્ટ્રીય કેળવણીના કોયડાનો ઉકેલ દેશને સૂચવ્યો છે. હવે જોવાનું છે કે, રાષ્ટ્ર એમની શિખામણને કઇ રીતે ઝીલે છે. સંભવ તો એવો દેખાય છે કે, દયાળુ પરમેશ્વર એમાં પણ હિંદુસ્તાનને ભૂલ કરવાની તક આપવાને બદલે પરિસ્થિતિ જ એવી ગોઠવી મૂકશે કે, **नान्यः पन्था विद्यते अयनाय।** એમ જાણી હિંદુસ્તાન ગાંધીજીની આ યોજનાને પણ મને કમને અનુસરશે અને અનુભવે ખાતરી થયે કૃતજ્ઞતાપૂર્વક એકરાર કરશે કે, બાપુ !

त्वं हि नः पिता यो अस्माकं अविद्यायाः परं पारं तारयसि ।

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

---

પ્રકાશ ? અરે ! ક્યાં છે પ્રકાશ ? ઇચ્છાના પ્રજ્વલિત અગ્નિથી તેને પ્રગટાવો ! ગર્જના થાય છે અને અવકાશમાં ચીસ પાડતો પવન ઘુમે છે. રાત્રિ કાળા પત્થરના જેવી અંધારી છે. કલાકોને અંધારામાં વીતવા ન દે. સ્નેહના દીવાને તારા જીવનથી પ્રગટાવ. —**રવીન્દ્રનાથ ટાગોર**

## પ્રૉ. મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ; એલ એલ.બી.



એમનો જન્મ સન ૧૮૮૩, ચૈત્ર સુદ તેરસને દિવસે થયો હતો. એઓ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમની જન્મભૂમિ સુરત. એમના પિતા પાર્વતીશંકર સારા હોદ્દા પર હતા, અને પૈસેટકે સુખી હતા. એમનાં માતુશ્રી ઇંદિરાગૌરી તે દીનમણિશંકર શાસ્ત્રીનાં પુત્રી થાય. એમનું લગ્ન સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનાં પુત્રી સૌ. દમનગૌરી સાથે થયેલું છે. સન ૧૯૦૫ માં એઓ એમ. એ. થયા. અને ૧૯૦૭માં એલ એલ. બી.ની પરીક્ષા પસાર કરી.

ઇ. સ. ૧૯૦૮ થી એમના સાક્ષરજીવનની શરૂઆત થઇ. 'વસંત,' 'બુદ્ધિપ્રકાશ,' 'ગુજરાત શાળાપત્ર,' 'સાંજ વર્તમાન' વગેરે માસિકો તેમજ દૈનિક પત્રોમાં તેમણે વિવિધ વિષયો ઉપર લેખો લખ્યા. સન ૧૯૧૧-૧૨માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી માટે 'લેન્ડોરના કાલ્પનિક સંવાદો' નામનું પુસ્તક ગુજરાતીમાં બે ભાગમાં વિસ્તૃત ઉપોદ્‌ઘાત સાથે તૈયાર કરી આપેલું. સ્વ. વૈદ્યકૃત મહાભારતનું ભાષાન્તર–'મહાભારતની સમાલોચના'–તૈયાર કર્યું.

સાહિત્ય પરિષદમાં એઓ ઊંડો રસ લઈ, લેખો લખી મોકલતા અને આગળ પડતો ભાગ લેતા. પરિષદ ભંડોળ કમિટિ માટે તેમણે મેકડોનલકૃત 'સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' મૂળ લેખક પાસેથી નોટ્સ મેળવીને બહુ કાળજીપૂર્વક તૈયાર કર્યો હતો.

સુરતની સાર્વજનિક કૉલેજની લગભગ શરૂઆતથી એમણે ત્યાં સંસ્કૃતના પ્રાધ્યાપક તરીકે કાર્ય કર્યું. પ્રાધ્યાપક તરીકે એમણે અત્યંત ખ્યાતિ સંપાદન કરી છે. કૉલેજમાં એઓ અતિશય લોકપ્રિય હતા અને દરેકને એમને માટે ભારે માન હતું. એમનાં વ્યાખ્યાનો વિદ્વત્તાથી ભરપૂર છતાં અતિશય રસપ્રદ હતાં. એમની પાસે 'શાકુન્તલ' કે 'ઉત્તરરામચરિત' શીખવું એ વિદ્યાર્થીઓને મન જીવનનો એક અનેરો લહાવો હતો. સુરતમાં વિદ્યાર્થીઓની ભાગ્યે જ એવી કોઇ પ્રવૃત્તિ હશે કે જેમાં પ્રૉ. દવેનો પણ આગળ પડતો હિસ્સો ન હોય. સુરત વિદ્યાર્થીમંડળના એઓ લાંબા વખત સુધી પ્રમુખ હતા. પોતાના વિદ્યાર્થીઓ માટે એમનું મમત્વ ભારે છે. સુરત કૉલેજની અનેકવિધ પ્રવૃત્તિઓમાં પણ એમનું સ્થાન મોખરે હતું.

કેળવણીના વિષયમાં એમને ઊંડો રસ છે. રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટ્સ તરફથી એઓ મુંબાઇ યુનિવર્સીટીની સેનેટના સભ્ય ચૂંટાયા હતા અને ઘણાં વર્ષો એમણે કેળવણીના એ ક્ષેત્રમાં પોતાનો ફાળો આપ્યો હતો. પાછલાં કેટલાંય વર્ષોથી એઓ મેટ્રિકથી એમ. એ. સુધીની પરીક્ષાઓમાં પરીક્ષક તરીકે નિમાય છે. સુરતની ઘણી જાહેર પ્રવૃત્તિ-ઓમાં પ્રમુખસ્થાન માટે પસંદગી એમના ઉપર જ ઉતરતી. સુરતની સાહિત્ય સભાના એઓ પ્રાણ છે. સુરતમાં નર્મદ શતાબ્દીની ઉજવણી અને નર્મદનું સ્મારક ઊભું કરાવવામાં એમનો ફાળો સૌથી મોટો છે.

પોતાના વિરુદ્ધની ખટપટોને લીધે સન ૧૯૩૬ની આજુબાજુમાં એમણે સુરત કૉલેજ છોડી. અને પછી મુંબાઇની ખાલસા કૉલેજમાં સંસ્કૃતના પ્રાધ્યાપક તરીકે કામ કર્યું. હાલ એઓ સુરતમાં નિવૃત્તિ ભોગવી રહ્યા છે છતાં એ નિવૃત્તિમાં પણ એમણે સાહિત્ય–પ્રવૃત્તિ

કાયમ રાખી છે. જૂનાં માસિકો અને સામયિકોમાં વેરાયલા પડેલા પોતાના અનેક લેખો અને કેટલાંક પ્રાસંગિક આખ્યાનોનો સંચય કરી, તેના વિષયવાર વિભાગો કરી, પુસ્તકાકારે બહાર પડવાનું એમણે શરૂ કર્યું છે. અત્યાર સુધીમાં 'સાહિત્યકળા', 'કાવ્યકળા', 'વિવેચન', 'વીરપૂજા', 'રસપાન', 'તરંગ' વગેરે પુસ્તકો બહાર પડી ગયાં છે.

પ્રૉ. દવેએ સાહિત્યનાં અનેક ક્ષેત્રો ખેડયાં છે. એમણે અનેક અભ્યાસપૂર્ણ નિબંધો, સર્જનાત્મક વિવેચનો, મર્માળા હાસ્યલેખો, સુંદર કાવ્યો ઈત્યાદિ ઘણું ઘણું લખ્યું છે. એમનું વિશાળ વાચન, નિરૂપિત વિષયનો તલસ્પર્શી અભ્યાસ, મનન અને ચિંતન, એમના વ્યકિતત્વની સ્પષ્ટ છાપ દેખાવા છતાં એમણે અદ્દભુત રીતે જાળવેલી તટસ્થવૃત્તિ, એમની રસદૃષ્ટિ કુદરતનાં સૌંદર્ય અને ગહન તત્ત્વો માટેનો ઉત્કટ પ્રેમ, એમની પ્રસન્નમધુર શૈલીની સરળતા અને સચોટતા, એમની વ્યાપક દૃષ્ટિ, એમનો શિષ્ટ મર્યાદિત અને મર્માળો વિનોદ, એમની વાક્છટા—આ બધાં તત્ત્વો એમનાં લખાણોને અત્યંત રસપ્રદ અને મનોજ્ઞ બનાવે છે. એમની ભાષા પ્રૌઢ છે, સંસ્કારી છે; લેખકના પાણ્ડિત્યનું દર્શન થવા છતાં એમાં આડંબર નથી. સુંદર દૃષ્ટાન્તોથી સામાન્ય મનુષ્યને સહેલાઈથી ન સમજાય એવી વિગતો એઓ ખૂબીપૂર્વક સમજાવે છે. વેદકાળથી માંડીને અન્ત સુધીનો એમણે કરેલો સંસ્કૃત સાહિત્યનો તેમજ અનેક પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય પંડિતોના ગ્રન્થોનો ઊંડો અભ્યાસ, એમના સાહિત્યવિષયક તેમજ કાવ્યવિષયક લેખો, તત્ત્વજ્ઞાનની ચર્ચા અને વિવેચનલેખોને આજે એવાજ વિષયો ઉપર લખાતા અન્ય લેખોથી જુદા પાડે છે. આજે પણ ગુજરાતને જેમની અત્યંત આવશ્યકતા છે એવા ગત જમાનાના સમર્થ વિદ્વાન અને અભ્યાસી સાક્ષરોમાંના એઓ એક છે.

શ્રી અને સરસ્વતી એ બે એક સ્થળે મળવાં દુર્લભ છે, છતાં પ્રૉ. દવેમાં એ બન્નેનો સુંદર સમન્વય થયો છે. આપણે ત્યાં સાહિત્ય–સેવા લક્ષ્મીની અપેક્ષા રાખે છે. પ્રૉ. દવેએ સાહિત્યસેવાને અંગે

અને સાહિત્યસેવકોની સગવડોને અંગે બહોળા પ્રમાણમાં પોતાની શ્રીનો ઉપયોગ કર્યો છે, એ માટે ગુજરાત અને ગુર્જરીના સેવકો એમનાં ઋણી રહેશે.

પ્રૉ. દવે દેખાવમાં દુર્બળ છે છતાં એમની વાણી અને કલમમાં એઓ અનેરું સામર્થ્ય દાખવી શકે છે. વાળ ધોળા છતાં એમનું હૃદય યુવાનનું હૃદય છે. સામાન્ય રીતે ગંભીર છતાં વિનોદનું તત્ત્વ પણ એમનામાં ઓછું નથી. લેખક, વિવેચક, શિક્ષણશાસ્ત્રી, કવિ, ફિલસૂફ, સુધારક—એ બધા સ્વાંગ ધારણ કરી શકે એવા એઓ ગુજરાતના પનોતા પુત્ર છે.

જાણીતાં સ્ત્રી-કવિ શ્રી. જયમનગૌરી પાઠકજી એમનાં જ્યેષ્ઠ પુત્રી થાય. એમનાં દ્વિતીય પુત્રી શ્રી. ચન્દ્રિકા પાઠકજી એમની જ્ઞાતિની સ્ત્રીઓમાં સૌથી પ્રથમ બી. એ. ની ડીગ્રી મેળવવાનું માન ધરાવે છે. એઓ એમ. એ. અને બી. ટી. પણ થયાં છે અને સુરતમાં મહિલા વિદ્યાલયમાં પ્રિન્સીપાલ તરીકે કામ કરે છે. અવારનવાર એમનાં કાવ્યો અને લેખો સામયિકોમાં દેખા દે છે. સૌથી નાનાં પુત્રી શ્રી. મન્દાકિની દવે પણ એમ. એ. છે.

—ભૂપેન્દ્ર ત્રિવેદી

## સ્નાતિકા શ્રી. યશોદાકુમારી મોતીસિંહજી

'તમારી સંસ્થામાંથી શું સરોજિનીઓ પાકે છે?' એવો પ્રશ્ન એક ટાઉન મેયરે સાઉથ આફ્રીકાની મુસાફરીમાં આર્યકન્યા મહાવિદ્યાલયના સંચાલકને કર્યો, જ્યારે તેમણે વિદ્યાર્થિની યશોદાકુમારી મોતીસિંહનું ભાષણ સાંભળ્યું.

વિદ્યાર્થિની યશોદાકુમારી આજે સ્નાતિકા યશોદાકુમારી છે. તેમણે ૧૩ વર્ષ સુધી આર્યકન્યા મહાવિદ્યાલયનું શિક્ષણ મેળવી હવે તેજ માતૃસંસ્થાના સ્ટાફ ઉપર પાંચ વર્ષથી પોતાની સેવા અર્પણ કરેલી છે.

સ્વભાવથી શાંત, મૃદુ અને કર્મશીલ આ બહેન જ્યારે રંગમંચ ઉપર

ઊભી થાય છે, ત્યારે હજારો માનવમેદનીઓને પોતાના ધારાપ્રવાહી ભાષણોથી મંત્રમુગ્ધ કરે છે. બિહાર, કલકત્તા, યુ. પી., ગુજરાત; મધ્યભારત વગેરે સ્થળોની હિંદુ સભાઓના તથા આર્યસમાજોના ઉત્સવોમાં તેમની વીર વાણીએ મુડદાઓમાં પણ નવચેતન રેડ્યું છે. ગુજરાત પ્રાંતીય હિંદુસભાની કારોબારીમાં તેમનું સ્થાન છે અને આર્યકન્યા મહાવિદ્યાલયનાં તે પ્રૉફેસર છે.

લુણાવડના પરમાર કુટુંબના રાજપૂત શ્રી. મોતીસિંહજીનાં તે સુપુત્રી છે. તેમની નાનપણથી જ દીક્ષા વડોદરા વિદ્યાલયમાં થયેલી. તેમનું પિતૃકુટુંબ ગરીબાઈની અવસ્થામાં હોવા છતાં, રાજપૂતોની ખાનદાની તેમનામાં તરવરી આવે છે. એક ગૌરવશાળી, પ્રતિભાશાળી, આર્ય સન્નારી તરીકે તે આવનાર ઉપર છાપ પાડે છે.

લગ્નો કરવાના અનેક પ્રસંગો આવ્યા છતાં તે માતૃસંસ્થાના ચરણે પોતાની સેવા અર્પણ કરી જગતમાતા બનવાના કોડ સેવે છે. તેમનું વાચન અને વક્તૃત્વનું સંમિશ્રણ બહુ જ સુંદર છે.

એકનિષ્ઠાથી યાહોમ કરીને ઝંપલાવવાની તેમની ખાસિયત જ છે. અનેક ઇર્ષા અને દ્વેષો સામે પણ એક વીર યોદ્ધા સમ ઊભા રહેવાની તેમની આવડત છે. પોતાના જીવન ઘડતર માટે તે પોતાના ગુરુદેવ પં. શ્રી. આનંદપ્રિયજી પ્રત્યે ખૂબ ભક્તિભાવ રાખે છે. કારેલી બાગના નિર્માતા પં. આત્મારામજીના સંસ્કાર વારસદારોમાં તે એક મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

આજે કારેલીબાગની ઉજ્વલ સંસ્થાની કેટલીક કુલપુત્રીઓ આમ મંત્રધારી થઇ, ગુજરાતને આંગણે પોતાની સેવાઓથી, સામાજીક તથા કેળવણીના ક્ષેત્રમાં જે ફાળો આપી રહી છે તેમના કાર્યની સોનેરી નોંધ ભાવિ-ઇતિહાસકારો કરશે જ.

કામ સમયે યશોદાબહેનને નિંદ નથી, ભૂખ નથી, તરસ નથી. સાદાઇ તથા ઉચ્ચ કક્ષાનું જીવન એ જ મંચ ઉપર ખડા સૈનિકની માફક સેવા અર્પી રહેલ આ વીર રમણીને અમારાં વંદન હો !

## ડૉ. રમણલાલ ક. યાજ્ઞિક એમ. એ; પી. એચ. ડી. (લંડન)



કેટલીક વ્યક્તિઓ રૂવાબદાર હોય છે. એમની પાસે જતાં પગ ઉપડતા નથી. એમની પાસે હૃદયરોદનની મર્મ-વ્યથા શમાવવાની ઇચ્છા જ થતી નથી. બીજી બાજૂ કેટલીક વ્યક્તિઓ માત્ર સમભાવી હોય છે. એમનામાં પેલી કાલાગ્નિમિવ દુર્ધર્ષતા હોતી નથી. સર્વ કોઈ મુક્ત મને એમની પાસે જઇ શકે છે અને એમની ભલમનસાઈનો ગેરલાભ ઉઠાવી શકે છે. રૂવાબ અને સમભાવનું એકીકરણ થયું હોય એવી વ્યક્તિઓમાંના એક એટલે ડૉ. યાજ્ઞિક. લગભગ છ ફૂટ ઊંચો એમનો ગૌર દેહ સામાને એમના અસાધારણ વ્યક્તિત્વની સભાન પિછાન કરાવે છે. એમના મુખ પર હંમેશ રમતું સ્મિત સામાને સ્વસ્થ બનાવે છે, એમની ઉપગમ્યતા સામામાં એમના વિશે સ્વજનની લાગણી ઉદ્દ્ભવાવે છે. બની શકે ત્યાં સુધી સહાય કરીને, જાતે અગવડ વેઠીને, એમણે અનેકના ઉપકારો ગ્રહણ કર્યા છે. એમણે અનેક રંક વિદ્યાર્થીઓનાં આંસુ લૂછ્યાં છે

હૃદયથી મહાન, માનવતાના આગ્રહી, સમભાવ અને સંસ્કારના વારસદાર ડૉ. યાજ્ઞિક નડિયાદની સાક્ષરનગરીના એક અણમોલ રત્ન છે. એમનો જન્મ સને ૧૮૯૫ ના ૯ મી ઓકટોબરના દિને શ્રી. કનૈયાલાલ ઝવેરીલાલ યાજ્ઞિકને ત્યાં થયો હતો. પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ એમણે નડિયાદમાં પ્રાપ્ત કર્યું. હાઇસ્કૂલમાં થયેલ નાટયપ્રયોગમાં સુંદર અભિનયકલા માટે એમણે ઇનામ પણ મેળવ્યાં. સને ૧૯૧૭ માં બી. એ. ની પરીક્ષા વિલ્સન કૉલેજમાંથી અંગ્રેજીમાં માન સાથે એમણે પસાર કરી કૉલેજમાં ફેલો તરીકે કામ કર્યું; અને સને ૧૯૨૦ માં એમ. એ. ની પરીક્ષા અંગ્રેજી અને ગૂજરાતી વિષયો લઇ બીજા વર્ગમાં પસાર કરી. શરૂઆતમાં કરાચી અને જૂનાગઢમાં અંગ્રેજીના પ્રાધ્યાપક તરીકે કામ કરી એઓ સામળદાસ કૉલેજમાં અંગ્રેજીના મુખ્ય પ્રાધ્યાપક તરીકે સ્થાયી થયા. સને ૧૯૨૯ માં વિશેષ અભ્યાસ માટે એઓ વિલાયત ગયા અને ત્યાં "હિંદી રંગભૂમિ" એ વિષય પર પુસ્તક લખી પી. એચ. ડી. ની ડીગ્રી મેળવી. સને ૧૯૪૦ ના નવેમ્બર માસથી એઓ રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કૉલેજમાં આચાર્ય તરીકે કામ કરી રહ્યા છે.

એમના જીવનનો મહત્વનો પ્રસંગ સને ૧૯૨૦માં થયેલા એમના લગ્નનો છે. સૌ. વિનોદિનીબહેન યાજ્ઞિક પિતૃપક્ષે જાણીતા સાક્ષર શ્રી. ચંદ્રશંકર પંડ્યાનાં પુત્રી અને મોસાળપક્ષે બાણની 'કાદંબરી'ના સરસ ભાષાંતરકાર સાક્ષર શ્રી. છગનલાલ હ. પંડ્યાનાં દૌહિત્રી છે. ડૉ. રમણલાલ અને સૌ. વિનોદિનીબહેન યાજ્ઞિક જેવાં સુશિક્ષિત અને સંસ્કારી દંપતી ગુજરાતમાં વિરલ છે. સૌ. વિનોદિની બહેન ૧૯૨૩ માં સંસ્કૃત સાથે બી. એ. માં માન સહિત પસાર થયાં. ત્યારબાદ એઓ ડૉ. યાજ્ઞિકની સાથે વિશેષ અભ્યાસ માટે વિલાયત ગયાં અને ત્યાં તેમણે કેળવણીશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરી ટી. ડી. ની ડીગ્રી ૧૯૩૧માં મેળવી. વિનોદિની બહેને કન્યા-શિક્ષણ, સ્ત્રી-શિક્ષણ વિગેરેમાં અમૂલ્ય ફાળો આપેલો છે. ઘણાં વર્ષ સુધી ભાવ-

નગર મહિલા વિદ્યાલયમાં આચાર્ય તરીકે કોઇ પણ જાતનું વેતન સ્વીકાર્યા વગર એમણે પ્રશંસનીય સેવા બજાવેલી છે. ભાવનગરની સ્ત્રી-કેળવણીના વિકાસમાં તેઓએ સને ૧૯૨૫ થી ૧૯૪૦ સૂધીનાં પંદર વર્ષમાં સંગીન ફાળો નોંધાવેલો છે. મહિલા વિદ્યાલય છોડયા પછી મહિલા મંડળની સ્થાપના કરી એના માનાર્હ મંત્રી તરીકે ગરીબ બહેનોને અક્ષર-જ્ઞાન અને ગૃહઉદ્યોગનું શિક્ષણ આપવાનો પ્રબંધ એમણે કરેલો. ડૉ. યાજ્ઞિકે અધ્યાપનને મુખ્ય વ્યવસાય તરીકે સ્વીકારેલ છે. વરસો સુધી અંગ્રેજી સાહિત્યના મુખ્ય પ્રાધ્યાપક તરીકે એમણે અનેક શિષ્યોને ઉચ્ચ પ્રેરણા આપી છે અને તેમનાં મન અને આત્માના વિકાસમાં નિમિત્ત-રૂપ થયા છે. એઓ શેકસપિયરના નાટક વા અંગ્રેજી કવિતા વા અંગ્રેજી સાહિત્યના કોઇ પણ ગ્રંથનું અધ્યાપન કરતા હોય ત્યારે આખો વર્ગ એમને તલ્લીન થઇ સાંભળતો હોય છે. એઓ અધ્યાપનવિષયનું સુયોગ્ય વાતાવરણ સર્જે છે અને તેની છાપ વિદ્યાર્થીના માનસ પર કદી ન ભૂંસાય એવી રીતે પડે છે. પ્રાધ્યાપકનો સાહિત્ય, કેળવણી અને પ્રજાજનો તરફ પણ એક વિશેષ યુગધર્મ છે એમ તેઓ માને છે. સાહિત્ય સંસ્કારમાં રહેલા ઉત્તમોત્તમ તત્ત્વનો પ્રચારક પ્રાધ્યાપક જ હોવો જોઇએ એ પ્રકારના મેથ્યુ આર્નોલ્ડના મત સાથે એઓ સંપૂર્ણપણે સંમત છે. આ દૃષ્ટિથી જ એઓએ ગુજરાતી સાહિત્ય પરિષદ કે સ્થાનિક વિવિધ સંસ્થાઓની પ્રવૃત્તિઓમાં સક્રિય ફાળો નિરંતર આપ્યો છે.

પ્રાધ્યાપક તરીકે અને તેથીય વિશેષ કૉલેજના આચાર્ય તરીકે એક અસાધારણ કર્તવ્ય એઓએ પોતાનું માની લીધું છે. ગરીબમાં ગરીબ વિદ્યાર્થી સુપાત્ર અને સંસ્કારી હોય તો તેને અધ્યયનનો અધિકાર છે. આવા વિદ્યાર્થીને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત થઈ શકે તો તેનું, તેના કુટુંબનું તેમ જ સમાજનું પણ કલ્યાણ થાય છે એવો તેમનો મત છે. આ દૃષ્ટિથી પ્રેરાઇને ખાસ કરીને છેલ્લાં ત્રણ વરસમાં ગરીબ વિદ્યાર્થીઓ માટે એમણે માત્ર યાજ્ઞિક જ કરી શકે એવો અસાધારણ

શ્રમ કર્યો છે. એમણે ગરીબ વિદ્યાર્થીઓ માટે બીજા કોઈ આચાર્યને પ્રાપ્ત ન થઈ શકે એટલાં નાણાં મેળવ્યાં છે. એમણે બીજો કોઇ આચાર્ય ન આપી શકે એટલી માફી, શિષ્યવૃત્તિઓ, પુસ્તકો અને અન્નક્ષેત્રની વ્યવસ્થાની સહાય વિદ્યાર્થીઓને આપી છે. ડૉ. યાજ્ઞિકમાં રહેલી આ માનવતા, જે એમના વ્યક્તિત્વનું વિશિષ્ટ લક્ષણ છે તે, એમને સર્વના માનના અધિકારી ઠરાવે છે.

પ્રાધ્યાપક અને આચાર્ય તરીકે એમની એક માન્યતા એવી છે કે કૉલેજનું શિક્ષણ માત્ર તેના અભ્યાસક્રમની મર્યાદામાં પુરાઇ જવું ન જોઇએ. કૉલેજમાં અભ્યાક્રમની પૂર્ણાહુતિ ઉપરાંત બીજી સંસ્કાર કેળવણીની પણ આવશ્યકતા એટલી જ છે. આ બીજી સંસ્કાર કેળવણી વિદ્યાલયની અંદર સારા રસોત્સવો, સત્ત્વશીલ ચર્ચાઓ, વૈજ્ઞાનિક પ્રદર્શનો વિગેરે યોજીને આપી શકાય. એમના દિગ્દર્શન નીચે ભાવનગરમાં અને રાજકોટમાં યોજાયેલાં સ્નેહસંમેલનોએ અસાધારણ સફળતા મેળવી છે, અભિનય–પટુતાનું સરસ પ્રમાણ રજૂ કર્યું છે અને વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓના સહઅભિનયનો ઇષ્ટ સુધારો અમલમાં પણ મૂકયો છે. સહઅભિનયની બાબતમાં ડૉ. યાજ્ઞિક આગ્રહ ધરાવે છે અને એ દૃષ્ટિથી પ્રેરાઇને એક અનુકૂળ રંગભૂમિ પણ એમણે યોજી છે. એમના જીવનનું મહદ્‌માં મહદ્‌ સ્વપ્ન કદાચ એક અદ્યતન નાટયમંદિર બાંધવાનું જ હશે.

વિલાયતના એમના અભ્યાસકાળ દરમિયાન એમણે જોયું છે કે ત્યાં વાચનની સરસમાં સરસ સગવડતાઓ વિદ્યાર્થીઓને પુસ્તકાલયોમાં મળે છે. પુસ્તકાલયો લગભગ પંદર કલાક ઉઘાડાં રહે છે અને ત્યાં જે પુસ્તક જોઇએ તે તરત મળી શકતું હોવાથી વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ ત્યાં જ કરે છે રાજકોટ કૉલેજમાં લગભગ સોએક વિદ્યાર્થીઓ વાંચી શકે એવી વ્યવસ્થા એમણે બાર કલાક ખુલ્લા રહેતા પુસ્તકાલયમાં કરી છે.

પ્રાધ્યાપક તરીકેના વીસ વર્ષના અને આચાર્ય તરીકેના

છેલ્લાં ત્રણ-ચાર વર્ષના અનુભવ પછી તેઓ એમ માને છે કે આપણા ગરીબ દેશની અત્યારની પરિસ્થિતિમાં સ્થળે સ્થળે કલાભવનો હોવાં જોઇએ અને નાના પાયા પર દયાળબાગની યોજનાઓનો અમલ થવો જોઇએ. દિલગીરીની વાત એ છે કે આજે આપણે ત્યાં બીજું કોઇ સાધન ન હોવાથી ઘણા સ્નાતકો જેમ શિક્ષકો થાય છે તેમ ઘણા યુવાનો આર્ટ્સ અને સાયન્સના વિદ્યાર્થીઓ થાય છે. અને કરુણ કથા તો એ છે કે વિજ્ઞાનના વિદ્યાર્થીઓથી નથી દાખલ થવાતું એન્જી-નિયરીંગ કૉલેજમાં કે નથી દાખલ થવાતું મેડીકલ કૉલેજમાં. એટલે ભગ્નમનોરથ યુવાનો દેશની પુનર્રચનામાં ફાળો આપી શકતા નથી. આ અસહ્ય સ્થિતિના નિવારણ માટે ગુજરાત-કાઠિયાવાડની યુનિવર્સિટી ત્વરાથી સ્થપાવી જ જોઇએ તેમ તેઓનું માનવું છે. એક બાજૂ અમદાવાદના ઉદ્યોગપતિઓ પાસે અઢળક સંપત્તિ છે; બીજી બાજૂ કાઠિયાવાડના રાજવીઓ પાસે પણ ધનસમૃદ્ધિ છે. આ ધનવિપુલતા હોવાથી એકાદ એન્જીનિયરીંગ કૉલેજ કે એકાદ એગ્રીકલ્ચરલ કૉલેજ કે એકાદ મેડીકલ કૉલેજ કે એકાદ ટેક્નોલૉજીકલ કૉલેજ કાઢવામાં હરકત આવે એમ નથી. આ બધી કોલેજો કાઢવામાં એકાદ કરોડ રૂપિયો જોઇતો હોય તો એકેક લાખ રૂપિયા આપે એવા અનેક શાહસોદાગરો અને રાજવીઓ ગુજરાત-કાઠિયાવાડમાં પડેલા છે. મહારાષ્ટ્રમાં પ્રમાણમાં કાંઈ પણ સમૃદ્ધિ નથી તે છતાં મહારાષ્ટ્ર યુનિવર્સિટીની સ્થાપનાની વિચારણા ચાલી રહી છે. ગાંડી આ ગુજરાતને જરૂર હોય તો તે કાર્યકરોની છે એમ ડૉ. યાજ્ઞિકનું માનવું છે. ડૉ. યાજ્ઞિક જેવા પાંચ છ નિઃસ્વાર્થી કાર્યકર્તાઓ મળી જાય તો ગુજરાત યુનિવર્સિટી સ્થાપવાનું કામ સરળ બની જાય. પણ કમનશીબી એ છે કે અસ્મિતાનો ઉચ્ચાર થયે ઘણા વરસ થયાં છતાં ગુજરાતમાં અસ્મિતા હજુ આવી નથી.

ગુજરાત-કાઠિયાવાડના શિક્ષણની પુનર્રચના નવી યુનિવર્સિટી સ્થાપીને થાય એમાં બહેનોને સહશિક્ષણનો લાભ લેવો હોય તો તેમને

છૂટ હોવી જોઈએ એમ ડૉ. યાજ્ઞિકનું માનવું છે. કન્યા ગુરુકુળો દરેક સ્થળમાં સ્થપાવાં જોઈએ. આ ગુરુકુળોમાં બહેનો પોતાનું આર્યત્વ ખીલવી શકે અને ખાસ કરીને વ્યાયામ, સંગીત અને ધાર્મિક શિક્ષણ-થી તેઓનું ઘડતર એવી કક્ષાએ પહોંચે કે જેથી તેઓ રાષ્ટ્રના સંગ્રામોત્તર પુનર્વિધાનમાં પોતાનો ભાગ સફળતાથી ભજવી શકે.

સફળ પ્રાધ્યાપક, કુશળ આચાર્ય અને ઉચ્ચ કેળવણીકાર ડૉ. યાજ્ઞિક સરસ સાહિત્યકાર પણ છે. ગુજગતી સાહિત્ય માટેની એમની પ્રીતિ અપૂર્વ છે. ભાવનગર સાહિત્ય પરિષદ ભરવામાં અને તેને સફળ રીતે પાર ઉતારવામાં, લાઠી સાહિત્ય સંમેલન ભરવામાં અને તેને સફળ રીતે પાર ઉતારવામાં, નર્મદ શતાબ્દી સરસ રીતે ઉજવવામાં અને એ સ્મારકમાં સૌથી સારામાં સારો ફાળો આપવામાં, ડૉ. યાજ્ઞિકની સેવા અમૂલ્ય હતી એમ કહેવું જ જોઈશે. દી. બા. રણ-છોડરામ શતાબ્દી પ્રસંગે રાજકોટ અને વડોદરામાં ખાસ નિમંત્રણથી એમણે બે વ્યાખ્યાનો આપ્યાં હતાં, જે એક સુજ્ઞાત વિવેચકના અભિ-પ્રાય પ્રમાણે પ્રશસ્ય હતાં. સૂરતમાં સ્વ. કમળાશંકર સ્મારક પ્રસંગે પણ રંગભૂમિના વિકાસ પરત્વે એમણે વ્યાખ્યાન આપેલું જે અતિ પ્રશંસા પામ્યું હતું. એમણે સાહિત્ય અને વિવેચન વિષયક લેખો સને ૧૯૨૦ થી ગુજરાતી માસિકોમાં લખવા માંડયા છે. વિલાયતના માસિક Theatre Arts અને Drama માં પણ એઓ નિમંત્રણથી અંગ્રેજીમાં લેખ લખી મોકલે છે. પૌરસ્ત્ય પરિષદમાં પણ એમણે નિબંધો વાંચેલા છે. મુંબાઈ અને અમદાવાદની સાહિત્ય પરિષદમાં વંચાયેલા એમના નિબંધો ઉચ્ચ કક્ષાના માલુમ પડયા છે અને અમદાવાદના નિબંધ-વાચન માટે તો એમને સુવર્ણચંદ્રક ઈનાયત કરવામાં આવ્યો છે. સને ૧૯૨૮માં એમના શિષ્યમિત્ર સ્વ. પ્રા. ગજેન્દ્રશંકર બુચનો લેખસંગ્રહ 'ગજેન્દ્ર મૌકિતકો' એ નામથી એમણે સંપાદિત કર્યો છે. 'Indian theatre' નામનું પુસ્તક અંગ્રેજી ભાષામાં વિલાયતમાં પ્રસિદ્ધ થયું છે. આ સિવાય એમનાં અન્ય

લેખો અને વિવેચનોને ગ્રંથસ્થ કરવામાં આવે તો આશરે બેથી ત્રણ ગ્રંથ જેટલી લેખનસામગ્રી એમની પાસે પડેલી છે.

ડૉ. યાજ્ઞિકના વ્યક્તિત્વમાં કોઇ અજબ પ્રેરણા, શક્તિ અને આકર્ષણ રહેલાં છે જેનો ખરો ખ્યાલ તો એઓએ ૧૯૪૦ માં રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કૉલેજનું સુકાન સ્વીકાર્યું ત્યારે જ ગુજરાતને આવ્યો. કેટલાક આચાર્યોનાં નામ એમની કૉલેજ સાથે અમર રીતે જોડાયેલાં રહે છે. ડૉ. યાજ્ઞિક ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સાથે ન ભૂંસાય તેવી રીતે સંકળાયેલા છે. બે અઢી વરસમાં કૉલેજ માટે એમણે બે લાખ રૂપિયાની રકમ સખી નાગરિકો અને રાજવીઓ પાસેથી મેળવી છે. કૉલેજના વિસ્તૃત ચોગાનમાં ફરો એટલે ડૉ. યાજ્ઞિકે પાર ઉતારેલા અસાધારણ કાર્યનો ખ્યાલ તમને આવી જાય. વંતને એઓ નિવાસી નડિયાદના છે. અધ્યાપનનું ઝાઝું કાર્ય એમણે ભાવનગરમાં કર્યું છે. પણ જીવનની ખરી ધન્યતા તો એમણે રાજકોટમાં જ અનુભવી છે. રાજકોટ અને રાજકોટ દ્વારા સમસ્ત કાઠિયાવાડ આ સમુત્સાહી સેવાભાવી વિદ્વાનની વિચક્ષણતા અને કાર્યદક્ષતાનો લાભ ઉઠાવે એમાં કાઠિયાવાડની શોભા છે.

—હસમુખલાલ મ. કાજી

જીવન એટલે શું ? ક્લેશ, ધમાલ, યુદ્ધ કે ઉત્સવ ? મહોરવું કે વિકસવું ? જીવન એટલે શું ? મારામારી, ધમપછાડ, ભયંકર વર્તાવ કે પ્રેમ ? મિત્રતા ને સારો વર્તાવ ?

પશુવૃત્તિનું પોષણ કરીએ તો જીવન એક યુદ્ધ છે. દૈવીવૃત્તિનું પોષણ કરીએ તો જીવન એક ઉત્સવ છે. પશુજીવનમાં અવનતિ છે; દૈવીજીવનમાં ઉન્નતિ છે.

—તારાબહેન મોડક

## શ્રી. રમણુ ન. વકીલ એમ. એ.



ગૂજરાતના શિક્ષણક્ષેત્રમાં સુંદર સેવા આપી રહેલા આ યુવાન શિક્ષણશાસ્ત્રીનો જન્મ સને ૧૯૦૮ના ડિસેમ્બરની ૧૧મી તારીખે એમના વતન ભરૂચમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ દશા મોઢ વણિક છે. એમના પિતા સ્વ. નરહરિલાલ ત્રંબકલાલ દેશભક્ત 'સાહિત્યરત્ન"ના યોજક તરીકે ગૂજરાતમાં પ્રખ્યાત છે.

શ્રી. રમણલાલને પ્રાથમિક અને માધ્યમિક કેળવણી ગોધરા, નડિયાદ, નાસિક, ભરૂચ–એમ જુદે જુદે સ્થળે મળી હતી. ભરૂચ હાઈસ્કૂલમાંથી મેટ્રીકની પરીક્ષા એમણે ઊંચે નંબરે પસાર કરી હતી. ત્યારબાદ સને ૧૯૩૧માં વિલ્સન કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા (ઑનર્સ સાથે) ગુજરાતી અને અંગ્રેજી ઐચ્છિક વિષય તરીકે લઇને પસાર કરી હતી, અને એજ કૉલેજમાં ૧૯૩૧ થી ૧૯૩૩ બે વર્ષ સુધી અંગ્રેજી સાહિત્યના ફેલો તરીકે રહી ૧૯૩૩માં એમ. એ. ની પરીક્ષામાં (ગુજરાતીમાં પ્રથમ નંબર મેળવી) ઉત્તીર્ણ થયા હતા.

એમનું લગ્ન સને ૧૯૩૧માં સૌ. પુષ્પાબહેન વકીલ સાથે થયું હતું. શ્રી. પુષ્પાબહેન પણ એક સારાં ગ્રેજ્યુએટ છે, અને કેળવણીના

ક્ષેત્રમાં તેઓ પણ શ્રી. રમણલાલની સાથે નોંધપાત્ર સેવા આપી રહ્યાં છે.

જન્મથી જ સાહિત્યના સંસ્કાર જેમને પિતા તરફથી વારસામાં મળેલા છે એવા શ્રી. રમણલાલને આવા સુશિક્ષિત અને ભાવનાશાળી પત્ની મળતાં, પોતાના આદર્શો મૂર્તિમન્ત કરવાની તમન્ના જાગી, અને એમણે સને ૧૯૩૬માં મુંબઇમાં 'ધી મોડર્ન સ્કૂલ'ની સ્થાપના કરી. આ સુંદર શાળાનું ઉદ્‌ઘાટન સ્વ. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવને હસ્તે થયું હતું. અત્યારે આ શાળા મુંબઇની ઉત્તમ શાળાઓમાંની એક ગણાય છે, અને તેમાં બાળવર્ગથી માંડીને મેટ્રીક સુધીનું શિક્ષણ આધુનિક પદ્ધતિએ અપાય છે. દર વર્ષે સેંકડો વિદ્યાર્થીઓ નવા સંસ્કાર પામીને આ વિદ્યામંદિરમાંથી નીકળે છે. આ જાણીતી કેળવણીની સંસ્થાના સ્થાપક, સંચાલક અને નિયામક વકીલ-દંપતીની શિક્ષણ-સેવા ધ્યાન ખેંચે તેવી છે.

નવા આદર્શો અને નવી ભાવનાના રંગે રંગાયેલી પોતાની આ શાળાની સ્થાપના કરી તેનું સુકાન પોતાના હાથમાં લીધું તે પહેલાં શ્રી. રમણલાલે ૧૯૩૧થી ૧૯૩૩ સુધી વિલ્સન કૉલેજમાં અંગ્રેજી સાહિત્યના ફેલો તરીકે અને ૧૯૩૫ સુધી તે જ કૉલેજમાં અંગ્રેજીના પ્રાધ્યાપક તરીકે સુંદર કાર્ય કર્યું હતું. ત્યારબાદ સેન્ટ કોલંબા ગર્લ્સ સ્કૂલમાં ગુજરાતીના અધ્યાપક તરીકે અને તે પહેલાં ૧૯૩૩–૩૪ માં શ્રી. નાથીબાઇ દામોદર ઠાકરસી વિમેન્સ કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકે પણ તેમણે યશસ્વી કાર્ય કરી, શિક્ષણનો સારો અનુભવ મેળવ્યો હતો. ૧૯૩૬માં 'ધી મોડર્ન સ્કૂલ'ની સ્થાપના કર્યા પછી તેના સંચાલન અને નિયમનકાર્ય ઉપરાંત તેઓ શિક્ષણ અને સાહિત્ય વિષયક સુંદર લેખો અને ભાષણોદ્વારા પોતાની નિશ્ચિત દિશામાં આગળ વધી રહ્યા છે. ૧૯૪૧માં પાંચ વર્ષ માટે મુંબઇ યુનિવર્સિટીના ફેલો તરીકે તેઓ ચૂંટાયા છે.

સાહિત્ય, શિક્ષણ અને લલિતકળા એ એમના પ્રિય વિષયો છે.

૧૯૩૧માં 'ઉરતંત્ર અને નાટયકળા' નામનું પુસ્તક રચીને એમણે સારી ખ્યાતિ સંપાદન કરી હતી. ત્યારપછીનાં તેમનાં પુસ્તકોમાં 'પ્રણય કાવ્યો,' 'ત્રણ નાટકો', 'ચિત્રલેખા', 'સાહિત્યરત્ન ભા. ૧–૨–૩,' 'કિશોર વાચનમાળા પુ. ૧–૨–૩,' વગેરે જાણીતાં છે. સને ૧૯૩૪ માં 'મુકુર' નામનું માસિક એમણે શરુ કરેલું, પરંતુ થોડા સમયમાં તે કૌમુદી સાથે જોડાઇ જતાં 'કૌમુદી'ના સહતંત્રી તરીકે પણ શ્રી. રમણલાલે કામ કરેલું.

એમણે ઘણાં શાળોપયોગી પુસ્તકો રચ્યાં છે, જે ગૂજરાતી વિદ્યાર્થી-આલમમાં પ્રિય થઇ પડયાં છે. શિક્ષણ અને સાહિત્યની સેવાના કાર્યમાં શ્રી. રમણલાલને તેમનાં પત્ની સૌ. પુષ્પાબહેન વકીલનો સુંદર સાથ ઉપયોગી થઈ પડયો છે. કેળવણીના ક્ષેત્રમાં સફળતાપૂર્વક કાર્ય કરીને અનેક બાળકો, કિશોરો અને યુવાનોના જીવન–ઘડતરમાં પોતાનો હિસ્સો નોંધાવી રહેલ આદર્શભક્ત વકીલ દંપતી ગૂજરાતને સારી આશા આપી રહ્યાં છે. કેળવણી અને સાહિત્યની સાચી સેવા કરવાનાં એમનાં સ્વપ્નો ફળે અને એમના આદર્શોને સિદ્ધિ મળે એમ ઇચ્છીએ.

કોઇપણ કળાની ખરી ખૂબી આ છે: એમાં કળા ક્યાં છે, એવો સ્પષ્ટ અંગુલિનિર્દેશ તમે ન કરી શકો. વાતાવરણમાં ઓતપ્રોત થયેલું તમારૂં માનસ એમાં સઘળે કળા જુએ, અને છતાં એને એક અમુક જ સ્થાન પર જોઇ ન શકે, આનું નામ કળાનો અપાર્થિવ વિજય.

—ધૂમકેતુ

# પ્રો. રવિશંકર જોષી એમ. એ.



વર્તમાન ગુજરાતી સાહિત્યમાં પ્રેરણાદાયી મૂર્તિ તરીકે પ્રો. રવિશંકર જોષીથી આજે ભાગ્યે જ કોઇ અજ્ઞાત હશે. સર્વદેશીય સાહિત્યનું અખંડ પરિશીલન અને વિદ્યાનું વિમુક્ત વિતરણ એ તેમનો પ્રિય વ્યવસાય બની ગયો છે. ગૂજરાતીના પ્રતાપી પ્રાધ્યાપક તરીકે તેમણે ગુજરાતમાં કીર્તિ સંપાદન કરી છે અને તેમના વ્યક્તિત્વની જ્વલંત પ્રતિભાદ્વારા તેમણે અનેક વ્યક્તિઓમાં તેમની મંગળ પ્રેરણાનું સિંચન કર્યું છે. અનેક વિદ્યાર્થીઓને સાહિત્યાભિમુખ કરી પ્રો. જોષી તેમનામાં સાચો સાહિત્યનો રસ જગાવે છે અને તેના વિકાસ કરવા તરફ પ્રેરે છે.

પહેલી જ દૃષ્ટિએ અજાણ્યા માણસને આકર્ષે છે તેમની ગૌરાંગ સાક્ષર મૂર્તિ. તેમનો ભરેલો કદાવર દેહબાંધો, વિશાળ ભાલપ્રદેશ, જ્ઞાનભારે અર્ધનિમિલિત નેત્રયુગલ, વદનની અસ્ફુટ સ્મિતરેખા, કપાલ પર નૈસર્ગિક રીતે ઉદ્‌ભવતું રેખાત્રિપુંડ અને સમસ્ત વદન પર વિલસી રહેલી તેમના ઓજસ્વી આત્માની દીપ્તિ, ગમે તે માનવના હૃદયમાં તેમના પ્રતિ ગુરુભાવ જાગ્રત કરે છે. તેમની પ્રશાંત મુખમુદ્રા પર

તેમના આત્માનું પ્રતિબિંબ ઝળકી રહે છે અને શુદ્ધ આર્યભાવનાના પ્રતીકરૂપ તેમની આકૃતિ એક વાર જોયા પછી અવિસ્મરણીય બની રહે છે. તેમની ખરી ચૈતન્ય-પ્રતિભા તો વિલસી રહે છે તેમની વાણીમાં. તેમને બારીકાઇથી બોલતા સાંભળતાં એમ લાગશે કે તેમની વાણી અંતઃસ્ફુરિત છે. ઘનગંભીર સ્વરે તેમની વાણી જાગૃત થાય છે, અને બોલવાનું પૂરું થયા પછી પણ આપણા કાનમાં તેનું મંદ અનુરણન ગુંજી રહે છે.

હવે આપણે તેમના જીવનની લૌકિક વિગતો પર આવીએ. પ્રો. રવિશંકર જોષીનો જન્મ ઇ. સ. ૧૮૯૭ના સપ્ટેમ્બરની પહેલી તારીખે રાજૂલામાં થયો હતો. તેમના પિતા મહાશંકર બેચર જોષી તાલુકા શાળાના હેડમાસ્તર હતા અને ભાવનગર રાજ્યમાં એક પ્રતાપી શિક્ષક તરીકે તેમણે ખ્યાતિ મેળવી હતી. શ્રી. જોષીએ પ્રાથમિક અભ્યાસ શિહોરમાં કર્યો અને ૧૯૧૪માં ભાવનગરમાં તેમણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી. પ્રથમથી જ અભ્યાસમાં તેઓ તેજસ્વી અને હોશિયાર ગણાતા. તેમનો વાચનનો શૉખ એટલો બધો હતો કે કોઇ પણ નવા પુસ્તક વિષે તેઓ કંઇ પણ સાંભળે કે તરત જ તેની તપાસ કરી, મેળવી અને તે વાંચ્યા વિના રહે નહિ. આમ શરૂઆતમાં જ તેમણે પુષ્કળ સાહિત્ય વાંચી નાખેલું અને તેમના આવા વાચનના પ્રબળ શૉખને લીધે તેમના વિદ્યાર્થીમિત્રો પાંચમી અંગ્રેજીથી જ તેમને ગુજરાતીના પ્રૉફેસર કહેતા. ત્યાર પછી ૧૯૧૯માં સંસ્કૃત લઇને બી. એ. ની ડીગ્રી તેમણે મેળવી. ભાવનગરની આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં તેમણે શિક્ષક તરીકે બેએક વર્ષ કામ કર્યું અને ૧૯૨૪માં એમ. એ. ની પરીક્ષા તેમણે આપી. તે વખતે ગુજરાતી અને અંગ્રેજી એ તેમના મુખ્ય વિષયો હતા. એમ. એ. ના કડક સૈદ્ધાન્તિક સાક્ષર-પરીક્ષકો રા. નરસિંહરાવ અને કેશવલાલ ધ્રુવની પરીક્ષામાં તેઓ પહેલા આવ્યા તે જ બતાવી આપે છે કે તેમનો સાહિત્યનો અભ્યાસ અત્યંત તીવ્ર અને કડકમાં કડક પરીક્ષકોને પણ સંતુષ્ટ કરે તેવો હતો.

આમ સાહિત્ય તરફ પ્રથમથી જ તેમનું માનસ એકાગ્ર બન્યું હતું અને આગળ જતાં સાહિત્ય જ તેમનો ઐચ્છિક વિષય બની ગયું. ઇ સ. ૧૯૨૫થી ભાવનગરની શામળદાસ કૉલેજમાં તેમણે ગુજરાતીના પ્રાધ્યાપકની જગ્યા સ્વીકારી. તેમનુ સર્વદેશીય વિશાળ વાચન, વિદ્યાર્થીઓ પાસે વિષય રજૂ કરવાની અપૂર્વ વકતૃત્વશૈલી, ભાષાસામર્થ્ય અને સર્વ ઉપરાંત તેમની નવનવોન્મેષશાલિની પ્રતિભા એ સર્વ અધ્યાપકના વિરલ ગુણોને લીધે અલ્પ સમયમાં જ તેઓ વિદ્યાર્થી-આલમમાં માનવંત થઇ ગયા. પ્રત્યેક વિદ્યાર્થીએ તેમને સાદર આવકાર આપ્યો. વિદ્યાર્થીવર્ગના પૂજ્ય આચાર્યરૂપ તેઓ બની ગયા. અધ્યાપક તરીકે તેમણે જીવન આરંભ્યું અને પ્રતિવર્ષ તેમાં તેમને વધારે ને વધારે સફળતા મળતી ગઇ. આ સફળતાનું એક મોટામાં મોટું કારણ તે તેમની નૂતન શિક્ષણપદ્ધતિ. કૉલેજમાં તો જાણે કે લૅક્ચર જ આપી જવાય—કોઈ સમજે કે ન સમજે, કોઇને ઓળખવાની કે કોઇના સામું જોવાની પણ ચિંતા કર્યા સિવાય જાણે કે ઓરડાની ચાર દિવાલો અને બારીના કાચ સમક્ષ જ લૅક્ચર કરતા હોય તેમ બોલ્યે જ જવાય અને તે પૂરું થાય એટલે 'નિશાળમાંથી નીસરી જવું પાંશરું ઘેર' એવી જે આપણી કૉલેજોની ભાષણિયા શિક્ષણપદ્ધતિ છે તેનાથી પ્રો. જોષી ઘણા જ વિરૂદ્ધ છે. કૉલેજ એટલે સંસ્કૃતિની મહાશાળા, અને સંસાર–શિક્ષણનું અપૂર્વ મંદિર એમ તેઓ માને છે. કૉલેજના ઉચ્ચ સંસ્કાર પામી શા માટે વિદ્યાર્થી વાસ્તવ જીવનમાં નિષ્ફળ થતો લાગે છે? તેઓ માને છે કે જો કૉલેજોમાં વિદ્યાર્થીઓને જો વ્યવહારમિશ્રિત જ્ઞાન અપાતું હોય અને જો તેમને જીવનમાં ઉપયોગી એવું માર્ગસૂચન થતું હોય તો વાસ્તવ જીવનમાં કોઇને પણ નિષ્ફળ થવાનો વખત ન જ આવે. કૉલેજમાં આવી વિરલ પદ્ધતિનું પરિપાલન પ્રો. જોષી કરી બતાવે છે. ગમે તે વિષયમાં ધાર્યો રસ તેઓ પેદા કરી શકે છે. અભ્યાસ વિષયના અધ્યાપનમાં કેવળ શુષ્ક કથનપદ્ધતિ જ નહિ, પરંતુ તે વિષયને અનેક બાજુએથી તપાસી, તદનુરૂપ વિષયને સ્ફુટ કરતા અને વિશદ બનાવતા

અનેકવિધ દૃષ્ટાન્તો નિયોજી, વિષયને પૃથક્કરણાત્મક તેમજ સંયોજનાત્મક રીતે દર્શાવી તેના પર પોતાનાં મંતવ્યો તથા ઇતર સાહિત્યોમાંથી પણ તદ્‌વિષયક વિચારો રજૂ કરી પ્રો. જોષી વિષયને કોમળ બનાવી વિદ્યાર્થીઓ પાસે મૂકે છે. આમ તેમની શિક્ષણપદ્ધતિ ઘણી જ વિલક્ષણ અને સર્વગ્રાહ્ય છે.

વિદ્યાર્થીઓનાં અંગત જીવનમાં પણ રસ લેવાના તેમના સ્વભાવને લીધે પ્રો. જોષી તેમને અનેક રીતે મદદ કરે છે. તેઓ માને છે કે વિદ્યાર્થીજીવનથી નિરપેક્ષ રહી કેવળ શીખવી જવામાં જ ઇતિશ્રી માનવું એ વિચાર ભૂલભરેલો છે. વિદ્યાર્થી-માનસનો સૂક્ષ્મ અભ્યાસ કરી તેના જીવનને આમૂલ સમજવું એ તેમનો પ્રિય વ્યવસાય થઈ પડયો છે, અને વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ સમજી તેના ઉપાયો યોજવામાં તેઓ હંમેશાં આતુર હોય છે. વિદ્યાર્થી–જીવનને સમજવાની તેમની આ શક્તિને લીધે તેઓ ખરા શક્તિસંપન્ન વિદ્યાર્થીઓને ચૂંટી કાઢે છે અને તેમના વિકાસમાર્ગમાં સક્રિય ભાગ આપે છે. આમ અનેક વિદ્યાર્થીઓના જીવનમાં તેમની મંગલ પ્રેરણા તેઓ પ્રચ્છન્ન રીતે વહાવ્યા કરે છે અને તેમને વિકાસને પંથે દોરે છે. પોતાના વિષયમાં તેઓ એટલો બધો રસ ઉત્પન્ન કરી શકે છે કે સંખ્યાબંધ વિદ્યાર્થીઓ પ્રધાનતઃ ગૂજરાતી લેવા તરફ આકર્ષાય છે અને તેમના સ્થાનને ઇર્ષ્યાપાત્ર બનાવે છે.

આપણે ઉપર જોયું તેમ તેમનો મુખ્ય વિષય તે સાહિત્ય. તેમના સાહિત્ય વિષયક સંપૂર્ણ વિચારો જનતાના જાણવામાં હજી આવ્યા નથી, પરંતુ જેઓ તેમના નિકટ સંપર્કમાં છે તેઓ તેમના સાહિત્યાદર્શ વિષે સંપૂર્ણ જાણે છે. સાહિત્ય તેમને મન જીવન–વિકાસનું સબળ સાધન છે અને જીવન અને સાહિત્યની ઉન્નતિ અન્યોન્યાશ્રિત છે, જીવનનાં દર્દ અને દુઃખના પ્રતિકાર રૂપ સાહિત્ય જ છે અને સાહિત્ય જ આપણને ખરું જીવન જીવતાં શીખવે છે એમ તેઓ માને છે. તેમણે લખ્યું છે ઘણું જ થોડું. ‘મુનશીની કલા,’ ‘શામળ–એક સમસ્યા’,

'અકબરશાહ', 'ન્હાનાલાલનાં ઊર્મિગીતો' વગેરે વિષે તેમણે રસવાહી નિબંધો લખ્યા છે. આ ઉપરાંત ૧૯૪૦ની સાલમાં પ્રગટ થયેલાં પુસ્તકોની સમીક્ષા કરવાનું કામ અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા તરફથી તેમને સોંપવામાં આવ્યું હતું. એ સમીક્ષા વાંચતાં તેમની તલસ્પર્શી, નિખાલસ, તત્ત્વાભિનિવેષી, રસદૃષ્ટિવાળી વિવેચનશૈલીનો પરિચય મળે છે.

પણ તેમના વિષે સૌ કોઇને એક પ્રશ્ન ઉદ્ભવે કે આવા વિદ્વાન્ સાક્ષર પાસેથી ગૂજરાતે ચિરંજીવ એવું કયું તત્ત્વ મેળવ્યું? તેમની લેખન–પ્રવૃત્તિ તેમની વિદ્વત્તાના પ્રમાણમાં તો નહિવત જ ગણાય. તેમના જેવા વિદ્વાન પાસેથી અપેક્ષા રાખી શકાય એવું બધું કેમ આપણને મળ્યું નથી? પણ ઊભા રહો. તેમની સાહિત્યસેવા કંઇક જુદા પ્રકારની છે. તેમને સાહિત્યના સ્રષ્ટા કરતાં સાહિત્યના દ્રષ્ટા વધારે યોગ્ય રીતે કહી શકાય. મારે મન તો સાહિત્યપ્રેરકનું મહત્વ સાહિત્ય-સર્જક કરતાં જરાયે ઓછું નથી. આ દૃષ્ટિએ જોતાં પ્રો. જોશીએ સાહિ-ત્યની અનન્ય સેવા બજાવી છે. ગુજરાતને તેમણે આપેલા સાહિત્યકારો તથા પ્રૉફેસરો જુઓઃ ગુજરાત કૉલેજના પ્રો. અનંતરાય રાવળ, રાજકોટ કૉલેજના પ્રૉ. મનઃસુખલાલ ઝવેરી, એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રો. કે. બી. વ્યાસ, રાજકુમાર કૉલેજના પ્રો. ધામેલીઆ, રૂઇઆ કૉલેજના પ્રો. એ. બી. યાજ્ઞિક તેમજ સાહિત્યકારોમાં શ્રી. દુર્ગેશ શુક્લ, શ્રી. પ્રેમ-શંકર ભટ્ટ. શ્રી. હરિલાલ પંડ્યા, શ્રી. નાથાલાલ દવે, શ્રી. પ્રબોધ અને પરાશર્ય છે. આ ઉપરાંત બી. એ.માં ફર્સ્ટકલાસમાં અને એમ. એ.માં ઉચ્ચ વર્ગમાં તેમના અધ્યાપનનાં પરિણામ રૂપ આવેલા વિદ્યાર્થીઓમાં પ્રો. અંનતરાય રાવળ, પ્રો. મનઃસુખલાલ ઝવેરી, શ્રીયુત રીંદાણી, શ્રી. રતિભાઈ પટેલ, શ્રી. ભાલાણી, શ્રી. ગુણવંત જોષી, શ્રી. જયંત જોષી, શ્રી. નલિની બહેન અને શ્રી. રસિકલાલ જોષી અને બીજાં અનેક. ભાવનગર સ્ટેટના ડી. પી. આઇ. શ્રી. દલપતભાઇ પણ પ્રૉ. જોષીના વિદ્યાર્થી. આમ પ્રો. જોષીની મંગળ છાયામાં કેટકેટલા વિદ્યાર્થીઓ ઉછર્યા

અને તેમણે જ એ સર્વેને પ્રેરણા–નીર સીંચ્યાં. એક ભાઈએ તો પોતાની લાક્ષણિક રમુજી રીતે કહ્યું હતું કે પ્રો. જોષી એટણે ગુજરાતને પ્રોફેસરો પૂરા પાડનાર વ્યક્તિ. આ રીતે જોતાં ગૂજરાતના ઘણાયે કવિઓ, લેખકો અને વિવેચકો પર પ્રો. જોષીની પ્રેરણાત્મક મંગળ છાયા પ્રવર્તે છે. આ જ તેમની ઉત્કૃષ્ટ સાહિત્ય–સેવા. સાહિત્ય જેવા પુનિત વિષયમાં સ્વાર્થની અહમહમિકા કરતાં પ્રમૂક સેવા કરવામાં જ તેઓએ પોતાનું ધ્યેય માન્યું છે.

સાહિત્યનો અન્ય જ્ઞાન–વિજ્ઞાનથી નિરપેક્ષ રીતે વિકાસ થઈ શકે એમ પ્રો. જોષીએ કદાપિ માન્યું નથી. તેમણે ફક્ત સાહિત્યાભ્યાસમાં જ જીવનની પરિસમાપ્તિ માની નથી. તેઓ માને છે કે સાહિત્યના સંપૂર્ણ સર્વાંગી વિકાસ માટે વિવિધ જ્ઞાનનું પરિશીલન પણ આવશ્યક છે. આ મત તેઓ પોતાના જીવનમાં જ પુરવાર કરી બતાવે છે. તેમના વાચનનું ક્ષેત્ર ઘણું જ વિશાળ છે. જ્ઞાનના પ્રદેશમાં સીમાઓ બાંધવાનું તેમને પસંદ નથી. પૂર્વ અને પશ્ચિમના સાહિત્યનો તેઓ નિકટ સંપર્ક સાધે છે. આપણું પ્રાચીન સંસ્કૃત સાહિત્ય પણ તેમણે સંપૂર્ણપણે વિચાર્યું છે. આ ઉપરાંત વિજ્ઞાન, ફિલસૂફી, માનસશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર એ સર્વનો નિકટ પરામર્શ તેમણે સાધ્યો છે અને જીવનની ગંભીર સમસ્યાઓ ચર્ચતા આધુનિક વિચારકોના ગ્રંથો તેઓ વિચારે છે અને જ્ઞાનના વિવિધ પ્રવાહોથી નિરંતર પરિચિત રહે છે. આમ અંગ્રેજીમાં જેને Polihister એટલે કે બહુજ્ઞાનસંપન્ન કહે છે એવી પ્રો. જોષીની જ્ઞાનમૂર્તિ છે. આ રીતે જ્ઞાનનાં અનેકવિધ ક્ષેત્રોમાં પ્રો. જોષી યથેચ્છ રીતે વિહરે છે અને માનવજીવન માટે મહામૂલ્ય સંદેશાઓ તેમાંથી ઉતારે છે.

પ્રો. જોષીના સ્વભાવનું એક આગવું લક્ષણ તે તેમની ધર્માભિમુખવૃત્તિ. આ નવા યુગમાં ધર્માચરણની નૂતન પદ્ધતિ તેઓ દર્શાવે છે. જૂની ધાર્મિક ગતાનુગતિક અંધ પદ્ધતિને બદલે તેઓ યુગાનુસાર ધર્મનું વૈજ્ઞાનિક પદ્ધતિથી પ્રતીતિકર (Convincing) નિરૂપણ કરે છે એ તેમની ખાસ વિશિષ્ટતા છે. આમ તેમની દૃષ્ટિમાં વિજ્ઞાન અને ધર્મ વચ્ચે

વિરોધ સંભવતો નથી, પરંતુ એ બન્ને અન્યોન્યના પૂરક અને અંતિમ સત્ય તરફ દોરી જતા બે માર્ગો જ છે. પ્રો. જોષીની ખરી પ્રતિભા વ્યક્ત થાય છે તેમના પૂજાસમયે. એક દિવસ સ્હવારે હું તેમને ત્યાં ગયો. તેમના પૂજામંદિરની નજદીક જતાં મેં એકદમ વાતાવરણમાં કોઈ અજબ વિપર્યય અનુભવ્યો. પૂજામંદિરમાં મેં દષ્ટિનિક્ષેપ કર્યો. એક બાજુ પર પુષ્પપુંજ પડ્યો હતો, અગરવાટમાંથી ધૂપની સુગંધિત રેખા પ્રસરતી હતી. બાજુમાં ઉજ્વલ દીપશિખા નર્તન કરી રહી હતી અને એ બધાથી મિશ્રિત આખુંયે વાતાવરણ સૌરભ સંસિક્ત હતું. પ્રો. જોષીની સાધક ગૌર આકૃતિ ગુરુદત્તની પ્રતિમા સામે ભવ્ય અદબથી બેઠી હતી. તેમનાં નેત્રો અનિમિષ હતાં અને તેમના ચહેરા પર કોઈ અમાનુષી પ્રકાશમંડળ જાણે કે અવલંબતું હતું. હું સ્થિર થઈ ગયો અને શરીરમાં રોમાંચ અનુભવ્યો. હું અંદર ગયો, અને પાસે પડેલા આસન પર બેઠો. થોડી વારે તેમણે મારા તરફ જોયું. એ વત્સલ ગુરુનેત્રો! એવાં નેત્રો મેં કદાપિ કોઈનાં જોયાં ન હતાં. મારા તરફ તેમણે જોયું અને ફક્ત જોયા જ કર્યું. અને મારા બધાય પ્રશ્નો શમી ગયા. તેમની આંખોમાંથી શીતળ પ્રસ્રવણ જાણે કે મારા હૃદયમાં સીંચાયું હોય તેમ મને લાગ્યું. આ વસ્તુ તો ફક્ત અનુભવગમ્ય જ છે. પણ આવા અનુભવો તો તેમના નિકટતર સંસર્ગમાં આવનાર જ જાણે છે.

આ ઉપરાંત પ્રો. જોષી વિદગ્ધ અને વિજયી વ્યાખ્યાતા છે. ભાવનગરની જનતા સમક્ષ અને હવે તો બહાર પણ, વ્યાખ્યાનો દ્વારા લગભગ દર વર્ષે તેઓ પોતાના ઉચ્ચતર જીવનનાં અનુભવો અને મંતવ્યો નિયમિત રીતે રજૂ કરે છે. આ વ્યાખ્યાનો દ્વારા તેઓ સમાજની અમૂલ્ય સેવા સાધે છે. સમાજમાં ચિરપ્રચલિત રૂઢ મંતવ્યો કે ભયોને તેઓ તોડી પાડી નૂતન પ્રેરણા આપે છે અને ઉચ્ચ જીવન તરફ દોરવાનો પ્રયત્ન કરે છે. સમાજમાં અને વ્યક્તિઓમાં મૃત્યુ વિષયક કે પરજીવન વિષયક જે ગેરસમજૂતીઓ પ્રવર્તે છે તે સર્વેનું

જડમૂલ ખંડન કરી, પોતાના થિયોસૉફીના ઊંડા અભ્યાસથી આમુષ્મિક તેમજ પરજીવનનાં રહસ્યો તેઓશ્રી ઉકેલે છે અને જનસમાજમાં ઉચ્ચ જીવનની ઝંખના જાગ્રત કરે છે. ધર્મ અને તત્વજ્ઞાન, કલા અને સાહિત્ય, થિયોસૉફી અને વિજ્ઞાન એ સર્વેમાંથી તેઓ પોતાનો વ્યાખ્યાન–વિષય પસંદ કરે છે અને પોતાની નિર્વ્યાજ સરળ શૈલીથી, સર્વગ્રાહ્ય રીતે, વ્યાવહારિક દૃષ્ટાન્તોથી તેની તલસ્પર્શી સમીક્ષા કરે છે. તેમનાં વ્યાખ્યાનોમાં અનેક સામાજિક કોયડાઓ સ્વયમેવ ઉકેલાઇ જાય છે અને વ્યાખ્યાનને અન્તે દરેક વ્યક્તિનાં માનસમાં તેમનો ઉપદેશ તરવરી રહે છે. ગોલ્ડસ્મિથ તેના 'ડેઝર્ટેડ વિલેજ' કાવ્યમાં કહે છે તેમ, વ્યાખ્યાન કરતાં—

'Truth from his lips prevailed with double sway
And fools, who came to scoff, remained to pray.'

આ રીતે વ્યાખ્યાન દ્વારા અનેક વ્યક્તિઓનો હૃદયપલટો કરવાને પણ તેઓ સમર્થ થયા છે. આમ ગુજરાતના થોડા સમર્થ વ્યાખ્યાતાઓમાંના પ્રો. જોષી એક છે.

પ્રો. જોષીના સ્વભાવની મૂક સેવાવૃત્તિ તો ઘણી જ પ્રચ્છન્ન છે. તેમનો એ ખરો સ્વભાવ તો મેં જાણ્યો એક આકસ્મિક પ્રસંગે. હું એક દિવસ તેમને ઘેર ગયો ત્યારે તેઓ બહાર નીકળતા હતા. હું પણ તેમની સાથે જ ચાલ્યો. અમે બન્ને એક ગંદી ગલીમાં આવેલા એક ઘરમાં પ્રવેશ્યા. અંધારા એક ઓરડામાં ભાંગ્યાતૂટ્યા એક ખાટલા પર વ્યાધિગ્રસ્ત એક ડોસો પડ્યો હતો. ઘરમાં બીજું કોઇ ન હતું. મેં જઈને એક બારી ઉઘાડી અને કંઇક પ્રકાશ થયો. પ્રો. જોષી તેની બાજુમાં બેઠા. થોડીવારે લગભગ અવાક્ બનેલા ડોસાના મુખમાંથી માંડમાંડ અવાજ આવ્યો, 'કોણ...પ્રો. ર...વિ...શં...ક....ર ? અને ડોસાના મુખ ઉપર જાણે કે છેલ્લી આશા ઝળકી રહી ! તેણે કેટલીક વાતો કરી, લથડતી જીભે...પોતાના ભાગ્યપલટાની અને પોતાની અંતિમ દશાની ! પ્રો. જોષીએ તેને આશ્વાસન

આપ્યું અને થોડી વારે પાંચ રૂપિયાની નોટ કાઢી તેના હાથમાં મૂકી. ડોસાનું મન પ્રફુલ્લિત થયું, દીન વદન પર છેલ્લું સૂચક હાસ્ય ફરકી રહ્યું. મને લાગ્યું કે તેની જિંદગી એટલી થોડી હતી કે એ પાંચ રૂપિયા તો તેને ખૂબ જ થઈ પડવાના! બહાર નીકળ્યા પછી મેં પ્રો. જોષીને તેના વિષે પૂછયું ત્યારે તેમણે જણાવ્યું કે એ ડોસો તેમનો જૂનો પડોશી હતો અને પ્રો. જોષીને મળવા ઝંખતો હતો. આવી જૂની નજીવી ઓળખાણ રાખીને પણ મૂક સેવા સાધવામાં પ્રો. જોષી જેવા ઘણા થોડા હશે. આ ઉપરાંત તેમનું પુસ્તકાલય તો સાર્વજનિક જ થઇ પડયું છે. વિદ્યાર્થીઓને પણ છૂપી રીતે મદદ કરવાનું પ્રો. જોષી ભૂલતા નથી.

પ્રો. જોષી મુંબઇ યુનિવર્સિટિમાં ઘણું જ સંમાનનીય સ્થાન ભોગવે છે. તેઓ B. A કે M. A.ના મુખ્ય પરીક્ષક તરીકે પ્રતિવર્ષે નિમાય છે, અને તેમણે સાહિત્યના અભ્યાસમાં નવો ઝોક આપ્યો છે. ૧૯૪૧માં તેમના અધ્યક્ષપણા નીચે ભાવનગરમાં ભરાએલા સાહિત્ય પ્રદર્શનોનો વિચાર આખા ગુજરાતમાં તેમણે જ પ્રથમ આપ્યો છે.

ઇશ્વર રુપી મહાતત્ત્વનો સંસ્પર્શ માનવ કેમ સાધી શકે અને તેથી માનવજીવનમાં વાસના અને વિકારશાન્તિ અને દિવ્ય ચેતનાનું પ્રકટીકરણ કેમ થાય તે સમજવા તથા સમજાવવા પ્રો. જોષી પ્રયત્નશીલ રહે છે. તેમનો સંદેશ એ છે કે: "માનવજીવન એ ઇશ્વરદત્ત એક અમૂલ્ય બક્ષિસ છે. એ જીવનને સાધનાદ્વારા ઉન્નત બનાવવું એ પ્રત્યેક વ્યકિતની ફરજ છે. માનવજીવન દેખાય છે તેટલું ક્ષુદ્ર કે અલ્પ નથી. કોઇ અનંત વિશ્વચૈતન્યમાં માનવજીવન ધબકી રહ્યું છે. કલા અને સાહિત્ય દ્વારા પણ જીવનની આ વિરાટ મંગલતાનો પરામર્શ સાધી શકાય છે."

—રસિકલાલ જોષી

# શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક



શ્રી. રામનારાયણ પાઠક

ગૂજરાતી સાહિત્ય અને કેળવણીના ક્ષેત્રમાં પ્રશસ્ય સેવા આપનાર જે થોડાક પ્રતિભાશાળી સાહિત્ય–સર્જકો અને કેળવણીકારો આપણે ત્યાં છે, તેમાં શ્રી. રામનારાયણ પાઠકનું સ્થાન અગત્યનું છે. એઓ જાતે પ્રશ્નોરા નાગર છે. એમના પિતા વિશ્વનાથ સદારામ પાઠક શિક્ષક, અને નિવૃત્તિ પહેલાંનાં થોડા વરસો પોરબંદર સ્ટેટના ડેપ્યુટિ એજ્યુ. ઇન્સ્પેકટર હતા. એમણે પંચદશી, નચિકેતા કુસુમગુચ્છ, ભગવદ્‌ગીતા (શંકરાચાર્યના ભાષ્ય અને બીજી ટીકા સહિત) મહિમ્નસ્તોત્ર વગેરે ધર્મગ્રન્થોના ગુજરાતીમાં અનુવાદ કરેલા છે, જે સુવાચ્ય અને પ્રાસાદિક થયેલા છે. એમનાં માતુશ્રીનું નામ આદિતબાઇ કરસનજી મહેતા હતું. એમનો જન્મ તા. ૮મી એપ્રિલ ૧૮૮૭માં એમના મોસાળમાં ધોળકા તાલુકાના ગાણોલ ગામે થયો હતો. એમનું મૂળ વતન ભોળાદ ( તા. ધોળકા ) છે. એમણે સને ૧૯૦૮માં બી. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં ઐચ્છિક વિષય લૉજીક અને મૉરલ ફિલસૂફી લઇને પાસ કરેલી. ત્યારપછી એક વરસ

વિલસન કૉલેજમાં દક્ષિણા ફેલો તરીકે તેમણે સંસ્કૃતના અધ્યાપનનું કામ કર્યું. એલ્‌એલ્. બી. થયા પછી પ્રથમ અમદાવાદમાં તેમણે વકીલાત શરૂ કરી; પણ માંદા પડવાથી અને ગામડામાં જઇ રહેવાની ડૉકટરે ભલામણ કરવાથી તેઓ સાદરા, મહીકાંઠા એજન્સીમાં રહ્યા, અને ત્યાં સાત વર્ષ વકીલાત કરી. પછી તેઓ અમદાવાદમાં ગુજરાત કેળવણી મંડળમાં સ્વયંસેવક તરીકે દાખલ થઇ, ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં આચાર્ય તરીકે જોડાયેલા; અને તેને છએક માસ થયા નહિ હોય એટલામાં મહાત્મા ગાંધીજીએ વકીલો, વિદ્યાર્થીઓ વગેરેને સરકાર સાથે અસહકાર કરવા માગણી કરી, ત્યારે તેમણે એ શાળા, જે ગ્રાન્ટ લેતી હતી, તેને છોડી દીધી; અને તેઓ ગૂજરાત વિદ્યાપીઠમાં જોડાયા.

શરૂઆતથી જ એમની મહેચ્છા ધંધામાંથી નિવૃત્ત થઇ સાહિત્ય અને સમાજની સેવા કરવાની હતી અને એ ભાવનામાં એમનાં પત્ની પણ એમનાં સહચારી હતાં; પણ એ અમલમાં મૂકવાનો પ્રસંગ આવ્યો તે પહેલાં એઓ મૃત્યુ પામ્યાં.

સાહિત્ય અને ફિલસૂફી એમના પ્રિય વિષયો છે. લેખનકાર્ય એમણે બહુ મોડું આરંભેલું. એમનો પ્રથમ લેખ સંવત ૧૯૭૮માં 'સાબરમતી' માસિકમાં 'કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારીઆનાં કાવ્યો' વિષે લખાયો હતો. તે પછી એમની સાહિત્ય-પ્રવૃત્તિ બહુ ફૂલીફાલી છે. ગૂજરાત વિદ્યાપીઠમાં હતા તે દરમિયાન (સં. ૧૯૭૮માં) એમણે 'પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા' એ નામનો એક સ્વતંત્ર ગ્રંથ તર્કશાસ્ત્ર પર લખ્યો હતો; અને 'કાવ્ય સમુચ્ચય' નામનું આધુનિક કવિઓની કૃતિઓમાંથી સારાં કાવ્યો ચૂંટી તૈયાર કરેલું પુસ્તક, બે ભાગમાં સંવત ૧૯૮૦માં બહાર પાડ્યું હતું. તેમાં આધુનિક કાવ્યસાહિત્ય વિષેનો ઉપોદ્‌ઘાત મૌલિક છે, અને એ કાવ્યોની પસંદગીમાં તેમ જ પરીક્ષામાં જે ઊંચું ધોરણ, રસ અને કવિત્વનું દાખવ્યું હતું તેના કારણે એ સંગ્રહની ખૂબ પ્રશંસા થયેલી છે; અને પાલ્ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'ની પેઠે તેણે ચિરસ્થાયી સ્થાન પ્રાપ્ત કર્યું છે.

'યુગધર્મ' માસિક ઊભું કરવામાં અને તેને ચાલુ રાખવામાં તેઓ શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકના સહકારી હતા. તે બંધ પડયા પછી, એવા એક સારા માસિકની ઊણપ રહ્યા કરતી હતી, તે 'પ્રસ્થાને' પૂરી પાડી છે, અને અત્યારે ગૂજરાતી માસિકોમાં તે પ્રથમ સ્થાને છે, એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી. તેમાંય 'સ્વૈરવિહારી'ની સંજ્ઞાથી લખાતી એમની નોંધ સારૂં ધ્યાન ખેંચતી, વળી એમની વાર્તાઓ અને મનન પણ એટલાં જ આકર્ષક નીવડયાં છે. એ સેવા-કાર્ય એમણે ગૂજરાત વિદ્યાપીઠના ચાલુ કાર્યનો ભાર માથે હતો ત્યારે હાથ ધરેલું, અને અત્યારે વધુ સમય એની પાછળ ગાળે છે.

ગૂજરાત વિદ્યાપીઠ અથવા તો મહાત્માજીએ જે અનેક કિંમતી રત્નો ગૂજરાતને આપ્યાં છે, તેમાં શ્રીયુત પાઠકની ગણના થયેલી છે; અને એમણે એમની વિદ્વત્તા અને જ્ઞાનથી, ચારિત્ર્ય અને વર્તનથી એકલા વિદ્યાર્થીસમૂહનો જ નહિ પણ એમના પરિચયમાં આવનાર સર્વનો, તેમજ 'પ્રસ્થાન' દ્વારા એના વાંચકવર્ગનો સારો ચાહ મેળવ્યો છે; અને તેની ખાતરી નડિયાદમાં નવમી સાહિત્ય પરિષદમાં સાહિત્ય વિભાગના અધ્યક્ષ તરીકે એમની ચૂંટણી થઈ હતી, તે પરથી થશે. તે પ્રસંગે આપેલું એમનું 'કાવ્યશક્તિ' વિશેનું વ્યાખ્યાન મનનીય વિચારો રજૂ કરે છે.

એમની કૃતિઓમાં: 'પ્રમાણુશાસ્ત્ર પ્રવેશિકા,' 'કાવ્ય સમુચ્ચય ભાગ ૧–૨,' 'ગોવિંદ ગમનનું સમ્પાદન', 'ધમ્મપદ', 'કાવ્યપ્રકાશ', 'દ્વિરેફની વાતો', 'કાવ્ય પરિચય ભા. ૧–૨' વગેરે ગૂજરાતમાં સુંદર સત્કાર પામેલ છે.*

---

* 'ગુજ. વર્ના. સોસાયટી અમદાવાદ'ના સૌજન્યથી.

હૃદયનો જીર્ણોદ્ધાર કરો એટલે સમાજનો, ધર્મનો, સંસ્કૃતિનો જીર્ણોદ્ધાર એની મેળે થશે. —કાકા કાલેલકર

## શ્રી. રામપ્રસાદ બક્ષી



ગૂજરાતી સાહિત્ય અને શિક્ષણના ક્ષેત્રમાં જાણીતા થયેલા શ્રી. રામપ્રસાદ પ્રેમશંકર બક્ષીનો જન્મ ઇ. સ. ૧૮૯૪માં થયો હતો. રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલ અને વઢવાણની દાજીરાજ હાઇસ્કૂલમાં અભ્યાસ કરીને સને ૧૯૧૦માં એમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી, અને ગૂજરાત કૉલેજમાંથી સને ૧૯૧૪ માં બી. એ. ની ડીગ્રી સેકંડ કલાસ ઑનર્સ (સંસ્કૃત) સાથે એમણે મેળવી હતી. વિદ્યાર્થીજીવનમાં શ્રમસાધ્ય-ગોખણ રૂપ-અભ્યાસ પ્રત્યે કંટાળો હોઇને અભ્યાસનો આનંદ ઓસરતો, પરંતુ તેમના વડીલ ભાઈ શ્રી. મૂળવંતરાયે શ્લોકોદ્વારા સંસ્કૃતમાં તથા સારાં પુસ્તકો દ્વારા વિજ્ઞાનમાં રસ ઉપજાવીને આનંદ વધાર્યો હતો. બી. એ. માં કયો વિષય લેવો તે નક્કી થઇ શકતું નહોતું, પરંતુ સ્વ. ડૉ. આનંદશંકર-ભાઇ ધ્રુવના વર્ગમાં એક 'પિરિયડ' બેસવાથીજ સંસ્કૃત ઑનર્સ લેવાનો નિશ્ચય શ્રી. રામપ્રસાદભાઇએ કરી નાખેલો, એટલું જ નહિ પણ રમતગમતમાં દિવસનો મોટો ભાગ ગાળનારને, એ પૂજ્ય ગુરુની (હાલની Assignment અને Project પદ્ધતિઓ જેવી) પ્રેરક શિક્ષણપદ્ધતિએ સંસ્કૃતમાં રસ લગાડયો. સ્વ. આનંદશંકરભાઇની અધ્યાપનપદ્ધતિ જ્ઞાનવિસ્તાર માટે સફળ છતાં પરીક્ષામાં 'ફર્સ્ટ કલાસ' અપાવનારી ન નીવડી એમાં એ પદ્ધતિનો દોષ નહોતો. ઉલટું યુનિ-

વર્સિટીને ધોરણે કલાસ લેવડાવવા જતાં આ સુંદર અધ્યાપનશૈલીના અને જિજ્ઞાસાપ્રેરક પાઠનપદ્ધતિના ગુણોને બાધ આવવાનો ભય હતો. સ્વ. આનંદશંકરભાઇની આ અધ્યાપનપદ્ધતિ અનન્ય હતી.

યુનિવર્સિટીની પરીક્ષા-પદ્ધતિથી કંટાળતાં એમ. એ. માટે (બે અભ્યાસક્રમો પૂરા કર્યા છતાં) પરીક્ષામાં બેસવાનું રહ્યું તે રહી જ ગયું. બી. એ. થયા પછી એમના પૂજ્ય ગુરુ સ્વ. આનંદશંકરભાઇએ કોઇ કૉલેજમાં લેકચરર તરીકે વણમાગી ભલામણ પરબારી લખી મોકલેલી, પણ એમ. એ. ન હોવાને કારણે એ સ્થાન એમને આપી શકાયું નહિ. શ્રી. રામપ્રસાદભાઇમાં અધ્યાપકના નૈસર્ગિક ગુણો હતા, અને જન્મે જ તેઓ શિક્ષક હતા, એટલે એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં ભાષા-શિક્ષક તરીકેની નિમણુક એમણે સ્વીકારી લીધી. ત્યાં ગૂજરાતી વિભાગમાં સંસ્કૃતના અધ્યાપનમાં, મરાઠી વિભાગને તોલે આવે, ક્વચિત્ ટક્કર મારે એવું કાર્ય એમણે કરી બતાવ્યું; જેથી સંસ્કૃતના સફળ અધ્યાપક તરીકેની એમની ખ્યાતિ એકદમ વધી ગઇ. સને ૧૯૨૦માં એસ. ટી. સી. ડી. થયા પછી અંગ્રેજી અધ્યાપનનું તથા અધ્યાપનપદ્ધતિનું નિરીક્ષણ કરવાનું કાર્ય એમને સોંપાયું હતું.

શિક્ષક તરીકેના જીવનમાં શ્રી. બક્ષીને વર્ગશિક્ષણથી જ સંતોષ થતો નહિ ક્રિકેટ વગેરે રમતો ખીલવવામાં, મેદાની હરિફાઇની રમતોના વિકાસમાં (Field Athleticsમાં) તેમજ પુસ્તકાલય વગેરે અન્ય કાર્ય-ક્ષેત્રોમાં ઘણો સમય તેઓ વિદ્યાર્થીઓ સાથે જ ગાળતા, અને તેમનામાં નવા સંસ્કાર સીંચતા.

મુંબઇની તે સમયની શાળાઓમાં, બાળકની જોડે વિદ્યાર્થી તરીકેના સંબંધ ઉપરાંત વિશેષ પરિચય શિક્ષકો સાધતા નહિ, એ ખોટ મોટી જણાતાં પાલકો જોડે પરિચય સાધવાનો તથા બાળકોની કૌટુમ્બિક, આર્થિક, શારીરિક અગવડ-સગવડોથી વાકેફ રહીને તેમને તેમના વિકાસમાં મદદ કરવાનો સુંદર પ્રયત્ન શ્રી. રામપ્રસાદભાઇએ કરેલો અને તેમાં તેમને સફળતા મળેલી.

ગૂજરાતી જનતામાં—પ્રાથમિક શિક્ષકો બાદ કરતાં—ધંધે શિક્ષક જ હોય, શિક્ષક રહેવામાં રાચતો હોય, એવા શિક્ષકવર્ગનો અભાવ સ્પષ્ટ દેખાતો હતો, એનું કારણ એ હતું કે આજે શિક્ષક થયો તે શિક્ષક રહેવામાં સંતોષ માને એવો પગાર મળતો નહિ. બીજું એક કારણ એ પણ હતું કે જે આત્મશ્રદ્ધા અને સાચું સ્વાભિમાન મનુષ્યને હૃદયનું તથા ચારિત્ર્યનું બળ આપે છે તે, પોતાનો જ ખાસ વિષય ગણાય એવા એકાદ પાઠયવિષયના પરિશીલનને અભાવે, શિક્ષકોમાં ભાગ્યે જ જણાતાં.

આ ખામી તથા તેનાં કારણો દૂર કરવાની તક સને ૧૯૨૭માં શ્રી. રામપ્રસાદભાઇને મળી. સાંટાક્રૂઝમાં સ્કૂલ કરવી હતી. આપણા ગૂજરાતીથી એ કાર્ય ન બને એવી માન્યતા વ્યાપક હતી. શ્રી. બક્ષીએ એ સ્કૂલની વ્યવસ્થાનો ભાર ઉપાડવાની, સાંટાક્રૂઝની સ્કૂલને અન્ય કેળવણી મંડળના હાથમાં જતી અટકાવવાની, જબરી હિંમત બતાવી અને તેને ટેકીલા એકવચની શેઠ આનંદીલાલ પોદારના નીતિબળનો ટેકો મળ્યો, તેથી પરિણામે સ્કૂલ વિકાસ પામી, સાંટાક્રૂઝ કેળવણી મંડળ સ્થપાયું, જેમના નામો જાહેર છે તેવા કાર્યકર્તાઓ મંડળની કાર્યવ્યવસ્થામાં ભળ્યા; અને શિક્ષકના ધંધાની ઉપર જણાવેલી ઊણપ દૂર કરવાનો અવકાશ શ્રી. બક્ષીને મળ્યો.

મુંબઇ યુનિવર્સિટીના પરીક્ષક બનવાની, કે એ સંસ્થામાં ચૂંટાવાની, કે પાઠયપુસ્તકો લખવાની વૃત્તિ શ્રી. રામપ્રસાદભાઇને થઇ નથી તેનાં કારણો મહેનતથી બચવું એ નહિ, પણ જુદાં જ છે.

એમને કવિતાનો ખાસ શૉખ હોવાથી પ્રસંગોપાત કાવ્યો લખે છે, અને કવિતાઅવલોકન પણ અવારનવાર કરે છે—એ સિવાય એમનું ગદ્ય-લખાણ પણ સુંદર છે. સદ્ગત નરસિંહરાવ દીવેટીઆનો સંપર્ક અને મિત્રાચારી થતાં ભાષાશાસ્ત્રમાં એમનો રસ વધ્યો છે. સ્વ. નરસિંહરાવભાઇના 'વિલ્સન ફાઇલોલોજીકલ લેક્ચર્સ'ના ભાગ પહેલાનું ગૂજરાતી ભાષાન્તર એમણે કર્યું છે.

અત્યારે તેઓ શેઠ આનંદીલાલ પોદાર હાઇસ્કૂલ જેવી પ્રખ્યાત સંસ્થાના પ્રિન્સીપાલ તરીકે યશસ્વી કાર્ય કરી રહ્યા છે. એક સફળ અધ્યાપક અને સુંદર વક્તા તરીકે નામના મેળવનાર શ્રી. રામપ્રસાદભાઇ બક્ષી વિષે લખતાં જાણીતા કેળવણીકાર શ્રી. હિમ્મતલાલ ગ. અંજારીઆ જણાવે છે: " તેમની (શ્રી. રામપ્રસાદ બક્ષીની) બુદ્ધિ એટલી તીક્ષ્ણ, સદ્યગ્રાહી અને અંતઃપ્રવેશ કરનારી છે કે મને તો એમના જેવો બુદ્ધિશાળી અત્યારે કોઇ જ જાણવામાં નથી. ભાષાજ્ઞાનમાં ઊંડા સંસ્કાર અને વિવેકભરી ગહનતા ઘણી ઊંડી છે. સંસ્કૃતના તો એવા પ્રખર વિદ્વાન છે કે એમ. એ. ની પરીક્ષા તો એમને માટે રમત વાત છે, એમ. એ. ના એ વિષયના પરીક્ષક પણ સંપૂર્ણ યોગ્યતાથી થઇ શકે. વળી સંસ્કૃત ભાષામાં વ્યાખ્યાન આપનાર તેમના જેવો ગૂજરાતી મેં હજી સુધી કોઇ જોયો નથી. પોતે આ-જન્મ શિક્ષક હોઇ એકડે એકથી એમ. એ. સુધીના કોઇપણ વર્ગને સફળતાથી શીખવવાની ઘણી ઊંચી લાયકાત ધરાવે છે. શિક્ષક હોવા છતાં વ્યવહાર-દક્ષ તો એટલા બધા છે કે કોઇ પણ વખતે કોઇ પણ કામમાં તે મૂંઝાયા જણાયા નથી. ખરાબમાં ખરાબ સંજોગોમાંથી માર્ગ કાઢવો એ એમને રમત જેવું છે. સાઠ–સીત્તેરની સંખ્યામાંથી બે હજારની સંખ્યા પર હાઇસ્કૂલને લાવવામાં તેમની કુશળતા, સમયસૂચકતા, કુનેહ, માયાભર્યો ઉદાર સ્વભાવ વગેરે ગુણો તેમને બહુ કામમાં આવ્યા છે."

પૈસાએ જે જે સુખના ઇજારા રાખી લીધા છે તે સુખ ગરીબોને માટે પણ લભ્ય થાય એ માટે ધનના સંગ્રહને જ અશક્ય બનાવવો જોઇએ. ધનસંગ્રહ એ કાયદાની દૃષ્ટિએ ગુનો છે, અને સમાજની દૃષ્ટિએ પાપ છે એમ જ્યાં સુધી નિશ્ચિત થાય નહિ, ત્યાં સુધી જગતમાંથી ગરીબી અદૃશ્ય થાય નહિ.

—રમણલાલ વ. દેસાઇ

# શ્રીમાન્ શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર



એમનો જન્મ પ્રભાસ ક્ષેત્રાન્તર્ગત ઋષિતોયા મચ્છુન્દ્રી નદીના કિનારે આવેલા પુરાણપ્રસિદ્ધ શ્રી દેવસ્થલ (દેલવાડા) કાઠિયાવાડમાં શાકે ૧૮૧૮, સંવત ૧૯૫૨ના ભાદ્રપદ શુકલ ચતુર્થીના સૂર્યોદયે થયો હતો. તેમના પિતાનું નામ મેઘજી હરજીવન અને સ્વ. માતાનું નામ "કુંકુંમબાઇ" છે. શાસ્ત્રીજીના પિતા જ્યોતિષવિદ્યામાં પારંગત અને ધાર્મિક વિદ્વાન્ હતા. શાસ્ત્રીજી જ્ઞાતિએ ઉનેવાળ બ્રાહ્મણ છે. પિતાશ્રીના સર્વ અસાધારણ સાત્વિક ગુણો શાસ્ત્રીજીમાં ઉતર્યા છે. તેઓ સંવત ૧૯૬૦ ના આશ્વિન વદી ૮ના દિને મોટાભાઇ રણછોડ જોડે મુંબઇ આવ્યા અને ત્યાં ચાર ધોરણનો અભ્યાસ કરી સંવત ૧૯૭૨ ના ચૈત્ર સુધીમાં સ્વ. દેવીદાસ લલ્લુભાઇની સંસ્કૃત પાઠશાળા ગુલાલવાડી મુંબઇમાં વે૦ શા૦ સં. શાસ્ત્રી ત્રિભુવન ધનજી વ્યાસ ધ્રોળવાળા પાસે વ્યાકરણ, સાહિત્ય, વેદ, જ્યોતિષ, ધર્મશાસ્ત્રાદિનો અભ્યાસ કરી, વૈશાખમાં

વધુ અભ્યાસ અને પરીક્ષા માટે શ્રી કાશી ગયા અને ત્યાં વ્યાકરણ-શાસ્ત્રની સંપૂર્ણ મધ્યમા અને ધર્મશાસ્ત્રાચાર્યનો એક ખંડ પાસ કરી સંવત ૧૯૭૪માં પોતાના પિતાને તે પ્રદેશની યાત્રાઓ કરાવી દેલવાડે આવ્યા અને ૨૨મા વર્ષે દેલવાડાના વતની જાની મણીશંકર લાધારામનાં પુત્રી પ્રભાવતી જોડે તેમનાં લગ્ન થયાં. દેલવાડામાં ત્યાંના મહાજને શાસ્ત્રીજીનું સમ્માન કરી પાઠશાળા સ્થાપી, તેમાં અધ્યાપક તરીકે તેમને નિમ્યા. ત્યાં સં. ૧૯૭૬ની દીવાળી સુધી અધ્યાપન-કાર્ય કર્યા પછી કાર્તિકમાં મુંબઇ સપત્નીક આવવું થયું અને ત્યાં ભાદરવા માસ સુધી રમલવિદ્યામાં નિષ્ણાત સ્વ. બેનીપ્રસાદ માધવરામ કાશીવાળા જ્યોતિષીને ત્યાં જ્યોતિષી તરીકે નોકરી કરી, આસો સુદી ૧થી પોતે જ્યાં હતા તે જ દે૦ લ૦ ની સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપકપદે રહી આજદિન સુધી અધ્યાપન કરાવી રહ્યા છે.

શાસ્ત્રીજીએ આજ દિવસ સુધીમાં શતાધિક છાત્રોને કાશી, કલકત્તા, અલીગઢ, અયોધ્યા, ઇન્દોર વગેરે કેન્દ્રોની સંસ્કૃત પરીક્ષાઓ અપાવી ફત્તેહમંદ કર્યા છે. અને સેંકડો છાત્રોએ તેમની પાસે અધ્યયન કરી સારો લાભ ઉઠાવ્યો છે. તેમના છાત્રોમાં અનેકાનેક છાત્રો પ્રસિદ્ધ સ્થળે અધ્યાપકો છે, અને શાસ્ત્રીજીની કીર્તિસુવાસનો ફેલાવ કરી વિદ્યાદાન આપી રહ્યા છે.

તેમનો બહોળો અભ્યાસ, વિશાલ વાચન અને ધર્મરક્ષાની નિઃસ્વાર્થ સેવાભાવી પ્રવૃત્તિથી આકર્ષાઇને અનેક સંસ્થાઓ તરફથી શાસ્ત્રીજીને માનવન્તી પદવીઓનાં સમ્માનપત્રો મળ્યાં છે. ધર્મશાસ્ત્ર-વિષયના વિશેષ અભ્યાસની પરીક્ષા લઇ અલીગઢ વિદ્વત્પરિષદે તેમને "ધર્મ શાસ્ત્રાચાર્ય"ની ઉપાધિ આપી છે.

શાસ્ત્રીજી અધ્યાપન ઉપરાંત પ્રસિદ્ધ વર્તમાનપત્રોમાં ધાર્મિક, સામાજિક અને વૈજ્ઞાનિક લેખો આપીને અનેક સંદિગ્ધ વિષયના ખુલાસાઓ બહાર પાડે છે. આવી તેમની અનેકવિધ ધાર્મિક સેવાને લીધે "કાશી પંડિત સભા" તરફથી તેમને "સદ્‌વિદ્યાવાગીશ"ની પદવી મળી છે. એવી જ

રીતે તેમની ધાર્મિક સેવાથી આકર્ષિત થઇ શ્રી શારદાપીઠાધીશ્વર જગદ્‌ગુરુ શંકરાચાર્ય શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજ તરફથી " સનાતન ધર્મ માર્તંડ "ની ઉપાધિ અર્પવામાં આવી છે. સંસ્કૃત ભાષાની યોગ્યતાથી સન્તુષ્ટ થઇ અયોધ્યા સંસ્કૃત કાર્યાલયે " સંસ્કૃત મનીષી " અને " વિદ્યાભૂષણુ "ની પદવીઓથી અલંકૃત કર્યા છે. શાસ્ત્રીજીની બહુવિધ ધર્મકાર્ય-પ્રવૃત્તિને લઇને " કાશી ભારત ધર્મ મહામંડલ " તરફથી તેમને " મહોપાધ્યાય "ની પદવી બહુમાનપૂર્વક મળી છે.

સં. ૧૯૯૦માં વેદાન્ત વાચસ્પતિ મહોપાધ્યાય પં. શ્રી દયારામ ખટાઉના સભાપતિપણુા નીચે મુંબઇની સનાતની પ્રજાએ મોટી સભા કરી સંમાનપત્ર, સુવર્ણુપદક અને સભાપતિ તરફથી " તર્કાલંકાર "ની પદવી ઘણુા માન સાથે અર્પણુ કર્યાં હતાં.

કાશી " સૌરાષ્ટ્ર છાત્ર નિવાસ "ના પ્રતિનિધિએ શાસ્ત્રીજીએ કરેલ ઉપકારની કૃતજ્ઞતા દર્શાવવા માટે એક સુન્દર "અભિનન્દન પત્ર" આપ્યું છે, તેવી જ રીતે શાસ્ત્રીજીએ સંવત્ ૧૯૯૧માં " ગુપ્ત પ્રયાગતીર્થ "માં કરેલા મહારુદ્રયાગ પ્રસંગે જગદ્‌ગુરુ શંકરાચાર્યની અધ્યક્ષતામાં હિન્દુઓ તરફથી " સમ્માનપત્ર " મળ્યું છે.

" દેલવાડાની બ્રાહ્મણુ ચોર્યાસી જ્ઞાતિ, " " મુંબઇની ગુર્જર બ્રાહ્મણુ ચોર્યાસી જ્ઞાતિ, " " ઉનેવાળ સેવક મંડળ, " છારીઆ જ્ઞાતિના ઉનેવાળ બ્રાહ્મણુ જ્ઞાતિના ચારે ચોરાઓ, " દેલવાડા હિન્દુ મિત્રમંડલ " મુંબઇ વગેરે તરફથી શાસ્ત્રીજીને ઘણાંએ અભિનન્દનો અને સમ્માનપત્રો મળ્યાં છે. તેમાં તા. ૩૦-૩-૪૧માં મુંબઇમાં છેલ્લું સમ્મન " જન્મભૂમિ "ના તંત્રી શ્રી. અમૃતલાલ દલપતભાઈ શેઠની અધ્યક્ષતામાં મળેલું તે અપૂર્વ હતું. જેમાં શાસ્ત્રીજીને ચાંદીનું કાસ્કેટ, સુવર્ણુપદક, સમ્માનપત્ર, અનેક સંસ્થાઓ તરફથી હારતોરા, વગેરે અર્પણુ થયાં હતાં, તેમજ બહારગામોથી શતાવધિ અભિનન્દન પત્રો તથા તારો આવ્યા હતા. અને આ રીતે શાસ્ત્રીજીની અનેકવિધ સેવાની અપૂર્વ કદર કરી લોકોએ તેમને સમ્માન્યા હતા.

શાસ્ત્રીજીએ અનેક સંસ્થાઓ, મેળાવડાઓ, વિદ્યાલયો, અને સ્વજ્ઞાતિની અનેક સભાઓના પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી, કોશાધ્યક્ષ, સભ્ય, પરીક્ષક, અને સહાયક તરીકેનું માન મેળવ્યું છે. શાસ્ત્રીજીએ આજ સુધીમાં સંસ્કૃત, હિન્દી અને ગુજરાતી ભાષાના જાહેર સેંકડો માસિકાદિમાં સહસ્રાવધિ સપ્રમાણ લેખો લખી વૈદિક ધર્મની અને જનતાની સેવા કરી છે. અનેક યજ્ઞાદિ ધર્મકૃત્યો કર્યાં છે. અનેક વિદ્વાનોનું અને સજ્જનોનું પોતાની લાગવગથી સમ્માન કર્યું–કરાવ્યું છે. અનેક સભાઓ અને સંસ્થાદિનું સંયોજન કર્યું છે. અનેક ધાર્મિક નિબંધો અને પુસ્તકો લખી સાહિત્યની પણ ઘણી સેવા કરી છે.

ભારતપ્રસિદ્ધ વિદ્વાનો, મહામહોપાધ્યાય પંડિતો, અને આચાર્યોએ શાસ્ત્રીજીના મધુર સમાગમથી પોતાનો સન્તોષ પ્રદર્શિત કર્યો છે. સંવત ૧૯૮૮માં જામનગરનરેશ કૈ. રણજીતસિંહે કરાવેલા સહસ્રકલશાભિષેક યજ્ઞ સમયે મહારાજાની આજ્ઞાથી કૈ. મ. મ. હાથીભાઇ શાસ્ત્રીજીએ શાસ્ત્રીજીને તારોથી રાજ્યના અતિથિ તરીકે બોલાવી મહારાજાના હસ્તે તેમનું સમ્માન કરાવ્યું હતું.

શાસ્ત્રીજીનાં ધર્મપત્ની અ. સૌ. પ્રભાવતી ગીતોપનિષત્ આદિનો અભ્યાસ કરી તેની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલાં આર્યવિદુષી છે. શાસ્ત્રીજીના મોટાભાઇ રણછોડભાઇ અને નાનાભાઇ દયાશંકર પણ જ્યોતિષાદિ શાસ્ત્રમાં નિપુણ હોઈ તેમણે મુંબઇમાં સારી પ્રતિષ્ઠા મેળવેલી છે. શાસ્ત્રીજી પણ જ્યોતિષશાસ્ત્રમાં વિદ્વાન લબ્ધપ્રતિષ્ઠ છે. શાસ્ત્રીજી પોતે શ્રૌત્ત સ્માર્ત ધર્માનુયાયી હોઈ શ્રી. શંકરાચાર્યના અદ્વૈતવાદના પરમ ઉપાસક છે. તેઓ સર્વ દેવોમાં સમાનભાવે પૂજ્યતા દર્શાવતા હોઈ હરેક દેવોના ગુણાનુવાદના ધાર્મિક લેખો લખે છે. તેઓ પાખંડવાદીઓના કટ્ટર વિરોધી છે, અને ધર્મવિરોધીઓને સચોટ ઉત્તર દેવામાં ચતુર છે. જાહેર સમાચારપત્રોમાં ઘણાએ ધર્મવિરોધીઓને ઉત્તર દઇ તેમણે મૌન કર્યા છે. આ રીતે શાસ્ત્રીજીની ધર્મ પ્રત્યેની ધગશ ઉદ્દામ છે.

તેઓએ કાશી, કલકત્તા, પ્રયાગાદિમાં થયેલાં સનાતનીઓનાં મહાન ધાર્મિક સંમેલનોમાં હાજરી આપી તેમાં પોતાની અનેકવિધ સેવાઓ આપી છે અને આપી રહ્યા છે.

તેમને ત્યાં ધાર્મિક શંકાસમાધાન માટે રોજ અનેક પત્રો અને સજ્જનો આવે છે, અને તેનાં સપ્રમાણ ઉત્તર આપી તેઓ તેમને સન્તોષ આપે છે.

તેઓ એક સારા લેખક હોઇ પ્રાચીન, ધાર્મિક અને ઐતિહાસિક પુસ્તકો વાંચવા અને સંગ્રહ કરવાનો તેમને અત્યન્ત શૉખ છે. તેમની પાસે હજારો રૂપીઆના સંસ્કૃત, હિન્દી, મરાઠી અને ગુજરાતી વિવિધ વિષયનાં પુસ્તકોનો સંગ્રહ છે. વર્ષો થયાં તેઓ જાહેર જીવનમાં રસપૂર્વક ભાગ લઇ રહ્યા છે. સનાતન ધર્મની સેવા કરવા માટે હરહંમેશાં તૈયાર રહે છે. પોતે વ્યવહારદક્ષ, નિખાલસ હૃદયના અને સદ્‌ગુણી છે. સંવત ૧૯૮૭માં સત્યાગ્રહની ચળવળ સમયે મુંબઇની સ્વ. દે. લ. સં. પાઠશાળામાં એક રેંટિયાવર્ગ ખોલી, છાત્રો દ્વારા ઊંચું સુતર કંતાવ્યું હતું. કોંગ્રેસ તરફથી તે માટે એક છાત્રને રૌપ્યપદક પ્રાપ્ત થયું હતું. શાસ્ત્રીજીનું જીવન ચરિત્ર અનેક જણે લખી છપાવ્યું છે. શાસ્ત્રીજી પ્રાચીન સંસ્કૃતિના ઉપાસક, સંશોધક, રક્ષક અને પ્રચારક છે.

કાશીની "અખિલ ભારત સંસ્કૃત વિશ્વવિદ્યાલય" ( "ભારત ધર્મ મહામંડળ" ) પરીક્ષા બોર્ડના પરીક્ષક અને તેના મુંબઇ શાખાના કેન્દ્રાધ્યક્ષ છે. "મુંબઇ ગુર્જર બ્રાહ્મણ ચોર્યાસી જ્ઞાતિ"ના માજી મંત્રી અને "ઉનેવાળ સેવક મંડલ" મુંબઇ તથા "દેલવાડા હિન્દુ મિત્ર મંડલ"ના વ્યવસ્થાપક સમિતિના સભ્ય છે.

પોતે સ્વધર્મ–નિષ્ઠ હોઇ પોતાનું પ્રવૃત્તિમય જીવન હોવા છતાંએ સનાતન ધર્મની રક્ષા માટે ધાર્મિક સાહિત્યના ગ્રંથો છપાવી, લેખો–નિબન્ધો લખી, તન, મન અને ધનથી ધાર્મિક અને સામાજિક તેમજ સાહિત્યની સેવા કરી રહ્યા છે.

આ રીતે શાસ્ત્રીજીનું જીવન અનેકવિધ ધાર્મિક અને સામાજિક

સેવા-પ્રવૃત્તિઓથી રંગાયેલું છે. તેઓ સ્વભાવે સરળ, શાન્ત, માયાળુ, પરોપકારપરાયણ અને દયાળુ છે. તેઓએ અદ્યાવધિ ૨૫ ગ્રંથો લખ્યા છે. તેમાંનાં કેટલાંક પુસ્તકોની યાદી અહીં આપી છે. તે સિવાય બીજાં કેટલાંએ પુસ્તકોની પ્રસ્તાવના, ઉપોદ્ઘાત, સંશોધનાદિ કાર્ય પણ કર્યું છે. પોતે આજ ૨૨ વર્ષથી સ્વ. દેવીદાસ લલ્લુભાઇની સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપક છે. સંતાનમાં એક પુત્ર અને પુત્રી હોઇ સુખી છે. પરમાત્મા તેમને જનસમાજની અને ધાર્મિક, સામાજિક તેમ જ સાહિત્યની વિશિષ્ટ સેવા કરવા માટે દીર્ઘાયુઃઅને શક્તિસંપન્ન બનાવે એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

શાસ્ત્રી રેવાશંકર મેઘજીએ પ્રકાશિત, રચિત અને ભાષાન્તર કરેલાં કેટલાંક પુસ્તકોની યાદી :

૧. 'એકાદશગીત' (શ્રીમદ્ ભાગવતના ધોળ અને સ્તુતિ સંગ્રહ સાથે સચિત્ર) ૨. 'ઉપવીત-વિવાહ-સંસ્કાર રહસ્ય.' ૩. 'શિખા રહસ્ય' (સીલીક નથી) ૪. 'દ્વારાવતી' (ખરી દ્વારકા કયાં આવી તે સિદ્ધ કર્યું છે.) ૫. 'ઉનેવાળ જ્ઞાતિનો ઇતિહાસ' (સચિત્ર) ૬. 'શ્રી પ્રભાસ ક્ષેત્રના ગુપ્ત પ્રયાગાદિ તીર્થોનું માહાત્મ્ય' (ચિત્ર ૩૯ પૃષ્ઠ ૫૦૦) ૭. 'સન્યાસ ધર્મ મીમાંસા' ૮. 'હિન્દુધર્મ રહસ્ય અથવા સનાતન ધર્મ પ્રશ્નોત્તર દીપિકા' (૧૦૧ નીતિવચન સાથે) ૯. 'શ્રી મહાશિવરાત્રિ અને શિવમહિમા.' ૧૦. 'શ્રી સુબોધ ભજન નીતિ સંગ્રહ' ૧૧. 'શ્રીહરિહરાદિની એકતા અને શ્રી સદાશિવનું સ્વરૂપ વર્ણન.' ૧૨. 'દોહા રત્નાવલી' (તુલસીદાસજીની ધર્મપત્ની કૃત) ૧૩. 'શ્રીમદ્ ભાગવત અને તેનાં માહાત્મ્યોની વિશિષ્ટતા' ૧૪. 'શ્રી જગન્નાથજી અને શ્રી વલ્લભાચાર્યજી વચ્ચે બનેલા ચમત્કારની સમીક્ષા.'

બીજાં ૧૧ પુસ્તકોમાં પાંચ પુસ્તકો અન્ય નામે છપાવ્યાં છે, પાંચ પુસ્તકોમાં અર્ધ ભાગ શાસ્ત્રીજીએ લખેલો અને એક 'હાસ્યાર્ણવ' નામે સંસ્કૃત નાટકનું ભાષાંતર અમુદ્રિત છે. શાસ્ત્રીજીને સાત ઉપાધિઓનાં પત્રો, નવ અભિનન્દન પત્રો અને બે સુવર્ણ પદક-ચાંદો મળેલાં છે, જેનાં નામો લેખ-વિસ્તાર ભયથી લખ્યાં નથી.

# શ્રી. લીલાવતીબહેન બૅંકર બી. એ.

જગતમાં એવાં કેટલાંક કાર્યકરો વસે છે કે જે માત્ર પોતાનું કર્ત્તવ્ય સમજીને જ પોતાના કાર્યક્ષેત્રમાં મચ્યાં રહે છે. આવાં વીરલ કાર્યકરોમાંનાં એક શ્રી. લીલાવતીબહેન છે. મુંબાઇ બહારની પ્રજાએ એમનું નામ સાંભળ્યું ન હોય તો એનું કારણ જાહેરાત માટેનો લીલાવતી બહેનનો અણગમો છે—એમની કર્તવ્યપરાયણતાની ખામી નહિ.

એમનો જન્મ અમદાવાદમાં સને ૧૮૯૫ ના માર્ચની ૮ મી તારીખે થયો હતો. એમના પિતાજી અમદાવાદના સુપ્રસિદ્ધ વકીલ શ્રી. દોલતરામ શાહ છે. લીલાબહેનની બાલ્યાવસ્થામાં એમની જ્ઞાતિમાં કન્યા-કેળવણીનો કેવળ અભાવ હતો પણ પુત્રીને પુત્ર માફક જ કેળવણી આપવાની એમના સંસ્કારી પિતાની ઇચ્છાને લીધે લીલાબહેને સારું શિક્ષણ લીધું અને સને ૧૯૧૬ માં ગ્રેડ્યુએટ થયાં. એ વખતે વિદ્યાબહેન શારદાબહેન અને મુંબાઈમાં એક કમળાબહેન—એ ત્રણ ગુજરાતી સ્ત્રી ગ્રેડ્યુએટો હતાં. અને જૈન કોમમાં તો લીલાબહેન કૉલેજનું શિક્ષણ લેનાર સૌથી પહેલાં જ હતાં.

ઇ. સ. ૧૯૧૮ માં એમનું લગ્ન જાણીતા મહાસભાવાદી શ્રી. શંકરલાલ બૅંકરના નાના ભાઇ સ્વ. ધીરજલાલ સાથે થયું હતું. લગ્ન પછી મુંબઇમાં પગ મૂકયો ત્યારથી જ લીલાબહેનના જીવનની–કહો કે કાર્યપરાયણતાની શરૂઆત થઇ. મુંબઇમાં 'ભગિની સમાજ' નામની નાની સ્ત્રીસંસ્થા શ્રી. લેડી લક્ષ્મીબહેન જગમોહનદાસ, ભાઇ કરસનદાસ ચિતળીઆ વગેરેના પ્રયત્નથી સ્વ. મહાત્મા ગોખલેની પહેલી સંવત્સરીને દિવસે ૧૯૧૬માં સ્થાપવામાં આવી હતી. એના ઉદ્દેશો ઘણા ઉચ્ચ છતાં કાર્યપ્રદેશ બહુ પરિમિત હતો. એક શુભ દિને લીલાવતીબહેનને માથે એની જુમ્મેદારી શ્રી. કરસનદાસે નાખી અને ત્યારથી એ સંસ્થાની ઉત્તરોત્તર ઉન્નતિ જ થતી ચાલી.

૧૯૧૯માં સમાજનાં ખજાનચી તરીકે કાર્યની શરૂઆત કરીને,

મુંબઇમાં અજાણ્યાં ,છતાં લીલાવતીબહેને બીજાં કાર્યવાહકો સાથે મળીને રૂા. ૨૪૦૦૦] ની નાદર રકમ એકઠી કરી, ભગિની સમાજ તરફથી પૂ. ગાંધીજીની સુવર્ણ મહોત્સવની થેલીમાં અર્પણ કરી. ૧૯૨૦માં પરદેશી કાપડની હોળી માટે વસ્ત્રો ભેગાં કરવાની શરૂઆત થઇ ત્યારે સૌથી પ્રથમ લીલાબહેને જ પોતાનાં વસ્ત્રોનો ભંડાર ખાલી કરી આપ્યો. 'ભંડાર' શબ્દ અહીં ખાસ જાણીને વાપર્યો છે. લીલાબહેનને નાનપણમાં સુશોભિત વસ્ત્રોનો ખૂબ શૉખ હતો, અને પિયર તેમજ સાસરામાં શ્રીમંતાઇ હોવાથી તેમણે ખરેખર વસ્ત્રોનો ભંડાર જ એકઠો કર્યો હતો. પણ ગાંધીજીની હાકલ એમના હૃદયમાં ઊતરી ગઇ, અને એમણે વસ્ત્રાલંકારના મોહને તજી દઇ શુદ્ધ ખાદી ધારણ કરી. હજારો રૂપિયાને ખર્ચે વસાવેલાં સુંદર, વિદેશી વસ્ત્રોને હોળી કરવા આપીને શ્રી. લીલાબહેન અગ્નિ-પરીક્ષામાંથી પસાર થયાં.

૧૯૧૯ માં સ્ત્રીઓએ મતાધિકાર મેળવવાની લડત ચલાવવાની હતી તે કામમાં સક્રિય ભાગ લીધેલો અને એ લડત વિલાયતમાં ચલાવવા માટે એક બહેનને હિંદનાં પ્રતિનિધિ તરીકે વિલાયત મોકલવામાં આવ્યાં. આ બહેનને વિલાયત મોકલવાના ખર્ચ માટે રૂપિયા પાંચ હજાર ભેળા કરવામાં શ્રી. લીલાબહેનની સહાય હતી.

સ્ત્રીઓમાં સહકારી સિદ્ધાંતોનો ફેલાવો કરવા માટે તથા સહકારી ધોરણે કામ કરવાને નીમવામાં આવેલી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ (Gujarati Ladies' Co-Operative Society) નાં એ પ્રથમથી જ (૧૯૨૯ થી) માનદ્ મંત્રી તરીકે કાર્ય કરે છે, અને એ સંસ્થાની ઉજ્વળ કારકિર્દીમાં શ્રી. લીલાબહેનનો નોંધપાત્ર ફાળો છે.

૧૯૩૨ માં ભગિની સમાજના કાર્યની પૂરી લગામ હાથમાં લીધી ત્યારથી તો લીલાબહેને એ સંસ્થાની ઉન્નતિને જ પરમ જીવન ધ્યેય માન્યું છે. આંગળીને વેઢે ગણાય એટલા સભ્યોની એ સંસ્થાનાં હજાર સભ્યો થયાં,

હજારો રૂપિયાનું ફંડ એકઠું થયું અને એનો કાર્યપ્રદેશ વિસ્તૃત થયો, એ બધું લીલાબહેનની કર્તવ્યનિષ્ઠાને જ આભારી છે. ઊંચે આસને બેસવાની મહત્ત્વાકાંક્ષા એમણે રાખી જ નથી. પચીસ વર્ષ સુધી મંત્રીપદે રહી સંસ્થાનું તંત્ર એકધારું ચલાવ્યું છે, અને પરિણામે અત્યારે મુંબઈમાં સૌથી અગ્રગણ્ય સ્ત્રી-સંસ્થા તરીકે ભગિની સમાજે જનતાનો વિશ્વાસ મેળવ્યો છે. એના અનેકવિધ કાર્યપ્રદેશની આંટીઘૂંટીઓની ઝીણામાં ઝીણી વિગતથી શ્રી. લીલાબહેન વાકેફ રહે છે અને એમની નજર બહાર કશું જતું જ નથી. વર્તમાનપત્રોમાં વારંવાર પોતાનું નામ આવે કે છબિઓ છપાય એવી ઈચ્છાવાળી ઘણીયે સ્ત્રીઓ—કહેવાતી કાર્યકરો—હોય છે, પણ લીલાબહેને કદિ પણ એવી ઉમેદો સેવી નથી, અને તેથી જ એમનું કામ દીપી ઊઠયું છે.

સને ૧૯૩૨માં એમના પતિ ધીરજલાલભાઈનું એકાએક અવસાન થયું. સુખમાં જન્મેલાં અને હંમેશાં સુખમાં જ વસેલાં તેમણે કારમું દુઃખ પણ શાન્તિથી સહન કર્યું. ત્રણ નાના નાના પુત્રોને ઉછેરી મોટા કરવાની ભારે જવાબદારી કોઈની સહાયતા વિના ઉપાડી લીધી, અને પુત્રોને કદિ પણ પિતાની ખોટ જણાવા ન દીધી. સ્ત્રીઓને મિલકત સોંપીએ તો એ દુરુપયોગ કરે, અવિચારીપણે વેડફી નાખે, એવું કહેનારાંને, લીલાબહેન જે કુશળતાથી સાસરાના કુટુંબની બહોળી સ્થાવર-જંગમ મિલ્કતનો એકલે હાથે સુંદર વહીવટ કરે છે તે દાખલા રૂપ છે. ભગિની સમાજને તો એ પોતાના સંતાનથી પણ અધિક ગણે છે એટલે એની મિલકતનો વહીવટ તો સાચવીને જ કરે એમાં નવાઈ નથી. એમની સાચવટને લીધે ઘણીએક જાહેર સંસ્થાઓમાં ચાલતાં અંધેરોથી 'ભગિની સમાજ' કેવળ મુક્ત રહેવા પામી છે.

લીલાવતીબહેન કામ કરી બેસી નથી રહેતાં. ભવિષ્યમાં અનેક કાર્યકર બહેનો ઊભી થાય એ એમની મહત્ત્વાકાંક્ષા છે અને તેથી બીજી બહેનોને હંમેશાં નાનાં-મોટાં કામો ઉપાડી લેવા પ્રેરણા કરે છે. કેટલીયે સ્ત્રીઓની સૂતેલી શક્તિને જગાડી એમણે કાર્યપરાયણ

બનાવી છે. આને લઇ 'ભગિની સમાજ'ને અનેક યુવતીઓ અને સ્ત્રીઓનું કામ કરનાર મોટું જૂથ મળી ગયું છે. અલબત્ત લીલાબહેનના ટેકા સિવાય એમાંનાં ઘણાં વાડ વિનાના વેલા જેવાં જ છે.

આપણા દેશને આવી અનેક સાચી અને સેવાભાવી કાર્યકર બહેનો સાંપડો.

## શ્રી. વિઠ્ઠલદાસ ખી. પટેલ એમ. એ.



**ભા**વનગર રાજ્યમાં એક શક્તિસંપન્ન કેળવણીકાર અને કાર્યદક્ષ અમલદાર તરીકે પ્રતિષ્ઠા મેળવનાર શ્રી. વિઠ્ઠલદાસ ખી. પટેલ હાલ ભાવનગરની આલ્ફ્રેડ હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે કામ કરે છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૯૦માં થયો હતો. પિતા કાપડનો નાના પાયા પર વેપાર કરતા. કુટુંબની સ્થિતિ સાધારણ હતી. શ્રી. પટેલે ભાવનગરમાં જ પ્રાથમિક શિક્ષણ લીધું અને સાત ગુજરાતી ધોરણ પૂરાં કરી પછી સ્થાનિક અંગ્રેજી શાળામાં આગળ અભ્યાસ કરવા દાખલ થયા. અંગ્રેજીના અભ્યાસ દરમિયાન દરેક વર્ગમાં તે ઊંચે નંબરે પાસ થયા અને ઇનામો મેળવ્યાં. સને ૧૯૦૯માં આલ્ફ્રેડ હાઇસ્કૂલમાંથી તેમણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી.

શામળદાસ કૉલેજમાં તેમણે આગળ અભ્યાસ કર્યો. પ્રિવિયસમાં સંસ્કૃતમાં સૌથી વધારે માર્ક્સ મેળવીને તેમણે વિદ્યારામ સંસ્કૃત સ્કૉલરશીપ પ્રાપ્ત કરી. સને ૧૯૧૩માં અંગ્રેજી અને સંસ્કૃત લઇને તેમણે બી. એ ની પરીક્ષા પસાર કરી. તે પછીથી તેમણે ભાવનગર રાજ્યને વિવિધ સેવા અર્પણ કરી છે. ૧૯૧૪માં આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં તેઓ રૂા. ૪૫ના પગારથી શિક્ષક તરીકે રહ્યા. ૧૯૧૬થી બે વરસ મહુવા મિડલ સ્કૂલના હેડ માસ્તર તરીકે કામ કરી પાછા ભાવનગર આવ્યા. આ સમય દરમિયાન ૧૯૧૭માં તેમણે સંસ્કૃત અને અંગ્રેજી લઇને એમ એ. ની પરીક્ષા પસાર કરી. તે વખતે ગત યુદ્ધને અંગે રાજ્યે કંટ્રોલખાતું ઉઘાડયું હતું. તેમાં એક વરસ શ્રી. પટેલની નોકરી ઉછીની લેવામાં આવી. કામની ચોકસાઈ અને જનસેવા કરવાની તેમની નિઃસ્વાર્થવૃત્તિથી લોકો પર તેમની સારી છાપ પડી. ૧૯૨૦ ની વસ્તીગણતરી વખતે સેન્સસ ખાતામાં તેઓ આસિ. સુપ્રિન્ટેન્ડેન્ટ નીમાયા.

૧૯૨૧ માં કૉલેજોમાં બી. એ. ના વર્ગમાં ગુજરાતી દાખલ થતાં શ્રી. પટેલને શામળદાસ કૉલેજમાં ગૂજરાતી તથા અંગ્રેજીના લૅક્ચરરની જગ્યા મળી. આ અરસામાં ભાવનગર સાહિત્ય સભાની સ્થાપના થઇ અને સદ્ગત સાક્ષરવર્ય માનશંકર પીતામ્બર મહેતાની સાથે શ્રી. પટેલ તે સભાના સહ-મંત્રી બન્યા. ૧૯૨૩ માં મહુવામાં હાઇસ્કૂલ ઉઘાડવામાં આવી ત્યારે તેઓ ત્યાં હેડમાસ્તર નીમાયા અને ત્યાંથી ૧૯૨૭ માં તેઓ ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે પાછા ભાવનગર આવ્યા. એ જગ્યાએ પંદર વર્ષ થયાં તેઓ યશસ્વી કાર્ય કરી રહ્યા છે. ૧૯૩૮ ના ડિસેમ્બરથી ૧૯૪૨ ના માર્ચ સુધી ભાવનગર રાજ્યના કેળવણીખાતાના ઉપરીનો ચાર્જ તેમને સોંપવામાં આવ્યો હતો અને એ જવાબદારીભરેલા કામની ફરજ હાઇસ્કૂલના આચાર્યપદના કામ સાથે સમ્પૂર્ણ સફળતાથી તેમણે બજાવી હતી. તેમની એ કારકિર્દી દરમિયાન બે વખત માધ્યમિક શિક્ષકોનો કેમ્પ ખોલવામાં આવ્યો હતો. જેમાં રાજ્યની તમામ અંગ્રેજી શાળાઓમાંથી શિક્ષકોએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો.

શ્રી. પટેલ શિક્ષણના ક્ષેત્રમાં અદ્યતન વિચારસરણી ધરાવે છે. છેલ્લામા છેલ્લા કેળવણીવિષયક ગ્રન્થો તેઓ વિચારે છે અને એ રીતે તેઓ નવા વિચારો સાથે સંપર્કમાં રહે છે. શાળામાં નૂતન દૃષ્ટિથી શિક્ષણ અપાય તેવો તેઓ ખાસ આગ્રહ રાખે છે. વિદ્યાર્થીઓ માત્ર પરીક્ષા આપીને પાસ થાય તેટલાથી તેમને સંતોષ નથી, તેથી શાળામાં વિદ્યાર્થીના જીવનનો સર્વાંગી વિકાસ થાય તે હેતુથી તેમણે વિવિધ પ્રવૃત્તિઓ દાખલ કરી છે. શાળામાં રમતો, ચર્ચા-મંડળ, લલિતકળામંડળ, સંગીતવર્ગ વગેરે ચાલે છે. વ્યાયામ તો વર્ષો થયાં તેમણે ફરજિયાત દાખલ કરેલ છે. 'દીપિકા' નામનું શાળાનું મુખપત્ર વરસમાં બે વાર પ્રસિદ્ધ થાય છે. ઉપરાંત ભૂગોલ-પ્રદર્શન, વ્યાસંગ પ્રદર્શન વગેરે યોજીને વિદ્યાર્થીની ઉભરાતી શક્તિને યોગ્ય દિશાસૂચન મળે તેવા માર્ગ તેઓ બતાવતા રહ્યા છે. સ્કાઉ-ટીંગ, સીવીક ગાર્ડ વગેરેમાં પણ તેમના વિદ્યાર્થીઓ તેમજ તેમની શાળાના શિક્ષકોને ભાગ લેવાનો ઉત્સાહ તેમણે પ્રેર્યો છે. છેલ્લાં ૭ વર્ષથી 'સૌરાષ્ટ્ર શિક્ષક'માં તેઓ કેળવણી વિષે અવારનવાર લેખો લખે છે. તેના વાંચનાર શ્રી. પટેલના તદ્વિષયક વિચારોથી સારી રીતે પરિચિત હશે. અને એક શિક્ષણના કામમાં જ નહિ, પણ ભાવ-નગરના પ્રજાજીવનમાં પણ તેઓ રસ લે છે. ૧૯૩૨થી બાર્ટન લાયબ્રે-રીના મંત્રી તરીકે તેઓ કામ કરે છે. અને એ જાહેર વાંચનાલયની નવી ઢબે વ્યવસ્થા કરી તેમણે ઘણું ઉપયોગી કાર્ય કર્યું છે. ૧૯૨૮થી ચાલુ સાલ સુધી ભાવનગરની પ્રજાકીય મ્યુનિસિપાલીટીની મેનેજીંગ કમિ-ટીના તેઓ ચેરમેન હતા. ભાવનગર સાહિત્ય સભાની સાથેનો તેમનો સંબંધ કાયમ ચાલુ રહ્યો છે.

ચોકસાઈ, કામની ચિવટ અને નિરંતર ઉદ્યોગપરાયણતા એ શ્રી. પટેલના ખાસ ગુણો છે. જુદી જુદી પ્રવૃત્તિ માટે તેઓ પોતાનો રોજનો સમય વ્યવસ્થિત રીતે વહેંચી દે છે. એકેય વિગત તેમના ખ્યાલ બહાર જતી નથી. સ્વભાવે તેઓ નીડર તેમજ નિખાલસ છે.

જે કહેવાનું હોય તે સ્પષ્ટ રીતે તરતજ કહી દેવાની તેમને ટેવ છે; તેથી આરંભમાં કોઇવાર ગેરસમજ થાય, પણ વધારે નિકટ પરિચય થતાં તેમની સહૃદયતાનો ખ્યાલ આવ્યા વગર રહે નહિ. તેમની શુભ નિષ્ઠાની પ્રતીતિ, તેમના સમાગમમાં આવનાર નાનામોટા દરેકને ઉપયોગી થવાના તેમના ઊંચા ગુણને લીધે દૃઢીભૂત થાય છે. આ તેમના સ્પષ્ટ વક્તૃત્વને લીધે તેમના હાથ નીચેના માણસો તેમની સાથે નિઃસંકોચપણે વર્તી શકે છે, અને શાળામાં શિક્ષકો સાથે તેઓ મિત્રાચારીભર્યું વાતાવરણ જમાવી શક્યા છે. હિંદની સંસ્કૃતિવિષયક પ્રવૃત્તિઓમાં તેમને રસ છે, અને તેથી જનકલ્યાણકારી લાગે એવી ધાર્મિક પ્રવૃત્તિઓમાં તેઓ ઘણીવાર ભાગ લે છે. ટૂંકમાં આ કાર્યરત અને નિરાડંબર આચાર્ય મેળવીને ભાવનગરની શાળાએ વિકાસમાર્ગે એક જબ્બર પગલું લીધું છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી.

## સંસ્કારમૂર્તિ શ્રી. વિદ્યાબહેન નીલકંઠ



"શ્રી અને સરસ્વતીનો યોગ ન હોય" એ આપણી ગુજરાતીઓની પરાપૂર્વથી ચાલતી આવેલી કહેવત છે, અને આપણો અનુભવ પણ એમ જ કહે છે. છતાં ગુજરાતને સદ્‌ભાગ્યે એવા અપવાદ આપણે ત્યાં દિનપ્રતિદિન વધતા જાય છે; એટલે કે ગુજરાત કેવળ લક્ષ્મીનું જ ભક્ત નથી રહેવા ઇચ્છતું, પણ સરસ્વતીના ઉપાસક બનવા ખરા મનથી પ્રયત્ન કરી રહ્યું છે. જીવનમાં લક્ષ્મીની જરૂરિયાત, વૈભવ અને મોહ જાણ્યા—સમજ્યા છતાં પણ, સરસ્વતીનું અદ્વિતીય સ્થાન, મહિમા અને ગૌરવ

પૂરતાં પિછાન્યાં છે; તેથી લક્ષ્મી અને સરસ્વતીનાં અનાદિ વેરનાં ઝેર શમતાં જાય છે. આથી પણ વિશેષ "શ્રી, સરસ્વતી અને સૌજન્ય" એ ત્રણેયનો સુભગ સુયોગ તો વિરલ વ્યક્તિઓમાં જ હોય. એવી થોડી વ્યક્તિઓથી પણ આપણો ગુજરાતી સમાજ વિભૂષિત છે; તેમનાથી સમાજ પ્રતિષ્ઠિત, ગૌરવશાળી અને પ્રાણવાન છે. આવી ગણીગાંઠી વ્યક્તિઓમાં શ્રી. વિદ્યાબહેનનું સ્થાન ઊંચું છે. તે એમને ઓળખનાર, એમના સંસર્ગમાં આવનાર અનુભવી શકે છે.

શ્રી. વિદ્યાબહેન એટલે ઇ. સ. ૧૯૧૫ કે ૧૯૩૦ પછીનો સમય નહિ–વિસમી સદી પણ નહિ– ઓગણીસમી સદી અને તે સદીની કન્યા, યુવતી–પરણેલી ગુજરાતી સ્ત્રી. ગુજરાતના સમાજસુધારાના અને સ્ત્રીકેળવણીના ઉષ:કાળમાં જ ત્હેમનો જીવન–પ્રારંભ. ઊંચી કક્ષાની કેળવણી (યુનિવર્સિટીની કેળવણી), સ્ત્રીકેળવણીની શરૂઆતના જ સમયમાં મેળવવાનું સદ્ભાગ્ય અને પુરુષાર્થ એમના જીવનમાં બાલ્યકાળથી જ એમને ફાળે આવ્યાં. એમણે વિદ્યાપીઠની ઉચ્ચ કેળવણી, જરાયે સ્પર્ધાની ભાવના વિના, કેવળ કર્તવ્યબુદ્ધિથી સંગીન સંપાદન કરી અને તેને તેઓ શોભાવી રહ્યાં છે. સમાજમાં સ્ત્રીકેળવણીને, વિરોધી સૂરો છતાં પ્રગતિમાન કરી, ઊંચી કેળવણીનાં દ્વાર બહેનો માટે ખુલ્લાં કરી દીધાં; અને પહેલાં ગુજરાતી 'ગ્રેજ્યુએટ બહેનો'નું માનભર્યું પદ, એમણે અને એમનાં બહેન શ્રીમતી શારદાબહેને પ્રાપ્ત કર્યું. સ્ત્રીકેળવણીના આરંભકાળમાં–સ્ત્રીકેળવણી વિષે મતભેદના જ વખતમાં–તેમણે પોતે તો સ્ત્રીકેળવણીના વિરોધી સમુદાયમાં પોતાનું સ્થાન, દૃષ્ટાંતમાં અપવાદરૂપ સિદ્ધ કરી, સમાજમાં ઉત્તમ દાખલો બેસાડ્યો છે. જૂના વિચારવાળા અને નવા વિચારવાળા–બન્ને પક્ષમાં અત્યારે પણ એમનું પદ અને માન વિશિષ્ટ અને જુદાં જ છે. સર્વ-કોઈને એમની સૌમ્ય, સરલ, ગૌરવશાળી મુદ્રા; સંસ્કારી, સાદી, નિખાલસ, વિનયી વાણી અને સમભાવી વર્તન મુગ્ધ કરે છે. અને એમને માટે પ્રશંસાનાં વચનો કહેવડાવે છે. ગુજરાતના કવિવરને પણ એક વખત

એક પ્રશ્ને મૂંઝવ્યા, અને એક ન્હાનું સરખું ચરણ ઉદ્ભવ્યું–"નરી સરલતા કોણ પૂજશે?" શ્રી. વિદ્યાબ્હેનનું જીવન આનો જવાબ પુરવાર કરી રહ્યું છે. એમની પાસે જનાર મોટું અને નાનું, અભણ અને ભણેલું, ગરીબ અને તવંગર, દરેક જણ એમના સરળ, સમભાવી, અને સૌજન્યશાળી સ્વભાવને લીધે એમને પોતાના સ્વજન તરીકે સ્વીકારી લે છે અને તેમની સલાહ અને સહાય લે છે. આવી રીતે ઘણાં જણ, તેમાં ખાસ કરીને સમાજથી–સઘળાંથી–તરછોડાયેલાં અનેક બ્હેનો તેમની પાસેથી મનની શાંતિ મેળવી પોતાનાં દુઃખી જીવનો સંસારમાં સરળ-પણે ગાળી રહ્યાં છે. રૂઢિચુસ્ત સમાજમાં, જાહેરમાં, નિર્ભય રીતે ઊભા રહી, રૂઢિનાં બંધનનાં ભોગ બનેલાંને સાધારણમાં સાધારણ મનુષ્ય તરીકે સંસારમાં જીવન ગાળી શકે, એવી નીતિને રસ્તે વાળ-વાનું, અને તેમાં જે જે પ્રકારની મદદો આપવી ઘટે તે આપવાનું કામ આદર્યું, ત્યાંથી એકધારી રીતે વર્ષોથી હજુસુધી પણ કરી રહ્યાં છે. જાહેરાત કર્યા વગર, તેમની કામ કરવાની અખંડ શક્તિ, સહનશીલતા અને ધીરજ, સમાજની સેવા કરવાની વૃત્તિવાળાંને આદર્શરૂપ છે. સંસારસુધારાનાં કામ, સામા પક્ષને છંછેડ્યા વગર શાંતિથી, હિંમતથી, બધાંની સાથે હળીમળીને કરવાની તેમની ટેવથી અત્યારે ગુજરાતમાં કેટલાક સુધારાઓ સમાજમાં એવી રીતે ઘર કરી ગયા છે કે તે સુધારા છે એમ અત્યારે લાગતું પણ નથી! આ વસ્તુસ્થિતિ સંસારસુધારાની પાંચેક દશકાથી થતી પ્રવૃત્તિનો વિજય સૂચવે છે. આ વિજય માટે મન્થન કરનાર વ્યક્તિઓમાં શ્રી. વિદ્યા-બહેનનું નામ બ્હેનોમાં તો પ્રથમ સ્થાને જ મૂકવું પડે એમ છે. *પહેલી પંક્તિના પુરુષ કાર્યકર્તાઓમાં પણ તેઓ પહેલી હારમાં આવશે; કારણ કે તેમની બરોબર, બુદ્ધિથી સમાજ–હિતનો વિચાર કરી કામ કરનારમાંનાં તેઓ એક છે.

---

* દસ પંદર વર્ષથી પુરુષો અને સ્ત્રીઓ જાહેરજીવનમાં સરખી રીતે કામ કરે છે, એ સ્થિતિ પહેલાં અપવાદરૂપ હતી.

એમની સાદાઇ એમને જોતાંજ દેખાઇ આવે છે. સમાજમાં કેટલાક ભાગમાં આ પંદર વર્ષના ગાળામાં એક પ્રકારની સાદાઇ ખાદી, સ્વદેશી, વગેરેને લીધે આવી છે; તેને અંગે ધારણ કરેલી કે કેવળ કેળવેલી આ સાદાઇ નથી. એમની સાદાઇ તો તે પહેલાંની છે. આજથી ત્રીસ વર્ષ પહેલાં પણ જોનારને તેમની સાદાઇનું, સરલતાનું ભાન થતું, ત્યારે નવાઈ લાગતી. બી. એ. ની ડીગ્રી મેળવેલી, સમાજમાં–જાહેર જીવનમાં પોતાની બુદ્ધિશક્તિથી ખ્યાતિ પામેલી બહેન, તે જમાનામાં (પૂ. ગાંધીજી ગુજરાતમાં આવ્યા અને રહ્યા પછી પ્રચલિત રિવાજોમાં ઘણો ફેરફાર થયો છે.) હાથમાં ન્હાનું કપડાંનું પોટલું કે એવું કાંઇ ઝાલી, સંકોચાયા વગર સ્વાભાવિક રીતે રસ્તામાં ચાલી જતાં જોનારને તેમની ખરી સાદાઇનો ખ્યાલ આવતો, અને અચંબો પામતાં સહેજ ઉદ્દગાર નીકળી જતો, 'કોણ આ વિદ્યાબહેન ?'

જેવી એમની સાદાઇ તેવી જ એમની નિખાલસતા છે. એકજ દાખલો: 'ગુણસુન્દરી' માસિકના જુન ૧૯૩૫ના 'આંતરરાષ્ટ્રીય મહિલા અંક'માં એમણે પોતે 'કેટલાંક જૂનાં સંસ્મરણો' (અડધી સદી પહેલાં અને તે પછીનાં) કરીને જે લેખ કોઇપણ જાતના ઢાંકપિછોડા કે અહંભાવ વગર, પોતાનું બાળપણ, કેળવણી, કૌટુંબિક સ્થિતિ; તેમાંથી તેમણે મેળવેલા લાભ, વગેરે પ્રત્યક્ષ કે પરોક્ષ કોઈ પણ ઉપર કટાક્ષો કે આક્ષેપો મૂકયા વગર રજૂ કર્યો છે. તેમના હૃદયની વિશાળતા અને નિખાલસતા કેટલી છે તે આ બતાવી આપે છે.

જીવનમાં ઘણાં થોડાંને અનુકૂળ સંજોગો મળે છે. સદ્દભાગ્યે એમને જન્મથી અનુકૂળતાઓ મળી ગઇ છે, અને એમણે એનો પૂરેપૂરો સદુપયોગ કર્યો છે. ખરા સુધારક, અને સાચા સંસ્કારી, ભક્તહૃદયી એમના માતામહના સહવાસથી એમનામાં રહેલા સુસંસ્કારના બીજને ન્હાનપણથી જ પોષણ મળ્યું. કુટુમ્બીજનો તરફથી એમની ભણવાની હોંસને વધાવી લેવાયલી, ઉત્તેજન મળેલું અને એને માટે સરળતા કરી અપાયલી, તેથી ન્હાનપણમાં વિદ્યા સંપાદન કરવાની ઝાઝી

મુશ્કેલી પડેલી નહિ. ગૂજરાતી સંસ્કારી કુટુમ્બની સ્ત્રી લગ્ન થયા પછી, સમવયી યુવકો સાથે ભણે તે, તે સમયમાં, આપણા સમાજમાં કદી ન સંભવી શકે તેવું હતું, છતાં શ્રી. વિદ્યાબ્હેનને અપવાદરૂપ જ આ લાભ મળ્યો. આવા અપવાદને માટે વિવાહિત સ્ત્રીને સાસરિયાં તથા પતિ તરફથી જે જે પ્રકારની સહાનુભૂતિ, સગવડ અને ઉત્તેજન મળવાં જોઇએ, તે પણ તેમને સદ્ભાગ્યે મળી ગયાં, અને ઉત્તરોત્તર તેમની બુદ્ધિ અને સંસ્કારને વિકાસ મળ્યે જ ગયો.

શ્રી. વિદ્યાબ્હેન જે જે ક્ષેત્રમાં વિચરતાં ગયાં છે, તે તે જગ્યાએ પોતાનું ઉચ્ચ સ્થાન, પોતાની શકિતથી સિદ્ધ કરતાં ગયાં છે. એમના જીવન તરફ જોનારને પ્રથમ દૃષ્ટિએ તો એમ જ લાગે કે સંસાર-સુધારાના કાર્યને એમણે જીવનમાં પ્રથમ સ્થાન આપેલું છે; અને તેને અંગે જ બીજી બધી એમની પ્રવૃત્તિઓ છે. આ એક રીતે ખરૂં પણ છે, પણ જે જે પ્રવૃત્તિઓમાં એ ભાગ લે છે, તે તે પ્રવૃત્તિઓમાં તેમનું વિશિષ્ટ વ્યકિતત્વ તરી આવે છે. ગૂજરાતી સાહિત્યના ક્ષેત્રમાં એમણે સાક્ષરપદ ધારણ કરી જાય એટલું કાર્ય હજી કર્યું નથી, તેમ તે માટે પોતાનો દાવો પણ નોંધાવતાં નથી, તેથી જ તે પ્રથમ પંકિતનાં સ્ત્રી–સાક્ષર કહેવાતાં નથી. છતાં સાહિત્યમાં જે ફાળો એ પ્રસંગે પ્રસંગે આપ્યે જાય છે, તે તેમની સાક્ષરતા પુરવાર કરવા જેટલો તો છે જ. ગૂજરાતી સાહિત્યનો ઇતિહાસ લખનારને નિષ્પક્ષપાત-પણે ગૂજરાતી સાહિત્યના ક્ષેત્રમાં સર રમણભાઇ અને શ્રી. વિદ્યાબ્હેનનું પહેલાં ગૂજરાતી સાક્ષર–દમ્પતી તરીકે સન્માન કર્યા વિના છૂટકો નથી.

અમદાવાદની અનેક સંસ્થાઓ—કેળવણીની, સમાજસુધારાની કે દેશહિતની, એમાંની ઘણી ખરીમાં, એ પોતે જાત પહોંચી શકે ત્યાં સુધી પોતાનો સક્રિય ફાળો આપી સંસ્થાઓને ટકાવી, સમયા-નુસાર વેગ આપી રહ્યાં છે. અમદાવાદ મ્યુનિસિપાલિટી, સ્કૂલ બોર્ડ અને ગુજરાત વર્નાકયુલર સોસાયટી જેવી મોટી સંસ્થાઓમાં પણ મુખ્ય કાર્યકર્તાઓમાંનાં તેઓ એક છે. ગુજરાતમાં ભરાતી પરિષદોમાં જ

નહિ પણ મુંબઇ ઇલાકામાં અને બીજા ઇલાકામાંની અનેક પરિષ-દોમાં તેઓ પ્રમુખ તરીકે ચૂંટાયાં છે, અને ત્યાં પણ તેમણે એ માનભર્યાં પદને શોભાવ્યાં છે. એ એકલા ગુજરાતમાં જ જાણીતાં છે એમ નથી. એમણે ગુજરાતની અને ગૂજરાતી બહેનોની મુંબાઇ ઇલાકાની બહાર પણ પ્રતિષ્ઠા વધારી છે. એમની ખ્યાતિ અને સુવાસ, ગુજરાતની બહાર પણ સારી ફેલાઇ છે. પ્રસંગે પ્રસંગે ગુજ-રાતે તેમની કદર કરી છે, છતાં હજી તેમનો વધારે પરિચય કરવાની આપણે—તેમાં ખાસ કરીને ગૂજરાતી બહેનોએ—જરૂર છે, આટલી ઉમરે પણ પોતાના જીવનમાં શરૂઆતથી આરંભેલું કામ હજીસુધી કર્યે જાય છે; અને ગુજરાતીઓને માથે ચોંટેલું 'આરંભે શૂરા'નું કલંક, પોતે નિષ્કલંક રીતે અને સફળતાપૂર્વક દૂર કરી શક્યાં છે. એમની કાર્ય કરવાની પદ્ધતિ ગૂજરાતી બહેનોએ ખાસ ગ્રહણ કરવા યોગ્ય છે. ગુજરાત અને ગુજરાતનો નારીસમાજ હંમેશાં એમનો ઋણી છે; અને એ ઋણ સ્વીકારે છે. પોતાનાં હાર્દિક અભિનંદનો સરઅવસરે તેમને અર્પે છે. અમદાવાદને આંગણે અખિલ ભારત મહિલા સમાજની પરિષદ્ ભરાયેલી, ત્યારે સમસ્ત ગૂજરાતી બહેનોએ પોતાના તરફથી, આખા ભારતની બહેનોનું ઘર આંગણે આતિથ્ય કરવાનું ગૌરવ અને માનભર્યું કાર્ય, શ્રી. વિદ્યાબહેનને સોંપીને, પોતાની તેમનામાં કેટલી શ્રદ્ધા છે તે પુરવાર કરી આપ્યું હતું.

—મુદ્રિકાબહેન અંજારિયા

## પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી એમ. એ.

કેળવણી અને સાહિત્યના ક્ષેત્રમાં સારી નામના મેળવનાર શ્રી. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી જ્ઞાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ અને ઉમરેઠના વતની છે. એમનો જન્મ ઉમરેઠમાં જ તા. ૪ થી જુલાઇ સને ૧૮૯૯ના રોજ થયો હતો. એમના પિતાશ્રીનું નામ રણછોડલાલ

પ્રાણનાથ ત્રિવેદી અને માતાનું નામ જેકીબાઇ હરિપ્રસાદ ભટ્ટ છે. એમનું લગ્ન સોળમે વર્ષે સૌ. તારામતી પ્રાણશંકર મહેતા સાથે થયું હતું.

પ્રાથમિક શિક્ષણ એમણે ઠાસરામાં લીધેલું, અને માધ્યમિક શિક્ષણ અનુક્રમે ઠાસરા, કપડવંજ અને નડિયાદમાં લીધું હતું. એમને મેટ્રિકમાં ભાઉ સાહેબ સ્કૉલરશીપ મળી હતી. સને ૧૯૧૬ થી ૧૯૨૦ સુધી તેઓ ગુજરાત કૉલેજમાં હતા; અને બી. એ. ની પરીક્ષા ફર્સ્ટ કલાસ ઑનર્સ સાથે પાસ કરી હતી. પરિષદ ભંડોળ કમિટી તરફથી લેવાયેલી ગૂજરાતીની પરીક્ષામાં (સન ૧૯૧૮) તેઓએ ચંદ્રક મેળવ્યો હતો. બીજે વર્ષે કૉલેજમાં દક્ષિણા ફેલો નિમાયેલા, અને સને ૧૯૨૩માં એમ. એ. ની પરીક્ષા સંસ્કૃત અને ગુજરાતી લઇને બીજા વર્ગમાં પાસ કરી હતી.

હાલમાં તેઓ સૂરતની એમ. ટી. બી. કૉલેજમાં અંગ્રેજી અને ગુજરાતીના અધ્યાપક છે, અને સૂરત સાર્વજનિક કેળવણી મંડળમાં એક આજીવન સભ્ય તરીકે જોડાયેલા છે.

એમના પર ગોવર્ધનરામની અસર ખાસ થયેલી છે, એમ તેઓ કહે છે.

કાવ્ય, ભાષાશાસ્ત્ર અને ચિન્તનાત્મક સાહિત્ય એમના પ્રિય વિષયો છે, અને તેની છાયા આપણને એમની 'ભાવનાસૃષ્ટિ'માં દૃષ્ટિગોચર થાય છે. અવારનવાર માસિકોમાં એમના લેખો આવે છે તે વિવેચનાત્મક તેમ ચિન્તનાત્મક હોય છે, અને એક વિવેચક તરીકે એમણે સારી નામના મેળવી છે. ગૂજરાત સાહિત્ય સભા અમદાવાદ તરફથી એમને સન ૧૯૩૯ના વર્ષના ગ્રન્થસ્થ વાઙ્મયના સમીક્ષક તરીકે નીમવામાં આવ્યા હતા, અને એ વિવેચનકાર્ય એમણે સુંદર રીતે પાર પાડયું હતું. એઓ જે કાંઇ લખે છે તે અભ્યાસપૂર્ણ તેમ જ મનનીય હોય છે.*

* મળેલું.

# શ્રી. શંકરલાલ કવિ



જેમણે પુત્ર, પતિ અને પિતાના સાચા આદર્શો પોતાથી પૂરા પાડયા છે, શિક્ષકોના શિક્ષક થઇ સમાજ-કલ્યાણની સુંદર તક સાધી છે અને હિંદ, બર્મા, પૂર્વ આફ્રિકા વગેરેની સફળ યાત્રાઓ કરી ધન્ય જીવન જીવી જાણ્યું છે એવા મારા બાલમિત્ર શ્રીમાન્ શંકરલાલ કવિનો જન્મ તા. ૧૪-૨-૧૮૯૬ ના રોજ થયો હતો.

મહર્ષિ દયાનંદ સરસ્વતીના કુળમાં જન્મ પામી ગૌરવાંકિત થયેલ એમનું વિદ્યાર્થી-જીવન પણ તેજસ્વી હતું. બરોડા સ્ટેટ વર્નાકયુલર સ્કૂલ ફાઇનલ સર્ટિફિકેટની પરીક્ષા પહેલા વર્ગમાં પહેલે નંબર પાસ કરવા ઉપરાંત સિનિયર ટ્રેન્ડ, ગૂજરાતી સાહિત્યની ઉત્તમા, હિન્દી તેમજ ડૉકટર ઓફ બાયોકેમી ( M. D. B. ) વગેરે પરીક્ષાઓ એમણે ઇનામો તેમ જ પદકો મેળવીને પાસ કરી છે.

'ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો' નામનું પહેલું પુસ્તક એમણે છેક પંદર વરસની ઉમરે લખ્યું હતું, અને કવિતા લખવાની શરૂઆત પણ લગભગ ત્યારથી જ થયેલી એમ 'કાવ્યચંદ્રોદય' અને 'ગુરુકીર્તન' પુસ્તકો પરથી જોઇ શકાય છે. તેમની મૌલિક વાર્તાઓ તેમ જ લેખો વગેરે અવારનવાર સામયિકોમાં પ્રસિદ્ધ થતાં રહ્યાં છે. દૈનિક પત્રોની હાસ્ય-

રસની કટારોમાં ખાટીમીઠી ચટની વાટનાર "ધનચક્કર" તે આ જ, એમ કહેવાની હિંમત પહેલી મુલાકાતે આપણે ભાગ્યેજ કરી શકીએ. "ગૂજરાતી–હિન્દી ટીચર" અને બીજાં પુસ્તકો પણ એમણે લખ્યાં છે અને હજી લેખન-પ્રવૃત્તિ ચાલુ છે.

પંતુજીની પામરતાને પ્રભુતામાં ફેરવવા ચાહનાર એમણે "વિનય" નામનું હસ્તલિખિત માસિક ચલાવી ફીમેલ ટ્રેનિંગ કૉલેજના અધ્યાપક-પદે રહી ત્યાં શિક્ષણ લેતી શિક્ષિકાઓનાં જીવનમાં મહાન ફેરફાર કરી આપ્યો છે.

ઇ. સ. ૧૯૧૮ ના ઇન્ફ્લ્યુએંઝા વખતે વિનામૂલ્યે દવાઓ પહોંચાડીને તેમજ ઇ. સ. ૧૯૨૭ ના રેલસંકટગ્રસ્તોને રોકડ, અનાજ તેમજ કાપડ વગેરેની મદદો મેળવી આપીને, હજારો દુઃખીઓના એમણે આશીર્વાદ લીધા છે. હરિજનોની પાણીની પ્રતિકૂળતા દૂર કરી આપવા તેમજ ગ્રીષ્મકાળમાં ગામડે ગામડે ફરી જ્ઞાનની પરબો ઉઘાડતાં એ કદિ થાકયા નથી, તેમજ સેવાના માર્ગમાં સહન કરતાં કદિ ગભરાયા નથી.

"જે પોતાને સૃજી જાણે છે, તેજ જગતને સૃજે છે" એ સૂત્રને સાબીત કરતો એમનો સુખી સંસાર પણ નોંધપાત્ર છે. સૌ૦ સુમતિ કવિ નામનાં દક્ષિણી દેશસ્થ બ્રાહ્મણ બાલવિધવા સાથે એમણે કરેલું પુનર્લગ્ન સુખી નીવડયું છે અને તેનાથી તેમને ચાર પુત્રો તથા બે પુત્રીઓ હાલ છે.

કુ. કલાવતી કવિ મેટ્રિકનો અભ્યાસ કરે છે અને સંગીતની વિશેષજ્ઞતા બદલ તેમણે સુવર્ણપદક મેળવ્યો છે. જ્યારે ચિ૦ ગિરીશચન્દ્રે માત્ર દોઢ માસની ઉમરે તંદુરસ્તીની હરિફાઇમાં સર્વ પ્રથમ આવી ચાંદીનો કપ ઇનામ મેળવ્યો છે.

આપણે ઇચ્છીશું કે વિશ્વપ્રેમી માતા–પિતાનાં બધાં સંતાનો તેવાંજ નિવડો.

પૂર્વમાંથી અજવાળાં આવે છે એમ કહેનારને ખ્યાલે નહોતો કે વડોદરા રાજ્યના દહેગામ તાલુકાના નાંદોલ ગામની પૂર્વના એ નાનકડા ઘરમાંથી અજવાળાંના ઓઘ ઉલ્લટશે ! પણ આખરે એ સાવ સાચું પડ્યું.

**હીરાલાલ નર્મદાશંકર ઠાકર**

## શ્રીમતી શારદાબહેન મહેતા બી. એ.

**શારદા** બહેનના નામથી ગુજરાતમાં કોણ અજાણ્યું છે? ગુજરાતમાં સ્ત્રી-શિક્ષણનો માર્ગ ખુલ્લો કરી આપનાર ધુરંધર તરીકે વિદ્યાબહેન અને શારદાબહેન એ બે બહેનોને ગુજરાત ચાલીસ પીસ્તાળીસ વર્ષથી ઓળખે છે.

ગઇ સદીમાં ગુજરાતના સમાજસુધારકોમાં અગ્રેસર તરીકે પંકાયલા અને ધર્મનિષ્ઠ સ્વ. ભોળાનાથ સારાભાઈનાં પુત્રી સ્વ. બાળા બહેન શારદાબહેનનાં માતુશ્રી. એમના પિતાજીનું નામ સ્વ. ગોપીલાલ મણિલાલ ધ્રુ. આ માતાપિતાએ કશાએ આડંબર વિનાનું, શુદ્ધ, સંસ્કારી જીવન ગાળ્યું હતું, અને સંતાનોને પણ તેવા જ સંસ્કાર આપ્યા હતા. સાધારણ સ્થિતિ અને કશી લાગવગ નહિ છતાં પોતાના દઢ સંકલ્પ અને અસીમ મનોબળને જ આધારે પુત્રીઓને શિક્ષણ આપવાની અને લગ્નની વય વધારવાની પહેલ કરેલી અને તેમ કરતાં અનહદ ત્રાસ વેઠેલો. એમની તપશ્ચર્યાનાં ફળ આજે સારૂં ગુજરાત ચાખે છે.

શ્રી. શારદાબહેનનો જન્મ આવાં પુણ્યશાળી માતાપિતાને ત્યાં સંવત ૧૯૩૮ના અષાડ સુદ ૧૦, ઇ. સ. ૧૮૮૨ના જુનની ૨૬ મીએ અમદાવાદમાં થયો હતો. શારદાબહેનનાં માતુશ્રીની બાળકોમાં સંસ્કાર રેડવાની ખૂબ કાળજી અને આવડતને લીધે એમના જીવનમાં એ જમાનામાં ભાગ્યે મળી શકતા લાભ મળ્યા છે.

અમદાવાદમાં મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં કન્યાઓની સરકારી હાઇસ્કૂલમાં શારદાબહેને માધ્યમિક શિક્ષણ લીધું. ત્યાંનું શિક્ષણ બહુ જ નબળું, છતાં જાતમહેનત, એમના બનેવી સ્વ. સર રમણભાઇનું ખંતીલું ઉમદા શિક્ષણ અને માતાપિતાની પુત્ર કરતાં અધિક પુત્રી માટેની કાળજી—એ સર્વને લઇ ઇ. સ. ૧૮૯૭માં પંદર વર્ષની વયે શારદાબહેન મેટ્રિકમાં પાસ થયાં.

એ જમાનામાં છોકરી અગિયાર–બાર વર્ષની થાય કે પછી જેવો ઘર મળે તેવાની સાથે પરણાવી દેવાની. શારદાબહેન એ વયનાં થતાં એમનાં માબાપ પર સગાંવ્હાલાંનાં દબાણ અને ઠપકાનો પાર રહ્યો નહિ. પણ એમણે તો દૃઢ નિશ્ચય કરેલો કે ભણેલી, સંસ્કારી દીકરીને યોગ્ય પાત્ર નહિ મળે તો કુંવારી રાખીશું, પણ અયોગ્ય ઠેકાણે નહિ આપીએ. આજે પિસ્તાળીસ વરસ એ વાતને વીતી ગયાં, જમાનો ઘણો આગળ વધ્યો છે, છતાં ઘણાં માબાપ એવો નિશ્ચય કરી શકતાં નથી અને છોકરીને દેખતી આંખે કૂવામાં નાખે છે. શારદાબહેનનાં માતા–પિતાની દૃઢતાનું સુફળ મળ્યું અને બધી રીતે સુપાત્ર એવા ડૉ. સુમંત બટુકરામ મ્હેતા (સ્વ. રા. બ. નંદશંકર તુળજાશંકરના દૌહિત્ર) સાથે ઈ. સ. ૧૮૯૮ના એપ્રિલ માસમાં શારદાબહેનનું લગ્ન થયું.

લગ્ન પછી થોડા જ દિવસમાં ડૉ. સુમંત વધારે અભ્યાસ માટે ઇંગ્લંડ ગયા. દરમિયાન શારદાબહેને કૉલેજનો અભ્યાસ પૂરો કર્યો અને ૧૯૦૧ માં ગ્રેજ્યુએટ થયાં. એ જમાનામાં સ્ત્રી–શિક્ષણ હતું જ નહિ. વિદ્યાબહેન અને શારદાબહેને કૉલેજનો અભ્યાસ કરતાં જે નિંદા, ટીકા, અપમાન, મશ્કરીઓ સહન કર્યાં છે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. ગુજરાતના કેળવણીના ઇતિહાસનું એ તો એક પ્રકરણ જ છે. એમની પ્રત્યક્ષ સતામણી થતી, એમની મશ્કરીનાં ગીતો જોડાતાં, એમની વિરુદ્ધ અશ્લીલ ચોપડીઓ લખાતી, છતાં એમનો અને કુટુંબીઓનો નિશ્ચય અડગ રહ્યો.

કેટલાંક એમ માને છે કે વિદ્યાબહેન અને શારદાબહેનની મહત્તા માત્ર પ્રથમ સ્ત્રી–ગ્રેજ્યુએટ તરીકે જ છે, પણ એ જરાપણ સાચું નથી. અલબત્ત ગ્રેજ્યુએટ થયાં એ ઓછા મહત્વની બીના નથી જ તે એ બે બહેનો પર વીતેલાં વીતકો જાણનાર સમજી શકે છે. પણ જે શિક્ષણનો લાભ પોતે મહા મુશ્કેલીએ મેળવ્યો, તે બીજી કન્યાઓને સરળતાથી મળી શકે તે માટે બન્નેએ જીવનપર્યંત પ્રયત્ન કર્યા છે.

ચાલીસ વર્ષ ઉપર, મોટી વયનાંનું શિક્ષણ એટલે શું, તે કોઇ સમજતું ન હતું. એ માટે નહોતું સાહિત્ય કે નહોતું માર્ગદર્શન. છતાં શારદાબહેને સ્વયંસ્ફૂર્તિથી જ ગ્રેજ્યુએટ થયા પછી તરત અમદાવાદમાં પરણેલી છોકરીઓ માટે વર્ગ કાઢયો હતો અને અંગ્રેજી, ગૂજરાતી, સંસ્કૃત, સિવણ, ભરત એ બધું શીખવતાં.

વડોદરામાં લેડીઝ કલબની સ્થાપના, ચીમનાબાઇ સ્ત્રી સમાજની સ્થાપના અને એવાં અનેક કામો માત્ર સેવાભાવથી શારદાબહેને કર્યાં છે. પોતે હંમેશાં કાર્યકર તરીકે રહી મોટા ઘરની કહેવાતી મહત્વાકાંક્ષી સ્ત્રીઓને અગ્રપદે બેસાડતાં. પણ એવી પુતળા જેવી સ્ત્રીઓ તો પુતળા તરીકે જ રહેતી અને શારદાબહેનનું કાર્ય દીપી નીકળતું.

અમદાવાદના વનિતા વિશ્રામનાં સંચાલક શ્રી. સુલોચનાબહેન દેસાઇએ પોતાની નાના પાયા પર ચાલતી શાળાને વિસ્તારી પ્રો. કર્વેની પૂનાની મહિલા વિદ્યાપીઠના ધોરણ અનુસાર ચાલતી હાઇસ્કૂલ બનાવવા વિચાર કર્યો. બીજી સગવડો હતી, પણ શાળાનું એકનિષ્ઠાથી અને કુશળતાથી સંચાલન કરે અને પોતાના ઊંચા ચારિત્ર્યની છાપ કન્યાઓ પર પાડે એવી અધિષ્ઠાત્રીની ખોટ હતી. આજે એક શાળામાં જગા ખાલી પડે અને સંખ્યાબંધ સ્ત્રી ગ્રેજ્યુએટો અરજીઓ મોકલે એવું ૧૯૧૬માં નહોતું. શારદાબહેને એમની અજોડ સેવાભાવનાનું દર્શન કરાવ્યું. વરસોથી ચાલતું વડોદરાનું ઘર સંકેલી, અમદાવાદ આવી રહ્યાં અને પાંચ વરસ સુધી વનિતાવિશ્રામ મહિલા વિદ્યાલયમાં વગર

વેતને કામ કર્યું. એમની નિષ્ઠા, ચારિત્ર્યશીલતા અને સેવાભાવનાથી શાળા ખૂબ સારા પાયા પર આવી.

એ જ મહિલાવિદ્યાલયમાંથી પ્રવેશક પરીક્ષામાં પાસ થએલી છોકરીઓના હિતનો વિચાર કરી શારદાબહેને કર્વેની વિદ્યાપીઠને જોડાયલી પાઠશાળા સ્થાપવાના કામમાં પણ ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો. શરૂઆતમાં શિક્ષણ પણ આપ્યું. આજે એ પાઠશાળા પણ પોતાનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી પ્રગતિ કરે છે.

મુંબાઇ યુનિવર્સિટી કમિશન સમક્ષ સ્ત્રીઓના શિક્ષણમાં અગત્યના અને મૂળભૂત ફેરફારો કરતી સૂચનાઓ શારદાબહેને લંબાણથી લેખિત જુબાનીમાં આપી હતી. નવા યુનવર્સિટિ એક્ટ પ્રમાણે ગુજરાતની બધી મ્યુનિસિપાલિટીઓ તરફથી ચૂંટાઇને સેનેટમાં ગયાં હતાં. સિન્ડીકેટનાં સભ્ય પણ થએલાં અને મેટ્રીકની પરીક્ષામાં વિદ્યાર્થીઓની થતી કતલ વખતે વિદ્યાર્થીઓનો પક્ષ લઇ મોટી લડત ચલાવી હતી.

એમના સેવાથી ભરપૂર જીવનમાં તેઓ ગામડાંઓમાં ખૂબ ફર્યાં છે અને ત્યાંનાં લોકોનાં સુખદુઃખ નિહાળી, એમને આગળ વધવા પ્રોત્સાહન આપ્યું છે. પતિની પડખે રહી અનેક રાષ્ટ્રીય અને સામાજિક ચળવળોમાં તનતોડ મહેનત કરી છે.

ઇ. સ. ૧૯૦૬ ની બંગભંગની ચળવળ શરૂ થઇ ત્યારથી શારદાબહેને સ્વદેશી વ્રત સ્વીકાર્યું. ૧૯૨૦ ના અસહકારના વખતથી તેમણે ખાદી ધારણ કરી છે. ડૉ. સુમંતે ૧૯૨૧માં દેશસેવા ખાતર મોટી અમલદારીની નોકરીને ઠોકર મારી, ત્યારે ૭ બાળકોનાં માતા હોવા છતાં અને શ્રીમંતાઇમાં રહેલાં છતાં શારદાબહેનને કશો ઉદ્વેગ થયો નહિ. સાદાઈ તો એમણે જીવનપર્યંત સેવી જ છે. વસ્ત્રાલંકારના નિરર્થક ભપકાનો મોહ કદી રાખ્યો જ નહોતો. એટલે પતિના ત્યાગને વધાવી લીધો, એટલું જ નહિ પણ તેમાં સાથ પણ આપ્યો. અમલદારીના ગર્વ કરતાં અમલદારી છોડયાનો ગર્વ કેટલીક વાર વધારે

હોય છે. શારદાબહેન અને સુમંતભાઈએ દંભ ખાતર કે બીજી રીતે અંગત લાભ મેળવવા ત્યાગ કર્યો જ નથી, સેવાભાવથી જ કર્યો છે એટલે એમનો નિરભિમાની ત્યાગ દીપી નીકળે છે, અને ઘણાને માર્ગદર્શક થઈ પડે છે.

### નિરાધાર સ્ત્રીઓ અને દુઃખી વિધવાઓને નવજીવન આપનાર વનિતા વિશ્રામની આદ્યસંસ્થાપિકાઓ

## સ્વ. બાજીગૌરીબહેન મુનશી અને
## શ્રી. શિવગૌરીબહેન ગજ્જર



સ્ત્રીને શાસ્ત્રોમાં 'અબળા' કહેવામાં આવી છે. આ અબળાને તેની પુત્રી, પત્ની કે માતા તરીકેની ત્રણે અવસ્થામાં પરબળ પર જીવન-નિર્વાહ કરનારી કલ્પવામાં આવી છે. આવી સ્ત્રી ઘરનો ખૂણો છોડી શકે જ નહિ, એ સ્વાભાવિક છે. ઉપરાંત એનું વૈધવ્ય, એની નિઃસંતાન અવસ્થા આપણે ત્યાં ખૂબ જ દુઃખદ કરી દેનારી પરિસ્થિતિ ઊભી કરવામાં આવી છે.

છતાંય આ અબળા લેખાનારી સ્ત્રીઓએ એ દુઃખ અને દર્દો વચ્ચેથી દેશ અને સમાજમાં ચિરંજીવી રહી શકે તેવાં કાર્યો કર્યાં છે.

અને એ કાર્યોની સમીક્ષા કરનાર ગમે તેવા પુરુષત્વાભિમાની પુરુષને સ્વાભાવિક નમન કરવાનું દિલ થઇ આવે જ.

આવી સ્ત્રીઓમાં હિંદુ વિધવાઓના જીવનોદ્ધાર માટે, તેમ જ સ્ત્રી–કેળવણી માટે જીવનભર ભેખ લેનાર શ્રી. શિવગૌરી ( નાની બહેન ) ગજ્જર અને શ્રીમતી બાજીગૌરી મુનશીનાં નામ સહેલાઇથી લઇ શકાય તેમ છે. નાની ઉંમરમાં જ વૈધવ્ય પ્રાપ્ત થતાં, આ બે બહેનોએ સંસારથી કાયર ન થઇ જતાં, જે રીતે જીવનને સ્ત્રી–કલ્યાણની પ્રવૃત્તિમાં યોજ્યું, તે આજની સ્ત્રીઓ માટે આદર્શરૂપ છે.

એ બહેનોમાંનાં શ્રી. શિવગૌરીબહેનનો જન્મ પ્રસિદ્ધ ગજ્જર કુટુંબમાં, સુરત શહેરમાં ઇ. સ. ૧૮૫૮માં થયો હતો. તેમના પિતાનું નામ શ્રી. કલ્યાણદાસ ગજ્જર અને માતાનું નામ ફૂલકોરબેન હતું. આ કુટુંબમાં જ સુપ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી અને કેળવણીકાર પ્રૉ. ત્રિભુવનદાસ ગજ્જરનો જન્મ થયો હતો. શ્રી. શિવગૌરી એ પ્રૉ. ત્રિભુવનદાસનાં નાનાં બહેન. તેઓ સત્તર વર્ષની વયે વિધવા થતાં પોતાના ભાઇ પ્રૉ. ગજ્જર પાસે વડોદરામાં જઇ રહ્યાં. પ્રૉ. ગજ્જર વિજ્ઞાનશાસ્ત્રી હોવા ઉપરાંત લોકકલ્યાણના અપૂર્વ રસિયા હતા. તેમણે સાક્ષરવર્ય શ્રી. ગોવર્ધનરામ સાથે રહીને 'મનોરગ્રામ' યોજના મૂર્તિમન્ત કરવા કરેલો પ્રયત્ન સુવિદિત જ છે. આવા વડીલ બંધુ પાસે રહેવાથી શ્રી. શિવગૌરીમાં પણ લોક-કલ્યાણની તમન્ના જાગે એ સ્વાભાવિક હતું. ત્યાં સુરત ખાતે તેમને ગં. સ્વ૦ બાજીગૌરીનો સમાગમ થયો.

સ્વ. બાજીગૌરીબહેન પણ મૂળ સુરતનાં વતની હતાં ને તેઓ શ્રી. નાનીબહેનથી બે વર્ષ મોટાં હતાં. તેઓ જ્ઞાતિએ નાગર હતાં ને તેમના પિતાશ્રી સ્વ. દોલતરાય મુનશી ખેડા જીલ્લાના ન્યાયાધીશ હતા. સ્વ. બાજીગૌરીએ અમદાવાદમાં ગૂજરાતી અભ્યાસ કર્યો હતો. ચૌદ વર્ષની ઉંમરે તેમનું લગ્ન થયું. એક પુત્રીની પ્રાપ્તિ પછી ટૂંક સમયમાં જ તેઓ વિધવા થયાં હતાં.

હિંદુ વિધવાની સ્થિતિનો ચિતાર હૃદયભેદક છે. છતાંય આ બહેને

જીવનથી હારી જઈને હિંમત ગુમાવી ન બેસતાં વિ. સં. ૧૯૪૯થી શ્રી. કૌશિકરામ મહેતાની મદદથી લેખો લખવા શરૂ કર્યા. આ અરસામાં શ્રી. શિવગૌરી સાથે તેમનું મિલન થયું અને બન્નેની મનોભૂમિમાં રહેલા વિચારોએ બન્નેને આજીવન સાથી બનાવ્યાં.

પ્રૉ. ગજ્જર વડોદરામાં કલાભવન ચલાવતા હતા તે વખતે, થોડા અનુભવ પરથી નવા અભ્યાસક્રમ મુજબ સ્ત્રીઓને શિક્ષણ આપવાનો વિચાર શ્રી. નાનીબહેનના દિલમાં ઘર કરી રહ્યો હતો. આખરે ઈ. સ. ૧૯૦૭માં આ બન્ને બહેનોએ પોતાનું સ્ત્રી–ધન અને સર્વસ્વ સંસ્થાને ચરણે અર્પણ કરી સુરત ખાતે 'વનિતા વિશ્રામ'ની સ્થાપના કરી.

આ વનિતા વિશ્રામનો ઉદ્દેશ હિન્દુ વિધવા બહેનોને માનસિક, નૈતિક તેમ જ આધ્યાત્મિક જ્ઞાન આપી તેમનું જીવન ગૌરવભર્યું બનાવવાનો, તેમ જ હિંદુ બાલિકાઓને ધાર્મિક, સાંસારિક, ઔદ્યોગિક જ્ઞાન આપી આગળ વધારવાનો અને નિરાધાર બહેનોને આશ્રય આપવાનો રાખવામાં આવ્યો. આ બે બહેનોનાં સ્ત્રી–ધન ઉપરાંત બીજી બે બહેનો ને બે ભાઈઓની મદદ સાથે ૨૧૦૦૦ રૂપિયાના ફંડથી આ સંસ્થાનો પ્રારંભ થયો. શરૂઆતમાં આ સંસ્થાએ સ્વ. કલ્યાણદાસ ગજ્જરના બંગલામાં પોતાનું કામ શરૂ કર્યું, પણ થોડા જ સમયમાં સંચાલિકાઓની શુભનિષ્ઠાએ જનતાને આકર્ષી. પ્રો. ગજ્જરે બાર હજાર, અને બાઈ મોટલાંબાઈ એન. એમ. વાડીઆ ફંડના ટ્રસ્ટીઓએ પચ્ચીસ હજારની રકમ ભેટ આપી.

આઠ વર્ષની પોતાની કામગીરી બતાવ્યા બાદ સંસ્થાએ એક લાખ, બાવીશ હજારને ખર્ચે સુરત શહેરની બહાર પોતાનું ભવ્ય મકાન બાંધ્યું. નિરાધાર ને નિરાશ વિધવાઓ તથા બાલિકાઓનાં જીવનમાં આ સંસ્થાએ નવજીવન પૂર્યું, તેમ જ શુભનિષ્ઠા ને શુદ્ધ વહીવટે ગૂજરાતના શ્રીમંત અને સાક્ષરવર્ગ તમામને આકર્ષ્યા.

ગંગાસ્વરૂપિણી આ બે બહેનોને પોતાનો કાર્યપ્રવાહ આટલો મર્યાદિત રહે તે ગમતું નહોતું. સુરતનો આશ્રમ પણ ભરાયેલો રહેતો

હતો. આખરે ઈ. સ. ૧૯૧૩માં ધર્મનિષ્ઠ સ્વ. શેઠાણી શ્રી. ઝવેરબાઇ ભગવાનદાસ નરોત્તમદાસે રૂ. ૫૦,૦૦૦ આપ્યા. ઇ. સ. ૧૯૧૫માં આ બે બહેનોએ અવિશ્રાંત શ્રમ લઇ રૂ. ૧,૧૫૦૦૦ના ખર્ચે મુંબઇમાં મકાન લઇ વનિતા વિશ્રામ સ્થાપ્યું. મુંબઇમાં પણ આ સંસ્થાને સારો સહકાર મળ્યો. સ્વ. શેઠ સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસીએ બોર્ડિંગના નીભાવ માટે એક લાખનું દાન કર્યું. આ પછી દાનનો પ્રવાહ ચાલ્યો આવવા લાગ્યો. છતાં કામ એટલું મહાન હતું કે આ બે સેવિકાઓને આફ્રિકા સુધી પર્યટનો કરી ફંડ એકઠું કરવું પડ્યું.

આ પછી તો સંસ્થાનો અનેકમુખી વિકાસ થતો ચાલ્યો. એના કાર્યપ્રવાહો પણ વધવા લાગ્યા. સ્ત્રી–શિક્ષકોની ખોટ પૂરી પાડવા 'વનિતા વિશ્રામ ટ્રેનિંગ કોલેજ,' 'સર મંગળદાસ નથુભાઇ કન્યાશાળા,' 'વનિતા વિશ્રામ ઇંગ્લિશ સ્કૂલ,' વગેરે ચલાવવા માંડ્યાં. આ ઉપરાંત રાજકોટ, અમદાવાદ, ભાવનગર અને પોરબંદરમાં પણ વનિતા વિશ્રામો સ્થાપન કર્યાં.

સામાન્ય ગુજરાતી ભણેલી, હિંદુ વૈધવ્ય ભોગવતી બે બહેનો, આત્મભોગ ને લોકસેવાના વ્રતથી કેટલું કામ કરી શકે છે, એનું આ અજોડ ઉદાહરણ છે. ધગશ, ખંત, સ્વાર્થત્યાગ અને સેવાવૃત્તિ જ સંસારમાં સફળ થાય છે.

આ બે બહેનોમાંનાં શ્રી. બાજીગૌરી મુનશી ઇ. સ. ૧૯૨૬ના જાન્યુઆરિમાં દેવલોક પામ્યાં. બીજાં બહેન શ્રી. શિવગૌરી (નાનીબહેન) ગજ્જર અત્યંત વૃદ્ધાવસ્થાએ પણ થોડા સમય પહેલાં જ ઉજવાયેલ રજત મહોત્સવ જોવા ભાગ્યશાળી થયાં છે. જૂની પેઢીનાં હોવા છતાં, કોઈ લાંબી ને સુશોભિત પદવીઓથી રહિત હોવા છતાં, નવી પેઢીની કુમારિકાઓ અને બહેનોને આદર્શરૂપ બનનાર આ બહેનો મહાગુજરાતના કેળવણીના ઇતિહાસમાં ઉજ્જ્વળ સ્થાન રોકે છે.*

* શ્રી. મનુભાઇ જોધાણીના સૌજન્યથી

## સ્નાતિકા શ્રી. સગુણાકુમારી દેસાઇ

'ભલભલા ભાષણકારોને પાણી પાય, એ તો અમારા તાલુકાની સિંહણ છે' એક વૃદ્ધ રિટાયર્ડ ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ સાહેબે પોતાના ડાયરામાં ઉપલાં વાક્યો ઉચ્ચાર્યાં.

ધગધગતી ગરમી પડી રહી હતી, તે સમયે ગામેગામ ભિક્ષા–ઝોળી લઇ બે યુવતીઓ ફરી રહી હતી. તેમની આંખોમાં ન હતી ઊંઘ. તેમને ભૂખ, તરસ, ઉજાગરા નડતા ન હતા. અનથક, સવાર ને સાંજ ગાડીમાં, મોટરમાં, ગાડામાં અને પગે ચાલીને તે ફર્યા જ કરે.

'અમારી ભિક્ષા–ઝોળીમાં તમારી સહાયતા આપો.' ગાદી–તકીઆ ઉપર બેઠેલા શેઠે મોઢું મરડયું, 'જાવ, જાવ, એવા તો ઘણા માંગનારા આવે છે.'

'પણ અમારી વાત તો સાંભળો'

'અમારે તમારી વાત નથી સાંભળવી. એક રાતી પાઇ નથી આપવી. તમે આર્યસમાજીષ્ટ, અમે વૈષ્ણવ. અમારી દુકાને ભૂલથી ચઢયાં છો બેનો! જાઓ, આવજો.'

ઉત્સાહ અને ઉમંગથી ભરેલાં હૃદયો લઇને ફરનારી, માતૃસંસ્થાને કાજે આ ધગધગતી ધરાને પોતાનાં નાજુક ચરણોથી ખૂંદતી આમ તેમ ફરી રહી હતી. તેમનાં હૃદયમાં સળગતી ભઠ્ઠીની સરખામણીમાં સૂર્યનો પ્રચંડ તાપ તેમને કાંઇ વિસાતમાં ન હતો.

અમારી માતૃજાતિ, માતૃભૂમિ ને સમાજના ચરણે અમે સેવાઓ ધરી છે. જનકલ્યાણ અર્થે અમે જગતમાતાનું રૂપ ધારણ કર્યું છે, છતાં જે ઉંમરે મહેલોમાં, બંગલાઓમાં, અટારીઓમાં અમે મ્હાલી શકતે, જે વખતે અમે શીતળ શિખરોમાં વિહાર કરી શકતે; તે સમયે અમે ભેખધારી બન્યાં છીએ.

પણ સમાજને કિંમત ક્યાં હતી? સમાજ પોતાના સેવકોની કદર કેવી રીતે કરી શકે? જેટલાં મોઢાં તેટલી વાતો! 'આ જુવાનીમાં આમ કેમ ફરતી હશે? કોઈ પરણતું નહિ હોય? ઘરગૃહસ્થીનું સુખ છોડવામાં કંઇ રહસ્ય હશે?' એમ આ નગુરા સમાજના નગુરાપણાનો અનુભવ ડગલે ને પગલે થતો.

છતાં હિમાલય જેવી અચળ, અશાંત મહાસાગરોમાં તે નિર્મળ સરિતા સમાન મીઠી ગતિએ વહી રહી હતી.

આ બે યુવતીઓ હતી સગુણાકુમારી કસનજી દેસાઇ અને પ્રભાવતીકુમારી મોતીસિંહ–બન્ને જ વડોદરા આર્યકન્યા મહાવિદ્યાલયની ઉજ્જવલ સ્નાતિકાઓ. રજાઓમાં એક હજાર રૂપીઆ ભેગા કરવા અને સંસ્થા માટે પ્રચાર કરવા તેઓ નીકળી હતી અને પોતાનાં ઉજ્જવલ માતા–પિતાને ઉજાળી રહી હતી.

સગુણાકુમારી મજીગામના એક ચુસ્ત કર્મવાદી આર્ય શ્રી. કસનજીભાઇ અને એક આર્ય સન્નારી સૌ. પાર્વતીદેવીની સુપુત્રી અને પ્રભાવતી–કુમારી લુણાવાડના મોતીસિંહજીની સુપુત્રી.

ભગવાને સગુણાબેનને રૂપવતી બનાવી છે. સ્વભાવથી પ્રેમાળ આ બહેનના દરેક કાર્યમાં સંસ્કારિતાની છાપ તરવરે છે, તેના મુખ ઉપર એક અજબ આકર્ષણ રહેલું છે. વાણી ને વર્તનથી બધાંને મંત્રમુગ્ધ કરવાની તે શક્તિ ધરાવે છે. પરંતુ વંશપરંપરાનું દેસાઇપણાનું ખમીર પણ તેનામાં તરી આવે છે. પોતાના નાક માટે એ સર્વસ્વનું બલિદાન પણ આપી દે એવી વીર બાળાઓમાંની તે એક છે.

તેર તેર વર્ષ આર્યકન્યા મહાવિદ્યાલય જેવી ઉજ્જવલ સંસ્થામાં પોતાના ગુરુદેવ પં. શ્રી. આનંદપ્રિયજીનાં ચરણોમાં બેસી તેણે લેખનકળા ને વક્તૃત્વની અનથક શક્તિ મેળવી હતી. ગૂજરાતના આંગણે સ્નાતિકા થયા પછી એક આશાવાન કુસુમ સમ એ ઊભી છે. સમય બળવાન છે. કાલે તેના સૌરભથી ગૂજરાત સૌરભાન્વિત થશે.

આર્ય સમાજના ક્ષેત્રમાં સ્ત્રી-કાર્યકર્તાઓ ઉત્પન્ન કરવાની આર્ય-કન્યા મહાવિદ્યાલયની નેમ પાર પાડનારી ઉજ્જવળ સ્નાતિકાઓમાં સગુણાબેન એક ઉજ્જવળ ચમકતો મણિ છે.

'અમારા તાલુકાની તે સિંહણ છે' એ ઉદ્દગારો સગુણાબેન માટે જ હતા. આજે ઉત્તમ ભાવનાઓમાંથી પરિપૂર્ણ વાદળીઓ સમ આર્યકન્યા મહાવિદ્યાલયની સ્નાતિકાઓ, જેમાં સગુણાબેન મોખરે છે, વરસવા માગે છે. ગુજરાતનું હવામાન અનુકૂળ નીવડયે, ગુજરાત ને આર્યસમાજ, ઋષિ દયાનંદની, સદ્દગત પં. આત્મારામજીની આ તેજસ્વી વારસદારોને ઓળખે, તેમનાં કાર્યોમાં પ્રાણ પૂરે. અમારી એ જ ઝંખના છે.

સંસ્થામાં રહી તેણે આફ્રિકા, બર્મા ને લગભગ સમસ્ત ભારત-વર્ષમાં પ્રવાસો ખેડયા હતા. પોતાના પ્રચારથી હજારો માનવ-મેદિનીને પ્રભાવિત કરી હતી. કર્મશક્તિના સક્રિય પાઠો તેણે ચોપડીનાં પાનાં કરતાં જગતના આંગણામાં ફરવાથી મેળવ્યા હતા. આર્યકન્યા મહાવિદ્યાલયનું શિક્ષણ તેની રગેરગમાં વ્યાપી ગયું હતું. તેના ઉપર કસુંબીનો રંગ ચઢી ચૂકયો હતો.

સગુણાબેનનાં માતા-પિતાએ, આવા તેજસ્વી, સંસ્કારિતાની મૂર્તિ સમાન સંતાન માટે ગૌરવ લેવું ઘટે. અમે અવશ્ય કહી શકીએ કે તે માતા-પિતા તથા સંસ્થા ધન્ય છે, જેને ત્યાં સગુણાબેન જેવી બ્રહ્મ-ચારિણીઓ જીવનસુખોની આહુતિ, જનાર્દનના કલ્યાણ માટે આપી શકે.

વિકાસના ઉગમસ્થાને બાલશિક્ષક ઊભેલો છે. રાષ્ટ્રઘટનામાં બાલશિક્ષકનું સ્થાન ઘણું જ મહત્ત્વનું છે. તે પોતાની જવાબદારી સમજીને પોતાનું યોગ્ય સ્થાન સંભાળી લે તે જ જરૂરનું છે.

—તારાબહેન મોડક

**કે. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઈ; જી. સી. આઈ. ઈ; ફરજંદે ખાસ-ઈ-દૌલતે ઇંગ્લિશિયા**

વર્તમાન વડોદરાના વિધાયક, જેમનું નામ પ્રાતઃસ્મરણીય ગણાય છે, અને આજે પણ માત્ર વડોદરા રાજ્યની પ્રજા જ નહિ, પરંતુ દેશ-વિદેશની જનતાના હૃદયમાં જેમણે 'આદર્શ રાજવી' તરીકેનું સ્થાન મેળવ્યું છે તે કૈલાસવાસી શ્રીમંત મહારાજાશ્રી સયાજીરાવ (ત્રીજા) ગાયકવાડનો જન્મ સન ૧૮૬૩માં માલેગામ જીલ્લાના કળવાણા ગામે થયો હતો. 'પુરુષના નસીબ આડે પાંદડું' એ કહેવત અનુસાર વડોદરાનાં મહારાણી શ્રી. જમનાબાઈએ કળવાણાના જમીનદાર કાશીરાવના વચલા પુત્ર ગોપાળરાવને દત્તક લીધા, અને બાર વર્ષની વયના એ ગોપાળરાવ પલકમાત્રમાં તા. ૨૭–૫–૧૮૭૫ના રોજ વડોદરાના મહારાજા–ગુર્જરનરેશ શ્રી. સયાજીરાવ બની ગયા.

એ વખતના વડોદરાના દિવાન સર ટી. માધવરાવની સલાહ અનુસાર બાળ મહારાજાએ સરસ્વતી દેવીનાં પૂજન આદર્યાં; ઘોડેસ્વારી, પટ્ટાબાજી, શિકાર અને તરવાની કળાની તાલીમ લીધી, અને મન તથા તન બન્ને કેળવ્યાં; મહેસૂલ અને રાજવહીવટનાં તમામ અંગોનું જ્ઞાન મેળવ્યું અને 'આદર્શ રાજવી' થવા માટેના તમામ સદ્‌ગુણો સંપાદન કરી લીધા.

રાજ્યની લગામ હાથમાં લેતાં જ તેમણે વડોદરા રાજ્યની કાયાપલટ કરી નાખી. કચેરીઓનાં કામમાં પ્રવર્તી રહેલી શિથિલતાને તેમણે સુવ્યવસ્થા અને જાતિદેખરેખ દ્વારા ખંખેરી નાખી. આખા રાજ્યમાં પ્રવાસ કરીને તેમણે લોકસ્થિતિની જાતમાહિતી મેળવી. અમલદારો અને પ્રજા સાથે સંપર્ક સાધ્યો, અને રાજવહીવટમાં જબરો ફેરફાર કરી નાખ્યો.

દેશ-વિદેશમાં તેમણે અનેક પ્રવાસો ખેડ્યા. ત્યાંની રહેણી-કરણી, રીત-રિવાજ, શિક્ષણ, સંસ્કૃતિ, શાસન, કળા-કારીગરી વગેરેનું નિરીક્ષણ કર્યું; અને પોતાના રાજ્યને જે કંઇ ઉપયોગી જણાયું તે ગ્રહણ કરીને પ્રજાજનોને તેનો લાભ આપ્યો. વિશાળ સસ્તા, વિજળીક રોશની, સુંદર મકાનો, બગીચાઓ, વિશ્રામ સ્થાનો, આરોગ્યમંદિરો, કેળવણી અને હુન્નરઉદ્યોગની સંસ્થાઓ વગેરેથી શોભતું વડોદરા શહેર; અને આગગાડી, સડકો વગેરેથી સંકળાયેલાં તથા ખેતીવાડી અને સ્વચ્છતાથી સમૃદ્ધ બનેલાં રાજ્યનાં અન્ય શહેરો અને ગામડાંઓ એ પ્રવાસોના જ પરિણામરૂપ છે એમ આજે પણ મનાય છે.

સરસ્વતી દેવીના તો એ પરમ ઉપાસક હતા. ફરજિયાત અને મફત શિક્ષણ દ્વારા અજ્ઞાનનાં અંધારાં ઉલેચીને એમણે ગામડે ગામડે જ્ઞાનદીપ પ્રકટાવ્યો છે, ઠેર ઠેર પુસ્તકાલયોની પરબ બેસાડી છે. અને બાળકો માટે કિન્ડરગાર્ટન સ્કૂલ રૂપી બાલોદ્યાન ઊભાં કર્યાં છે. શાળા, પાઠશાળા, કળાભવન, ગૃહઉદ્યોગ મંદિર, ઉદ્યોગશાળાઓ, સંગીતશાળાઓ, સંસ્કૃત પાઠશાળાઓ, હરિજનો તથા રાનીપરજ કોમ માટે છાત્રાલયો વગેરે સ્થાપીને પ્રજાજનો માટે શિક્ષણની સરળતા કરી આપી છે. પ્રાચીન સાહિત્યનું એમણે સંશોધન કરાવ્યું છે, દુષ્પ્રાપ્ય અણમોલા અનેક ગ્રંથો પ્રકટ કરાવ્યા છે, પ્રાચ્ય વિદ્યામંદિરની સ્થાપના કરી છે અને 'સયાજી સાહિત્યમાળા' તેમ જ 'સયાજી બાલજ્ઞાનમાળા' દ્વારા અનેક માહિતી-ભરપૂર પુસ્તકો પ્રકટ કરવાની યોજના પણ એમણે કરી છે.

એમનું વિદ્યાદાન અદ્દ્ભુત હતું. કાશી (બનારસ)ના હિંદુ વિશ્વ-વિદ્યાલયને તેમણે બે લાખ રૂપિયાની સહાય કરી હતી, અનેક વિદ્યાર્થીઓએ તેમની પાસેથી શિષ્યવૃત્તિઓ મેળવી હતી, અનેક વિદ્વાનોને તેમણે પારિતોષિકો અર્પણ કર્યાં હતાં.

સમાજ-સુધારાની દિશામાં પણ તેમણે ખૂબ કાર્ય કર્યું છે. બાળ-લગ્ન પ્રતિબંધક કાયદો, વિધવા વિવાહને સંરક્ષણ, સિવીલ મૅરેજ ઍક્ટ,

જ્ઞાતિત્રાસ-નિવારણ નિબંધ, પુરોહિતનો કાયદો વગેરે દ્વારા સમાજને પ્રગતિ સાધવામાં તેમણે અનુકૂળતા કરી આપી છે.

સ્ત્રીઓના ઉદ્ધારની વાત પણ તેમના લક્ષ બહાર રહેવા પામી નહોતી. મહિલા પાઠશાળા, ગર્લ્સ હાઇસ્કૂલ, શ્રી. ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય, વગેરે સંસ્થાઓ આ વાતની પ્રતીતિ કરાવે છે.

એમણે સ્થાપેલાં અનાથાશ્રમો, બહેરાં-મૂંગાં, રક્તપીતિયાં વગેરે તરફ તેમની કેટલી બધી સહાનુભૂતિ હતી તેની સાક્ષી પૂરે છે.

તેઓ જાતે જ્ઞાન-પિપાસુ હતા. દેશ-વિદેશમાં પ્રકટ થયેલાં ઉપયોગી પુસ્તકો પોતાના પુસ્તકાલયમાં સંઘરતા, અને તેનું મનન કરતા. અમેરિકાના શિકાગો શહેરમાં ભરાયેલી વિશ્વધર્મ પરિષદના પ્રમુખપદેથી તેમણે આપેલું ભાષણ તેમના બહોળા જ્ઞાનના પ્રતીક સમું હતું.

હુન્નર-ઉદ્યોગનો વિકાસ, ખેતીવાડીની સુધારણા, ગામડાંઓની ઉન્નતિ-અને એવા અનેક પ્રશ્નો હાથમાં લઈને તેમણે કારખાનાંઓ, મીલો, સહકારી પેઢીઓ, સહકારી મંડળીઓ, કૃષિક્ષેત્રો, ખેતીવાડી પેઢીઓ, રેલ્વે, ઓખાબંદર વગેરેનો લાભ પોતાની પ્રજાને બક્ષ્યો છે; અને વખતોવખત ભવ્ય પ્રદર્શનોની યોજના કરીને બહાર થતી કળા-કારીગરીનો પ્રજાજનોને પરિચય કરાવવા સાથે રાજ્યની કારીગરી તથા સ્વદેશી બનાવટની વસ્તુઓનો પ્રચાર વધાર્યો છે.

સ્થાનિક સ્વરાજના માર્ગે પ્રજાને લઇ જવા ઇચ્છતા એ પ્રજા-પાલક નૃપતિએ ગ્રામ-પંચાયતો, સુધરાઇઓ તથા ધારાસભા સ્થાપી હતી અને પ્રજાને તેમાં રસ લેતી બનાવી હતી.

એન્જીનિયરીંગનો એમને ભારે શૉખ હતો. લક્ષ્મીવિલાસ પેલેસ, ન્યાય મંદિર, મ્યુઝિયમ, હૉસ્પિટલ, કૉલેજ, શાળાઓ વગેરેનાં મકાનો, કીર્તિમંદિર વગેરે ભવ્ય ઇમારતો એમની પ્રેરણાનાં જ ફળ છે.

પ્રજા એમના ઉપર પોતાનો પૂર્ણ પ્રેમ અને સદ્ભાવ ન્યોછાવર કરતી. તેમના રૌપ્ય, સુવર્ણ અને હીરક મહોત્સવના પ્રસંગે પ્રજા-

જનોએ ઉજવેલા એ ઉત્સવો અને દર્શાવેલ લાગણી વડોદરા રાજ્યના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે.

વડોદરાની રાજગાદી ઉપર ૬૪ વર્ષ સુધી રાજ્ય કરનાર આ ભાગ્યશાળી ભૂપતિએ ૭૬ વર્ષની વયે તા. ૬–૨–૧૯૩૯ના રોજ પોતાની જીવનલીલા સંકેલી લીધી. માત્ર વડોદરા રાજ્યની પ્રજાએ જ નહિ, પરંતુ હિંદ તેમ જ પરદેશોમાં તેમના પ્રત્યે સન્માન ધરાવનાર વ્યક્તિઓએ તેમના મૃત્યુ ઉપર અશ્રુ સારીને તેમને ભાવભરી શ્રદ્ધાંજલિ અર્પી.

શ્રી. સયાજીરાવ ત્રીજા આ જગતમાં આજે નથી, તો પણ એમનું નામ આદર્શ અને પ્રજાવત્સલ રાજવી તરીકે આજે પણ અમર બની રહ્યું છે. —તારાચંદ્ર પોપટલાલ અડાલજા

* [ નોંધ : તા. ૮–૩–૩૯ના દિને અમદાવાદમાં પ્રેમાભાઇ હૉલમાં આન. શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરના પ્રમુખપદે, વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના અવસાન માટે શોક પ્રદર્શિત કરવાને બીજી ત્રણ સંસ્થાઓ સાથે ગૂજરાત સાહિત્ય સભા તરફથી એક જાહેર સભા બોલાવવામાં આવી હતી, ત્યારે વિદ્વાન વક્તાઓ ઑન. શ્રી. માવલંકર, શ્રી. શારદાબેન મહેતા, શ્રી. રામનારાયણ પાઠક અને શ્રી. ગટુભાઇ ધ્રુ વગેરેએ સ્વર્ગસ્થને અંજલિ આપતાં જે ભાષણો કરેલાં તેમાંથી એ દરેકનો એક એક પેરેગ્રાફ અહીં ઉતારવામાં આવે છે. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના, શ્રી. અડાલજાએ દોરેલા ઉપરના રેખાચિત્રને આ વિદ્વાનોની ઉક્તિઓ વધુ સુંદર બનાવશે.

—સંપાદક ]

"...પણ અત્યારના વડોદરાને જીવંત કરનારા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ વડોદરાના રાજા હતા માટે આપણે અહીં નથી મળ્યા, પણ એ એક રાજપુરુષ હતા, અને તે સાથે એક જબ્બર હિંદી હતા એ માટે મળ્યા છીએ. આજે જે વસ્તુઓની આપણને રાજકા-રણમાં અને રાજકારોબારમાં જરૂર છે, તે તેમણે વર્ષો પૂર્વે વડોદરામાં

અપનાવી હતી. સૌથી પ્રથમ તેમણે આપણી રાષ્ટ્રીય હિલચાલને પુષ્ટિ આપી હતી. રાજ્યકારોબારનાં તત્ત્વોમાં ન્યાય અને પ્રાથમિક ફરજિયાત કેળવણી, સેન્ટ્રલ લાયબ્રેરી, ગામોગામ લાયબ્રેરીઓ, સમાજ-સુધારા વગેરે તેમણે અપનાવ્યાં. એ રીતે તેઓ પ્રજામાં ઓતપ્રોત થઇ રહેતા હતા. એ કારણે અનેક ધાર્મિક ઝગડાઓનો જન્મ થયેલો, પણ તે સર્વ તેમણે કુનેહથી પાર ઉતારી દીધા હતા. લગ્નવિચ્છેદના કાયદાની પહેલ તેમની છે.....આ રીતે કાયદાથી જ નહિ, અનેક રીતે વડોદરાને બીજાં નમૂનારૂપે લેખે તેવું એમણે બનાવ્યું છે. અને તેથી જ આજે પણ એ ઇચ્છા રહે છે કે વડોદરામાં જો પૈસો મળી શકતો હોય તો ત્યાં જઇ રહીએ. વડોદરામાં જઇએ ત્યારે ગાર્ડન, મ્યુઝિયમ, સુરસાગર, સ્ત્રીકેળવણીની સંસ્થાઓ વગેરે જોતાં સજીવન નગરીમાં આવ્યા છીએ, તેવું થાય છે. તેમણે હિંદી રાષ્ટ્રીય તત્ત્વનું પોષણ કર્યું એ નિર્વિવાદ છે. તેવા રાજા, તેમના જવાથી માત્ર વડોદરાએ જ નહિ પણ સારા હિંદે ગુમાવ્યા છે."

—**ઑન. શ્રી. માવલંકર**

"...આપણે ભૂતકાળના શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ તરફ જોઇએ તો જણાશે કે જે સુધારાનો આપણે પ્રાણ લઇ રહ્યાં છીએ તે સુધારાના એ જન્મદાતા હતા. ફરજિયાત કેળવણી પ્રથમ તેમને ત્યાં જ, તેથી વડોદરામાં કેળવાયેલાંની સંખ્યા વિશેષ છે. હું દૃઢપણે માનું છું કે આવા મહારાજા હિંદ સિવાય બીજે થવા મુશ્કેલ છે.....કોલ્હાપુરના ગામડાનો એક છોકરો જબ્બર સુધારક રાજા થાય એ આપણે નજરે જોયું છે. ખરેખર એઓ Self-made man હતા...કેળવણી માટે એમને અપાર પ્રેમ ને શૉખ......હરિજન પ્રત્યે સૂગનો વિચાર પણ તેમને નહોતો. તેમણે જ એમને સમાન સ્થિતિએ પહોંચાડવાની પહેલ કરી હરિજન શાળા, આશ્રમો રચ્યાં. આજે પણ હરિજનો ચોધાર આંસુએ રડે છે કે ગાંધીજી પૂર્વે મહારાજાએ અમારો ઉદ્ધાર કર્યો."

—**શ્રી. શારદાબેન મહેતા**

'......આજે સદ્‌ગત મહારાજાએ યોજેલી વસ્તુઓ આપણને સામાન્ય લાગે છે, પણ ત્યારે તે અસાધારણ હતી. તે તેમણે અપનાવી સાધારણ કરી નાખી. તેમના સુધારા સામે સખત વિરોધ છતાં તેમણે તે બધું કુનેહથી પાર પાડયું. એમની મોટાઇ ભવિષ્યનો ઇતિહાસકાર આંકશે. ખરે સમયે એમનાં કાર્યોનો આંક થશે. મને ખાતરી છે કે એ દિવસ આવશે જ.'

—શ્રી. રામનારાયણ વિ. પાઠક

'......શ્રીમંત એટલે મૂર્ખ, એ આખી દુનિયાનો ખ્યાલ હતો, પણ સદ્‌ગત ગાયકવાડે એ ખ્યાલને પોતાનાં ઉદાત્ત કાર્યોથી ઉથલાવી નાખ્યો. તેમની ઇચ્છા આખા હિંદમાં સામાજિક સુધારા ફેલાવવાની હતી, પણ બ્રિટિશ રાજ્ય–પરદેશી રાજ્ય, તેથી મુશ્કેલી નડી; તેમણે વડોદરા રાજ્યમાં એ ઇચ્છા પૂર્ણ કરી...ચિકાગોની સર્વધર્મ પરિષદમાં તેમણે વ્યાખ્યાન કરી તત્ત્વજ્ઞાનના અભ્યાસવાળા સમાજ સમક્ષ પોતાનો સર્વ ધર્મનો તુલનાત્મક અભ્યાસ રજૂ કર્યો હતો. સંસાર સુધારા પરિષદ પણ એમને આંગણે ભરાઇ. આ આદર્શ બીજે કયાંથી મળે?'

—શ્રી. ગટુભાઈ ધ્રુ

## શ્રી. સરોજિનીબહેન મહેતા એમ. એ.

**જા**ણીતા સમાજ–સુધારક શ્રી. સર રમણભાઇ મહીપતરામ અને અગ્રગણ્ય સ્ત્રી–કેળવણીકાર તેમ જ પ્રથમ સ્ત્રી–ગ્રેડયુએટ શ્રી. લેડી વિદ્યાબહેનનાં પુત્રી શ્રી. સરોજિનીબહેનનો જન્મ અમદાવાદમાં એમના મોસાળમાં તા. ૧૨મી નવેમ્બર ૧૮૯૮ના રોજ થયો હતો. આવાં સુવિખ્યાત, કેળવાયેલાં અને સુસંસ્કારી માબાપનાં પુત્રી થવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરનાર શ્રી. સરોજિનીબહેનના જીવનનું ઘડતર આવાં માતા–પિતાને હાથે થવાથી એમની તેજસ્વી બુદ્ધિનો વિકાસ સારી રીતે થવા પામ્યો છે.



શરૂઆતની કેળવણી અમદાવાદમાં મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં આવેલી ગર્લ્સ હાઇસ્કૂલમાં લઈને સને ૧૯૧૪માં તેઓ મેટ્રીક થયાં, અને વધુ અભ્યાસ માટે ગુજરાત કૉલેજમાં દાખલ થયાં. સને ૧૯૧૭માં ઇન્ટરની પરીક્ષામાં ગંગાબાઈ ભદ્ર સ્કૉલરશીપ એમણે મેળવી હતી. શ્રી. સરોજિનીબહેન સને ૧૯૧૯માં ગ્રેડ્યુએટ થયાં હતાં.

એ ૧૮ વર્ષમાં જાણીતા સમાજવાદી ડૉ સુમન્ત મહેતાના ભાઈ શ્રી. નાનકભાઈ મહેતા સાથે એમનું લગ્ન થયેલું. શ્રી. નાનકભાઇ જી. આઇ. પી. રેલ્વેમાં મોટો હોદ્દો ધરાવે છે.

સને ૧૯૨૩માં શ્રી. સરોજિનીબહેનના પતિ વધુ અભ્યાસ અર્થે વિલાયત ગયા તે વખતે તેઓ પણ એમની સાથે ગયાં ને ત્યાં લંડન સ્કૂલ ઓફ ઇકોનોમીક્સમાં સોશિયલ સાયન્સનો તેમણે અભ્યાસ કર્યો. એમના પતિને વિલાયત રહેવાનું થવાથી શ્રી. સરોજિનીબહેન અમદાવાદ આવીને ૧૯૨૪ ૨૫માં વનિતા વિશ્રામમાં સુપ્રિન્ટેન્ડેન્ટ

તરીકે એક વર્ષ કામ કર્યું હતું.

સને ૧૯૨૬માં એમને સાન્તાક્રૂઝમાં રહેવાનું થયું, એ દરમિયાન ત્યાંનાં બહેનો માટે 'સ્ત્રી સમાજ' નામની નવી સંસ્થા સ્થાપન કરી. સાન્તાક્રૂઝમાં ગુજરાતી હિંદુ સ્ત્રી-મંડળની શાખા હતી, પણ શ્રી. સરોજિનીબહેનને એમ લાગ્યું કે આ સંસ્થાદ્વારા સ્ત્રીઓનું વ્યક્તિત્વ ખીલશે નહિ તેમ જ સ્ત્રીઓ સ્વતંત્રપણે વિચાર કરતી થશે નહિ, એથી ખાસ જૂના અને ત્યાજ્ય વિચારોનો સામનો કરવાને નવી વિચારસરણી પર ઊભી થયેલી આ સંસ્થા 'સ્ત્રી સમાજ' ૧૯૨૬થી ૧૯૪૦ સુધી એમણે ચલાવી.

શ્રી. સરોજિનીબહેન લેખિકા તરીકે પણ જાણીતાં છે. એમણે ૧૯૨૦થી લેખનકાર્ય શરૂ કરેલું. તેઓ સદા સ્ત્રી-સ્વાતંત્ર્યના હિમાયતી હોવાથી સ્ત્રીઓને થતા અન્યાયો વિષે છૂટક લેખો જુદાં જુદાં સામયિકોમાં લખતાં. 'એકાદશી,' 'સ્ત્રી-સ્વાતંત્ર્યવાદ' અને 'ગુજરાતમાં લગ્ન વ્યવસ્થા અને કુટુંબસંસ્થા' એ ત્રણ સુંદર પુસ્તકો એમણે લખીને પ્રસિદ્ધ કર્યાં છે.

પરિણીત જીવનની જવાબદારી તેમ જ બે બાળકો હોવા છતાં ૧૯૩૦માં એમ. એ. માટે 'ગુજરાતમાં લગ્નવ્યવસ્થા અને કુટુંબ સંસ્થા' એ વિષય પર નિબંધ લખીને એ ડિગ્રી એમણે મેળવી હતી. એમ. એ. માં બધી વિદ્યાર્થિનીઓમાં પ્રથમ આવવા માટે સોકારીબાઇ માનકર સ્કૉલરશીપ પણ એમને મળી હતી.

મ્બે વીમેન્સ એસોસિયેશન—મુંબઈની ઑલ ઇન્ડિયા વીમેન્સ કૉન્ફરન્સની શાખા—ના મંત્રી તરીકે પણ એમણે સુંદર સેવા આપી હતી.

મુંબઈની સ્ત્રી-સંસ્થાઓમાં અગ્રગણ્ય કહી શકાય એવી સંસ્થા "ભગિની સમાજ"ના કારોબારી મંડળ પર, એ જ્યારે જ્યારે મુંબઇ આવી વસતાં, ત્યારે એમની નિમણૂક થતી, અને એ સંસ્થામાં હંમેશાં સક્રિય હિસ્સો એ આપતાં રહેતાં.

એમ. એ. નો નિબંધ લખવાને જરૂરી માહિતી મેળવવા માટે એમણે ગુજરાતનાં નાનાં ગામડાંઓમાં ફરીને, નાનાં-મોટાં, ગરીબ-તવંગર અનેક બ્હેનોની મુલાકાત લીધેલી; ને તે દરમિયાન આર્થિક, સામાજિક અને રાજકીય દૃષ્ટિએ, તેમ જ કાયદામાં, સ્ત્રીઓનું સ્થાન આપણા સમાજમાં ક્યાં છે તેની એમણે પ્રત્યક્ષ માહિતી મેળવેલી. સ્ત્રીઓ પ્રત્યેના અમાનુષી વર્તાવ જોઇને તેમ જ સમાજમાં તેમની આવી નિરાધાર સ્થિતિના લેવાતા લાભ જોઇને એમનું હૃદય દ્રવતું, અને એ અન્યાયો દૂર કરવાને સદા એ વિચાર કરતાં જ રહેતાં. 'ભગિની સમાજ'ના કાર્યમાં એઓ જોડાયાં કે તરત જ એમના આ અનુભવો પ્રદર્શિત કરવા માટે વ્યાખ્યાનમાળાઓ ગોઠવાયેલી.

શ્રી. સરોજિનીબ્હેન સ્વભાવે ખૂબ જ સરળ છે, પણ એમના વિચારો સમાજ સમક્ષ રજૂ કરવામાં એ એટલાં જ જુસ્સાદાર છે. સ્ત્રીઓની પરતંત્ર દશા એ સહન કરી શકતાં નથી. એમનામાં લેખન-શક્તિ છે એની સાથે સાથે સુંદર વક્તૃત્વ-કળા પણ છે.

એમનું કર્ત્તવ્યભાન, એમની કાર્યશક્તિ, હાથમાં લીધેલું કોઈ પણ કામ સંપૂર્ણ સફળતાપૂર્વક પાર પાડવાની એમની તીવ્ર ઇચ્છા અને સ્ત્રી-સ્વાતંત્ર્ય માટેની એમની ઊંડી ધગશ-એમના પ્રત્યે માન ઉત્પન્ન કરાવે છે. એમના પતિની વારંવાર જુદીજુદી જગ્યાએ બદલી થવાને લીધે એમનું કાર્ય એકધારૂં નહિ થઇ શક્યું હોય, છતાં શ્રી. સરોજિનીબ્હેન જ્યાં જ્યાં હોય છે ત્યાંની સ્ત્રીઓના ઉત્કર્ષ માટે હર-હંમેશ કંઇને કંઇ કરતાં જ રહે છે. એમના મળતાવડા સ્વભાવને લીધે તેઓ બીજાં કાર્યકર્ત્તાઓનાં મન હરી લઇ શકે છે. એમણે ઘણાંયે બ્હેનોનાં જીવનમાં અજવાળું આણ્યું છે. ઘરની ચાર દીવાલ વચ્ચે બેસી રહેનાર સ્ત્રી પોતે કંઇક છે, ને તે સમાજમાં કંઇ સ્થાન લઇ શકે તેમ છે, એનું એમને ભાન કરાવ્યું છે. ઘણીયે બ્હેનો આ રીતે પોતાનું જીવન કૃતકૃત્ય કરી શકી છે. આ બધું બીજાનાં જીવનમાં ઊંડાં ઉતરી રસ લેવાના શ્રી. સરોજિનીબ્હેનના સ્વભાવથી થઇ શક્યું છે.

આ વર્ષે ૧૯૪૩ માં એમનું મુંબઇમાં આગમન થવાથી ભગિની સમાજે એમનો સારો એવો લાભ લેવાનો નિશ્ચય કર્યો ને પ્રથમ એમને એ સંસ્થા તરફથી ચાલતા સેવામંદિરનાં મંત્રી નીમ્યાં છે, તેમ જ 'ભગિની સમાજ પત્રિકા'નાં તંત્રી તરીકે એમની નિમણૂક કરી છે. એમના આ નવા કાર્યમાં એ દીપે, કાર્ય સફળ રીતે કરવામાં એમને પ્રેરણા ને પ્રોત્સાહન મળે તેમ જ એમના એ પદને એ શોભાવે એ જ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

## સ્નાતિકા સવિતાકુમારી નાનજીભાઇ મહેતા

'તેજસ્વિતાની મૂર્તિ સમાં કિરપાણધારી આ બેન ગૂજરાતી ન હોઇ શકે !' સભાજનોમાંથી એક ભાઇ બોલી ઊઠયા.

'ના રે, એ તો આપણા શેઠ નાનજીભાઇની દીકરી સવિતાબેન છે, આપણી જ નાતનાં છે !' બીજાએ ખુલાસો કર્યો.

'શેઠ નાનજીભાઇની દીકરી એ તો પોતાના બાપને પણ વટાવી ગઇ !' અને શ્રોતાજનોમાં સવિતાબેન માટે, તેમનાં માતાજી સંતોકબેન માટે અને તેમના પિતાજી શેઠ નાનજીભાઇ માટે માનની લાગણી પ્રસરી ગઇ.

સભામાં હાજર રહેલાં સૌ કોઇ સવિતાબેનની વાણીથી ડોલાયમાન થઇ રહ્યાં હતાં. હિંદુ જાતિની નામર્દી ઉપર અંગારા ઝરી રહ્યા હતા અને મુડદાંઓ પણ સજીવન થાય એવી તેજસ્વિતા પ્રસરી રહી હતી.

'રંગ છે આના શિક્ષણને ! આનું નામ ભણતર. મેં તો મુંબઇમાં ઘણી ગ્રેજ્યુએટો જોઇ, પણ આ તો સ્નાતિકા છે, આર્યસમાજની સંસ્થાની.' ફરી શ્રોતાજનોમાં વાતચીત ચાલી.

આર્યસમાજ ખરૂં કહે છે. વારૂ, એ બેન કયાં ભણ્યાં છે?'

જાણકારે કહ્યું: ' પેલા વડોદરા ફારેસીબાગમાં આર્યકન્યા મહાવિદ્યાલય છે, તે સંસ્થાની જ આ દીકરી છે. આ જ વર્ષે ત્યાંથી સ્નાતિકા થઈ

છે, અને જુઓ પાસે બેઠેલા પં. આનંદપ્રિયજી એ જ ત્યાંના સંચાલક છે.'

'હવે સમજાયું. તેજસ્વી માતાપિતાની પુત્રી, અને વળી શિક્ષણ પણ તેજસ્વી, પછી આવી જ હોયને!'

સભા વેરાઈ ગઈ. ગામમાં સવિતાબેનના ભાષણની, તેણે ધારણ કરેલ કિરપાણની, તેણે હિંદુ જાતિમાં નવજીવન ફૂંકવાની પ્રેરણા આપેલી તેની, શેઠ નાનજીભાઈની અને વડોદરા આર્યકન્યા મહાવિદ્યાલયની ચર્ચાઓ બધાના મોઢે હતી.

સવિતાબેન આફ્રિકાના શાહસોદાગર શેઠ નાનજીભાઈનાં મોટાં પુત્રી છે. શેઠ નાનજીભાઈનું જીવન સાહસિકતા, દૃઢ નિશ્ચયબળ અને સહૃદયતાનું મૂર્તરૂપ છે. શેઠ નાનજીભાઈ પાસે બેસો તો તેમના જીવનની વીરગાથાઓ સાંભળી, એ સાહસવીર સમક્ષ માથું સ્હેજે નમી જાય. નાનજીભાઈએ પોતાના બાહુબળથી અઢળક લક્ષ્મી સંપાદન કરી છે અને તેઓ સાચા લક્ષ્મીપતિરૂપે લક્ષ્મીને વાપરીયે જાણે છે. તેમની આંખોમાં અમી છે. તેમના હૃદયે, તેમણે ખેડેલા સાગરોની વિશાળતા ધારણ કરી છે. પારકું દુઃખ જોઈ તેમને દ્રવીભૂત થતા તેમના મિત્રોએ જોયા છે. સંસારમાંથી દુઃખ ને દર્દ દૂર કરવા લક્ષ્મી વાપરતાં તેમને આવડે છે. ચિ. સવિતા, આવા સંસ્કારી પિતાની સંસ્કારી પુત્રી છે. સવિતા વાસ્તવમાં અતિશય ભાગ્યશાળી છે, કારણ કે સવિતાનાં માતાજી અ. સૌ. સંતોકબેન આર્યદેવીના મૂર્તરૂપ છે. શાંત, મૃદુ હાસ્યયુક્ત તેમની ભવ્યાકૃતિ ભારતના અસીમ નારીગૌરવનું સ્મરણ કરાવે છે. શેઠ નાનજીભાઈ વાસ્તવમાં સૌ. સંતોકબેનને પ્રાપ્ત કરી યશસ્વી બન્યા છે. સવિતાબેનના ઘડતરમાં સંતોકબેનનો ભારે ફાળો છે.

આવા સંસ્કારી કુટુંબની પ્રતિભાશાળી પુત્રી માટે ડઝનબંધ શિક્ષકો નાનજીભાઈ રાખી શકતે, પણ ભગવાનની ઈચ્છા તો, સવિતાબેને વારસામાં જે મેળવ્યું હતું તેનો પૂર્ણ વિકાસ થાય એ હતી. નાનજીભાઈએ પોતાની પુત્રી સવિતાબેનને વડોદરા આર્યકન્યા મહા-

વિદ્યાલયમાં ભણવા મૂકી. વડોદરા વિદ્યાલયે શિક્ષણમાં એક નવી ભાત પાડેલી. આ સંસ્થાનું નિર્માણ ઋષિતુલ્ય પૂ. પં. આનંદપ્રિયજીના હાથમાં હતું, અને સંસ્થા બાલ બ્રહ્મચારિણી સુશીલા પંડિત, જે સ્વ. પં. આત્મારામજીનાં સુપુત્રી થાય છે, તેમની જાતિ દેખરેખમાં વિકાસના પંથે દોડી રહી હતી. કારેલી બાગમાં કર્મશીલતા અને તેજસ્વિતાના પાઠો પ્રતિદિવસ મળતા. પ્રવાસો દ્વારા, પ્રચારકાર્ય દ્વારા, વડોદરા વિદ્યાલયની કન્યાઓએ જીવનના સાચા શિક્ષણની ઝાંખી કરેલી. આ સંસ્થામાં સવિતાબેને પોતાનો બાલ્યકાળ વીતાવ્યો. તેર વર્ષ સુધી સામાન્ય કન્યાઓની માફક ગુરુચરણોમાં બેસી, આર્યજીવનની દીક્ષા લીધી. સવિતાબેનને વડોદરામાં ન મળ્યા બંગલા, ન મળ્યાં ગાદલાં ને ગોદડાં, ન મળી જાતજાતની સ્વાદિષ્ટ વાનીઓ. તે તો ગુરૂકુલની બ્રહ્મચારિણી હતી. ઘણીવાર સહૃદયી પ્રેમાળ પિતા સવિતાની તપસ્યાથી ગભરાઇ ઊઠતા. તેમનો વિચાર થઇ જતો કે મ્હારી પુત્રીને ઘેર તેડાવી લઉં. પણ સવિતા અડગ નિશ્ચયવાળા પિતાની પુત્રી હતી. તેણે પિતાજીને આશ્વાસન આપ્યું અને પોતાનાં માતાજીની સહાયથી પોતાની તપશ્ચર્યા પૂરી કરી.

'હોન હાર વીર બન, કે હોત ચિકને પાન!' એ કહેવત અનુસાર વિદ્યાર્થી-અવસ્થામાં સવિતાબેન સંસ્થાની એક ઉજ્જવલ બ્રહ્મચારિણી હતી. બધા જ ગુરુજનોની તે સ્નેહભાજન હતી. શ્રેણીઓમાં ઉત્તમ અંકોથી પાસ થતી. આર્યબાલા સભાની તે મંત્રિણી હતી. પોતાની ટીમના વ્યાયામમાં તે કૅપ્ટન હતી. સંગીતમાં તે મોખરે હતી. સંસ્કારિતા, મૃદુતા ને શિષ્ટતાની તે મૂર્તિ હતી. પરમાત્માએ તેને આકૃતિ પણ સુંદર આપી છે, એટલે દરેક સ્થળમાં તેની પ્રતિભાની છાપ પડયા વિના રહેતી નહિ. પ્રવાસોમાં, સંગીતના કાર્યક્રમોમાં, ઉત્સવોમાં, નિબંધોમાં, ભાષણોમાં સવિતાબેન મોખરે હોય જ. સંસ્થામાં રહી વ્યાખ્યાનકળાની હરિફાઇઓમાં તે પ્રથમ સ્થાન રહેજે મેળવી લેતી.

જ્યારે તેર વર્ષની તપસ્યા પૂરી થઇ, ત્યારે સવિતાબેન પાંચ હજાર રૂપિયા પોતાની માતૃસંસ્થાના ચરણોમાં ધરી આશીર્વાદ લેવા ઊભી થઇ. ગુરુજનોએ આશીર્વાદ વરસાવ્યા. સવિતાબેને પોતાની બાલ્યકાલની સ્મૃતિઓ તાજી કરી, આર્યકન્યા મહાવિદ્યાલયના ઉજ્જ્વલ શિક્ષણને જીવન દ્વારા ઉજાળવા પ્રતિજ્ઞા કરી. માતૃસંસ્થાનો સંદેશો દૂર સુદૂરનાં સ્થાનોમાં લઇ જવા પ્રતિજ્ઞા કરી. ગુરુજનોએ આશીર્વાદો આપ્યા. 'જે શિક્ષણ ને સંસ્કાર અમારી પાસેથી મેળવ્યાં છે, એ બીજાને આપીને જ અમારા ઋણમાંથી ઉઋણ થશે,' એમ ગુરુજનોએ કહ્યું. સવિતાબેને માથું નમાવ્યું અને નવાં ક્ષેત્રો ખેડવાની તમન્નાથી તે સ્વગૃહે ગઈ.

સવિતાબેન માટે કાર્યક્ષેત્ર તૈયાર હતું. આફ્રિકામાં વડોદરા વિદ્યાલયના પ્રવાસ મંડળના પ્રવાસ સમયે, જીંજામાં નાનજીભાઇએ ઘોષણા કરી હતી કે પોરબંદરમાં આવી સંસ્થા સ્થાપીશ. એ પ્રતિજ્ઞા પ્રમાણે પોરબંદરમાં વિદ્યાલયનાં ભવ્ય મકાનો ચણાઇ ચૂકયાં હતાં. શેઠ સાહેબે ઉમંગભેર, રીતિથી ઉત્સવ કરી પોતાના યજ્ઞ આદરેલા. માતૃજાતિની સેવાના તેમના કોડ માટે તેમણે સમર્થ યાજ્ઞિકની માગણી કરી હતી. અને તે ભાગ્યશાળી પિતાના કોડ પૂરા કરવાનું માન તેમની પુત્રી સ્નાતિકા સવિતાબેનને મળ્યું.

સ્નાતિકા સવિતાકુમારી, ભારતી સમલંકૃતા, વ્યાયામાચાર્યા આજે પોરબંદર આર્યકન્યા વિદ્યાલયની આચાર્યા છે. બે જ વર્ષમાં તેમના કાર્યથી જનતા મંત્રમુગ્ધ બની છે. જામસાહેબે સવિતાબેનની કાર્યશક્તિ જોઇ નાનજીભાઇને અભિનંદનો આપેલાં. આજે આર્ય-જગતમાં સવિતાબેન એક આશા–પ્રદીપ છે. સવિતાબેનના ગુરુજનોને ખાતરી છે કે જે ક્ષેત્રમાં તે ઝુકાવશે તેમાં યશસ્વિતાને વરશે. આર્ય કન્યા મહાવિદ્યાલય વડોદરા, સંસારમાં અમર છે જ્યાં સુધી સ્નાતિકા સવિતાબેન જેવી કુલપુત્રીઓ અસ્તિત્વ ધરાવે છે.

યુવાવસ્થામાં અઢળક સંપત્તિની સ્વામિની હોવા છતાં સવિતાબેન આજે કૌમારવ્રત ધારણ કરી, પોરબંદરની સંસ્થાનું સંચાલન કરી

રહી છે, તે માટે ગુજરાત ગૌરવ લઇ રહ્યું છે. એ બ્રહ્મચારિણી સવિતાને અમારાં વંદન હો! એનાં માતા-પિતા અને ભણાવનાર સંસ્થાને અમારાં વંદન હો!

—સ્નાતિકા યશોદાકુમારી

## સૌ. સુમતિબહેન કવિ



સૌ. સુમતિ કવિ

'જેઓ પોતાની જાતનું ઘડતર પોતાના હાથમાં લે છે તેઓ જ જીવનની ખરી મજા માણી શકે છે' એ વસ્તુનો સાક્ષાત્કાર કરી ચૂકેલાં સૌ. સુમતિ કવિનો જન્મ, મહાત્માઓએ જન્મ લઇ પ્રસિદ્ધ કરેલા દક્ષિણી દેશસ્થ બ્રાહ્મણ-કુળમાં તાઃ ૧-૮-૧૯૦૦ના રોજ થયો હતો. એમના પિતાનું નામ લક્ષ્મણરાવ અને માતાનું નામ દુર્ગાબાઇ. એઓ પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે પાસ કિન્ડર-ગાર્ટન સ્પેશિયાલિસ્ટ હોવા ઉપરાંત સિનિયર ટ્રેન્ડ છે અને ગુજરાતી સાહિત્યની ઉત્તમા પરીક્ષા, હિન્દી પરિચય પરીક્ષા અને ડૉકટર ઑફ હાઇડ્રોપેથી બાથ સિસ્ટમ ( D. H. B. S. ) ની પરીક્ષા એમણે પ્રથમ શ્રેણીમાં રૌપ્યપદક મેળવીને પાસ કરેલી છે.

વૈધવ્ય-જીવનની મુશ્કેલીઓનો એક માત્ર ઉકેલ, યોગ્ય જીવન-સાથી મેળવી જીવન-ઉત્કર્ષ સાધવો એ જ છે, એવો નિર્ણય કરી તેઓએ તા. ૨૦-૧૨-૨૨ની સાયંકાળે સ્વ. સર રમણભાઇ નીલકંઠને બંગલે, શ્રીમાન શંકરલાલ કવિ સાથે પુનર્લગ્ન કર્યું હતું. વય, કેળવણી અને વિચારોમાં બન્નેમાં બહુ જ સામ્ય હોઇ એમનું લગ્ન-જીવન સુખી નીવડયું છે.

'દૈવીસંદેશ', 'જિજ્ઞાસુ', 'વર્ણલગ્ન' અને 'ગુણસુંદરી' ઇત્યાદિ માસિકો તેમ જ, 'સાંદેશ', 'આરામ', 'નવરોઝ' અને 'મુંબઇ સમાચાર'ના દીપોત્સવી અંકોમાં એમણે અનુવાદિત તેમ જ સ્વતંત્ર વાર્તાઓ, લેખો તેમ જ કાવ્યો લખી ગુજરાતી સાહિત્યની સુંદર સેવા બજાવી છે. વળી તેઓ એકલાં કવિ-પત્ની જ નહિ પણ કવયિત્રીય છે. થોડાંક સ્વતંત્ર કાવ્યો પણ એમણે લખેલાં છે.

સાહિત્ય ઉપરાંત સમાજસેવાની પણ મળેલી દરેક તક એમણે જતી કરી નથી. મોપલા હુલ્લડ વખતે આફતમાં આવી પડેલાંને કપડાં ઇત્યાદિની મદદ મેળવી આપવામાં, તેમ જ સ્વ. વિશ્વકવિ ટાગોરને ગુજરાતમાં પૂરાતા સાથીઆનો જથ્થો પૂરો પાડવામાં એમની શક્તિએ સારો પરિચય આપ્યો હતો. એમણે ગૂંથેલા ભરત-ગૂંથણના સુંદર નમૂના ગુજરાતી સાહિત્ય પરિષદના તેરમા સંમેલન વખતના પ્રદર્શનમાં મૂકવામાં આવ્યા હતા, જ્યાં અનેકની દૃષ્ટિને આકર્ષણરૂપ નીવડયા હતા. પુરુષત્વને પાંગરવાની પૂણ્યભૂમિ સમી જીવનસાથિની જ્યારે સમાન આચાર-વિચારવાળા પતિને સાંપડે છે, ત્યારે દેવોને જન્મ લેવા બીજી દેવભૂમિની જરૂર પડતી નથી.

સુંદર નામધારી સુંદર રીતે જીવી જાણે, ત્યારે જગતના સૌંદર્યમાં ઓર ઉમેરો થાય છે. સૌ૦ સુમતિ કવિએ કિન્ડરગાર્ટન શાળાઓમાં બાલમાતા તરીકે, પતિની વફાદાર પત્ની તરીકે અને સમાજની સેવિકા તરીકે સુંદર જીવન જીવી જાણ્યું છે.

"પિયાઉ અને બીજી વાતો" એ એમનું સ્વતંત્ર પુસ્તક પ્રકાશનની અનુકૂળતાની રાહ જોઇ રહ્યું છે. જાહેર હિંમતને અભાવે જેઓ વૈધવ્ય જીવનની વિટંબણાઓ ભોગવી રહ્યાં છે, તેમને અનુકરણીય સૌ૦ સુમતિ કવિનું સંસારજીવન ખરેખર ધન્યવાદને પાત્ર છે.

—રત્નસિંહ ચુનીલાલ ચૌહાણ

## કુમારશ્રી સુરસિંહજી શિવસિંહજી જાડેજા બી.એ.(કેન્ટબ.) એમ. એસ સી. (કેલિફોર્નિયા), એમ. આર. એ. એસ. (ઈંગ્લાન્ડ)



એમનો જન્મ તા. બીજી ફેબ્રુઆરી ૧૮૯૪ ના રોજ સાંગણવા (કાઠિયાવાડ)માં થયો હતો.

મુંબઇ યુનિવર્સિટિની બી. એ. ની ડિગ્રી સને ૧૯૧૭માં લઇ, વધુ અભ્યાસ માટે કેમ્બ્રિજ ગયા. ત્યાંની બી. એ. ની ડિગ્રી લઇ, ખેતીવાડીના ઉચ્ચ અભ્યાસ માટે અમેરિકા જઇ, કેલિફોર્નિયા યુનિવર્સિટિની એમ. એસસી. ની ડિગ્રી સંપાદન કરી. સને ૧૯૨૮માં નવાનગર રાજ્યમાં 'ડિરેકટર આફ એગ્રિકલ્ચર' તરીકે નીમાયા; અને 'જામ નગર જાયન્ટ' બાજરો, રંગીન રૂ, શેરડી તથા શિંગદાણાની કેટલીક ખાસ જાતો, ગાંજો, વિગેરેના વાવેતર માટે પ્રબંધ કર્યો. વૃક્ષારોપણ,

ખેતરોને ફરતા. પાકા પાળા બંધાવવા, સહકારી મંડળો, વિ. તેમની ખાસ પ્રવૃત્તિઓ છે.

સને ૧૯૩૧ તથા ૧૯૪૧ની વસ્તીગણતરી વખતે તેઓ સેન્સસ સુપરિન્ટેન્ડેન્ટ હતા.

સને ૧૯૩૭માં નવાનગર રાજ્યના ચીફ એજ્યુકેશનલ ઓફિસર તરીકે તેમની નિમણૂક થતાં કેળવણીખાતું સંભાળી તેમાં વિવિધ સુધારા દાખલ કર્યા. સરકારી વાચનમાળાનાં પુસ્તકો બંધ થતાં 'શ્રી દિગ્વિજય વાચનમાળા' તથા અંગ્રેજી ધોરણો માટે 'શ્રી. શત્રુશલ્યસિંહજી ઈંગ્લિશ રીડિંગ સીરિઝ' લખી. ખેતીવિજ્ઞાનનો પ્રચાર કરવા માટે "ખેતી વિજ્ઞાન" ભા. ૧, ૨, ૩, ૪, તથા 'પાક ઉત્પત્તિના સિદ્ધાંતો' નામનાં પુસ્તકો લખી પાઠ્ય પુસ્તકોમાં નવીનતા તેમણે દાખલ કરી. 'શિક્ષણ–વિકાસ' તથા 'ખેતી-વિકાસ' નામનાં બે માસિકોના તેઓ અધિપતિ છે.

અખિલ હિન્દ કેળવણી પરિષદના ચૌદમા અધિવેશનની વિષય-વિચારિણી સભાના મેમ્બર હતા. સામયિકોમાં અવારનવાર તેઓશ્રી ખેતીવિષયક અભ્યાસપૂર્ણ લેખો લખે છે.

**ઉજ્જવળ સંસ્થાની ઉજ્જવળ આચાર્યા**

# સુશીલાબહેન પંડિત

**મથુરામાં** 'ઋષિજન્મ શતાબ્દિ મહોત્સવ'માં પોતાના વ્યાખ્યાનના કાર્યક્રમથી મુગ્ધ કરનાર એ બાલા કોણ હતી, એ પ્રશ્ન બે મિત્રોમાં ચર્ચાઈ રહ્યો હતો.

જાણકારે કહ્યું, "તમે નથી જાણતા ? આપણા શાસ્ત્રાર્થ મહારથી, વ્યાખ્યાનવાચસ્પતિ, રાજમિત્ર માસ્ટર આત્મારામજીનાં સુપુત્રી છે. તે હજી અભ્યાસ કરે છે, પણ તેનાં લક્ષણો એવાં છે કે ભવિષ્યમાં તે કોઈ મોટું કાર્ય કરશે."

પં. આત્મારામજીની એ સુપુત્રી. કુમારી સુશીલાબેન તેમનું સૌથી નાનું સન્તાન. બધા જ ઘરની તે અતિશય વહાલસોઇ સ્વાભાવિક રીતે હોય જ. નાનપણુમાં વડોદરા ગર્લ્સ હાઇસ્કૂલમાં શિક્ષણુ મેળવી મેટ્રિક થઈ, તે પોતાના પિતાજીના પ્રાંતમાં કૉલેજનું શિક્ષણુ લેવા ગયાં. મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલની તેજસ્વી વિદ્યાર્થિનીઓમાં સુશીલાબેન મોખરે હોય જ. નાનપણુથી જ પોતાના સંસ્કારી કુટુંબમાં રહી સુશીલાબેને દીક્ષા મેળવી, જે બીજાને ભાગ્યે જ મળી શકે. ઘરમાં સંધ્યા–હવન વ્યાયામાદિ કાર્ય તેમના નિત્યના જીવનની વસ્તુઓ હતી. વ્યાયામ માટે તો પોતાના ભાઇઓ જોડે સુશીલાબેન ચાલીને દરરોજ બે માઇલ પ્રો. માણેકરાવજીના અખાડામાં જતાં. પ્રો. માણેકરાવજીને ત્યાં મળેલા વ્યાયામાદિ શિક્ષણુનું જ પ્રદર્શન એકલાં સુશીલાબેને મથુરા જન્મ શતાબ્દિમાં કરી જનતાને મંત્રમુગ્ધ કરેલી. સુશીલાબેનના વ્યાયામના શિક્ષણે જ ભવિષ્યમાં આર્યકન્યા મહાવિદ્યાલયમાં વડોદરામાં વ્યાયામ શિક્ષણુનો પાયો નાખ્યો અને ભારતવર્ષમાં સ્રીઓ માટે વ્યાયામ આવશ્યક છે એ વસ્તુ સર્વસામાન્ય બનાવી દીધી.

સુશીલાબેનના પિતા પૂ. પં. આત્મારામજી આર્યસમાજના એક ઉચ્ચકોટિના મનાયેલા નેતા છે. તેમની સૌમ્ય મૂર્તિ પ્રાચીન ઋષિઓની યાદ આપતી. સમસ્ત જીવન તેમણે પ્રચાર અને સામાજીક સુધારમાં હોમી દીધું. છેવટે વડોદરા આવી, અંત્યજોદ્ધારમાં શિવિની માફક પોતાની દેહ ગાળી દીધી. સુશીલાબેનનાં માતાજી એક સંસ્કારી પિતાનાં પુત્રી છે. તેમની મીઠાશ અને સહૃદયતા બધાંને આકર્ષે છે. પ્રત્યેક કાર્યમાં પોતાના પતિને સાથ આપી તેમણે આદર્શ આર્યગૃહિણી અને આર્ય સન્નારીનું ભાન બધાંને કરાવ્યું છે. પંડિત આત્મારામજીનાં બધાં પુત્ર–પુત્રીઓ વારસામાં જ સંસ્કારિતા ને તેમની સેવા કરવાની ધગશ લઇને અવતરેલાં છે. કારેલીબાગની આર્યકુમાર મહાસભા અને તેની વિવિધ સંસ્થાઓ આ કુટુંબનાં ત્યાગ, તપ અને કર્મશીલતાને આભારી છે.

સુશીલાબેને ભણતર કરતાં ઘડતર વધુ મેળવ્યું છે. લાહોરમાં બી. એ. ની પરીક્ષા આપીને આવ્યાં એટલે તેમને આર્યકન્યા મહાવિદ્યાલયનું મુખ્યાધિષ્ઠાત્રી પદ અને પાછળથી આચાર્યાપદ પણ તેમને સોંપવામાં આવ્યું છે.

એક મહાન સંસ્થાની આટલી જવાબદારી જે સુંદર રીતે તેઓએ વહન કરી છે તે માટે સુશીલાબેનના પરિચયમાં આવનારાં સાક્ષી પૂરે છે.

શાંત, મૃદુ અને ધીર એવાં સુશીલાબેન અનેક વાવાઝોડાંમાંથી પણ અડગ નિશ્ચયે સંસ્થાનું સુકાન સાચવી રહ્યાં છે. આર્યકન્યા મહાવિદ્યાલય જો આર્થિક મૂંઝવણોથી પર હોત તો સુશીલાબેનની શક્તિઓ એક આદર્શ સ્ત્રી–સંસ્થાના નિર્માણમાં શું ન કરી દેત!

સુશીલાબેન એક સારા વ્યાખ્યાનકાર છે. વક્તૃત્વકળા તો તેમને વારસામાં જ મળી છે.

'ઑલ ઇંડિયા વિમેન્સ કાઉન્સીલ'માં સુશીલાબેન અગ્રગણ્ય સ્થાન ભોગવે છે. તે સ્ટેન્ડીંગ કમિટીના સભાસદ છે. અને હિંદી ભાષામાં તેમનાં છટાદાર ભાષણોએ હજારો માનવમેદિનીઓને મંત્રમુગ્ધ કરેલ છે.

સુશીલાબેને તાજેતરમાં એક શક્તિદલ ઊભું કરી સમસ્ત ભારતની સ્ત્રીજાતિમાંથી અબળાપણું કાઢવા પગલું ભર્યું છે. તેઓ એક સ્વપ્નદૃષ્ટા છે. તેમના હૃદયમાં સ્ત્રીસમાજને પ્રાચીન ગૌરવયુક્ત આસન ઉપર સ્થાપિત કરવાની શુભ ભાવના છે. સુશીલાબેન અનથક કાર્યકર છે. ચોવીસ કલાક આ બાલબ્રહ્મચારિણી સેવાવ્રતધારિણી બની, જશ–અપજશની પરવાહ કર્યા વિના કામ કર્યે જ જાય છે. સુશીલાબેન પોતાની જાહેરાતથી આઘાં ભાગે છે. વડોદરા કારેલી બાગમાં આર્ય સમાજના પ્રમુખપદ ઉપર બિરાજી, તેઓ કારેલીબાગ સમાજ નિયમિત રીતે ભરાય, સભાસદો ઉત્સાહપૂર્ણ રીતિથી કામ કરે તેની કાળજી તેઓ ખૂબ રાખે છે. વિમેન્સ કૉનફ્રન્સ તરફથી તેઓ અક્ષરજ્ઞાન પ્રચાર માટે અને અન્ય જ્ઞાન આપવા માટે પણ ભાષણો કરવા જાય છે.

સુશીલાબેનની સેવાઓ આજે ગુજરાતને સાંપડી છે એ ખરેખર ગૌરવનો વિષય છે. એક પાઈ પણ કોઈ જાહેર સંસ્થાની લીધા વિના, નિખાલસ સેવાભાવથી એ પોતાની સેવાઓ વિદ્યાલયને તથા અન્ય કાર્યોને આપી રહ્યાં છે. જ્યાંસુધી સુશીલાબેન આર્યકન્યા મહાવિદ્યાલયના આચાર્યપદ પર બિરાજે છે ત્યાંસુધી એ સંસ્થા અમર છે. સુશીલાબેન એક બાહોશ, ખંતીલાં અને કાર્યદક્ષ કાર્યકર છે. લડાઈ, ઝગડા, ટંટા-ફિસાદથી એ દૂર ભાગે છે. આર્યકન્યા મહાવિદ્યાલયને એક ભવ્ય સંસ્થા બનાવી દેવાનું એમનું જીવનધ્યેય છે. પોતે ઇચ્છાપૂર્વક બ્રહ્મચારિણીવ્રત ધારણ કરી સેવા કરવાનાં છે. સુશીલાબેન ધારતે તો આજે લગ્નબંધનમાં જકડાઈ પોતાની જીવનયાત્રા પૂરી કરતે; પરંતુ તેઓ તો કઠિન વ્રતધારિણી બન્યાં છે. ગુજરાતના આંગણે આવી બ્રહ્મચારિણી સેવાભાવી વીરાંગના પોતાની કાર્યશક્તિદ્વારા સ્ત્રી-સમાજમાં નવચેતન રેડી રહી છે તેને વધુ ઓળખવાની જરૂર છે.

સુશીલાબેનને અકારણે જ જે સંસ્થાનાં તે સુકાની છે, તેના અંગે વિરોધ સહન કરવો પડ્યો. ખુદ મહાત્મા ગાંધીજી પણ સુશીલાબેનના કાર્યકારિત્વ તથા વ્યક્તિત્વથી પ્રભાવિત થયેલા. સુશીલાબેનને વારસામાં જ આર્યસમાજની સેવા મળેલી છે.

ઉંમરમાં સુશીલાબેન ભાગ્યેજ ૩૦ વર્ષનાં હશે! પરંતુ કામની જોખમદારીએ તેમનામાં પ્રૌઢતા લાવી દીધી છે. તેમના વ્યકિતત્વનો પ્રભાવ પડ્યા વિના રહેતો નથી. આર્યકન્યા મહાવિદ્યાલયની બેનો 'બુવાજી' એટલે 'ફોઈબા'ના વ્હાલસોયા નામથી તેમને સંબોધે છે. કન્યાઓની સેવા જે વહાલ અને મીઠાશથી તેઓ કરે છે તે માટે કન્યાઓ એમને વિંટળાયેલી જ રહે છે.

વડોદરામાં જન્મ્યાં હોવાથી એમ તો ગુજરાતી જ છે, પણ દરેક રીતે પંજાબી ખમીર તેમનામાં તરી આવે છે. ગુજરાત આવાં છુપાયેલાં રત્નને ઓળખે અને તેની વધુ કદર કરે એ ખાસ જરૂરનું છે.

—યશોદાકુમારી સ્નાતિકા

## સ્વ. રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા



તેઓ ઉમરેઠના વતની, પણ નિવાસસ્થાન વડોદરા લાંબા સમયથી. જાતે વીસા ખડાયતા વણિક અને જન્મ દિવસ ઇ. સ. ૧૮૪૯, સંવત. ૧૯૦૦, અષાડ વદ પાંચમ. તેમની માતાનું નામ જમુનાબાઇ હતું.

નાની વયમાં ગૂજરાતીનું ઊંચું જ્ઞાન મેળવી તેમ જ ગણિત, ભૂમિતિ, બીજગણિત અને ત્રિકોણમિતિનો સારો અભ્યાસ કરી, અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયેલા. તે વખતે ટ્રેનિંગ કૉલેજને વર્નાકયુલર કૉલેજ કરવાથી તેમને ઊંચા પ્રકારનું જ્ઞાન દેશી ભાષા મારફત મેળવવાને સારી તક મળી હતી. તે સાથે તેમણે સંસ્કૃત, મરાઠી, ઉર્દૂ, અને અંગ્રેજીનું જ્ઞાન પણ પ્રાપ્ત કર્યું હતુ. શરૂઆતમાં તેઓ પ્રેકિટસિંગ સ્કૂલમાં જોડાયેલા, પણ રા. સા. મહીપતરામભાઇની સલાહ અને સૂચનાથી ઇંગ્રેજીનો વધુ અભ્યાસ

કરી મેટ્રીકની પરીક્ષા પાસ કરી. તેથી એમનો ભાગ્યોદય જલદી થયો. રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સીપાલનો હોદ્દો મળ્યો, અને તે પછી સર માધવરાવે તેમની સેવાની માગણી કરતાં સન ૧૮૭૫-૭૬ માં તેઓ વડોદરા રાજ્યના કેળવણીખાતામાં જોડાયા અને લાંબી મુદ્દત સુધી તે રાજ્યની એકનિષ્ઠાથી અને વફાદારીથી સેવા બજાવી.

ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારથી માસિકોમાં લખાણ કરવાનો શૉખ લાગેલો, જે છેક જીવનના અન્ત સુધી ચાલુ રહેલો. સન ૧૮૬૪માં 'પાણીપત' નામનું વીરરસથી છલકાતું કાવ્ય બહાર પાડયું હતું, જે ખૂબ પંકાયેલું. તે પછી શાળોપયોગી પુસ્તકો એમના મિત્ર સ્વ૦ લાલશંકર સાથે લખ્યાં, જેવાં કે, 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ,' 'નવું અંકગણિત,' 'લેખ પદ્ધતિ,' 'નામાની પદ્ધતિ' વગેરે. રાજકોટમાં હતા તે વખતથી સ્વદેશી માટે ખરો પ્રેમ લાગેલો, ત્યાં એક પ્રદર્શન ઊભું કરેલું અને તદર્થ 'દેશી કારીગરીને ઉત્તેજન' એ નામનાં બે પુસ્તકો પણ રચ્યાં હતાં.

શાસ્ત્રી નાથાશંકર પુંજાશંકરને મદદમાં લઇ પ્રાચીન કાવ્યના છૂટક ગ્રન્થો ને પછીથી ત્રિમાસિકની યોજના શરૂ કરેલી, જે પાછળથી વડોદરા રાજ્ય તરફથી પ્રકટ થયેલી પ્રાચીન કાવ્યમાળામાં પરિણમી.

કાવ્યો એડીટ કરી પ્રસિદ્ધ કરવા ઉપરાંત એમણે 'કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા,' 'ભૂતળ વિદ્યા,' 'મક્કીસુરની મુસાફરી,' 'સંસાર સુધારો,' 'સ્ત્રીજાતિનાં કર્તવ્ય' તેમ જ વાર્તાનાં પુસ્તકો 'અંધેરી નગરીનો ગંધર્વસેન,' 'બે બહેનો' અને 'રાણી રૂપસુંદરી' વગેરે લખેલાં છે.

વળી તેમણે વડોદરા રાજ્યમાં મિલીટરી સેક્રેટરી તરીકે પણ કેટલોક સમય કામ કર્યું હતું.

સન ૧૯૦૩માં એમના કાર્યની કદર બૂજીને સરકારે એમને 'રાવ-બહાદુર'નો ઇલકાબ આપ્યો હતો. સન ૧૯૦૫માં તેઓ લુણાવાડાના દીવાન નીમાયા હતા.

પરંતુ દેશ અને સ્વદેશી માટે પ્રથમથી જ પ્રેમ એટલે ઉદ્યોગ તરફ પણ એમનું લક્ષ રહેતું, અને એ વૃત્તિના પરિણામે વડોદરામાં એમણે મીલ સ્થાપવાનું સાહસ ખેડેલું, તે ફત્તેહમંદ નીવડ્યું હતું.

નિવૃત્ત થયા પછી પણ તેઓ શાન્ત બેસી રહ્યા નથી. 'કેવળપુરીકૃત કવિતા', 'વિશ્વની વિચિત્રતા', 'ગૃહવિદ્યા' વગેરે પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યાં છે, અને એમની 'ટચૂકડી સો વાતો'ના પાંચ ભાગ માટે બાળકો એમને સદા આભારપૂર્વક યાદ કરશે.

સન ૧૯૨૦માં તેઓ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ નીમાયેલા અને શ્રીમન્ત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે એમની લાંબી અને યશસ્વી સાહિત્યસેવાની કદર કરી 'સાહિત્ય માર્તંડ' નામક સુવર્ણ ચંદ્રક પહેલવહેલો એમને આપેલો.

વળી એમની સખાવત પણ બહોળી અને સર્વદેશીય છે. સાહિત્ય પરિષદને જેમ રૂ. ૧૦૦૦૦) આપ્યા તેમ પોતાના ઇષ્ટદેવના ભંડોળ ખાતે રૂ. ૩૦૦૦) ભેટ ધર્યા હતા; તેમ જ જ્ઞાતિનાં તથા અન્ય કેળવણી મંડળોને સારી રકમ આપવાનું તેઓ વિસર્યા નથી.

એમના મોટા પુત્ર સ્વ૦ મટુભાઇ મીલ એજન્ટ હોવા ઉપરાંત 'સાહિત્ય' નામનું માસિક લાંબા સમયથી ચલાવતા, તેમાં વખતોવખત તેમના લેખો આવતા રહેતા અને તેમાંના પ્રાચીન કાવ્ય વિભાગનું તંત્ર તેમના જ હાથમાં હતું.

સફળ કેળવણીકાર, સાહિત્ય સેવક, સુધારક અને દેશપ્રેમી અગ્રેસર તરીકે એમણે સારી પ્રતિષ્ઠા અને નામના મેળવેલાં, અને ૮૫ વર્ષની વૃદ્ધ વયે પણ એક યુવકને પાછો હઠાવે એવી નિયમિતતાથી ઉદ્યમ કરતા. ગૂજરાતના કેળવણીના ક્ષેત્રમાં અને સાહિત્યના ક્ષેત્રમાં સુંદર સેવા આપી ગયેલા શ્રી૦ હરગોવિંદદાસ કાંટાવાળાનું નામ સમસ્ત ગૂજરાત અતિ પ્રેમપૂર્વક યાદ કરશે.*

* "ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ"ના સૌજન્યથી.

# શ્રી. હરજીવનદાસ કાલીદાસ મહેતા



શ્રી. હરજીવનદાસભાઈ ભાવનગર રાજ્યના મહુવા પ્રગણાના કોન્જલી ગામના રહીશ ને જ્ઞાતે વીસનગરા નાગર છે. તેમનો જન્મ તા. ૫-૧૦-૧૮૮૨ ને રોજ થયો છે. નાનપણુમાં ગ્રામ્યશાળાની સાધારણુ કેળવણી લીધા પછી અંગ્રેજી પાંચ ધોરણુ મહુવામાં ભણ્યા હતા, ત્યારબાદ ભાવનગર હાઇસ્કૂલમાં અભ્યાસ કરવા ગયા. મેટ્રીક સુધીનો અભ્યાસ કરી મુંબઇ નોકરી કરવા ગયા. મુંબઇમાં થીઓસોફીકલ સોસાયટીની બ્લેવેટસ્કી લૉજના કારકુન તરીકે ૧૯૦૩માં નોકરી મળી. મુંબઇમાં આ નોકરી કરતાં તે વખતના થીઓસોફીસ્ટો અને સોસાયટીના નેતાઓના પ્રસંગમાં આવ્યા. આ વખતે તેઓની ઉંમર એકવીસ વરસની હતી. તેજ સાલમાં થીઓસોફીકલ સોસાયટીમાં તે દાખલ થયા, તથા પ્રખ્યાત થીઓસોફીસ્ટ શેઠ ધરમશી તથા નરોત્તમદાસ મોરારજીના પ્રસંગ આવતાં, તેમની સોલાપુર મીલમાં તેમને નોકરીમાં લીધા અને આસિસ્ટંટ મેનેજરની જગ્યાએ પહોંચાડયા. શ્રી હરજીવનદાસભાઇના પ્રમાણિકપણા માટે તથા સનાતન

ધર્મ ઉપરના પ્રેમ ખાતર શેઠ નરોત્તમદાસ મોરારજીએ શ્રી. હરજીવન-દાસના બાળસ્નેહી શ્રી. રતીલાલ પારેખ કે જેમનો એ વખતે મીલોમાં સેનીટરી પ્લેંબર અને બિલ્ડીંગ કોન્ટ્રાકટર તરીકે ધંધો ચાલતો હતો તેમાં તેમને એક ભાગીદાર તરીકે ભાગ અપાવ્યો. આ ધંધાથી શ્રી. હરજીવનદાસભાઇ ગુજરાન અર્થે નોકરી કે ધંધો કરવાની ચિંતામાંથી તદ્દન મુકત થયા.

શ્રી. હરજીવનદાસભાઇએ કોંજલીમાં જ પાર્વતીબેન નામની કન્યા સાથે લગ્ન કર્યું અને એક આદર્શ ગૃહિણી તરીકેનું શિક્ષણ આપવા સુરતમાં વનિતાવિશ્રામમાં રાખી તેમને શિક્ષણ અપાવ્યું. આ બેન કુટુંબવાત્સલ્યમાં એક આદર્શ સ્ત્રી નીવડયાં છે. ત્યારબાદ તેઓ પોતાનાં પત્ની સાથે સને ૧૯૧૧માં થીઓસોફીકલ સોસાયટીના મુખ્ય સ્થળ અદ્યાર ગયા અને એક વર્ષ સુધી થીઓસોફીનો અભ્યાસ કર્યો.

આ અભ્યાસ અગાઉ પાતંજલ યોગદર્શન, શ્રી શંકરભાષ્ય સાથેના ઉપનિષદો, અને બ્રહ્મનિષ્ઠ સાક્ષર શ્રી. મણિલાલ નભુભાઇનું આત્મનિમજ્જન વગેરે પુસ્તકો વાંચેલાં, પણ ખરેખરું આત્મજ્ઞાન તો તેમને થીઓસોફીમાંથી પ્રાપ્ત થયું.

સને ૧૯૧૩ના જાન્યુઆરી માસમાં ગૂજરાત-કાઠિયાવાડ ખાતે સોસાયટીનું કામ કરવા ડૉ. બેસન્ટે તેમને મોકલ્યા. ડૉ. બેસન્ટે માથે હાથ મૂકી શ્રી. હરજીવનદાસભાઇને આશીર્વાદ આપ્યો અને ત્યારથી તેઓએ એક વકતા તરીકેનું કામ શરુ કર્યું. થીઓસોફીકલ સોસા-યટીમાં જોડાયા પછી ડૉ. બેસન્ટની, બીશપ લેડબીટરની અને ડૉ. એરુંડેલ અને શ્રી. જીનરાજદાસ વગેરે સોસાયટીના નેતાઓની તેમના પર કૃપા ઉતરી અને તે વધતી ગઇ.

આ સિવાય રાષ્ટ્રીય મહાસભા અને હોમરૂલ લીગની પ્રવૃતિમાં એમણે ૧૯૧૪ થી ૧૯૧૯ સુધી કામ કર્યું તથા તેના વાર્ષિક મહા સંમેલનોમાં પણ હાજરી આપી હતી. ૧૯૧૯ થી ૧૯૨૨ સુધી

"ભારતસેવા" નામક સપ્તાહિક પત્રનું સંચાલન અને તંત્રીનું કામ તેઓએ મુંબઇમાં કર્યું હતું. ૧૯૨૮માં સં. ભાવનગર પ્રજા પરિષદની બોટાદ ખાતે મળેલી ત્રીજી બેઠકના તેઓ પ્રમુખ હતા અને તે જ વર્ષે કલકત્તા ખાતે મળેલી રાજકીય સર્વપક્ષી પરિષદમાં નેશનલ હોમરૂલ લીગના પ્રતિનિધિ તરીકે તેમણે હાજરી આપી હતી. ૧૯૩૧ થી ૧૯૪૧ સુધી તેઓએ થીઓસોફીકલ સોસાયટીના હીંદી વિભાગના જોઇન્ટ જનરલ સેક્રેટરી તરીકે અને તેની કારોબારી કમિટીના સભ્ય તરીકે કામ કર્યું હતું.

સને ૧૯૩૬ માં ઇંગ્લાંડ, હોલાંડ, સ્વીટ્ઝરલેંડ, ફ્રાંસ, ઇટાલી વગેરે દેશોની તેમણે મુલાકાત લીધી હતી, અને લંડનમાં ભરાયલી સર્વ ધર્મ પરિષદમાં તથા જિનીવામાં ભરાયેલી થીઓસોફીકલ વિશ્વ પરિષદમાં, આંતરરાષ્ટ્રીય યુવક પરિષદમાં અને આંતરરાષ્ટ્રીય રાજકીય પાક્ષિક શાળામાં તેઓએ હાજરી આપી હતી. લંડનની કાઉન્ટી કાઉન્સીલના કેળવણી ખાતાના અધિકારીઓ સાથે પરિચય સાધી તે ખાતાની તેમણે માહિતી મેળવી હતી. તે ઉપરાંત ઇંગ્લાંડની ગ્રામ્યસુધારણા પ્રવૃતિનો, યુવક પ્રવૃતિનો, સમાજસેવા પ્રવૃતિનો, સ્ત્રીસમાજ પ્રવૃતિનો, તે તે સંસ્થાના મંત્રીઓને મળી સારો અભ્યાસ કર્યો હતો, તથા જિનીવામાં પ્રજાસંઘ તથા આંતરરાષ્ટ્રીય મજુર સંઘના હીંદી અધિકારીઓનો પરિચય સાધ્યો હતો. પારીસમાં વિશ્વ વિદ્યાર્થી સંઘની મુલાકાત લઇ તેની પ્રવૃતિ સબંધી તેમજ રોમમાં આંતરરાષ્ટ્રીય ખેતીવાડી ખાતાની મુલાકાત લઇ તે સંબંધી માહિતી મેળવી હતી.

તેઓએ અનેક પત્રિકાઓ અને પુસ્તિકાઓ લખી છે. "જ્યોતિ" માસિકના તેઓ પ્રથમ તંત્રી હતા. હાલમાં તે પત્રના લેખક છે. તેમના લેખોથી વાંચકને કોઇ નવી પ્રેરણા મળે છે.

કોલેજ કેળવણી નહિ લીધેલી હોવા છતાં વિશાળ વાચનથી પધ્ધતિસરના અભ્યાસથી અને વકતૃત્વશક્તિથી તેમણે અંગ્રેજી જ્ઞાન

ખીલવ્યું છે. તેઓ ઇંગ્રેજી ભાષામાં થીઓસોફી જેવા ગહન વિષયોમાં પણ વ્યાખ્યાનો આપે છે, ઉપરાંત હિંદી, મરાઠી, વગેરે ભાષામાં પણ પોતાના વિચારો પ્રકટ કરી શકે છે. ખાસ કરીને તેઓમાં સર્જનશકિત છે.. મુખ્યત્વે કરીને **अयोग्यः पुरुषो नास्ति योजकस्तत्र दुर्लभः** આ વાક્યને તે ખાસ માનનારા હોઇ દરેકના ગુણનો જ વિચાર કરવા પ્રયત્ન કરે છે. તેઓ પાસે કોંજલીમાં સવાસો વીઘાં જમીન છે. તેઓ ધંધાથી દરબારી ખેડૂત છે. ઘર આગળ છ બળદ અને ત્રણ–ચાર ચાકરો રાખીને ખેતી કરાવે છે. તેઓ પોતાના ગામની બનતી સેવા કરી રહ્યા છે.

ગ્રામ્યજીવનની રમણીયતા, મનોહરતા, સૌન્દર્ય અને સાદાઇની તેમના જીવન ઉપર બહુ ઊંડી છાપ છે. ભાવનગરનાં ગામડાંમાં ગ્રામ્ય-પંચાયતનો નિયમ છે અને તે આધારે રાજ્યે ગામનો રેવન્યુ વહીવટ ગામના પંચને સોંપી દીધો છે. શ્રી. હરજીવનદાસભાઇ કોંજલી ગ્રામ્ય પંચાયતના પ્રમુખ રહી, ગામની અને ખેડૂતોની સેવા કરી રહ્યા છે, તથા તેમની આર્થિક સ્થિતિ સુધરે તે માટે કોંજલીમાં સહકારી મંડળી તેમણે કાઢી છે. સિવાય ભાવનગર રાજ્યની ગ્રામ–સુધારણા સમિતિના એક સભ્ય તરીકે દરેક પ્રકારે ગ્રામસુધારણા કરવા તેઓ પ્રયત્ન કરે છે.

તેઓ કુટુંબભાવનાના આદર્શને માને છે અને તે પોતાના આચરણથી જીવી બતાવે છે. એટલે કે વિશ્વબન્ધુત્વ ખીલવવા માટે કુટુમ્બમાં બન્ધુત્વ ખીલવવાને તેઓ પ્રયત્ન કરી રહ્યા છે. તેમના કાકાનું કુટુમ્બ તેમની સાથે જ રહે છે. અને તેમનાં ફોઇબા તથા પિતાનાં માસીબા પણ સાથે જ રહેલ છે. તેમનાં પુત્ર-પુત્રીઓને પોતાનાં જ પુત્ર–પુત્રીઓ માફક રાખી તેમની કેળવણી માટે તથા તેમના વ્યવહાર માટે પોતે જ ખાસ તજવીજ રાખેલ છે. આ બધાં કામમાં સહાય કરવા માટે એમનાં પત્ની પાર્વતીબેનને પણ ધન્યવાદ ઘટે છે.

શ્રી. હરજીવનદાસભાઇ ભાવનગરમાંથી નીકળતા 'ગ્રામ્ય જીવન'

નામના ત્રિમાસિક પત્રના તંત્રીમંડળમાં પણ હતા. ૧૯૪૦માં આંબલા મુકામે મળેલી ગ્રામ–પંચાયત પરિષદના પ્રમુખ હતા, તથા સને ૧૯૪૧માં ત્રાપજ ગામે મળેલી સહકારી મંડળીની બીજી પરિષદની સત્કાર સમિતિના તેઓ પ્રમુખ હતા. ભાવનગર મ્યુનિસિપલ ધારો સુધારવા માટે ના. દરબારશ્રીએ નીમેલી સમિતિના સભ્ય તરીકે તેમણે કામ કર્યું છે, સિવાય ભાવનગરમાં મહિલા વિદ્યાલયની, અને રાષ્ટ્રીય શાળાની કાર્યવાહક સમિતિના, તેમજ હરિજન સમિતિના તેઓ સભ્ય તથા સનાતન ધર્મ હાઇસ્કૂલના માનદ્ મંત્રી હતા.

સંવત ૧૯૯૮ના વરસની શરૂઆતમાં ભાવનગરના ના. મહારાજા સાહેબે પ્રજાને ધારાસભાની બક્ષિસ કરી, તેમાં હરજીવનદાસભાઈને એક સભ્ય તરીકે લીધા, અને તા. ૧–૧૨–૪૧ થી નેક/ના. મહારાજા સાહેબે રા. હરજીવનદાસભાઈને મે. દીવાન સાહેબના એજ્યુકેશનલ આસિસ્ટંટ તરીકે નીમ્યા છે. જે આધારે હાલમાં તેઓ ધારાસભાના સભ્ય ઉપરાંત રાજ્યમાં પ્રજાકીય પ્રધાનનો દરજ્જો ધરાવે છે. તેમના હાથમાં કેળવણીખાતું, મ્યુનિસિપલખાતું, ગ્રામપંચાયતો, સહકારી મંડળીઓ, ખેતીખાતું, પુસ્તકાલયો, દરબારી છાપખાનું, વગેરે ખાતાં છે અને પગાર રૂ. ૪૦૦) નક્કી થયેલ છે.

કેળવણીખાતાના એક નિયામક (પ્રધાન) તરીકે એઓશ્રીએ ઠીક ઠીક સુધારા શરૂ કરેલ છે. ગ્રામ–શાળામાં એક શિક્ષક તમામ ધોરણોના અભ્યાસને પહોંચી વળે તે માટે તેમણે તેવી શાળા માટે શિફ્ટ સિસ્ટમ કરી છે એટલે કે શાળા સવાર અને બપોર પછી બેઉ વખત ચાલે. સવારમાં અઢી કલાક બે ધોરણ સુધીનાં બાળકો આવે અને બપોરના ત્રણ પછી ત્રીજું–ચોથું ધોરણ આવે-આ મુજબ કરવાથી તમામનો અભ્યાસ સારી રીતે ચાલે છે. બેઉ વખત અર્ધો કલાક વ્યાયામ સારૂ રાખવા સૂચના કરી છે.

ગામડાંનાં બાળકોને ઉનાળાનું વેકેશન નકામું જાય છે, એ રજામાં શાળા બંધ રહે તો છોકરાં રખડે છે, જેથી તેઓશ્રીએ એ વખતે

શાળા ચાલતી રાખી આસો–કારતક માસમાં એવી શાળાઓને ૫૦ દિવસનું 'લાણી વેકેશન' પાડવાનું નક્કી કરેલ છે.

આ સિવાય સ્કૂલ કમિટિ માટે, શાળાના નિયમન માટે અને જુદી જુદી શાળાની શિક્ષણ સિવાયની ઇતર પ્રવૃત્તિ માટે ઠીક ઠીક પ્રયાસો કરે છે અને હજુ પણ સારા પ્રયાસો કર્યે જશે.

મ્યુનિસિપલનું કામ પણ તેઓશ્રી આગળ આવતાં મહાલ મ્યુનિસિપાલીટીઓમાં તેમણે પ્રજાનો અવાજ વધારવા બનતું કર્યું છે. મહાલ મ્યુનિસિપાલીટીની મેનેજીંગ કમીટીમાં મહાલ વહીવટદાર સાહેબ અને એક ઓફિસર મેમ્બર તથા ત્રણ પ્રજાના મેમ્બર રાખવામાં આવેલ છે. ચેરમેનની ગેરહાજરીમાં વાઇસ ચેરમેન ઓફિસર મેમ્બર બનતા તેને બદલે પ્રજામાંથી વાઇસ ચેરમેન નક્કી કરવામાં આવેલ છે. આટલી હદે પ્રજાનું તત્ત્વ તેઓએ વધારેલ છે, અને બીજા પણ કેટલાક જરૂરી સુધારા તેમના હસ્તે થઈ રહેલ છે.

ટૂંકમાં શ્રી. હરજીવનદાસભાઈ કર્મયોગી આત્મા છે, દરેક વ્યક્તિના ગુણગ્રાહક છે, એક સારા વક્તા, સારા લેખક અને લોકસેવક છે.

—રેવાશંકર ત્રિભુવન ત્રિવેદી

તમારાં બાળકો તમારાં જ છે, પરંતુ તમારા ઘરનો જેમ સામાન છે, જેમ કપડાં છે, જેમ રાચરચીલું છે તેમ નથી. ફળિયામાં પડયું રહેતું, બટકું રોટલો પામતું કૂતરું હોય એમ પણ નથી. ઘાસચારો ખાઇને દૂધ આપતી ગાય–ભેંસ હોય એમ પણ નથી. આ તો તમારાં છે એટલે તમારાં લોહી–માંસનાં છે, તમારા પ્રાણ અને ભાવનાનાં છે—ને તમારાં એકલાંનાં જ નથી, પરમાત્માનાં છે, આખા જગતનાં છે; કારણકે એનું સારું–નરસું આખા જગતને ભોગવવું પડશે. એ બાળકો સાથે–પરમાત્માની અને આ જગત સમસ્તની થાપણ સાથે કેમ વર્તશો ?

## શ્રી. હરભાઈ ત્રિવેદી



શ્રી. હરિશંકર દુર્લભજી ત્રિવેદીના આખા નામથી ભાગ્યે જ કોઈ જેને ઓળખતું હશે એવા શ્રી. હરભાઈ આખા ગૂજરાતમાં અને ખાસ કરીને ગૂજરાતની કેળવણીની આલમમાં છેલ્લાં કેટલાંયે વર્ષોથી સુપરિચિત છે.

એઓ મૂળ રહેવાસી ભાવનગર પાસેના વરતેજ ગામના, પણ છેક નાનપણથી જ એમનું કાર્યક્ષેત્ર ભાવનગર બની રહ્યું છે.

પિતા ઝાઝું શિક્ષણ પામેલા નથી છતાં તેમનાં અનુભવ, આવડત અને ડહાપણનો વારસો આબાદ રીતે એમને મળ્યો છે, જ્યારે દિલની કુમાશ, સૌજન્ય અને સંસ્કાર એમણે માતાના ધાવણમાંથી મેળવ્યાં છે. એમનાં માતા અત્યારે હયાત નથી.

પ્રાથમિક કેળવણી માતા પાસેથી મેળવ્યા પછી અંગ્રેજી ધોરણોમાં આગળ વધતાં ૧૯૧૦ માં મેટ્રિક અને ૧૯૧૬માં બી. એ. થયા.

પણ એ ભણતરના દિવસોમાં અને તે પછી પણ ભવિષ્યના હરભાઈનું ઘડતર થઈ રહ્યું હતું. મુંબઈ જેવા મૂંઝાઈ જવાય તેવા મોટા શહેરમાં કશાપણ ખોટા સંકોચ કે શરમ વિના ચા—ભજિયાંની દુકાન

માંડવી, કલકત્તા જેવા દૂરદૂરના અજાણ્યા શહેરમાં એધડક પહોંચી જવું, ભાવનગરમાં છાપી પાડવાના ધંધામાં મિત્રો સાથે જોડાઈ ઠેઠ વિલાયત સુધી પોતાનાં કામ માટે ઓર્ડરો મોકલવા અને એવાં બીજાં કેટલાંય નાનાંમોટાં સાહસોની રંગદર્શી વાતો તો એમને સ્વમુખેથી જ સાંભળવામાં મઝા છે.

આડધડે વહેતા જીવન–વહેણને સુવ્યવસ્થિત અને ઉપયોગી રીતે વહાવનાર મંડળ અને મિત્રો મળી ગયાં અને હરભાઇની તેજસ્વિતા બહાર આવવા લાગી.

સન ૧૯૧૧ માં એઓ ભાવનગરની સામળદાસ કૉલેજમાં શીખતા ત્યારથી જ એમના સંસ્કારી જીવનના શ્રી ગણેશ શરૂ થયેલા. શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન તે દિવસોમાં શરૂ થયેલું. તેના સંચાલકોમાંના એક સ્વ. શ્રી. હરગોવિંદ પંડ્યાના જીવને હરભાઇને નવી રીતે ઘડ્યા અને બીજા નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ (નાનાભાઈ ભટ્ટ) જે તે વેળા તેમના શિક્ષાગુરુ હતા એમની સાથે તો હરભાઇએ પાછળથી ખભેખભો મેળવી દક્ષિણામૂર્તિમાં કેળવણીનું કામ કર્યું.

૧૯૧૮ થી રીતસર દક્ષિણામૂર્તિમાં જોડાઈ એ સંસ્થામાં એમણે જીવનનાં સોનેરી વર્ષો ખર્ચ્યાં અને ધન્યજીવન બન્યા.

એ પછી ૧૯૩૯ થી ભાવનગરમાં જ શરૂ થયેલી ઘરશાળા (Home school) નામની શિક્ષણસંસ્થાના એક સંસ્થાપક છે અને અત્યારે ખીલતા ફૂલછોડ જેમ ફાલતીફૂલતી એ સંસ્થાને પોતાનો વર્ષોનો અનુભવનીચોડ સીંચી રહ્યા છે.

પણ આ તો થઈ એમના જીવનની નાની શી તવારીખ. આવું તો હરકોઈ સુપ્રસિદ્ધ માણસને કોઇ ને કોઈ રીતે હોય છે જ, પણ હરભાઇનું સ્થાન અનેરું અને અનોખું છે. ગૂજરાતની કેળવણીને નૂતનતા અર્પનાર મિત્ર–ત્રિપુટી [ નાનાભાઈ, ગિજુભાઈ, હરભાઈ ] માંના એ એક. નાનાભાઇએ સંસ્થા–સંચાલન કર્યું અને ગૃહ–છાત્રાલયને

પોતાનાં જ્ઞાન અને અનુભવનો લાભ આપ્યો. ગિજુભાઈ બાળકેળવણીમાં દફનાઈ અમર બન્યા અને હરભાઈએ ઊગતી વયના કુમારોના પ્રશ્નને પોતાનો બનાવ્યો. દક્ષિણામૂર્તિ વિનય મંદિરના આચાર્ય તરીકે એમણે અસંખ્ય વિદ્યાર્થીઓનાં દિલમાં સ્થાન મેળવ્યું, તેમને યોગ્ય માર્ગ ચીંધ્યો અને તેમના જીવનને નવા રંગે રંગ્યું. અત્યારે પણ કલકત્તા કે કરાંચી, સિલોન કે સરહદ પ્રાંત અને દૂરદૂર દરિયાપારના દેશોમાં વસેલા એમના વિદ્યાર્થીઓ એમના જીવનની આંટીઘૂંટી વેળા હરભાઈ પાસે જ માર્ગદર્શનની માગણી કરે છે.

એમણે ઘણું વાંચ્યું છે, વિચાર્યું છે ને વ્યવહારમાં તો મૂકી જ રહ્યા છે.

સ્વભાવે એ શિક્ષક છે. શિક્ષકમાં વિષય, શાસ્ત્ર અને નિરુપણની આવડત તો જોઈએ જ, પણ સૌથી વધારે જેની જરૂર છે તે તો સામાનાં દિલ હરી લેવાની, તેમાં ડૂબકી મારી તેમનામાં છૂપાઈ રહેલાં મોતી બહાર લાવવાની મરજીવાકળાની, એ બધા માટે ધીરજ અને મિઠાશવાળા ખેલદિલ સ્વભાવની. હરભાઈમાં એ જન્મથી જ છે. એમને શિક્ષક બનવું નથી પડયું, એ શિક્ષક જન્મ્યા છે.

ભણાવવાની કળા તો ઘણાને સુસાધ્ય હોય છે પણ હરભાઈમાં એ અનોખી રીતે ઓપી ઊઠે છે. એમનું પ્રસન્ન મુખ, શુદ્ધ ભાષા, સચોટ નિરુપણ અને વિષયનું ઊંડું જ્ઞાન, શીખનાર—સાંભળનારને વિના આયાસે શીખવી દે છે.

આગળ કહ્યું તેમ તેઓ નવી કેળવણીના ધ્વજધારી છે. હિંદુસ્તાનની કેળવણીનો નવી દૃષ્ટિથી વિચાર કરનારી કેટલીયે શિક્ષણસંસ્થાઓમાં તેમનો એક યા બીજી રીતે ફાળો હોય છે જ. સન ૧૯૩૭માં જપાનમાં મળેલી 'વિશ્વ કેળવણી પરિષદ'માં જે થોડાક હિંદીઓ હિંદના પ્રતિનિધિ તરીકે ગયેલા તેમાં શ્રી. હરભાઈ પણ હતા. તેઓ અગાઉ પ્રસિદ્ધ થતાં ' દક્ષિણા મૂર્તિ ' અને ' છાત્રાલય 'ના સહતંત્રી હતા અને અત્યારે પ્રસિદ્ધ થતા ' નૂતન શિક્ષણ 'ના મુખ્ય તંત્રી છે. ' ઘરશાળા ' માસિકના તેઓ તંત્રી છે જ.

માનસશાસ્ત્રના જે થોડાઘણા અભ્યાસીઓ ગૂજરાતમાં છે તેમાંના એક અને કદાચ આદિ પણ હરભાઇ. આ વિષયમાં એમની વેધક દૃષ્ટિ જે અવલોકન કરે છે તે ઘણાને તો મૂંઝવી મારે તેવું હોય છે, છતાં નીડર અને સાચું હોય છે. એઓ માનસશાસ્ત્રની દૃષ્ટિએ ચિકિત્સક છે.

ગૂજરાત–કાઠિયાવાડ–કચ્છની કેટલીયે કેળવણીની સંસ્થાઓ એમની દોરવણી નીચે ચાલે છે. તેમાં કચ્છનું સહનવાડી મંબ્ઈનું સરસ્વતી સદન અને ભાવનગરનું કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળ મુખ્ય છે. ઉપરાંત બૃહદ ગૂજરાતની ખાનગી કેળવણી સંસ્થાઓને તો તેમની સલાહ–સૂચનાઓ મળ્યાં જ કરે છે.

આવા મોટા લાગતા હરભાઈ બહુ નિરભિમાની, નિરાડંબરી, હેતાળ અને વિનોદી છે. મિત્રો અને બાળકોની વચ્ચે વિલસી રહેલા હરભાઇને જોઇને કોઈ અજાણ્યો મુલાકાતી માને જ નહિ કે આ પેલા કેળવણીકાર હરભાઈ છે !

અને એમનું કુટુંબજીવન પણ ઘણું મીઠું છે. સ્વતંત્રતાના એ સાચા ઉપાસક અને પ્રચારક છે. એ સ્વતંત્રતા એમણે પહેલાં પોતાનાં બાળકોને જ આપી છે. આપેલી આ સ્વતંત્રતા માટે તેમને હજુ સુધી કદી શોચવું કે શોષવું પડ્યું નથી. તેમ બીજાઓને તકલીફ થાય તેવી રીતનાં એ અર્પેલી સ્વતંત્રતાનાં ફળ આવ્યાં નથી. ઊલટું એમ કહેવાઈ જવાય છે કે 'સ્વતંત્રતા દીધા જેવી તો છે જ !'

હરભાઈ પચ્ચાસ દીવાળીઓ વટાવી ગયા છે અને તેમના માથાના વાળ છેક જ પિંગળા બની ગયા છે, છતાં એઓ અત્યારના જુવાનને હંફાવે તેવી તબિયત ધરાવે છે. રોજ ત્રણ–ચાર માઇલ ચાલવું, વગર થાકયે સાઇકલનાં પૈડાં ફેરવ્યે રાખવાં કે જરૂર પડયે છ–આઠ કલાકનું કામ એક બેઠકે કરવું તે તેમને માટે સહજ છે.

ગૂજરાતની વિદ્યાર્થી–આલમના એ 'ફ્રેંડ, ફિલોસૉફર એન્ડ ગાઈડ' છે.

આવા આ હરભાઈ ગૂજરાતની થ્રણી જીવંત સંસ્કારમૂર્તિઓ–માંના એક છે. —'ત્રિત'

# કવિશ્રી લલિતજી



'કવિ શ્રી લલિતજી' એ નામ સાથે મારી કલ્પનામાં એ ચાર જુદાં જુદાં ચિત્રો જોડાયેલાં છે. એક ચિત્ર સહેજ મર્મ કે કટાક્ષનો પ્રસંગ આવે ત્યાં પેટ ભરીને ખડખડાટ મીઠું હાસ્ય હસતા, અત્યંત સરળ હૃદયના બુઝર્ગનું છે. બીજું ચિત્ર પોતાને મળવા આવનાર કોઇ પણ અદના માણસને પણ ઘણા જ ભાવપૂર્વક આદર આપતા અને નમસ્કાર કરતા અતિથિનું છે. ત્રીજું ચિત્ર સમગ્ર જગતને સદાય કલ્યાણ વાંછતા અને ઇશ્વરી શક્તિમાં અખૂટ શ્રદ્ધા ધરાવનાર ભક્તનું છે. અને ચોથું ચિત્ર બીજાઓને નજીવી લાગે, પણ કોમળ કવિ હૃદયને મર્મસ્થાને સ્પર્શતી હોય, તેવી બાબતો પર વાતવાતમાં ખુશ અગર કુપિત થતા અત્યંત લાગણીશીલ કવિનું છે.

આ છેલ્લી વાતને તેઓ પોતાની માનુષી નબળાઈ તરીકે સ્વીકારે છે. અને કોઇ સાથે ક્રોધ કરવાનો પ્રસંગ આવ્યો હોય ત્યારે બીજી જ પળે તેમને લાગી આવે છે, અને સામા માણસની માફી પણ માગી લે છે. પરંતુ તેમને સમજી શકનારાઓ જાણે છે કે તેમનો ક્રોધ કાંતો દુષ્ટતા પ્રત્યેની નફરતમાંથી જન્મતો હોય છે, અગર તો **માન્યાન્માનય** એ સૂત્ર, જેનું પોતે જીવનમાં અડગ રીતે પરિપાલન કર્યું છે, તેના સામા પક્ષ તરફથી થતા ભંગમાંથી જન્મતો હોય છે. અને આ જાતનો ક્રોધ કોણ માફ ન કરી શકે?

વસ્તુતઃ તો તેમનું ઊર્મિતંત્ર અત્યંત નાજુક છે, એ જ આનું કારણ છે. અને એમ છે માટે જ તેઓ કવિ છે. લલિતજીમાં આવી ઊર્મિશીલતા ન હોત તો લલિતજી કવિ ન હોત. અને આપણને તેમનાં કાવ્યોમાં પણ આવી જ ઊર્મિશીલતા દેખાય છે. એમના સ્વભાવનાં જે મુખ્ય તત્ત્વો ઉપર ગણાવ્યાં તે તેમનાં કાવ્યોમાં સુંદર રીતે વણાયાં હોય છે. એ કાવ્યોમાં તેમનું સૌથી વિશેષ જાણીતું થયેલું કાવ્ય 'મઢૂલી' છે.

આ કાવ્યમાં જીવન-સરિતાને તટે આવેલી મઢૂલીની એવી સુભગ કલ્પના, અને એ કલ્પનાને અનુકૂળ શબ્દરચના, એમને હાથે વણાઇ ગઇ છે, કે ઘણાં વર્ષો સુધી ગુજરાત એ કાવ્યને ભૂલી શકે તેમ નથી. એમના જીવનના બધા સંવાદી સ્વરો આ કાવ્યમાં ઉઠાવ પામ્યા છે. સરલ સ્વભાવનાં માણસો હંમેશાં મોજીલાં હોય છે, એ કહેવાની જરૂર નથી. આ કાવ્યમાં જીવન પ્રત્યેનો એ ઉમળકો અક્ષરેઅક્ષરે ભર્યો છે.

આવું જ લોકપ્રિય થયેલું તેમનું બીજું કાવ્ય 'વિજોગણ વાંસલડી' છે. પણ આમ તેમનાં કાવ્યો એકેએક કરીને ગણવા બેસીએ તો આપણો આરો આવે તેમ નથી, કેમકે હજાર ઉપરાંત કાવ્યો તેમણે લખ્યાં છે. તેમાંનાં થોડાં જ 'લલિતનાં કાવ્યો'ના બે ભાગમાં પુસ્તકારૂઢ થયાં છે. બાકી તો માસિકોમાં છપાયે જાય અને

તેઓ મોજથી લખ્યા કરે છે. કાવ્યનું સર્જન એ હંમેશ શૉખની વસ્તુ હોય છે; અને તેથી કાવ્ય રચાય તેમાં જ કવિને તો તૃપ્તિ મળી જતી હોય છે; પછી તેને પુસ્તકારૂઢ કરવા માટે તેમનામાં બહુ ઇંતેજારી હોતી નથી. આથી જ ૧૯૦૪ માં પૂરું થયેલું અને ભજવાયેલું તેમનું નાટક 'સીતાયન' હજુ હમણાં મિત્રોના આગ્રહથી તેમણે બહાર પડવા દીધું. પણ આપણે ઇચ્છીએ કે તેમનાં કાવ્યો એક સંપૂર્ણ પુસ્તક રૂપે બહાર પડે, તો હૃદયને કોમળ બનાવે એવાં ઘણાં કાવ્યો ગુજરાતને તેમાં મળશે.

આ એમના કવિજીવનની વાત થઇ. પણ કવિઓને જીવન નભાવવા માટે ઉદ્યોગ તો કરવો જ પડે છે! એમ લલિતજીને પણ ધંધાર્થે અનેક કામ કરવાં પડેલાં. તેમાં શરૂઆતમાં તેઓ 'કાઠિયાવાડ ટાઇમ્સ' ના તંત્રી થયા (૧૯૦૮-૧૦) અને ત્યારબાદ એકાદ વર્ષ કાઠિયાવાડ એજન્સીમાં સનંદી ભાષાંતરકાર તરીકે કામ કર્યું. અને એ પછી એમનું શિક્ષક તરીકેનું જીવન શરૂ થયું.

પ્રથમ ગોંડળની સગ્રામજી હાઇસ્કૂલમાં પાંચ વર્ષ ગુજરાતી સાહિત્યના શિક્ષક તરીકે તેમણે કામ કર્યું હતું. ત્યારપછી રાજકોટની આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં ગુજરાતી સાહિત્યના શિક્ષક થયા. અને ત્યાં બે વર્ષ કામ કરી સુરતમાં ૧૯૧૨માં પ્રો. ગજ્જરના સાહિત્ય-મંત્રી બન્યા. અને એકાદ વર્ષ ત્યાં ગાળ્યા બાદ તેમને સ્વ. મોતીભાઇ અમીનનો મેળાપ થયો, એટલે વડોદરા રાજ્યના પુસ્તકાલય વિભાગમાં 'સેંટ્રલ લાયબ્રેરી' ખાતે દાખલ થયા. અહીં તેમને ગામડે ગામડે ફરી સાહિત્યનો પ્રચાર કરવાની સુંદર તક મળી. 'વડોદરાને વડલે' એ એમનું પુસ્તક એ અરસામાં ૧૯૧૪માં બહાર પડયું. અહીં તેમણે આઠ વર્ષ કામ કર્યું. તેમાં તેમણે લોકસેવા પણ ખૂબ કરી, અને તેમનો પોતાનો વિકાસ પણ સારો થયો.

ત્યારબાદ ૧૯૧૯-૨૦માં તેઓ પાછા રાજકોટ આવ્યા અને મેલ્લિ ટ્રેઇનિંગ કૉલેજમાં ગુજરાતી સાહિત્યના શિક્ષક નિમાયા. અહીં એક જ વર્ષ તેઓ રહ્યા. અને બીજે વર્ષે મુંબઇમાં લેડી નૉર્થબ્રૂક હિંદુ ઓર્ફનેજમાં બાલગોપાલક નિમાયા.

દરમ્યાનમાં મહાત્મા ગાંધીજીની રાષ્ટ્રીય પ્રવૃત્તિ પૂર જોસમાં ચાલી રહી હતી. રાજકોટની કૉલેજમાંથી તેઓ છૂટા થયેલા તે પણ આને અંગે જ હતું, અને હવે તેઓ એ પ્રવૃત્તિમાં જોડાયા. અનેક સભાઓએ તેમને એ અરસામાં મંજીરાં સાથે ગાતાં સાંભળેલા, અને ગાંધીજીને પણ તેમની સેવા ઉપયોગી થઇ પડેલી. એટલે જ્યારે રાષ્ટ્રીય મહાવિદ્યાલય મુંબઇમાં સ્થપાયું, ત્યારે ગૂજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકેનું સ્થાન લેવા તેમને આમંત્રણ મળ્યું; અને ૧૯૨૧-૨૫ એ પાંચ વર્ષ તેમણે તેમાં કામ કર્યું. ૧૯૨૬માં તેઓ વિદ્યાપીઠમાંથી છૂટા થયા; અને તેમના અનેક પ્રશંસકો અને ભૂતકાળના વિદ્યાર્થીઓ, જેઓ હવે બાળકોના પિતાઓ થયેલા, તેમને ત્યાં ખાનગી શિક્ષણ આપવા લાગ્યા. એક દસકો આવી રીતે તેમણે જુદાં જુદાં અનેક કુટુંબોને પોતાની સેવા આપી.

૧૯૩૮ માં તેઓ લાઠી રાજ્યના આમંત્રણથી લાઠી આવ્યા. કલાપીના પરિચિત અને એ યુગના તેઓ કવિ છે, એ ઉપરાંત તેમનું જીવન વિશુદ્ધ છે અને શિક્ષણકાર્ય એ તેમના જીવનનું મુખ્ય કામ છે: એ બધાં કારણોની સમગ્ર અસરે લાઠી ઠાકોર સાહેબે તેમને પોતાના કુમારોના શિક્ષણ માટે જ લાઠી બોલાવેલા છે, અને હાલ તેઓ ત્યાં જ રહે છે. જો કે હવે તેમને જીવનનિર્વાહની કાંઇ ચિંતા નથી, કેમકે તેમના બે પુત્રો શ્રી. સનાતન બુચ અને શ્રી. પુરાતન બુચ લોકસેવામાં તથા સાહિત્યમાં પોતપોતાનું સ્થાન જમાવી ચૂકેલા છે, અને એક પુત્રી છે તે પણ પોતાને ત્યાં સુખી છે; પરંતુ લાઠી સાથે સ્વ. કલાપીના યુગનાં અનેક મીઠાં સંસ્મરણોથી તેઓ જોડાયેલા છે, અને તે ઉપરાંત શ્રીમાન લાઠીનરેશ શ્રી પ્રહ્લાદસિંહજી સાહેબના આદર અને પ્રેમથી તેઓ બંધાયેલા છે, આથી જ તેમણે આ સેવાકાર્ય સ્વીકાર્યું છે; અને લાઠીના રાજકુટુંબમાં સાહિત્ય પ્રવૃત્તિમાં સક્રિય સાથ આપે છે. બાકી તો તેમનું અત્યારનું જીવન વાનપ્રસ્થ જીવન જ કહી શકાય.

એમના શિક્ષક-જીવનમાંથી ચિરંજીવ તત્ત્વ શોધવા માટે પ્રયાસ

કરીશું તો તે આપણને ઉપલક દૃષ્ટિએ હાથ નહિ લાગે, કેમકે શિક્ષકના કાર્યનું ચિરંજીવ તત્ત્વ તેના શિક્ષણથી ઘડાતું તેના શિષ્યનું ચારિત્ર્ય એ એક જ વસ્તુ છે, અને એ વસ્તુ આંકડામાં રજૂ થઈ શકે અગર પ્રદર્શનના ટેબલ પર મૂકી શકાય એવી નથી. પણ તેમના જીવનની નિર્મળતા અને તેમના હૃદયના પારદર્શીપણા પરથી એટલી કલ્પના થઈ શકે છે કે તેમની પાસે અભ્યાસ કરી ગયેલા સેંકડો વિદ્યાર્થીઓ, જો ખરે જ દુષ્ટ પ્રકૃતિના નહિ હોય તો, તેમના જીવનમાંથી અનુકરણ કરવા જેવું ઘણું મેળવી શક્યા હશે. અને સમાજના ઘડતરમાં આટલો ફાળો અપાય તે ઓછો છે?

હરિકૃષ્ણ વ્યાસ

## શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા

**જન્મ :** શ્રી. અંજારિયાનો જન્મ સંવત ૧૯૩૩ના ભાદ્રપદ વદિ ૧૦, ને રોજ થયેલો. તેઓ રાજકોટ આલ્ફ્રેડ હાઇસ્કૂલમાંથી મેટ્રીક થઈને વડોદરા કૉલેજમાંથી ઈ. સ. ૧૮૯૮માં બી. એ. થયા. સાત વર્ષ શિક્ષણ સંસ્થાઓમાં નોકરી કર્યા પછી ઇ. સ. ૧૯૦૫માં ગુજરાતી ભાષા લઈને તેઓ એમ. એ. થયા, અને નોકરી કરતાં કરતાં જ ઇ. સ. ૧૯૧૩ માં તેમણે એલ એલ. બી. ની ડિગ્રી મેળવી.



શ્રી. હિં. ગ. અંજારિયા

**નોકરી** : ગ્રેજ્યુએટ થયા પછી તરત જ પ્રથમ ગોંડળની ગરાસિયા કૉલેજમાં, અને પછી સગરામજી હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. એમ. એ. થયા પછી મુંબઈ મ્યુનિ.ની પ્રાથમિક શાળાઓના ફર્સ્ટ આસિ. સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે. અને ત્યાંથી ૧૯૦૮માં જામનગરમાં હેડમાસ્તર તથા વિદ્યાધિકારી તરીકે કામ કર્યું. સિદ્ધાન્તોને ખાતર મોટો પગાર જતો કરીને જામનગરમાંથી રાજીનામું આપીને છૂટા થયા, અને ૧૯૧૧માં ફરી મુંબઈ મ્યુનિ. શાળાઓમાં આસિ. સુપ્રિ. બન્યા, અને મુખ્ય સુપ્રિ.ના હોદ્દા સુધી વધ્યા. ત્યાંથી નિવૃત્ત થવાના અરસામાં એમને જ પ્રયાસે ૧૯૩૧માં 'શ્રી નાથીબાઈ દામોદર ઠાકરસી કૉલેજ ફૉર વિમેન'ની સ્થાપના થતાં ત્યાં અવૈતનિક પ્રિન્સીપાલ તરીકે તેમણે કામ માથે લીધું.

**કેળવણીના ક્ષેત્રમાં કાર્ય** : તેમણે શિક્ષક તરીકે ભાષાની અને સંસ્કારની શુદ્ધિનો આગ્રહ રાખ્યો—રખાવ્યો, અને સંસ્કૃતના શિક્ષણને રસિક બનાવ્યું. સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે અક્ષરલેખન અક્ષરનિર્માણ, કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી વગેરે શિક્ષણપદ્ધતિઓની બાબતમાં શિક્ષકોને જીવન્ત રસ લેતા બનાવ્યા. કિન્ડરગાર્ટન સંબંધી લેખો અને 'શિક્ષણ ચન્દ્રિકા' નામે ગ્રંથ એ એમની શિક્ષણવિષયક સુંદર કૃતિઓ છે તેમણે ઇતિહાસ અને સાહિત્યનાં પાઠ્યપુસ્તકો પણ રચ્યાં છે. તેમાં 'કાવ્યમાધુર્ય', 'કવિતાપ્રવેશ', 'મધુબિન્દુ', 'કવિતાવિનોદ', 'પદ્યસંગ્રહ', 'ગદ્યપ્રવેશ'—એ મુખ્ય છે.

મુંબઈની ગુજરાતી શાળાઓમાં એમણે નવું ચેતન સ્ફુરાવ્યું, શિક્ષણના આન્તરબાહ્ય સાધનોમાં સુધારણા કરી, પદ્ધતિમાં સજીવનતા આણી; અને શિક્ષકોને શિક્ષણના પ્રેમી બનાવ્યા.

મુંબઈમાં શિક્ષિકાઓને તાલીમ મળી શકે એ અર્થે એમના જ પ્રયાસથી ટ્રેનિંગ ક્લાસ પ્રથમ સર મંગળદાસ નથ્થુભાઈ કન્યાશાળામાં શરૂ થયો હતો અને પછીથી વનિતા વિશ્રામને સોંપવામાં આવ્યો હતો.

એ બીજમાંથી વનિતાવિશ્રામ ટ્રેનિંગ કૉલેજનો ઉદ્ભવ થયો. શ્રી. અંજારિયાનો એ સંસ્થાના વિકાસમાં મોટો ફાળો હતો.

શ્રી. નાથીબાઈ દા. ઠાકરસી કૉલેજ ફૉર વિમેન મુંબઈમાં ચાલુ કરીને તેના પ્રિન્સીપાલપદે રહીને એને વિકસાવવાનો યશ પણ શ્રી. અંજારિયાને છે.

શિક્ષકોના માનસિક શ્રેયને અર્થે પ્રયાસ કરવા ઉપરાંત એમના આર્થિક કલ્યાણની પણ સુંદર, અનન્ય વ્યવસ્થા શ્રી. અંજારિયાએ કરી છે. શિક્ષકોની આર્થિક મુશ્કેલીઓ પરત્વે શ્રી. અંજારિયાની આર્દ્ર ભાવનામાંથી જ 'ગુજરાતી ટીચર્સ ફંડ'નો જન્મ થયો છે, જેમાં શિક્ષકોના ફાળા ઉપરાંત ધનિકો પાસે હજારો રૂપિયાની રકમો વગર વ્યાજે રખાવીને, એના સમગ્ર વ્યાજનો લાભ શિક્ષકોને જ મળે એવી વ્યવસ્થા કરી છે. આ ફંડ શિક્ષકોને આશીર્વાદરૂપ બન્યું છે.

શ્રી. અંજારિયાએ મુંબઈ યુનિવર્સિટીની મૅટ્રિક, બી. એ. તથા એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતીના પરીક્ષક તરીકે કામ કર્યું છે.

**સાહિત્ય ક્ષેત્રમાં કાર્ય** : એમનામાં સાહિત્યપ્રેમનાં બીજો રોપનાર એમનાં માતુશ્રી નિર્ભયકુંવર હતાં, જેઓ મીરાં, પ્રેમાનંદ, દયારામ, કેશવ, રણછોડજી, ભોજો, ધીરો વગેરે અનેક કવિઓનાં કાવ્યોનો જીવતો રત્નભંડાર હતાં, અને રોજ એ કાવ્યો ગાતાં. ગોંડળમાં શિક્ષક હતા ત્યારે સાહિત્યનો શૉખ સ્વપ્રયત્ને વિકસાવ્યો અને શ્રી. જન્મશંકર બુચ (કવિ લલિત) આદિ મિત્રમંડળમાં સાહિત્યની સક્રિય ઉપાસના કરી.

ગુજરાતી કાવ્યસંગ્રહોમાં આજસુધી અદ્વિતીય રહેલ 'કાવ્યમાધુર્ય' ૧૯૦૩ માં પ્રકટ કર્યું અને સાહિત્યપ્રદેશમાં ત્વરિત નામના મેળવી. ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના મુંબઇ ખાતે થયેલા અધિવેશન વખતે તેઓ મંત્રીપદે ચુંટાયા હતા. ૧૯૦૯ માં 'સંગીત મંજરી' નામે ગેય કાવ્યોનો સંગ્રહ રચ્યો. શિક્ષણોપયોગી સાહિત્યગ્રન્થોનો

ેખ ઉપર થઈ ગયેલ છે. ગુજરાતી સાહિત્યની વિશદ રુપરેખા
ંતી એમની 'સાહિત્ય પ્રવેશિકા'ની બીજી આવૃત્તિ તરતમાં પ્રકટ
ાર છે. તે ઉપરાંત સાહિત્યનાં અભ્યાસીઓને પ્રારંભમાં ઉપયોગી
ા તેવી લઘુગ્રન્થિકા 'સાહિત્ય પ્રારભિકા' તેમણે રચી છે, તે
ા થોડા સમયમાં પ્રકટ થશે

શ્રી. અંજારિયાના માનવવત્સલતા, સેવાભાવ, ઉચ્ચ પ્રકારની કર્તવ્યનિષ્ઠા,
માણિકતા, દેશભક્તિ અને સાદાઈ વગેરે ગુણો એમના કુટુંબમાં
તપ્રોત છે. પ્રથમ પત્ની ૧૯૦૮ માં સ્વર્ગસ્થ થયાં, અને એમની
પુત્રીઓ પરણ્યા પછી યુવાવસ્થામાં જ અવસાન પામી. તેમનું બીજું
૧૯૧૨ માં શ્રીમતી મુદ્રિકાબહેન સાથે થયું. શ્રી. મુદ્રિકાબહેને
મીનગર સાહિત્ય સભાનાં મંત્રી તરીકે, સાન્તાક્રૂઝ ગુજરાતી સ્ત્રીમંડળનાં
ખ તરીકે અને મુંબઈ વડનગરા નાગર મંડળનાં પ્રથમ સ્ત્રીપ્રમુખ
ે યશસ્વી કાર્ય કર્યું છે.

અંજારિયા દમ્પતીને બે પુત્રીઓ છે; શ્રી. સૌ. વત્સલા નીલકંઠ જી.
અને કુ. સુરેખા અંજારિયા બી. એ. જેઓ એમ. એ નો અભ્યાસ
છે.

કેળવણીના ક્ષેત્રમાં જે આવશ્યક તત્ત્વોનો સ્વીકાર કેળવણીખાતાએ
ગણ્યાં વર્ષો પહેલાં અને મુંબઈ યુનિવર્સિટીએ તો તેથી પણ
ો કર્યો એવાં કેટલાંક તત્ત્વો શ્રી. અંજારિયાને પોતાના શિક્ષક-
વનના પ્રારંભમાં જ સૂઝ્યાં હતાં, એટલું જ નહીં પણ તેમણે એનો
ળ પ્રયોગ પણ કર્યો હતો. દા. ત. હાઈસ્કૂલમાં પણ માતૃભાષા
ા જ શિક્ષણ આપવું એ લાભકારક જ નહિ, પણ આવશ્યક છે,
ા તેઓ માનતા હોઈને, નીચેના વર્ગોમાં જ નહિ, પણ મેટ્રીક વર્ગમાં
ા તેઓ ઇતિહાસ-ભૂગોળ, સંસ્કૃત અને કેટલીકવાર અંગ્રેજી કવિતા
ા ગુજરાતી દ્વારાજ શીખવતા. જેનાં પરિણામો તેમને, વિદ્યાર્થી-
ને તેમજ એ જોનાર-જાણનાર સર્વ કોઈને ખૂબ સંતોષકારક
ણાયાં હતાં.

એમનો બીજો જીવનભરનો પ્રયત્ન તે હાલની કેળવણીની દિશાભૂલ બતાવવાનો હતો. એ વિષે તેમણે ૧૯૦૭ થી અને વિશેષતઃ ૧૯૧૬ થી લખાણ કર્યા જ કર્યું છે, અને જીવનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં ઉપયોગી થાય તેવી ભિન્ન ભિન્ન વિશેષતાવાળી કેળવણીની હિમાયત કરી છે. સ્ત્રીઓની કેળવણી, વ્યાપારીઓની કેળવણી, ખેડૂતોની કેળવણી વગેરે સર્વ પ્રકારની કેળવણી જીવનને ઉપયોગી જ્ઞાન આપનારી, અને જીવનને ઉન્નત બનાવનારા આદર્શો શીખવનારી હોવી જોઈએ એ તેમણે બતાવ્યા જ કર્યું છે. તેમને આ માન્ય હતું, તે જ કર્વે યુનિવર્સિટીમાં રસ લેવાનું એમને મુખ્ય આકર્ષણ હતું, કારણ કે તે યુનિવર્સિટી સંપૂર્ણપણે જીવન માટે ઉપયોગી અભ્યાસક્રમ રાખી શકી નથી, તે કબૂલ કરીએ તો પણ મુંબઈ યુનિવર્સિટીના કરતાં આ યુનિવર્સિટીનું શિક્ષણ વધારે ઉપયોગી છે, જીવન માટે વધારે લાયક છે એમ તેઓ માને છે.

શ્રી. અંજારિયા ખાર, લક્ષ્મીનગરમાં પોતાના ‘પ્રભુકૃપા’ નામે મકાનમાં રહ્યા રહ્યા નિવૃત્ત જીવનમાં પણ અનેક લોકોપયોગી પ્રવૃત્તિમાં સક્રિયરૂપે અથવા તો માર્ગદર્શન વડે કાર્ય કરે છે.

—રામપ્રસાદ બક્ષી

**મારા** છેલ્લા ગીતમાં આનંદના બધા સ્વરો મિશ્ર થાઓ: જે આનંદ પૃથ્વીને ઘાસના બાહુલ્યમાં ન્હવરાવે છે તે, જે આનંદ જીવન અને મૃત્યુ એ જોડકા ભાઈઓને આખી દુનિયા ઉપર નચાવે છે તે, જે આનંદ તોફાનની સાથે ફરીને તમામ જીવનને હાસ્યથી ધ્રૂજાવે છે તથા જગાડે છે તે, જે આનંદ દુઃખના ઉઘડેલા રક્તકમળ ઉપર પોતાનાં અશ્રુ સાથે શાંત બેસે છે તે, અને જે આનંદ પોતાની પાસે જે કંઈ છે તે ધૂળ ઉપર ફેંકી દે છે, અને એક શબ્દ પણ જાણતો નથી તે.

—રવીન્દ્રનાથ ટાગોર

# શ્રી. હીરાલાલ બાપુલાલ કાપડીઆ બી. એ.



આપણા આજના કેળવણીકારોના સામાન્ય રીતે બે વર્ગ પડે છે. કેટલાક કેળવણીને ઉચ્ચ આદર્શ માની વિદ્યાર્થીઓના માનસને ધ્યાનમાં લઈ તેનો ધીમે ધીમે પ્રચાર કરવાના મતના છે. જ્યારે કેટલાક એવો મત ધરાવે છે કે આપણું રાષ્ટ્ર કેળવણીની દૃષ્ટિએ દુનિયાનાં બીજાં રાષ્ટ્રોની સરખામણીમાં પછાત હોવાથી કેળવણીનો બહોળો પ્રચાર માગી લે છે. એ જ કારણથી આપણું જ્ઞાન આપણા છેક નીચલા થરના લોકોમાં પહોંચે એ જ આજની કેળવણીનો હેતુ હોવો જોઇએ, અને રાષ્ટ્રના ઘડતરમાં આવા જ કેળવણીકારોની જરૂર છે. શ્રી. હીરાલાલ બાપુલાલ કાપડીઆ આવા જ એક કેળવણીકાર છે, જેમણે માધ્યમિક કેળવણીને વ્યવહારૂ સ્વરૂપ આપી તેનો બહોળો પ્રચાર કરવાનો ભેખ લીધો છે.

તેમનો જન્મ ઇ સ. ૧૮૯૩માં સ્તંભતીર્થ (ખંભાત)માં જૈન જ્ઞાતિમાં શ્રી. બાપુલાલ ગુલાબચંદને ત્યાં થયો હતો. તેમણે પ્રાથમિક તેમજ માધ્યમિક કેળવણી ત્યાં જ પ્રાપ્ત કરી.

ઈ. સ. ૧૯૧૨ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી. ઈ. સ. ૧૯૧૬ માં ગુજરાત કૉલેજ અમદાવાદમાંથી બી. એ. થયા. અધ્યાપન પ્રતિ નૈસર્ગિક પ્રેમ હોવાથી તેઓ અમદાવાદની પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં તે જ વર્ષે શિક્ષક તરીકે જોડાયા. એક સફળ, સહૃદયી અને વિદ્યાર્થીમાન્ય શિક્ષક તરીકે તેમણે ઉચ્ચ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી.

ઈ. સ. ૧૯૨૬ ના અરસામાં અસહકારનો જુવાળ ઓસર્યા પછી તેમણે શ્રી. જોગલેકરના સહકારથી ન્યુ હાઈસ્કૂલ નામે એક નૂતન શિક્ષણ-સંસ્થા અમદાવાદમાં જ સ્થાપી. એમના જીવનભરના આદર્શોને મૂર્તિમંત કરવાનું ક્ષેત્ર પ્રાપ્ત થયું. એમની દેખરેખ, સંચાલન, અને પ્રેરણા નીચે એ સંસ્થા નવપલ્લવિત થઈ, ઉતરોત્તર વિકાસ પામી આજે ૧૬ વર્ષે અમદાવાદની જ નહિ પરંતુ સારાય મુંબઈ ઇલાકાની એક આગેવાન શિક્ષણ-સંસ્થા તરીકે પ્રસિદ્ધ થઈ છે. આજે ૨૨૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ તેમાં અભ્યાસ કરે છે અને શાળામાં લગભગ ૭૫ શિક્ષકો કામ કરે છે. મુંબઈ વિદ્યાપીઠે તેને કાયમને માટે માન્ય કરી છે. તેમ જ કેળવણીખાતાએ તેને કાયમના લીસ્ટ પર મૂકી તેને અ વર્ગમાં મૂકી તેની વિશિષ્ટતાઓ અને કાર્યસિદ્ધિની યોગ્ય કદર કરી છે.

અમદાવાદના કેળવણીકારોમાં શ્રી. બલુભાઈ ઠાકોરનું નામ અત્યંત લોકપ્રિય હતું. શાળાના સફળ અને વ્યવહારકુશળ સંચાલક તરીકે ગુજરાતભરમાં તેમની ગણના થતી. તેમના અવસાન પછી તેમની ખોટ શ્રી. કાપડીઆએ પૂરી છે એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય. આજે તેઓ અમદાવાદના આચાર્યસંઘમાં આચાર્યોના, અને વિદ્યાર્થીઆલમમાં વિદ્યાર્થીઓના સાચા સલાહકાર અને વ્યવહાર-કુશળ માર્ગદર્શક બની રહ્યા છે.

વિદ્યાર્થીઓની માનસિક કેળવણી ઉપરાંત તેમના ચારિત્ર્યઘડતર-માં પણ તેમનો ફાળો નાનોસૂનો ન ગણાય. ગુજરાતમાં ઘેરઘેર એકાદ મેટ્રિક્યુલેટ કેમ ન હોય એવી ભાવના તેઓ હંમેશાં સેવી રહ્યા

છે. અને તેને માટે અવિરત શ્રમ લેવાની તેમની તૈયારી હોય છે જ. વિદ્યાર્થીઓ માટે તેઓ પોતાનો રવિવાર પણ ભૂલી જાય છે.

ગમ્મત સાથે જ્ઞાન, અંગત પરિચય, પ્રસન્ન વદન, નિરાડંબરીપણું અને વ્યવહારકુશળતાએ એમને એક સફળ સંચાલક અને ભાવનાશીલ કેળવણીકાર બનાવ્યા છે. સહશિક્ષણમાં તેમને વિશ્વાસ નથી અને તેના અખતરાથી મક્કમતાપૂર્વક દૂર રહ્યા છે. અને એમાં એ ગૌરવ લે છે. પ્રસિદ્ધિ અને જાહેર જીવન એમને બહુ આકર્ષતાં નથી. ઊગતી પ્રજાનું ઘડતર એ જ એક વ્યવસાય સ્વીકારી, શાળાને જ એમણે મંદિર માન્યું છે. શ્રી. કાપડીઆ અને તેમની ન્યુ હાઈસ્કૂલ બન્ને એક અને અવિભાજ્ય છે. તેમનું આરામસ્થાન એટલે શાળા. શાળાની ઉન્નતિની વાતો એ જ તેમની ગમ્મત. વિદ્યાર્થીઓની પ્રગતિ એ જ તેમનું ધ્યેય. સાચા શિક્ષકો—સમાજના સાચા સેવકો—નું ઘડતર એ જ તેમનો વ્યવસાય અને સમાજની મૂંગી સેવા એ જ તેમના હૃદયની ભાવના છે.

અપમાનભરી જીંદગી જીવવા કરતાં હું મરવાનું જ પસંદ કરીશ. બીજાને લૂંટીને પેટ ભરવા કરતાં હું ભૂખ્યા રહેવાનું જ પસંદ કરીશ. કોઈનો ધંધો ભાંગીને ધંધાદારી થવા કરતાં હું બેકાર રહેવાનું જ પસંદ કરીશ.

જીંદગીમાં મોત એક જ વખત આવે છે એમ સમજું છું. મોત મને પૂછીને નથી આવવાનું તે પણ હું જાણું છું, એ કઈ ઘડીએ આવશે તેની પણ ખબર નથી. છતાં એના ફફડાટ કેટલો અનુભવું છું? મારી બુદ્ધિનું અને શક્તિનું એમાં દેવાળું નથી? જાણી જોઈને હું અંધ જેવો વ્યવહાર નથી કરતો?

## દી. બ. હીરાલાલ લ. કાજી એમ. એ.

**બી. એસ સી. એડવૉકેટ ( અ. એસ. ); એફ. આર. જી. એસ; એફ. એસ. એસ; એફ. આર. એસ. એ, કયસરે હિંદ સીલ્વર મેડલીસ્ટ; જે. પી; આઈ. ઈ. એસ.**



ગુજરતના કેળવણીના ક્ષેત્રમાં તેમ જ સાહિત્ય અને સમાજ સેવાના કાર્યમાં જે થોડાક તેજસ્વી કેળવણીકારો, સાહિત્યકારો અને સમાજ સુધારકો સુંદર સેવા આપી ગયા છે, તેમ જ આપી રહેલ છે, તેમાં અગ્રગણ્ય સ્થાન ધરાવતા દી. બ. હીરાલાલ લ. કાજીનો જન્મ સને ૧૮૮૬ના એપ્રિલની દસમી તારીખે થયો હતો. તેઓ જાતે દશા લાડ વાણિયા છે, અને સુરતના વતની છે. એમણે પ્રાથમિક તેમજ માધ્યમિક કેળવણી સુરતમાં જ લીધેલી. તેરમે વર્ષે મેટ્રીકની પરીક્ષા પસાર કરીને તેઓ ઉચ્ચ અભ્યાસ માટે અમદાવાદ ગૂજરાત કોલેજમાં દાખલ થયેલા, અને સત્તર વર્ષની ઉંમરે ગ્રેજ્યુએટ થઈ, બીજે જ વર્ષે

એમણે એમ. એ. ની ડિગ્રી મેળવેલી. એમના અભ્યાસકાળ દરમિયાન એક વિદ્યાર્થી તરીકે તેમણે અસાધારણ બુદ્ધિશક્તિ બતાવી હતી.

એમ. એ. થયા પછી ૧૯ વર્ષના એ ઊગતા યુવાને ગુજરાત કૉલેજમાં અંગ્રેજીના મદદનીશ પ્રાધ્યાપક તરીકે અને ગણિતના મુખ્ય પ્રાધ્યાપક તરીકે ત્રણ વર્ષ સુધી સુંદર કાર્ય કર્યું હતું અને પોતાની અસામાન્ય પ્રતિભાથી શિષ્યવર્ગ અને સહકાર્યકર અધ્યાપકોનાં મન ઉપર સરસ છાપ પાડી હતી. સને ૧૯૦૯થી ૧૯૧૬ સુધીનાં સાત વર્ષ તેમણે રાજકોટની રાજકુમાર કૉલેજમાં સાયન્સ શિક્ષક તરીકે કામ કરેલું. ત્યારબાદ તેઓ મુંબાઈની "સિડનહામ કૉલેજ ઑફ કૉમર્સ ઍન્ડ ઇકૉનોમીક્સ"માં જ્યોગ્રાફી, ટ્રેડ ઍન્ડ સ્ટૅટીસ્ટીક્સના પ્રૉફેસર તરીકે જોડાયેલા. સૌથી સુંદર અને નોંધપાત્ર કાર્ય તેમણે અમદાવાદની ગૂજરાત કૉલેજના પ્રિન્સીપાલ તરીકે કરેલું. આજે પણ તેમનાં અનેક શિષ્યો તેમની બુદ્ધિપ્રભા, તેજસ્વિતા, વિદ્વતા અને જ્ઞાનબળ વડે તેમણે એ સર્વનાં હૃદયમાં જે સ્થાન જમાવેલું તે યાદ કરે છે, અને એક આદર્શ ગુરુના સુંદર અધ્યાપનકાર્યનાં અનેક મીઠાં સંસ્મરણો એમની આંખોને ભીની બનાવે છે.

સને ૧૯૨૦માં તેઓ ઈંડિયન ઍજ્યુ. સરૂવીસમાં અને ૧૯૩૬માં સિલેક્શન ગ્રેડમાં મૂકાયા હતા. સને ૧૯૪૧માં તેઓ નિવૃત્ત થયેલા.

વિદ્યમાન તેજસ્વી ગુજરાતીઓની યાદીમાં એમનું નામ અવશ્ય મૂકવું જ જોઈએ. તીવ્ર બુદ્ધિમત્તા, ખૂબ વ્યવહારદક્ષતા, ઘણી મહત્ત્વાકાંક્ષા—એ એમના સ્વભાવગુણો. સ્ફૂર્તિશાળી વ્યક્તિત્વથી શોભતા દી. બ. હીરાલાલભાઈ આજે બાવન વર્ષની ઉંમરે પણ એક યુવાનને શરમાવે તેવું કાર્ય કરી રહ્યા છે. કેળવણીના કાર્ય ઉપરાંત સાહિત્ય-સર્જન, યુનિવર્સિટીઓ સાથેનો સારો સંબંધ અને એ દિશામાંની તેમની પ્રશસ્ય સેવા, તેમ જ અન્ય સહકારી અને જાહેર પ્રવૃત્તિઓ એ એમના સ્ફૂર્તિ ને તરવરાટવાળા વ્યક્તિત્વને આભારી છે. આ બધાને પરિણામે પોતાની આખી Career તેમણે સરસ ઘડી છે.

મુંબઈ યુનિવર્સિટીના ફેલો અને ભૂગોળ, વ્યાપાર અને અર્થ-શાસ્ત્રના બોર્ડ ઓફ સ્ટડીઝના સભ્ય તરીકે, આંધ્ર યુનિ.ના વ્યાપારના બોર્ડ ઓફ સ્ટડીઝના સભ્ય અને વડા પરીક્ષક તરીકે, શ્રી. ના. દા. ઠાકરશી યુનિવર્સિટીના સીંડીકેટના સભ્ય અને એકેડેમીક કાઉંસિલના પ્રમુખ તરીકે, સુરત મહિલા વિદ્યાલયના પ્રમુખ તરીકે, ઇન્સ્ટીટ્યુટ ઓફ બેન્કર્સના ભૂગોળશાસ્ત્રના પરીક્ષક તરીકે, બોમ્બે જીઓગ્રાફિકલ એસોસિયેશનના પેટ્રન તરીકે, તેમજ બોમ્બે જીઓગ્રાફીકલ કોન્ફરન્સ (૧૯૩૫)ના પ્રમુખ તરીકે તેમણે જે અનેકવિધ સેવાઓ બજાવી છે તે કોઈથી ભૂલાય તેમ નથી.

એક લબ્ધપ્રતિષ્ઠ વિવેચક અને લેખક તરીકે પણ દી. બ. હીરાલાલભાઈનું નામ સુવિખ્યાત છે. એમનાં પુસ્તકોમાં: ભૂગોળના સિદ્ધાન્તો; સરહદપારના દેશો, હિંદનો નકશા રેખા સંગ્રહ, હિંદમાં સહકાર, મુંબાઈમાં સહકાર, સહકાર પ્રવેશિકા (મદ્રાસની ભાષામાં પણ ભાષાન્તર થયું છે), મરણ પછીનું જીવન (હિંદી અને ઓરિસાની ભાષામાં ભાષાન્તર થયાં છે) વગેરે જાણીતાં છે.

સને ૧૯૨૫ માં જે. પી. ૧૯૩૦ માં કયસરે-હિંદ (સીલ્વર) મૅડલ અને સને ૧૯૩૬ માં દીવાન બહાદુરનો ખિતાબ એમને એનાયત થયાં હતાં.

આ સિવાયનાં તેમનાં અનેકવિધ કાર્યોનો આછો ખ્યાલ નીચેની ટૂંકી નોંધમાંથી મળશે:

**સહકારી પ્રવૃત્તિઓ:** બોમ્બે પ્રોવિન્શીઅલ કો-ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટના ચેરમેન (૧૯૨૬-૩૦), અખિલ ભારતીય સહકારી ઇન્સ્ટીટ્યુટસ એસોસિયેશનના સેક્રેટરી (૧૯૨૯-૩૩) અને ઉપપ્રમુખ (૧૯૩૪ થી), બોમ્બે સેન્ટ્રલ કો-ઓપરેટીવ લેન્ડ મોરગેજ બૅન્કના ડિરેક્ટર, બોમ્બે કો-ઓપરેટીવ માર્કેટીંગ સોસાયટીના ઉપપ્રમુખ, મ્હેસુર, રજપૂતાના, મદ્રાસ વગેરેની પ્રાંતિક સહકારી પરિષદોના પ્રમુખ.

**વીમા ક્ષેત્રમાં:** ધી વસન્ત ઇન્સ્યોરન્સ કમ્પની લી. ના સ્થાપક અને પ્રમુખ (૧૯૪૧થી), ધી બૉમ્બે કોઓપરેટીવ ઇન્સ્યોરન્સ સોસાયટી લી. ના સ્થાપક અને પ્રમુખ (૧૯૩૦–૩૫), ધી બૉમ્બે પોલીસી હોલ્ડર્સ એસોસિયેશનની પરિષદના પ્રમુખ (૧૯૪૨), ધી આંધ્ર પોલીસી હોલ્ડર્સ એસોસિયેશનની પરિષદના પ્રમુખ (૧૯૪૨).

આ સિવાય તેઓ ધી ઓલ ઇન્ડિયા મેન્યુફેક્ચરર્સ ઓરગેનાઇઝેશનની સેન્ટ્રલ સમિતિના સભ્ય છે.

આ રીતે કેળવણી, સાહિત્ય, સમાજ, સહકારી પ્રવૃત્તિઓ, વીમો, આદિ અનેક ક્ષેત્રોમાં તેમણે અનેકવિધ સેવાઓ આપી છે, અને પ્રશસ્ય કાર્ય કર્યું છે. આપણે જેમને માટે ગૌરવ લઈ શકીએ એવા તેજસ્વી ગુજરાતીઓમાંના તેઓ એક છે.

જીવનનો જે પ્રવાહ મારી નાડીઓમાં રાત અને દિવસ વહે છે, તે જ આખી દુનિયામાં વહે છે, અને તાલના માપમાં નૃત્ય કરે છે.

એ જ જીવન પૃથ્વીની ધૂળમાં થઇને ઘાસનાં અસંખ્ય કૂંપળોમાં આનંદથી ફૂટી નીકળે છે, અને પાંદડાં તથા ફૂલોનાં તોફાની મોજાંઓમાં પ્રગટ થાય છે. એ જ જીવન જન્મના અને મૃત્યુના સાગર-પારણામાં, ઓટમાં અને ભરતીમાં, હીંચોળાય છે.

મને લાગે છે, કે જીવનના આ વિશ્વના સ્પર્શથી મારાં અવયવો દીપ્તિમાન બને છે. અને યુગોનો જીવન-થડકો આ ક્ષણે મારા લોહીમાં નાચી રહ્યો છે, તેથી મને અભિમાન થાય છે.

—રવીન્દ્રનાથ ટાગોર

# સૌ. હંસાબહેન મહેતા બી. એ.



ગુજરાતમાં સ્ત્રી-કેળવણી, સમાજસેવા અને રાષ્ટ્રોન્નતિ માટે સુંદર પ્રયાસો કરનાર અને નોંધપાત્ર ફાળો આપનાર જે ગણ્યાં-ગાંઠયાં વિદુષી બહેનો છે, તેમાં શ્રી. હંસાબહેન મહેતા મહત્ત્વનું સ્થાન ધરાવે છે. 'કરણઘેલો'ના સુપ્રસિદ્ધ લેખક સ્વ૦ નંદશંકરભાઈના નામથી તો ગૂજરાતી સાહિત્યરસિકોમાં ભાગ્યે જ કોઈ અજાણ હશે. એમના પુત્ર સર મનુભાઈ નંદશંકર મહેતાએ પણ વડોદરા રાજ્યના દીવાન તરીકે એથી સવિશેષ કીર્તિ અને ખ્યાતિ મેળવ્યાં છે. સૌ. હંસાબહેન આ પ્રસિદ્ધ પુરુષનાં બીજાં પુત્રી. એમનો જન્મ સને ૧૮૯૭ના જુલાઈની ત્રીજી તારીખે સુરતમાં થયો હતો. એમનાં માતુશ્રીનું નામ શ્રી. હર્ષદાકુમારીબહેન. સંસ્કારી માતાપિતાની સંભાળ નીચે ઉછરેલ

અને કેળવણી પામેલ શ્રી. હંસાબહેને એ સંસ્કાર-સિંચનને દીપાવ્યું છે.

પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણી હંસાબહેને વડોદરામાં જ લીધેલી. અભ્યાસકાળ દરમિયાન એક તેજસ્વી વિદ્યાર્થિની તરીકે એઓ અધ્યાપકો અને સહાધ્યાયીઓમાં માન પામતાં. શાળામાં તેઓ અવારનવાર સારાં ઇનામો મેળવતાં, અને શિક્ષકો તેમની મુક્તકંઠે પ્રશંસા કરતા. સન ૧૯૧૩માં તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી, અને નારાયણ પરમાનંદ પ્રાઇઝ તેમજ યુનિવર્સિટીનું ચેટફીલ્ડ પ્રાઇઝ એમણે મેળવ્યાં. ઇન્ટરમિડીએટની પરીક્ષામાં તેમને યુનિવર્સિટી તરફથી ગંગાબાઇ ભટ્ટ સ્કૉલરશીપ મળી હતી. કૉલેજનાં ચારે વર્ષ દરમિયાન સૌ. હંસાબહેને સારી સ્કૉલરશીપો મેળવેલી. છેવટે સને ૧૯૧૮માં તેઓ તત્ત્વજ્ઞાનમાં ઑનર્સ સાથે બી. એ. થયાં હતાં.

આ રીતે કૉલેજ-શિક્ષણ વડોદરામાં લઇને એક પ્રતિભાસંપન્ન વિદ્યાર્થિની તરીકે યશસ્વી નીવડ્યા પછી તેઓ વધુ તાલીમ અર્થે યુરોપ, જાપાન વગેરે પ્રદેશના પ્રવાસે ગયાં હતાં. વિદેશથી પાછા ફરતાં એમણે ભયંકર ધરતીકંપ અનુભવેલો, પરંતુ કુદરતી રીતે તેઓ બચી જવા પામ્યાં હતાં. પત્રકારિત્વનું અને સમાજશાસ્ત્રનું શિક્ષણ તેમણે લંડનમાં રહીને લીધું હતું. સાહસિક વૃત્તિ અને નીડરતા તો શ્રી. હંસાબહેનના જીવનમાં જાણે વણાઇ જ ગયાં છે. અસહકારની લડત દરમિયાન વતનનો સાદ પડતાં જ તેઓ ખડે પગે તૈયાર હતાં. આપણે ત્યાં જે થોડાંક ઉચ્ચ કોટિનાં દેશ-સેવિકાઓ છે, તેમાં સૌ. હંસાબહેન અગ્રગણ્ય છે. રાષ્ટ્રહિતનાં કાર્યોમાં કે માનવસેવાની પ્રવૃત્તિઓમાં, સમાજના ઉત્કર્ષ માટેની યોજનાઓમાં કે કેળવણીની પુનર્ઘટનાને માટે આવશ્યક આંદોલનો જગાવવામાં, સામાજિક, આર્થિક કે રાજકારણને લગતાં અટપટા પ્રશ્નોનો ઉકેલ શોધવામાં કે સ્ત્રીઓની પરાધીનતા માટે પડકાર કરવામાં—જ્યાં જુઓ ત્યાં શ્રી. હંસાબહેનની એ જ સાહસિકવૃત્તિ અને એ જ નીડરતા,

એ જ રાષ્ટ્રપ્રેમ અને વિશ્વ-બંધુત્વની ભાવના તરવરતાં જણાશે. એ દરેક ક્ષેત્રામાં એમણે કરેલી સેવા ખરેખર નોંધપાત્ર છે.

શ્રી. હંસાબહેન એક સફળ લેખિકા તરીકે પણ જાણીતાં છે. પોતાનું જીવન અતિ વ્યવસાયી હોવા છતાં તેઓ સાહિત્ય-સર્જન કરતાં રહે છે, ખાસ કરીને બાળકો તરફની એમની નૈસર્ગિક લાગણીથી એમણે ગૂજરાતને જે સુંદર બાલભોગ્ય વાર્તા-સાહિત્ય આપ્યું છે, તે પ્રશંસનીય છે. અનેક બાલમાસિકોનાં વાચકો એમની વાર્તાની આતુરતાપૂર્વક રાહ જોતાં હોય છે. વાનરસેના પરિષદનાં પ્રમુખ તરીકે તેઓ ચૂંટાયાં હતાં. અનેક લોકપ્રિય અને સુંદર લેખોનાં લેખિકા તરીકે ખ્યાતિ પામેલાં શ્રી. હંસા-બહેન, પોતાની કલમ પર પણ સારો કાબૂ ધરાવે છે. એમનાં 'ત્રણ નાટકો' પણ એટલાં જ આકર્ષક નીવડેલાં. સ્વ. આચાર્ય ધ્રુવ જેવા પ્રખર વિદ્વાન અને સમર્થ વિવેચકે પણ એમની એ સાહિત્યકૃતિની મુક્તકંઠે પ્રશંસા કરેલી.

સને ૧૯૩૦-૩૧ ના સત્યાગ્રહમાં જોડાઈ શ્રી. હંસાબહેને, મુંબઈની સંગ્રામ સમિતિનાં સરમુખત્યાર તરીકે, રાતદિવસ અથાક શ્રમ લઈને દેશની જે મૂલ્યવાન સેવા બજાવી હતી, તે તેમની રાષ્ટ્ર-ભક્તિ પ્રત્યે માન ઉપજાવે છે.

સમાજમાં સ્ત્રીઓને યોગ્ય અને માનભર્યું સ્થાન અપાવવા માટે એમણે કરેલા કિંમતી પ્રયાસો અને આઝાદીની રાષ્ટ્રવ્યાપી લડતમાંનો એમનો સુંદર હિસ્સો તેમ જ સ્ત્રીકેળવણી અને સમાજસેવા માટેની એમની તમન્ના સમસ્ત ગૂજરાતનું ગૌરવ વધારે એવાં છે.

**સ્વરાજની** લાયકાત જે જાતિને દલીલથી સિદ્ધ કરવી પડે છે તે જાતિ સ્વરાજ માટે લાયક છે જ નહિ. સ્વરાજની લાયકી અને સિદ્ધિ વચ્ચે અંતર હોવું જ ન જોઈએ. ગાયક પોતાની ગાયનશક્તિ ગાઈને જ બતાવે છે. આપણે સ્વરાજ મેળવ્યા પછી જ દુનિયા આપણી લાયકી સ્વીકારી શકશે, અને તે પણ કશી દલીલ વગર. —કાકા કાલેલકર

## સ્વ. દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ

ગૂજરાતી જનતા પોતાના મહાન પુરુષોનું સ્મરણ જીવન્ત રાખવાના પ્રયત્ન કરતી નથી એવો તેના પર એક આક્ષેપ મૂકાય છે, અને ગૂજરાતની 'અસ્મિતા'ને નામે કેટલુંક ધાંધલ થાય છે એમ પણ કહેવાય છે. જે પ્રજા પોતાના ભૂતકાલીન ઇતિહાસનું ને પોતાના મહાપુરુષોના જીવનચરિત્રનું સતત સ્મરણ ન રાખે એ પ્રજાની 'અસ્મિતા' કેવી હોઇ શકે? 'નવજીવન કાર્યાલય' તરફથી શ્રી. નરહરિભાઈ પરીખના આમુખ સાથે દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇનાં ભાષણો ને લેખોના સંગ્રહની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે તેમાં સ્વ. અંબાલાલ દેસાઈ વિશે વિગતવાર માહિતી મળશે. અહીં તો ટૂંકામાં એમનો આછો પરિચય આપવાનો વિચાર છે.

ગૂજરાતના અગ્રગણ્ય સાક્ષરો—નરસિંહરાવ દીવેટીઆ, સ્વ. કેશવલાલ ધ્રુવ ને સ્વ. કમળાશંકર ત્રિવેદીના ગુરુ, ને ગૂજરાતના બે માનનીય વિદ્વાનો—સ્વ. આનંદશંકર ધ્રુવ ને પ્રૉ. બ. ક. ઠાકોરે જેમને માટે પૂજ્યભાવ ને પ્રેમથી લેખો લખ્યા છે એવી આ વ્યકિત કેવી હશે?

એમની જીવનરેખાના કેટલાક મુખ્ય મુદ્દાઓ લઇએ. મેટ્રીકથી એમ. એ. સુધીની યુનિવર્સિટીની એમની કારકિર્દી ઘણી જ ઉજ્જવળ છે. એમ. એ. માં તો સંસ્કૃતમાં એઓ પહેલા વર્ગમાં આવ્યા. ગૂજરાતીઓને તો સંસ્કૃત આવડે જ નહિ એવી શ્રી. રામકૃષ્ણ ભાંડારકરની માન્યતા એમણે આ રીતે ખોટી પાડી. પછી એમણે આજે હડધૂત થયેલો પણ સમાજનો સર્વથી શ્રેષ્ઠ ને ઉપયોગી શિક્ષકનો ધંધો સ્વીકાર્યો. જેટલો સમય એમણે કેળવણીના ક્ષેત્રમાં કામ કર્યું તેટલા સમયમાં એક આદર્શ શિક્ષક કેવો હોઈ

શકે તેનો ગૂજરાત આગળ જ્વલંત દાખલો રજૂ કર્યો. એક સફળ અધ્યાપક અને પ્રતિષ્ઠિત કેળવણીકાર તરીકે સ્વ. દી. બ. અંબાલાલ દેસાઈનું નામ ગૂજરાતમાં વિખ્યાત છે.

વડોદરા રાજ્યના વરિષ્ઠ ન્યાયાધીશપદેથી નિવૃત્ત થઈને અમદાવાદ આવ્યા પછી ઈ. સ. ૧૯૦૦થી અમદાવાદની ને ગૂજરાતની જાહેર પ્રવૃત્તિઓમાં એમણે જોસથી ઝુકાવ્યું. ૧૯૦૨માં મહાસભાનું અઢારમું અધિવેશન અમદાવાદમાં ભરાયું ત્યારે એ સ્વાગત સમિતિના પ્રમુખ હતા. અને ઇ. સ. ૧૯૦૯માં રાજકોટમાં ભરાયેલ ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી ગુજરાતી ભાષા ને સાહિત્યના ઉત્કર્ષ માટે અત્યંત માર્ગદર્શક એવું મનનીય ભાષણ એમણે આપ્યું હતું.

એમના કેટલાક સિધ્ધાંતોને એઓ અચલ ભક્તિથી વળગી રહેતા. તેમાં આરોગ્યનો વિષય તેમને બહુ જ પ્રિય હતો. દેશની શારીરિક અધોગતિ માટે એમનું દેશપ્રેમી હૃદય ઘણું જ ખિન્ન થતું. પોતે તો સો વર્ષ જીવવું જ છે એવો સંકલ્પ કર્યો હતો પણ જીંદગીના છેવટના ભાગમાં નાણાં સંબંધી મુશ્કેલીઓ આવી પડી. પોતે દેવાદાર થઇ ગયા ને જો કે દુઃખમાં ધૈર્ય ને હિંમત એમણે ખૂબ દાખવ્યાં, તોપણ વિપત્તિઓની એમનાં શરીર પર અસર થઈ ને ૧૨મી સપ્ટેમ્બર ૧૯૧૪ ને દિવસે એમનો દેહ ૭૦ વર્ષની ઉંમરે પડયો.

ગુજરાતી ભાષા ને સાહિત્ય માટે તેમને પ્રેમ હતો ને બધું શિક્ષણ દેશી ભાષા મારફતે જ અપાવું જોઇએ એવો એમનો આગ્રહ હતો. જે જમાનામાં અંગ્રેજીનું પ્રાધાન્ય ઘણું હતું તે વખતે દેશી ભાષા મારફત શિક્ષણ આપવાના આગ્રહથી ને સ્વભાષા પ્રત્યેના અનહદ પ્રેમથી એઓ પૂ૦ ગાંધીજીના પુરોગામી તરીકે સ્પષ્ટ દેખાઇ આવે છે. તે જ પ્રમાણે ગાંધીજી જેટલી જ ચીવટ અને એટલા જ આગ્રહથી તેઓ સ્વદેશીની હિમાયત કરતા. પોતે ઘરમાં દરેક વસ્તુ સ્વદેશી વાપરતા ને સ્વદેશીને માટે વારંવાર ઉપદેશ આપતા. સ્વદેશીનો પ્રચાર પણ તેઓ કેટલી સૂક્ષ્મતાથી ને વિચારપૂર્વક કરતા તે એમણે લખેલી 'શાન્તિદાસ' નામની વાર્તા પરથી જણાઇ આવશે.

એમનો ત્રીજો પ્રિય વિષય અર્થશાસ્ત્ર ને ખાસ કરીને હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ–હિંદની ગરીબાઈ. આમાં પણ એમની ને પૂ. મહાત્માજીની વચ્ચે ઘણું સામ્ય છે. હિંદનું નાણાં પ્રકરણ, રેલવેની વ્યવસ્થા ને નીતિ વિષે, એમ જુદા જુદા વિષયો ઉપર વિચારપૂર્ણ ને માહિતીથી ભરપૂર લેખો ને ભાષણો એમણે આપણને આપ્યાં છે.

સ્ત્રી કેળવણી વિષેના તેમના વિચારો પણ જાણવા જેવા છે. સ્ત્રીકેળવણીના હિમાયતી તો એઓ હતા જ, પણ સ્ત્રીઓને આપવાની કેળવણી જુદા પ્રકારની હોવી જોઈએ એવો એમનો મત હતો, ને પુરુષ કરતાં પણ સ્ત્રીની કેળવણી વધારે ઉચ્ચ પ્રકારની હોવી જોઈએ એવો એમનો દૃઢ આગ્રહ હતો.

દરેક કાર્ય એઓ ઝીણવટથી કરતા, ને સ્વતંત્ર વિચાર કરીને જ પોતાનો મત દર્શાવતા; તેમ જ પોતાનો અભિપ્રાય સ્પષ્ટતાથી ને નીડરતાથી તેઓ હંમેશ જણાવતા. એમની વિદ્વતા, એમની નીડરતા, એમનો જ્વલંત દેશપ્રેમ, ને એમનું શુદ્ધ ચારિત્ર્ય – એ સર્વને લીધે ગુજરાતના મહાપુરુષોમાં એમનું નામ મોખરે છે.

આ મહાપુરુષે ગુજરાતને રાજકીય પ્રવૃત્તિમાં પ્રવેશ કરાવ્યો. ૧૯૧૪ની સાલમાં એમનું મૃત્યુ થયું ને ૧૯૧૫ માં ગાંધીજી સ્વદેશ પધાર્યા. એટલે કે ગાંધીજીએ ગુજરાતને જે પાઠ શીખવ્યા છે ને જેથી ગુજરાત આજે એક અદ્દભુત પ્રદેશ થઈ રહ્યો છે તેની પૂર્વ ભૂમિકા દી. બ. અંબાલાલ જેવાએ તૈયાર કરી. ડૉ. સુમન્ત મહેતાના શબ્દોમાં કહીએ તો "૧૯૧૬ માં ગાંધીજી ગુજરાતમાં આવ્યા ત્યારે સામાજિક જીવનમાં લગભગ ઘનઘોર અંધારું હતું એવું ચિત્ર કેટલાક અંધશ્રદ્ધાળુ ગાંધી–પ્રશંસકો ચીતરે છે તે તદ્દન ખોટું છે." એટલે કે ગાંધીયુગનું ગુજરાત તૈયાર કરવામાં, મહાત્માજીને માટે ભૂમિકા તૈયાર કરવામાં સ્વ. દી. બ. અંબાલાલ દેસાઈએ ૧૫ વર્ષ કરેલું કામ તદ્દન આવશ્યક હતું એ જ એમની મહત્તાનો ચિતાર આપવા માટે બસ છે. *

---

× મળેલું.

## સેવા અને શિક્ષણમાં ઓતપ્રોત થયેલાં

# કુ. ઈન્દુમતીબહેન મહેતા



અમદાવાદમાં સને ૧૯૩૬માં અખિલ હિન્દ મહિલા પરિષદ ભરાઈ તે સમયે શ્રી. ઇન્દુમતીબહેને પ્રેમાભાઈ હૉલમાં આપેલ વ્યાખ્યાન સાંભળી મારી આતુરતા તેમના પરિચયાર્થે વધી, અને તેમની વધુ નિકટ કેવી રીતે આવી શકાય તેની જ અભિલાષા હૈયામાં સદાય સેવતી હતી. અંતે મારી અભિલાષા ફળી.

જીવનની હરેક અભિલાષા કંઈ તૃપ્ત થતી નથી, પરંતુ મારી આ અભિલાષા તો ધાર્યું હતું તેનાં કરતાં એ વધુ સારી રીતે સંતૃપ્ત થઈ. તેમની સેવા કરવાની ધગશ અને વાણીમાંથી નીતરતા માધુર્ય વડે મારી રસવૃત્તિ ખૂબ સંતોષ પામી.

મારા કુટુંબીજન સાથેનો તેમનો પરિચય ઘણાં વર્ષો પહેલાંથી હતો, પરંતુ હું પોતે તેમના અંગત પરિચયમાં આવી શકી નહોતી. કુટુંબ સાથેના પરિચયમાંથી તેમના વિષે ઘણું ઘણું સાંભળેલું, તેથી પહેલેથી જ તેમના પ્રત્યે માનની લાગણી ઉદ્ભવેલી. પછીથી અભ્યાસ માટે અમદાવાદની લાલશંકર કૉલેજમાં હું દાખલ થઈ તે સમયે જે

પ્રતિમાને મેં દૂરદૂરથી હૃદયના ઊંડા ભાવથી પૂજી હતી, તેમને, મારા અને તેમની વચ્ચેના પંથમાં, સ્મિતધારા રેલાવતાં આવતાં નિહાળ્યાં, તે જ દિવસથી કંઈક પહેલાં કરતાં પણ વધુ અવનવો ભાવ પ્રકટ થયો.

જેમનાં ભાષણ સાંભળવા મળે તે અહોભાગ્ય સમજતી, તેમનાં વ્યાખ્યાનો કોલેજમાં નિત્ય સાંભળવાની તક મળતાં આનંદનો પાર નહોતો રહ્યો

અધ્યાપક એટલે માત્ર ભણાવી જ જાણે, અગર ભાષણ આપી જાણે, વિદ્યાર્થીઓને અને તેને કંઈ સંબંધ નહિ, એ પ્રથા શ્રી. ઇન્દુમતીબહેન રાખી નથી. અધ્યાપકમાં રસિકતા, માધુર્ય, હાસ્ય અને જ્ઞાન—દરેકની આવશ્યકતા હોય છે. એ બધાય ગુણો શ્રી. ઇન્દુમતીબહેનમાં છે, અને તેને લીધે તેઓ વિદ્યાર્થિનીઓની ઘણી પ્રીતિ મેળવી શક્યાં છે.

તેમની વક્તૃત્વશક્તિ એટલી સુંદર, સરળ અને માધુર્યથી ભરેલી છે કે જ્યારે તેઓ વાંચે અગર શીખવે ત્યારે ઘણી વખત એવું બનતું કે અમે તેમને સાંભળવામાં એટલાં બધાં ઓતપ્રોત થઈ જતાં કે ચોપડીમાં જોવાનું ભૂલી જતાં અને તેમના સામે જ જોઈને સાંભળ્યા કરીએ એમ થતું. ચોપડીમાં જોયા વગર સાંભળીએ તો પણ એ હૈયાસાંસરું એવું ઊતરી જતું કે કદી તે શબ્દો ભુલાતા નહિ. ઘણી વખત ઘંટ થાય તે પણ, તેમની વાણીમાં ઓતપ્રોત થયેલાં હોવાથી સાંભળી શકતાં નહિ. એ વાંચે અગર સમજાવે તે વિષયમાં ખાસ મુશ્કલી જેવું કંઈ લાગતું જ નથી. કઠિન વિષય પણ એકદમ હળવો બનાવી અમારા મગજમાં ગોઠવી દેવાની શક્તિ તેમના વાણીમાં છે.

તેમનું સાહિત્યવિષયક જ્ઞાન જોતાં તેમના વિશાળ વાચનનો ખ્યાલ આવે. ગુજરાતી સાહિત્યનો તેમનો ઊંડો અભ્યાસ છે. તેમ અંગ્રેજી સાહિત્યનાં પણ એ ઊંડા અભ્યાસી છે, એટલું જ નહિ પણ તેઓ સારાં લેખિકા ને ઉત્તમ વક્તા પણ છે.

જીવન વિશેની ઉન્નત ભાવના તેમની દરેક વિદ્યાર્થિનીઓનાં હૃદયમાં સ્થાન પામી ગયેલ છે. જે જે વિદ્યાર્થિની તેમના હાથ નીચે શિક્ષણ

લેવાને ભાગ્યશાળી નીવડી હશે, તે દરેકમાં જીવનને સુંદર બનાવવાની ભાવના હશે જ એમ મારું માનવું છે. તેઓ અધ્યાપક તરીકે, માત્ર પાઠ્ય પુસ્તક સમજાવી દીધું એટલે ફરજમાંથી મુક્ત થયા, એમ માનતાં નથી, પરંતુ જીવનને લગતા દરેક પ્રશ્નો તેઓ ચર્ચે છે અને તેમાં ઊંડાં ઊતરી વિદ્યાર્થિનીઓનાં હૈયાંને જાણે સ્પર્શતાં હોય એમ લાગે છે. આમ અધ્યાપકમાં જે ગુણો જોઈએ તે તેમનામાં સંપૂર્ણપણે છે.

તેઓ સામાજિક વિષયો ઉપરાંત ઘણી વખત ધાર્મિક તેમજ નૈતિક વિષયો પણ ચર્ચે છે. ત્યાં તેમના વિચારોમાં અને જીવનમાં સમન્વયની ભાવના સંપૂર્ણપણે દેખાય છે. તેમનું જીવન કેળવણી અને સંસ્કારના સમન્વયનો પ્રત્યક્ષ પુરાવો છે. તે જ પ્રમાણે તેમનામાં જૂના અને નવા બન્ને વિચારોનો સમન્વય છે. જૂનું જે સારું છે, તેને અપનાવતાં તે કદી ડરતાં નથી અને નવામાં પણ સારું તત્ત્વ લઈ ખરાબ વસ્તુનો ત્યાગ કરવામાં પાછું ડગલું માંડતાં નથી.

તેમનામાં અમુકને જ ઉપયોગી થવાની વૃત્તિ નથી. પણ દરેકને ઉપયોગી થવાની સતત ઇચ્છા દેખાય છે. તેઓ દરેકના જીવનમાં રસ લઈ તેનામાં ઓતપ્રોત થઈ શકે છે. કુમારિકા, સૌભાગ્યવતી તેમજ વિધવાના જીવનમાં પણ રસ લઈ, તેમાં આશા અને ઉત્સાહ રેડવાનો પ્રયત્ન કરે છે. દરેકના જીવનમાં માર્ગદર્શન કરાવવાની તત્પરતા અને શક્તિ તેમનામાં છે તે સ્વાનુભવ ઉપરથી, તેમ જ અન્ય બહેનોને માર્ગ-દર્શિકા નીવડેલાં એવું સાંભળેલું અને જોયેલું તે ઉપરથી કહી શકું છું.

શ્રી. ઇન્દુમતીબહેન સ્ત્રી-સ્વાતંત્ર્યનાં હિમાયતી હોવા છતાં સ્ત્રીઓનાં ઉન્નત ગુણો, માધુર્ય, નીડરતા છતાં લાવણ્ય, દૃઢતા, સેવા-વૃત્તિ, સ્વાર્પણની ભાવના, માતૃભાવ, વાત્સલ્ય, કોમળતા, ભગિનીભાવ, સૌન્દર્યદૃષ્ટિ વગેરે હરેક ગુણો એમનામાં સંપૂર્ણપણે છે; અને એથી એમનું જીવન વધુ ઓજસવંતું બન્યું છે.

કેટલાક વૈજ્ઞાનિકો માને છે કે છોકરામાં માના અને છોકરીમાં બાપના ગુણ ઉતરે છે. તે પ્રમાણે સ્વ. પ્રૉ. હસમતરાય કર્પૂરરામ

મહેતાની પ્રૉફેસર તરીકેની અસાધારણ શક્તિ શ્રી. ઇન્દુમતીબહેનમાં ઊતરી છે. તેમના પિતા એલ્ફિન્સ્ટન કૉલેજમાં ફિઝિક્સના પ્રોફેસર હતા. તેમણે ફિઝિક્સ ઉપર એક પુસ્તક લખેલું, તે કૉલેજના વિદ્યાર્થીઓને અને અધ્યાપકોને ઘણું જ ઉપયોગી નીવડેલું. સદ્‌ભાગ્યે સ્વ. પ્રૉ. મહેતાની બધી શક્તિઓ તેમનાં બન્ને સંતાનો, શ્રી. રોહિત મહેતા અને શ્રી. ઇન્દુમતી મહેતામાં ઊતરી છે.

તેમના હાઇસ્કૂલ જીવન ઉપર દૃષ્ટિપાત કરતાં જણાય છે કે તેમણે તે જીવન પણ ઘણી જ રસમય રીતે પસાર કર્યું હતું. તેઓ સૂરતમાં મહિલા વિદ્યાલયમાં અભ્યાસ કરતાં હતાં તે સમયે તેમના વર્ગમાં તેઓ એક અગ્રગણ્ય વિદ્યાર્થિની હતાં. ત્યાં ચર્ચા મંડળ ચાલતું હતું તેનાં તેઓ પ્રમુખ હતાં, તેમ જ અન્ય રંજક કાર્યક્રમમાં અગ્રભાગ લેતાં. આ ઉપરથી જણાઇ આવે છે કે તેમનામાં અત્યારે જે શક્તિઓ જણાય છે તે પહેલેથી જ તેમનામાં હતી. અત્યારે તેમને સાહિત્યનો જે રસ છે તેની શરૂઆત શ્રી. ઝવેરચંદ મેઘાણી અને સ્વ. ખાટાદકરના પ્રત્યક્ષ પરિચયથી થઇ હતી.

મુંબઇમાં તેમણે ગુજરાતી કન્યાશાળામાં અભ્યાસ શરૂ કરેલો. અંગ્રેજી શિક્ષણ ચંદા રામજી ગર્લ્સ હાઇસ્કૂલમાં લીધું હતું. ૧૯૨૪માં સુરતના મહિલા વિદ્યાલયમાંથી કર્વેની પ્રાવેશિક પરીક્ષા પસાર કરી, એક વર્ષ ઘેર રહ્યા; અને ૧૯૨૫માં અમદાવાદની મહિલા પાઠશાળામાં દાખલ થયાં. સને ૧૯૨૮માં ઐચ્છિક વિષય અંગ્રેજી લઇ જી. એ. માં પાસ થયાં. ૧૯૩૦માં ઐચ્છિક વિષય અંગ્રેજી લઇ પી. એ. ની પરીક્ષામાં પસાર થયાં. પી. એ. નું પરિણામ આવ્યું તે પહેલાં જ ગુજરાત મહિલા પાઠશાળામાં પ્રોફેસર તરીકે દાખલ થયાં અને ત્યાં તેઓ છેલ્લાં તેર વર્ષથી સફળતાપૂર્વક કામ કરી રહ્યાં છે.

પાઠશાળા એ તેમનો જીવન-વ્યવસાય છે. પાઠશાળાના શિક્ષણના સમય ઉપરાંત ઘરનો ઘણો સમય તેઓ પોતાના અધ્યાપનકાર્યની તૈયારીમાં રોકે છે, છતાં જીવનની ઇતર પ્રવૃત્તિઓમાં પણ એક સુશિ-

ક્ષિત સન્નારી તરીકે જે જે કાર્યની અપેક્ષા એમની પાસેથી સમાજ રાખે, તેવાં અનેક કાર્યો તેઓ કરે છે. અમદાવાદની થિયોસોફિકલ સોસાયટીનાં તેઓ આગેવાન છે, અખિલ હિંદ મહિલા પરિષદની કાર્યવાહક સભાનાં સભ્ય છે, ગુજરાત વર્ના. સોસાયટીનાં આજીવન સભ્ય છે અને તેની સ્ત્રી-ઉપયોગી પુસ્તક પ્રકાશન સમિતિનાં સભ્ય છે. તે જ પ્રમાણે ગુજરાત સાહિત્ય સભા અને ગુજરાતી સ્ત્રી-મંડળની કાર્યવાહક સમિતિનાં સભ્ય છે. અખિલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની સેનેટનાં તેઓ સભ્ય છે. આ ઉપરાંત તેમની ચાલુ અને જૂની વિદ્યાર્થિનીઓને માટે તો તેમનાં દ્વાર સદાય ખુલ્લાં હોય છે. વ્યક્તિત્વને વિકસાવવાની વૃત્તિ, અને સર્વ કોઇને મદદ કરવાની આટલી તત્પરતા છતાં તેઓ કોઇના ખાનગી જીવનમાં કદીપણ પોતાની મેળે માથું મારતાં નથી, પરંતુ જો સલાહ પૂછવામાં આવે તો સાચી અને તટસ્થ દૃષ્ટિથી સલાહ આપે છે. પોતાના વિચારો કદીપણ કોઇના ઉપર લાદવા નહિ એ એમનો સ્વભાવ છે; વ્યક્તિનો પોતાનો વિકાસ પોતાની મેળે થવા દેવામાં તેઓ માને છે.

કવિવર ન્હાનાલાલ કહે છે કે, 'મધ્યમ માર્ગ તે જ દેવયાન માર્ગ છે.' આ મંત્ર શ્રી. ઇન્દુમતીબહેનના જીવનમાં સંપૂર્ણપણે વણાયો લાગે છે. તેઓ કદી બે છેડા ઉપર જતાં જ નથી, મધ્યમ માર્ગ જ સ્વીકારે છે. અને બીજાંને પણ તેજ માર્ગ સ્વીકારવાની સલાહ આપે છે. કવિશ્રી ન્હાનાલાલનાં સાહિત્યનાં તેઓ ખાસ અભ્યાસી છે. કવિશ્રીનો હીરક મહોત્સવ અમદાવાદમાં ઉજવાયો ત્યારે શ્રી. ઇન્દુમતીબહેને જે વ્યાખ્યાન આપ્યું હતું, તે સર્વત્ર પ્રશંસા પામ્યું હતું. તેમનાં ક્યાં વ્યાખ્યાનો પ્રશંસાપાત્ર બન્યાં નથી, તે જ કહેવું કઠિન છે.

કવિશ્રીની નારીભાવના એમણે એટલી સુંદર રીતે સમજાવી હતી કે હજી પણ તે લેખ ઘણે ઠેકાણે વંચાય છે. વળી શ્રી૦ ન્હાનાલાલ કવિની વિવિધ ભાવનાઓથી માત્ર પોતે જ રંગાયાં નથી, પરંતુ તે ભાવના તેમણે પોતાની કેટલીયે વિદ્યાર્થિનીઓનાં હૈયાંમાં સીંચી તેની

ગહનતા સમજાવી છે અને જીવનમાં કેવી રીતે તે ભાવનાઓ વણવી તેનું માર્ગદર્શન કરાવ્યું છે.

શ્રી૦ ઇન્દુમતીબહેન ગુજરાતનાં એક સમર્થ વ્યાખ્યાનકર્ત્તા છે. પર્યુષણ પર્વ વ્યાખ્યાનમાળા કે દયારામ જયંતી, શરદુત્સવ કે કૉલેજ યુનિયન અનેક સંસ્થાઓ તરફથી જુદા જુદા પ્રસંગે, નિયમિત રીતે કે અવાર નવાર તેમની પાસે વ્યાખ્યાનની માગણી થયા જ કરે છે. તેમના સેવાભાવી અને સૌને ખુશી રાખવાના મધુર સ્વભાવને લીધે તેઓ ભાગ્યે જ કોઇને ના કહી શકે છે. આ વ્યાખ્યાન-પ્રવૃતિને લીધે તેમની લેખક તરીકેની શકિત અજમાવવાને તેમને ઓછો અવકાશ રહે છે, પણ તેમનાં લખાણો જેમણે વાંચ્યાં છે તેમને આ હકીકત ખૂંચ્યા વિના રહેતી નથી. રાસ, જીવન ચરિત્ર, નિબંધ-એમ વિવિધ ક્ષેત્રોમાં કોઇ કોઇ વાર તેઓ પોતાની કલમ અજમાવે છે. 'રૂડકી'નું કાવ્ય લખી હાસ્યમાં પણ 'સુરતી' તરીકે તેમણે પોતાનો ફાળો નોંધાવવાનું બાકી રાખ્યું નથી. શ્રી. જીનરાજદાસનાં અંગ્રેજી લખાણો ઉપરથી 'કલા સૃષ્ટિ' નામે કલા વિવેચનનું પુસ્તક તેમણે પ્રકટ કર્યું છે અને હાલ મિસીસ બેસન્ટનું જીવન ચરિત્ર ગુજરાત વર્નાકયુલર સોસાયટી તરફથી તેઓ તૈયાર કરી રહ્યાં છે. સ્વ૦ નર્મદાશંકર મહેતા, પ્રો૦ રામનારાયણ પાઠક અને શ્રી૦ ઝવેરચંદ મેઘાણી જેવા કમળાશંકર વ્યાખ્યાનમાળાના વ્યાખ્યાતાઓની નામાવલિમાં શ્રી૦ ઇન્દુમતીબહેનનુ નામ ઉમેરાય છે, તે જોઇ તેમનો સહેજ પણ પરિચય હશે તે દરેકને સંતોષ થશે.

—માલવિકા દીવેટિયા

---

* શ્રી૦ મનુભાઇ જોધાણીના સૌજન્યથી.

દુનિયામાં બે જ ખરાં શૂરવીર છે : પ્રાયશ્ચિત કરનારો પાપી, અને પરાજિત હસતો યોદ્ધો.

—ધૂમકેતુ

## પરિશિષ્ટ અ

# હવે પછીનાં જુદાં જુદાં પુસ્તકોમાં જેમનાં રેખાચિત્રો પ્રકટ થનાર છે-



શ્રી. રવિશંકર રાવળ



દી. બ. કૃષ્ણલાલ ઝવેરી



શ્રી રમણલાલ વ. દેસાઈ



શ્રી. સુન્દરમ્



સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલ



શ્રી ચુનીલાલ વ. શાહ



કવિશ્રી ખબરદાર



શ્રી. ઉમાશંકર જોશી

શ્રી. ઝવેરચંદ મેઘાણી





શ્રી. સામળદાસ ગાંધી



શ્રી. ધૂમકેતુ



સ્વ. શ. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ



સ્વ. બહેચરલાલ ત્રિ. પટેલ (કવિ વિહારી)

## પરિશિષ્ટ ૨

# વડોદરા રાજ્યની કેળવણી વિષયક પ્રગતિ

ગુજરાત–કાઠિયાવાડનાં સર્વ રાજ્યોમાં કેળવણી અને સંસ્કારની બાબતમાં વડોદરાનું સ્થાન મોખરે છે. સને ૧૯૦૬–૦૭ થી પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવામાં આવી ત્યારથી વડોદરા રાજ્યની કેળવણીમાં સુંદર પ્રગતિ થઇ રહી છે. નીચે આપેલા આંકડાઓ પરથી આ વિકાસક્રમનો આછો ખ્યાલ આવશે :

| વર્ષ | શાળાઓની સંખ્યા | વિદ્યાર્થીઓની સંખ્યા | એકંદર ખર્ચ (રૂપિયામાં) |
|---|---|---|---|
| ૧૮૮૧ | ૧૮૦ | ૧૭,૪૬૫ | ૯૬,૮૦૫ |
| ૧૮૯૧ | ૫૦૩ | ૫૦,૯૭૮ | ૨,૯૭,૦૩૦ |
| ૧૯૦૧ | ૧,૧૮૯ | ૮૨,૨૭૭ | ૬,૦૬,૩૬૬ |
| ૧૯૧૧ | ૩,૦૨૬ | ૧,૮૫,૪૭૭ | ૧૪,૦૬,૦૮૫ |
| ૧૯૨૧ | ૨,૭૯૭ | ૧,૯૮,૮૧૬ | ૨૫,૪૨,૦૩૧ |
| ૧૯૩૧ | ૨,૭૩૬ | ૨,૪૪,૫૦૫ | ૩૪,૮૪,૨૪૩ |
| ૧૯૪૧ | ૨,૫૦૪ | ૨,૯૮,૦૬૩ | ૩૮,૮૧,૭૫૪ |

આ રાજ્યમાં ગયે વર્ષે શિક્ષણ–સંસ્થાઓની કુલ સંખ્યા ૨૫૦૪ હતી, અને વિદ્યાર્થીઓની એકંદર સંખ્યા ૨,૯૮,૦૬૩ ની હતી. આ કેળવણીની સંસ્થાઓમાં બે કૉલેજો (જેમાં ૧૬૬૪ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા.) ૩૭ હાઇસ્કૂલો (જેમાં ૧૭,૩૭૮ વિદ્યાર્થીઓ

| સંસ્થાઓનાં નામ | ૧૯૩૮-૩૯ | | ૧૯૩૯-૪૦ | | ૧૯૪૦-૪૧ | |
|---|---|---|---|---|---|---|
| | શાળાઓ | વિદ્યાર્થીઓ | શાળાઓ | વિદ્યાર્થીઓ | શાળાઓ | વિદ્યાર્થીઓ |
| બરોડા કૉલેજ | ૧ | ૧,૧૩૨ | ૧ | ૧,૩૩૬ | ૧ | ૧,૫૩૯ |
| સેકન્ડરી ટીચર્સ ટ્રે. કૉલેજ | ૧ | ૮૪ | ૧ | ૭૫ | ૧ | ૧૨૫ |
| ગવર્ન. હાઇસ્કૂલો | ૧૭ | ૭,૩૫૩ | ૧૭ | ૭,૬૪૩ | ૧૮ | ૭,૮૪૭ |
| ઍં. વર્ના. મિ. સ્કૂલો | ૩૧ | ૩,૦૩૭ | ૩૨ | ૩,૩૪૪ | ૨૯ | ૨,૮૬૮ |
| એડેડ શાળાઓ | ૨૦ | ૬,૭૨૬ | ૨૦ | ૭,૧૨૦ | ૨૦ | ૭,૭૮૦ |
| અનએડેડ શાળાઓ | ૫૧ | ૪,૯૮૭ | ૬૭ | ૬,૭૮૯ | ૭૨ | ૭.૮૭૦ |
| પ્રાથમિક શાળાઓ | ૨,૩૧૪ | ૨,૫૨,૦૯૨ | ૨,૨૯૪ | ૨,૫૪,૭૧૫ | ૨,૨૦૭ | ૨,૫૯,૬૦૫ |
| ફંડ સ્કૂલો | ૪ | ૩૭૬ | ૪ | ૩૬૧ | ૪ | ૩૬૩ |
| એડેડ પ્રાથ. શાળાઓ | ૮૩ | ૫,૨૭૨ | ૭૬ | ૫,૩૬૭ | ૮૦ | ૫,૬૮૧ |
| અનએડેડ પ્રાથ. શાળાઓ | ૫૪ | ૨,૬૭૦ | ૪૨ | ૨,૧૨૨ | ૪૦ | ૧,૯૭૪ |
| ટેકનીકલ સ્કૂલો | ૫ | ૧,૬૯૭ | ૩ | ૭૪૩ | ૪ | ૮૪૨ |
| બીજી શાળાઓ | ૩૧ | ૧,૪૨૪ | ૨૯ | ૧,૫૩૫ | ૨૮ | ૧,૫૬૯ |
| કુલ | ૨,૬૧૨ | ૨,૮૬,૭૧૦ | ૨,૫૮૬ | ૨,૯૧,૧૫૦ | ૨,૫૦૪ | ૨.૯૮,૦૬૩ |

હતા) ૧૦૨ ઍંગ્લો–વર્ના. શાળાઓ (જેમાં વિદ્યાર્થી સંખ્યા ૮,૯૮૭ હતી) ૨,૩૨૦ પ્રાથમિક શાળાઓ (૨,૬૬,૫૮૯ વિદ્યાર્થીઓ) અને ૪૩ ખાસ સંસ્થાઓ (જેમાં કુલ વિદ્યાર્થીઓ ૩,૧૨૧ હતા) નો સમાવેશ થાય છે. છેલ્લાં ત્રણ વર્ષમાં આ શિક્ષણ–સંસ્થાઓ અને વિદ્યાર્થીઓમાં જે ઉત્તરોત્તર વધારો થયો છે, તે સામેના પાના પરના આંકડાઓ બતાવશે.

નીચેના આંકડાઓ પરથી વસ્તીના પ્રમાણમાં વિદ્યાર્થીઓના સેંકડે ટકાનો ખ્યાલ આવશે:

| | ૧૯૩૯–૪૦ | ૧૯૪૦–૪૧ |
|---|---|---|
| રાજ્યની કુલ પુરુષ–વસ્તીના પ્રમાણમાં શાળામાં ભણતા છોકરાઓના ટકા— | ૧૪·૧ | ૧૪·૪ |
| રાજ્યની કુલ સ્ત્રી-વસ્તીના પ્રમાણમાં શાળામાં ભણતી છોકરીઓના ટકા— | ૯·૫ | ૯·૭ |
| રાજ્યની એકંદર વસ્તીના પ્રમાણમાં શાળામાં ભણતા છોકરા–છોકરીઓના ટકા— | ૧૧·૯ | ૧૨·૨ |

સને ૧૯૪૦–૪૧માં વડોદરા રાજ્યમાં કેળવણીનો કુલ ખર્ચ રૂા. ૩૮,૮૧,૭૫૪–૪–૧૧ હતો, એટલે વિદ્યાર્થી દીઠ સરાસરી રૂા. ૧૧–૬–૨ ખર્ચ થયો ગણાય. વધુ ઊંડા ઉતરીએ તો પ્રાથમિક કેળવણી લેતા વિદ્યાર્થી દીઠ સરાસરી ખર્ચ રૂા. ૮–૫–૧૦, માધ્યમિક શિક્ષણ લેતા વિદ્યાર્થી દીઠ રૂા. ૧૮–૬–૩, અને બરોડા કૉલેજમાં ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થી દીઠ સરાસરી ખર્ચ રૂા. ૫૨–૪–૭ આવ્યો હતો.

આખા રાજ્યમાં અક્ષરજ્ઞાન પામેલાંની કુલ સંખ્યા સને ૧૯૨૧ માં ૨,૭૨,૪૧૮ની હતી, જે સને ૧૯૩૧માં વધીને ૪,૩૪,૭૩૪ની

થઇ હતી, અને છેલ્લી વસ્તી–ગણતરી મુજબ સને ૧૯૪૧માં એ સંખ્યા ૬,૫૨,૯૭૫ હતી. સને ૧૯૪૧ના વર્ષમાં અક્ષરજ્ઞાન પામેલાંની કુલ સંખ્યામાં ૪,૮૨,૩૫૩ પુરુષો હતા અને ૧,૭૦,૬૨૨ સ્ત્રીઓ હતી. આખા રાજ્યની એકંદર વસ્તી ૨૫,૫૫,૦૧૦ હતી.

કેળવણી–પ્રચાર અને સંસ્કાર–સિંચનમાં શિક્ષણ–સંસ્થાઓની પેઠે પુસ્તકાલયો પણ અગત્યનો ફાળો આપે છે તે સૌકોઇ સમજે છે. આ રાજ્યમાં ગામડે ગામડે જ્ઞાન–પરબો ઉઘાડી નામ. મહારાજા સાહેબે કેળવણીના એ મહત્ત્વના અંગનો સુંદર વિકાસ કર્યો છે. સને ૧૯૪૦–૪૧ના વર્ષમાં આખા રાજ્યમાં ડિસ્ટ્રીકટ અને ટાઉન લાયબ્રેરીઓ ૪૬, ગ્રામ્ય–વાંચનાલયો ૧,૨૭૦, મહિલા લાયબ્રેરીઓ ૧૮, બાળ–લાયબ્રેરીઓ ૧૨, અને ટાઉન તેમજ વીલેજ રીડીંગ રૂમની સંખ્યા ૧૫૬ની હતી. આ રીતે એકંદર ૧,૫૦૨ લાયબ્રેરીઓનો કુલ ખર્ચ રૂા. ૮૪,૭૬૧ હતો.

પછાત કોમો અને અંત્યજોની કેળવણી પર આ રાજ્યમાં ખાસ ધ્યાન આપવામાં આવે છે. એ વર્ગોને માટે સારી સ્કોલરશીપોની વ્યવસ્થા છે. આ સિવાય મહિલા વિદ્યાલયો, હુન્નર–ઉદ્યોગની શાળાઓ, કલાભવન, બહેરાં–મૂંગાંની શાળાઓ, સંસ્કૃત મહાવિદ્યાલય, આયુર્વેદ મહાવિદ્યાલય, સંગીત વિદ્યાલયો, અનાથાશ્રમો વગેરે અનેક સંસ્થાઓ દ્વારા લોક–કેળવણીનો વિકાસ થતો જોઇ શકાય છે. પ્રાચ્ય વિદ્યા–મંદિર જેવી સંસ્થાઓ સાહિત્ય અને પુરાતત્ત્વની બાબતમાં સુંદર કાર્ય કરી રહી છે. રાજ્યના વિદ્યાધિકારી તરીકે હાલ ડૉ. જ્યોતીન્દ્ર માર્કંડ મહેતા જેવા કેળવણીના નિષ્ણાત પુરુષ પ્રશસ્ય સેવા આપી રહ્યા છે.

# રાજસ્થાન નવાનગરની કેળવણી વિષયક પ્રગતિ

કોઇપણ દેશને પ્રગતિ સાધવી હોય તો કેળવણી-પ્રચાર એ એક જ માર્ગ છે, તેથી હિન્દુસ્થાનને સ્વતંત્ર દેશ તરીકે જોવાની ઇચ્છા હોય તેવા સ્વતંત્રતા-પ્રેમી આગેવાનોએ લોકોને કેળવવાનો પ્રથમ પ્રયાસ કરવો જોઇએ. આપણામાં પ્રજાકીય અસ્મિતાની ભાવનાનો અભાવ છે અને તે ભાવના જાગૃત કરવાનો એક જ માર્ગ એ છે કે લોકોને કેળવવા.

આ આદર્શ સિદ્ધ કરવા, નવાનગર રાજ્યમાં પ્રાથમિક તથા માધ્યમિક કેળવણીની સંસ્થાઓમાં સુધારા-વધારા તથા ચાલતી પ્રથાઓમાં પુનર્ઘટના કરવાના પ્રયાસો હરહંમેશ ચાલુ જ છે.

નીચેની વિગતો પરથી માલમ પડશે કે કેળવણીની પ્રગતિ માટે નવાનગર રાજ્યમાં ખર્ચનો સંકોચ રખાતો નથી કે કોઇપણ મુશ્કેલી એવી નથી કે જે દૂર ન થઇ શકે.

સને ૧૯૦૭ માં આ રાજ્યમાં ૧૩૦ નિશાળો હતી, સને ૧૯૩૦ માં ૨૫૦ હતી અને સને ૧૯૩૯માં સંસ્થાઓની કુલ સંખ્યા ૨૯૩ હતી. સને ૧૯૦૭માં ૧૧,૧૮૮ વિદ્યાર્થીઓ હતા સને ૧૯૩૦માં ૨૧,૦૯૨ હતા, અને હાલ ૨૭,૮૯૩ની સંખ્યા છે.

સને ૧૯૦૭માં ૧૩૦ નિશાળનું વાર્ષિક ખર્ચ રૂા. ૬૪,૬૭૧ હતું, આ ૧૩૦ નિશાળો પૈકી ૧૨૨ પ્રાથમિક અને ૮ માધ્યમિક હતી. હાલ પ્રાથમિક, મિડલ અને હાઇસ્કૂલો વિગેરે ૨૯૩ સંસ્થાઓનું કુલ ખર્ચ રૂા. ૨,૮૨,૪૭૫ થાય છે.

પ્રાથમિક કેળવણીની ફી સને ૧૯૧૧માં અને માધ્યમિકની સને ૧૯૧૬માં માફ કરવામાં આવી છે.

**હાઈસ્કૂલ—**

જામનગર તળપદમાં નવાનગર હાઇસ્કૂલમાં અર્વાચીન સાધનો તથા શિક્ષણપદ્ધતિથી શિખવાય છે. અને મહાલોમાં, ખંભાલીયા અને જોડીયા

એમ બે ગામોમાં હાઇસ્કૂલો છે. આ ઉપરાંત "જામનગરના જવાહિર"નું ઉપનામ પામેલ મહાલય જેવા મકાનમાં "મા શ્રી સજુબા સાહેબ લેડી વિલિંગ્ડન ગર્લ્સ હાઇસ્કૂલ" બેસે છે. અખંડ સૌભાગ્યવંતાં હર હાઇનેસ નામદાર મહારાણી શ્રી ગુલાબકુંવરબા સાહેબા આ સંસ્થાને તથા સામાન્યરીતે-સ્ત્રી કેળવણીને પ્રગતિમાન બનાવવામાં બહુ જ સહાય કરે છે.

**શિક્ષણ વર્ગો—**

કેળવણીખાતામાં શિક્ષણશાસ્ત્રનું જ્ઞાન ધરાવતા શિક્ષકોની સંખ્યા જેમ બને તેમ વધે એ હેતુથી પુરૂષ શિક્ષકો તથા શિક્ષિકાઓ માટે જામનગરમાં ખાતા તરફથી બે વર્ગો ચલાવવામાં આવે છે. મહાલોમાં પણ ટ્રેઇન્ડ શિક્ષકો નવા શિક્ષકો તૈયાર કરેછે, અને ટ્રેનિંગ કૉલેજના ધોરણે ખાતા તરફથી ગ્રેડ પરીક્ષા લેવામાં આવે છે.

હાલના કેળવણી વિષયક સિદ્ધાન્તો અને પદ્ધતિઓની માહિતી પૂરી પાડવાના હેતુથી ખાતા તરફથી 'શિક્ષણવિકાસ' નામનું માસિક પ્રસિદ્ધ કરવામાં આવે છે.

વિદ્યાર્થીઓના શારીરિક વિકાસ તરફ ખાસ લક્ષ આપવામાં આવે છે. શહેરની નિશાળોમાં ક્રિકેટ, હૉકી, ફૂટબોલ વિગેરે રમતો રમાય છે. અને ગામડાંમાં દેશી રમતો રમે છે. આંહીની હાઇસ્કૂલની ક્રિકેટ ટીમને સ્થાનિક તેમ જ બહારના પ્રખ્યાત ખેલાડી પાસેથી કેમ રમવું તે સંબંધી સૂચનાઓ તથા પ્રેકટીસ લેવાનું સદ્ભાગ્ય મળે છે.

**સ્કાઉટિંગ—**

કર્નલ રાજકુમારશ્રી હિંમતસિંહજીભાઇ સ્કાઉટ કમિશ્નર અને સંસ્થાના પ્રમુખ સાહેબ છે. તેઓશ્રીનો એવો અભિપ્રાય છે કે કેળવણીનો મહાન ઉદ્દેશ મનને વિગતોથી ઠાંસી ઠાંસીને ભરવું તે નથી, પરંતુ શિસ્તબદ્ધ કરવું એ છે, અને આ ઉચ્ચ આદર્શ દૃષ્ટિ સમીપ રાખી તેમણે સ્કાઉટ-પ્રવૃત્તિના ધ્યેયને ઉન્નત કરેલ છે, સ્કાઉટની સંખ્યા ૮૪૨ની છે; હાઇક, કેમ્પ, પરેડ, કેમ્પ ફાયર વિગેરે તો અવારનવાર

ચયા જ કરે છે, અને દર સાલ રેલી થાય છે. સ્કાઉટિંગની ટ્રેનિંગનું વાર્ષિક ખર્ચ લગભગ રૂ. ૩૦૦૦) ત્રણ હજાર થાય છે.

**ખાસ સંસ્થાઓ—**

ધંધાદારી શિક્ષણ લેવાની સગવડ આપવા માટે સ્થાનિક હાઇસ્કૂલમાં અંગ્રેજી પદ્ધતિએ નામું, હીસાબી કામ, શૉર્ટહેન્ડ, ટાઇપરાઇટીંગ, ડ્રૉઇંગ વિ. વિષયો શીખવવાનો પ્રબંધ કરેલ છે.

૩ થી ૬ વર્ષની ઉમરનાં બાળકોને શિક્ષણ આપવા સારૂ બાળમંદિર છે. નામ૦ જામસાહેબની નિગેહબાની તથા કર્નલ રાજકુમાર શ્રી પ્રતાપસિંહજીભાઇના ખાસ પરિશ્રમને લીધે આ સંસ્થાએ ખૂબ પ્રગતિ સાધી છે.

નામદાર જામ સાહેબ આ સંસ્થાને તથા રાજકીય સંસ્કૃત પાઠશાળાને અનુક્રમે માસિક રૂ. ૨૦૦) અને ૩૦૦) ની મદદ આપે છે.

શ્રી આણંદાબાવા અનાથ બાલાશ્રમની શાળામાં કાંતણ, ભરતકામ, વિ. હસ્ત-ઉદ્યોગનું શિક્ષણ આપવામાં આવે છે. કાઠિયાવાડમાં આ સંસ્થા અજોડ છે.

હિન્દુ સ્ત્રી-ઉદ્યોગ મંડળમાં મોટી ઉંમરની સ્ત્રીઓને શિવણ, ભરત, ગૂંથણ, વિગેરે શીખવવામાં આવે છે.

**ખેતી વિષયક જ્ઞાન—**

આ રાજ્યની વસ્તીનો ૮૦ ટકાથી વધારે ભાગ ખેતી ઉપર નિર્વાહ કરનારો છે તેથી સ્વ. પ્રાતઃસ્મરણીય મહારાજા જામશ્રી રણજીતસિંહજી સાહેબનો એવો અભિપ્રાય હતો કે પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાં ખેતી-વિજ્ઞાનનાં મૂળતત્ત્વોનો સમાવેશ કરવો જોઇએ. આથી સને ૧૯૨૭ માં કેળવણીખાતા તરફથી ખેતીજ્ઞાન વાચનમાળા પ્રકટ થઇ અને પાઠ્ય પુસ્તક તરીકે જેના તે ધોરણમાં ચલાવવામાં આવે છે.

**નૈતિક શિક્ષણ—**

મહાન અંગ્રેજ કવિ મિલ્ટન માફક મરહુમ મહારાજા જામ સાહેબ પણ એ મતના હતા કે કેળવણીનો અંતિમ ઉદેશ ઇશ્વરની ઓળખાણ

કરવી એ છે અને એ જ્ઞાન દ્વારા પ્રભુ પ્રત્યે પ્રેમ રાખી તેના જેવું થવું. બીજા શબ્દોમાં કહીએ તો ઉપનિષદના ઊંડા તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરી હું બ્રહ્મ છું એ ભાવના પ્રકટાવવી—આ ઉચ્ચ આશયને લક્ષમાં રાખી ધાર્મિક અને નૈતિક શિક્ષણ માટે પણ પાઠ્ય પુસ્તકો ચલાવવામાં આવે છે.

**ઉચ્ચ કેળવણી—**

આર્ટ્સ, ટૅકનિકલ, એન્જીનિયરિંગ, ખેતીવાડી, વ્યાપાર, વગેરે વિષયોના ઉચ્ચ અભ્યાસ માટે સારી સ્કૉલરશિપો અપાય છે. આ ઉપરાંત, યોગ્યતાવાળા વિદ્યાર્થીઓને વિદેશમાં અભ્યાસ કરવા ખાસ શિષ્યવૃત્તિ પણ અપાય છે. ડેહેરાડુન મિલિટરી સ્કૂલમાં એક વિદ્યાર્થીને વાર્ષિક રૂા. ૩૪૦૦)ના ખર્ચથી અભ્યાસ કરાવવામાં આવે છે.

**વિમાન વિષે શિક્ષણ**

હરેક પ્રકારની તાલીમ મળી શકે એટલા માટે એર સર્વિસીઝ ઓફ ઇન્ડિયાના સહકારથી જામનગર એરોડ્રોમમાં ગ્રાઉન્ડ એન્જીનિયરિંગની તાલીમ આપવા માટે એરોનોટિકલ સ્કૂલની સ્થાપના કરવામાં આવેલ છે.

**સાક્ષરતાનું પ્રમાણ—**

સને ૧૯૩૧ ની વસ્તી ગણતરી મુજબ નવાનગર રાજ્યની કુલ વસ્તી ૪,૦૯,૧૯૨ માણસોની છે. તેમાંથી ૩૯,૮૫૩ પુરૂષો અને ૭,૯૪૨ સ્ત્રીઓ એમ કુલ મળી ૪૭,૭૯૫ માણસો લખી વાંચી શકે છે. બીજી રીતે કહીએ તો પાંચ વર્ષથી મોટી ઉંમરનાં દર હજાર માણસોએ ભણેલાનું પ્રમાણ ૧૩૬ નું છે. આ બાબતમાં નવાનગર રાજ્ય ઘણું આગળ છે તે નીચેના આંકડાઓથી જણાશેઃ—

| | | | |
|---|---|---|---|
| માઇસોર | ૧૦૬ | બીકાનેર | ૫૦ |
| ગ્વાલિયર | ૪૭ | હૈદરાબાદ | ૪૭ |

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ ઇલાકો | ૧૦૮ | મુંબઇ ઇલાકો | ૧૦૨ |
| મધ્ય પ્રાન્ત અને વરાડ | ૬૦ | પંજાબ | ૫૯ |
| સંયુક્ત પ્રાન્ત | ૫૫ | | |

કોચીનમાં ૩૭૭, ત્રાવણકોરમાં ૨૮૯, વડોદરામાં ૨૦૯ અને ભાવનગરમાં ૧૬૦ પ્રમાણુ છે. તે અહીં કરતાં વિશેષ છે.

આ પ્રમાણુ વધારવા પ્રૌઢ શિક્ષણુ પદ્ધતિ ચાલુ કરેલ છે અને આઠ રાત્રિશાળાઓ ચાલે છે. તેમાં વધારો કરવાના પ્રયાસ થાય છે.

આ બધા ખર્ચ ઉપરાંત, ગીરાસીઆ હોસ્ટેલનું વાર્ષિક ખર્ચ ગઇ સાલ રૂા. ૧૨૫૮૧ નું હતું. અને નિશાળોના મકાનનો રિપેર ખર્ચ રૂા. ૧૪૮૭ થયો હતો. નામ૦ જામસાહેબ ગાદીનશીન થયા બાદ નિશાળોના મકાનને બંધાવવામાં સુમારે બે લાખ રૂપિયાનું ખર્ચ થયેલ છે.

નવાનગર રાજ્યની વસ્તીનાં બાળકોને કેળવણી આપવા માટે લગભગ રૂા. ૩,૦૦,૦૦૦ ત્રણુ લાખનું વાર્ષિક ખર્ચ થાય છે.

ભાવિ પ્રજાને વધારે સ્વચ્છ અને તંદુરસ્ત બનાવવા શ્રી. ગુલાબકુંવરબા ઇન્ફન્ટ વેલફેર એસોસિયેશન મારફત નાની ઉંમરની માતાઓને બાળઉછેરનું શિક્ષણુ આપવાના પ્રયાસ થઇ રહ્યા છે. અને તેમાં અખંડ સૌભાગ્યવંતાં હર હાઇનેસ મહારાણી શ્રી ગુલાબકુંવરબા અંગત પરિશ્રમ લઇ રહેલાં છે.

આ પ્રમાણે નવાનગરનાં પ્રજાવત્સલ રાજ્યદંપતિ, રાજ્યકુટુમ્બ, ખાન બહાદુર દીવાન સાહેબ, કર્નલ રાજકુમારશ્રી હિંમતસિંહજીભાઇ, એજ્યુકેશનલ ઑફિસર કુમારશ્રી સુરસિંહજી–સૌ એવો મત ધરાવે છે કે જે સમાજમાં કુમારોની કેળવણી પ્રત્યે દુર્લક્ષ કરવામાં આવે છે તે સમાજમાં ભક્તિ, સદ્‌ગુણુ કે સ્વતંત્રતા ચિરકાળ ટકી શકતાં નથી. આથી તેઓ સૌ નવાનગર રાજ્યમાં કેળવણીનો બહોળો પ્રચાર કરવા સતત પ્રયત્નશીલ છે.

# સંસ્થાન જુનાગઢના કેળવણી ખાતાનો

## દશવર્ષીય અહેવાલ

### (ઈ. સ. ૧૯૩૨ થી ૧૯૪૨)

ઈ. સ. ૧૯૩૨માં રા. આઇ. વી. લાખાણી રાજકોટમાં સ્ટેટ વકીલ તરીકે જતાં રા. નવાબઅલી સાહેબે D. P. I. "ડિરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન" તરીકે ખાતાંનો ચાર્જ સંભાળ્યો હતો. તેમના પછી ઇ. સ. ૧૯૩૪ના માર્ચમાં મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતામાંથી રિટાયર્ડ થઇને આવેલ ખાનબહાદુર બી. એચ. કાઝીએ ખાતું સંભાળ્યું હતું. ઇ. સ. ૧૯૩૮ ના ઓકટોબરમાં તેઓશ્રી નિવૃત્ત થતાં કેળવણી ખાતાનું સુકાન હાલના ચીફ એજ્યુ. ઓફિસર સા. રા. ઇસ્માઇલ હાજી મહમ્મદ અબ્રહાની બી. એ. ના હાથમાં છે. ખાતાના સંચાલન માટે તેમની નીચે ચાર એજ્યુ. ઇન્સ્પેકટરો છે જેમાંથી એક પર્સનલ આસિ. ટુ ધી ચીફ એજ્યુ. ઓફિસર તરીકે કામ કરે છે.

ઇ. સ. ૧૯૩૨ ના અંતમાં રાજ્યમાં ૧૬ કન્યાશાળાઓ અને ૧૧૭ પ્રાથમિક શાળાઓ મળીને પ્રાથમિક શિક્ષણ માટે ૧૩૩ શાળાઓ હતી. ૮ મિડલ સ્કૂલો, જૂનાગઢની બહાદુરખાનજી હાઇસ્કૂલ અને ૧૧ ગ્રાંટ—ઇન—એઇડ સંસ્થાઓ હતી. આ ઉપરાંત જૂનાગઢ તળપદમાં મહાબત મદ્રસા જેમાં અંગ્રેજી ૬ઠ્ઠા ધોરણ સુધી શિક્ષણ અપાતું હતું તે તથા બે મુસ્લીમ કન્યાશાળાઓ હતી. તે ઉપરાંત એક સંસ્કૃત પાઠશાળા ઘણા વખતથી ચાલુ હતી એમ કુલ ૧૫૭ શિક્ષણ સંસ્થાઓ હતી.

ઇ. સ. ૧૯૪૧-૪૨ ની સાલ પૂરી થતાં હાલ કુલ ૧૮૧ શિક્ષણ સંસ્થાઓ છે અને તે ઉપરાંત ૪૩ ગ્રાંટ—ઇન—એઇડ સંસ્થાઓ છે

જેમાં હરિજન સમિતિ તરફથી ચાલતી અંત્યજ શાળાઓ તથા કુતિયાણા મદ્રસા હાઇસ્કૂલ નામની મોટી સંસ્થાનો સમાવેશ થાય છે.

દશ વર્ષ દરમિયાન જૂનાગઢ મહાબત મદ્રસાને હાઇસ્કૂલ બનાવવામાં આવી છે અને વેરાવળ મિડલ સ્કૂલને પણ હાઇસ્કૂલનો દરજ્જો મળ્યો છે એટલે ૧૮૧ સંસ્થાઓમાં ૩ હાઇસ્કૂલો, ૭ મિડલ સ્કૂલો, ૨૬ કન્યા-શાળાઓ, ૧૪૧ પ્રાથમિક શાળાઓ (જેમાં ગામડાંઓમાં સહશિક્ષણ હોય છે) એક સંસ્કૃત પાઠશાળા, એક મુસ્લીમ ધાર્મિક સંસ્થા, એક મદ્રસા અને એક ટેક્નીકલ સ્કૂલનો પણ સમાવેશ થાય છે. આ ઉપરાંત દશ વર્ષમાં ૩૨ ગ્રાંટ—ઇન—એઇડ સંસ્થાઓ વધી છે. ૧૪૧ પ્રાથમિક શાળાઓમાંથી ૬ રાજ્યના ખર્ચે ચાલતી કોમ્પોઝીટ શાળાઓ છે અને સાતને અંગ્રેજી વર્ગો જોડેલા છે. કન્યાશાળાઓમાં જૂનાગઢ તળપદની લાડલી બીબી એ. વી. સ્કૂલ ફોર ગર્લ્સમાં અંગ્રેજી પાંચ ધોરણ ભણવાની સગવડ છે. કન્યાશાળાઓમાં ગર્લ્સ ગાઇડની તાલીમ તથા Cooking રાંધણકળાની તાલીમ પણ અપાય છે. તે ઉપરાંત શીવણના વર્ગો દરેક કન્યાશાળામાં હોય છે.

ઇ. સ. ૧૯૩૨માં રાજ્ય કેળવણી પાછળ ૬૧૦૦૦૦ રૂપિયા જેટલી રકમ ખર્ચતું હતું, તે ઇ. સ. ૧૯૪૨માં વધીને (કોલેજ તથા મુસ્લીમ હોસ્ટેલ વ. સિવાય) ૪૧૦૦૦૦ જેટલું થયું છે. રાજ્ય બહાઉદ્દીન કૉલેજ પાછળ લગભગ ૭૫૦૦૦ રૂા. ખર્ચે છે. આ ઉપરાંત રાજ્ય ત્રણ મુસ્લીમ હોસ્ટેલ ચલાવે છે. જેમાં કેટલાક વિદ્યાર્થીઓ માફી હોય છે. ચાલુ સાલથી ઉચ્ચ કુટુંબનાં બાળકો માટે મોન્ટીસોરી પદ્ધતિથી શિક્ષણ આપવા માટે એક નવી કન્યા-શાળા ઉઘાડવાનું નક્કી કર્યું છે અને તેમાં ઊંચી તાલીમ લીધેલી યુરોપિયન શિક્ષિકાઓને રોકવામાં આવનાર છે. આ બધું ખર્ચ ગણતાં કેળવણી પાછળ રાજ્ય ૫૦૦,૦૦૦ પાંચ લાખથી વધારે રકમ ખર્ચે છે અને દશ વર્ષમાં કેળવણી પાછળનું ખર્ચ ૨૦૦,૦૦૦ બે લાખ જેટલું વધારવામાં આવ્યું છે. દશ વર્ષ પહેલાં ૧૭૦૦૦

બાળકો કેળવણીનો લાભ લેતાં હતાં તે વધીને હાલ ૨૬૦૦૦ વિદ્યાર્થી તેનો લાભ લે છે.

રાજ્ય દર વર્ષે સ્કૉલરશિપ પાછળ ૧૮૦૦૦ રૂ. જેટલી રકમ ખર્ચે છે, અને એક વિદ્યાર્થીને રાજ્યના ખર્ચે વૈદકની ડીગ્રી માટે ઇંગ્લંડ મોકલવામાં આવેલ છે, જ્યારે દર વર્ષે બબ્બે ગ્રેજ્યુએટ શિક્ષકોને સ્ટેટ ખર્ચે B. T. બી. ટી. માટે બરોડા ટીચર્સ ટ્રેનીંગ કૉલેજમાં મોકલવામાં આવે છે.

દરેક તાલુકા સ્કૂલમાં સંગીત શિક્ષક રોકવામાં આવેલ છે અને વ્યાયામ તથા ડ્રીલની જોગવાઇ કરેલ હોય છે. દરેક શાળામાં ઇનામી મેળાવડો કરવો ફરજિયાત છે અને તે માટે રાજ્ય ઉદારતાથી આશરે રૂ. ૧૦૦૦) એક હજારની ગ્રાંટ મંજુર કરે છે. સ્કાઉટિંગ તથા રમત–ગમતની કેળવણી પર પણ સારૂં ધ્યાન અપાય છે જેની કદર તરીકે પ્રજાના આગેવાનો તરફથી "Shield Matches" શિલ્ડ મેચો અને "Sports" સ્પૉર્ટસ માટે ત્રણ ઢાલ મળી છે. એકંદર રાજ્યનું કેળવણીનું ધોરણ ઉચ્ચ છે અને રાજ્ય ઉદારતાથી તેમાં વધારો કરતું રહ્યું છે.

**નોંધ** : આ પુસ્તકમાં ગૂજરાત–કાઠિયાવાડની કેળવણીનો ઇતિહાસ રજૂ કરીને અને જુદાં જુદાં રાજ્યો, એજન્સીઓ અને જીલ્લાની કેળવણીમાં છેલ્લાં દસ વર્ષમાં થયેલ પ્રગતિની (સત્તાવાર આંકડા અને પ્રમાણભૂત માહિતી સાથે) ટૂંકી રૂપરેખા આપીને તેમ જ ગત દસકામાં પ્રકટ થયેલ કેળવણી વિષયક ઉપયોગી ગ્રન્થોની વર્ગીકૃત સૂચિ પ્રકટ કરીને, એક રેફરન્સ પુસ્તક તરીકે તેને વધુ ઉપયોગી બનાવવાની મારી તીવ્ર ઇચ્છા હતી, પરંતુ કેટલાંક અનિવાર્ય કારણોને લીધે અને કેટલીક આવશ્યક હકીકત સમયસર ન મળી શકવાથી, તેમ બની શકયું નથી. આની પૂર્તિરૂપે પ્રસિદ્ધ થનાર બીજા પુસ્તકમાં એ મહત્ત્વનાં અંગોનો સમાવેશ કરવાની ઉમેદ છે. આ ગ્રન્થમાં અત્યારસુધીમાં મેળવી શકાઇ તેટલી વિગતો પરિશિષ્ટમાં મૂકી છે. —સંપાદક

# ગોંડળ રાજ્યની કેળવણી વિષયક પ્રગતિ

કેળવણીના ઉત્કર્ષ અને પ્રજા-સંસ્કારની ખીલવણીની બાબતમાં કાઠિયાવાડમાં સર્વ રાજસ્થાનોમાં ધ્યાન ખેંચે એવી પ્રગતિ કરનાર ગોંડળ રાજ્યની કેળવણીમાં છેલ્લાં દસ વર્ષમાં જે એકધારી પ્રગતિ થઇ રહી છે તે વિષે લાંબાં-પહોળાં નિવેદનો આપવાની જરૂર નથી. નીચેના બોલતા આંકડાઓ જ એ સાબીત કરશે :

| વર્ષ | ખર્ચ (રૂપિયામાં) | વિદ્યાર્થીઓની સંખ્યા | શાળાઓની સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૩૨—૩૩ | ૧૯૩૮૫૨ | ૧૮૭૭૫ | ૧૮૨ |
| ૧૯૩૩—૩૪ | ૧૮૮૯૪૨ | ૧૯૭૮૦ | ૧૮૭ |
| ૧૯૩૪—૩૫ | ૧૮૭૦૯૭ | ૨૦૪૬૨ | ૧૮૮ |
| ૧૯૩૫—૩૬ | ૨૦૦૭૦૩ | ૨૨૦૬૪ | ૨૦૦ |
| ૧૯૩૬—૩૭ | ૨૧૧૧૯૩ | ૨૨૧૪૮ | ૨૦૩ |
| ૧૯૩૭—૩૮ | ૨૧૩૩૧૫ | ૨૩૧૭૫ | ૨૧૧ |
| ૧૯૩૮—૩૯ | ૨૩૨૮૩૯ | ૨૪૯૬૧ | ૨૩૩ |
| ૧૯૩૯—૪૦ | ૨૫૬૭૪૪ | ૨૫૬૦૦ | ૨૩૨ |
| ૧૯૪૦—૪૧ | ૨૭૫૮૫૧ | ૨૭૨૩૩ | ૨૩૩ |
| ૧૯૪૧—૪૨ | ૨૫૦૨૧૦ | ૨૬૬૭૬ | ૨૪૦ |

ગોંડળ રાજ્યની કેળવણીનું સૂત્ર-સંચાલન શ્રી. ચંદુલાલભાઇ બ. પટેલ જેવા બાહોશ કેળવણીકારના હાથમાં છે, અને તેઓ છેલ્લામાં છેલ્લા વિચારો અને શિક્ષણપદ્ધતિઓથી જ્ઞાત રહી એને પોતાની શાળાઓમાં અમલમાં મૂકી રહ્યા છે એટલે ગોંડળની કેળવણીમાં હજી પણ ઉત્તરોત્તર પ્રગતિ થતી રહેશે એમ માની શકાય.

# સુદામાપુરીની સંસ્કારયાત્રા

## [ રાજ્યસ્થાન પોરબંદરની કેળવણીપ્રવૃત્તિની દશ વર્ષની સાંસ્કૃતિક પ્રગતિની રૂપરેખા ]

પોરબંદર રાજ્યની સમગ્ર પ્રજાની કેળવણી-વિષયક અને સાંસ્કૃતિક જાગૃતિ વિષે પોરબંદરના નામદાર મહારાણાશ્રી રાજ્યાસન પર આરૂઢ થયા પછી હંમેશાં તત્પરતા દાખવતા આવેલા છે: અને એ તત્પરતાનો લાભ રાજ્યની ભાવિ પ્રજાને સારા પ્રમાણમાં મળી રહ્યો છે. જે પ્રજા કેળવણી કે સંસ્કાર ધરાવતી નથી તે પ્રજા ગમે તેવી શ્રીમંત હોય તો પણ જીવનનો ખરો આનંદ પ્રાપ્ત કરી શકતી નથી: એટલે જ પોરબંદરની શ્રીમંત તેમજ ગરીબ જનતાના સાંસ્કારિક તેમજ શિક્ષા સંબંધી ઉત્કર્ષ કાજે નામદાર મહારાણા શ્રી સર નટવરસિંહજી સાહેબ કે. સી. એસ. આઇ.ના સુખદ અને પ્રગતિશીલ રાજ્યકારોબારની ચાલુ અવધમાં કેળવણીની દિશામાં ઠીક ઠીક પગરણ મંડાયેલાં છે. વળી નામદાર મહારાણાશ્રીના સંસ્કારશીલ, કળાપ્રેમી તથા બહુવિધ વ્યક્તિત્વને લઇને પોરબંદરની રાજ્યલક્ષ્મીનો આધાર પોરબંદર બહારની સંસ્થાઓને પણ મળતો આવેલો છે: નામદાર મહારાણા સાહેબ એક એવા સંસ્કૃતિ અને કલાપોષક રાજવી છે કે જેઓશ્રી પાસેથી કવિવર રવીન્દ્રનાથ ટાગોર 'વિશ્વભારતી' માટે—આર્થિક સહાય મેળવતા; મહર્ષિ કર્વે હિન્દના નારીત્વના ઉદ્ધાર માટે ટહેલ નાખે છે. હિન્દી નૃત્યના પુનરુદ્ધારક ઉદયશંકર સહુ પહેલાં સહાય મેળવી જાય છે અને સ્વામી શ્રી કૈવલ્યાનંદજી જેવા યોગવિદ ઉપચારાચાર્ય અને ચિત્રકલા અને સંગીતકલાના નાના મોટા ઉપાસકો એઓ નામદારશ્રી પાસેથી ઉત્તેજન મેળવી કળાને વિકસાવે છે. ઓરિએન્ટલ ભાંડારકર

રીસર્ચ સોસાયટી, શ્રી રામકૃષ્ણ અદ્વૈતાશ્રમ, ભારતીય વિદ્યાભવન અને બનારસ અન્નક્ષેત્રને દિલેરદિલ રાજવી પાસેથી શ્રી સાંપડે છે.

વળી પોરબંદરનું સામુદાયિક પ્રજાજીવન અંગાંગે સૌષ્ઠવ અને શારીરિક ગૌરવને પામે એટલા કાજે ઉત્સવો, ક્રીડાઓ, હરિફાઇઓ તથા રમતગમતના મહામેળાઓ યોજવામાં આવે છે. વસંતપંચમીનું સપ્તાહ આવે છે અને ગામેગામના વિદ્યાર્થીઓ દેશી રમતગમતની સ્પર્ધા ખેલે છે : જન્માષ્ટમી આવે છે અને આખા રાજ્યને માટે જાહેર સ્પર્ધા જેવી મોટી શારીરિક કસરતો અને રમતગમતોની હરિફાઇ જામે છે : શ્રી હનુમાન જયંતીના પર્વે પોરબંદરના પ્રજાકીય ખમીરને માપવાને રચાએલી પારાશીશી સમી વીસ માઇલની પ્રલંબ દોડની સ્પર્ધા જામે છે. નાળિયેરી પૂનેમના સમુદ્રપૂજનના પર્વે ખારવા ભાઇઓ પાસે સમુદ્રની શરતો ખેલાવે છે. આમ પ્રજાના શરીરની સુધારણા માટે અનેક સમારંભો યોજી, તેને સમૃદ્ધ કરવા, તે વિષે પ્રેરણા અર્પવા તથા પ્રજાજીવનના ખમીરનો કયાસ કાઢવાનો પ્રયત્ન થયા જ કરે છે; અને એવી જ ભાવનાની પૂર્તિ રૂપે પોરબંદર શાળાના સઘળા વિદ્યાર્થીઓ કવાયત, વ્યાયામ, કુસ્તિ વગેરેમાં પ્રવીણ થાય છે. હાઇસ્કૂલમાં વ્યાયામની આવશ્યકતાને સ્વીકારવામાં આવેલ છે અને વિદ્યાર્થીઓની વ્યાયામની તેમજ પર્યટનની વૃત્તિને આવકારવામાં આવે છે.

છેલ્લાં દશ વર્ષમાં કેળવણીનો પારો કેટલો ચઢેલો છે તે જોવાને માટે આપણે પાછળના આંકડાઓ તરફ નિગાહ નાખશું તો આપણને અવશ્ય જાણ થશે કે શિક્ષા વિષયમાં રાજ્યે ઉત્તરોત્તર ખર્ચમાં વધારો કરીને મકાનો, શાળાઓ ,શિક્ષકો, સાધનોની સંખ્યાને વિસ્તૃત કરીને, પ્રજાઉછેરની એક અગત્યની દિશામાં સારી પ્રગતિ કરેલી છે. એ માટે આપણે ઇ. સ. ૧૯૩૨થી ૧૯૪૨ના વાર્ષિક આંકડાઓ જોઇ જાતે જ કયાસ કાઢીશું તો ઠીક થઇ પડશે :—

## છેલ્લાં દશ વર્ષના પ્રગતિસૂચક આંકડાઓ

| | ઇ. સ. ૧૯૩૨ | ઇ. સ. ૧૯૪૨ |
|---|---|---|
| સ્ટેટ સ્કૂલો | ૭૭ | ૧૦૦ |
| પ્રાઇવેટ સ્કૂલો | ૧૮ | ૧૮ |
| સ્ટેટ સ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓ | ૭૭૦૮ | ૧૧૧૦૮ |
| પ્રાઇવેટ ,, ,, ,, | ૧૮૦૦ | ૯૬૮ |
| રાજ્યસ્થાનની વસ્તી | ૧,૧૫,૭૪૧ | ૧,૪૬,૬૪૮ |
| વસ્તીના પ્રમાણમાં સેંકડે ભણનાર | ૮·૨૧ | ૮·૮ |
| ,, ,, ,, પુરુષ | ૧૨·૨૪ | ૧૨·૪૭ |
| ,, ,, ,, સ્ત્રી | ૪·૦૯ | ૫·૨૧ |
| એજ્યુકેશન સ્ટાફ: પુરુષ | ૨૨૧ | ૩૨૭ |
| ,, ,, સ્ત્રી | ૩૦ | ૭૯ |
| ,, ,, અંગ્રેજી જાણનાર | ૩૭ | ૭૭ |
| પાકાં મકાનોમાં બેસતી સ્કૂલો | ૫૧ | ૭૧ |
| ચોરામાં બેસતી સ્કૂલો | ૨૬ | ૨૯ |
| હાઇસ્કૂલો | ૧ | ૪ |
| કોમ્પોઝીટ સ્કૂલો | ૧૦ | ૧૨ |
| હાઇસ્કૂલના વિદ્યાર્થીની સંખ્યા | ૧૦૨૪ | ૧૪૨૦ |
| કોમ્પોઝીટ ,, ,, | ૩૮૫ | ૫૯૩ |
| કન્યાશાળા | ૭ | ૧૫ |
| છોકરીઓની સંખ્યા | ૧૧૩૧ | ૨૩૮૨ |
| પોરબંદર મદ્રેસા | ૪૪૫ | ૪૮૩ |
| ,, ,, કન્યાશાળા | ૧૮૩ | ૨૯૪ |
| રાણાવાવ મદ્રેસા : છોકરાઓ | ૧૩૬ | ૧૯૬ |
| છોકરીઓ | ૧૨૮ | ૧૫૪ |
| છાત્રાલયો : શ્રી જેઠવા હોસ્ટેલ | ૧૯ | ૨૪ |

| | | |
|---|---|---|
| શ્રી વાલુભાઇ બોર્ડિંગ હાઉસ | ૧૦ | ૧૦ |
| શ્રી લોહાણા ,, ,, | ૭૬ | ૮૧ |
| શ્રી સોરઠીયા વાણુક ,, ,, | ૩૦ | ૫૪ |
| શ્રી મહેર વિદ્યાર્થી ભુવન ,, | ૧૪ | ૩૧ |
| શ્રી લોહાણા બાળાશ્રમ | • | ૩૩ |
| પરીક્ષા કેન્દ્રોઃ—સંસ્કૃત (બનારસ કલકત્તા) | • | ૨ |
| ,, હિન્દી | • | ૧ |
| ,, ડ્રોઇંગ | • | ૧ |
| કેળવણીનું ખર્ચ | રૂ. ૧૦૩૮૨૮ | ૧૫૫૪૦૭ |
| સ્કૉલરશીપ | ,, ૪૧૭૦* | રૂ. ૩૭૬૪× |

*(પરદેશના અભ્યાસની શિષ્યવૃત્તિ સહિત)

×(પરદેશના અભ્યાસની શિષ્યવૃત્તિ બાદ કરતાં)

રાજ્યની કેળવણી વિષયક પ્રગતિમાં વિશેષ ધ્યાન ખેંચે એવી વાત છે શ્રી ભાવસિંહજી હાઇસ્કૂલની શિક્ષા વિષયક દૃષ્ટિ અને સૃષ્ટિ. એ દૃષ્ટિને તથા તેની સૃષ્ટિને મહારાણાશ્રીના વિકાસપ્રેમી વ્યક્તિત્વની પ્રેરણા છે અને એની નમ્ર સિદ્ધિને યુનિવર્સિટિ કમીશનના શ્રીમાન્ નાયક સાહેબ તથા વડોદરા રાજ્યના મુખ્ય અધ્યાપક શ્રીયુત વાડીઆજી જેવા અધિકારી નિરીક્ષકોના આશીર્વાદ છે. પોરબંદરની પ્રજાનો સંસ્કારદેહ અભિનવ અભિવ્યક્તિ પામે એટલા માટે હાઇસ્કૂલમાં સંસ્કારલક્ષી મંડળોની યોજના કરવામાં આવી છે. એ મંડળોની પ્રેરણા અને વાતાવરણ અંગે વિદ્યાર્થીઓની આંતરિક વૃત્તિઓ જીવંત બને છે અને તેમની મહેચ્છાને જાણવાની અને કેળવવાની તક મળે છે. એ અર્થે શાળામાં સાહિત્યમંડળ, સંગીત મંડળ, ચર્ચા મંડળ, કલામંડળ, વ્યાયામ મંડળ, સેવા મંડળ, પ્રકૃતિ મંડળ, આનંદ મંડળ, ઇત્યાદિ—નવ મંડળનું ઝૂમખું રચવામાં આવ્યું છે. આ મંડળની નિયમિત અને પૂર્વયોજિત પ્રવૃત્તિઓ અનુસાર

વિદ્યાર્થીના અંતરકમલની સર્વ પાંખડીઓ ખિલાવવાની તક સાંપડે છેઃ અને એકદેશીય અને સંકુચિત શિક્ષાદૃષ્ટિની ખામીને દૂર કરાય છેઃ વળી કેળવણી માણસને સાચો અને કલાત્મક શ્રમપ્રેમી કરે એ ઇચ્છનીય છે. એ દૃષ્ટિને ધ્યાનમાં રાખી કાષ્ટકલા વર્ગમાં મહેનત સાથે કલાદૃષ્ટિને પણ કેળવવામાં આવે છે. એ ઉપરાંત ચિત્ર મઢામણુ, પુસ્તકોનું બંધન વગેરે ઉપવ્યવસાયો ઇચ્છુકોને શીખવવામાં આવે છે. શિક્ષાની સરવાણી કેવળ શાળાની ચાર દિવાલોમાં રુંધાઈ ન રહે પણ તેનો લાભ તળપદ પોરબંદરની જનતાને પણ મળે તે અર્થે પ્રદર્શનો યોજવામાં આવે છે. અત્યારસુધી છેલ્લા સાત વર્ષમાં બે કળાપ્રદર્શનો, એક ઇતિહાસપ્રદર્શન અને એક ભૂગોળ–પ્રદર્શન યોજવામાં આવેલ છે. ચર્ચાઓની હરિફાઇ ગોઠવવામાં આવે છે, અને જાહેર સમારંભો દ્વારા કળાની અર્ચના પણ કરવામાં આવે છે. દર વર્ષે શાળા તરફથી વકતૃત્વ સ્પર્ધાઓ-એક શીઘ્ર અને એક પૂર્વનિર્ણિત વિષય ઉપરની–યોજવામાં આવે છે, અને સ્પર્ધાઓમાં ઉત્તેજન અર્થે રાજ્યકુટુમ્બ તરફથી ખૂબ ખૂબ પ્રેરણા મળે છે. ઇ. સ. ૧૯૪૨ ના વર્ષ દરમ્યાન રાજ્યની પ્રેરણાથી રાજ્યના પ્રગતિશીલ શાહ સોદાગર શ્રીમાન શેઠ મથુરદાસ કાલીદાસ મહેતા તરફથી અખિલ કાઠિયાવાડ ચર્ચા સ્પર્ધા માટેની યોજના થઇ શકે તે માટે રાજ્યની ઉદાર સહાય અને સહાનુભૂતિથી પ્રબંધ કરવામાં આવ્યો હતો. ખુદ મહારાણાશ્રી પોતે પણ કેળવણી વિષયક વિશિષ્ટ અને જનતાસ્પર્શી આદર્શો ધરાવતા હોવાથી તેમની પોતાની યોજના મુજબ શિક્ષા આપવાની એષણાથી શ્રી હનુમાન હોસ્ટેલની પણ સ્થાપના કરવામાં આવી છે. શ્રીમાન શેઠ નાનજી કાલીદાસ મહેતાની દાનશીલ પ્રેરણાથી ચાલતું શ્રી આર્ય કન્યાવિદ્યાલય, પોરબંદર અને ગૂજરાત કાઠિયાવાડની ખાનગી કેળવણી સંસ્થાઓમાં મોખરે આવેલું છે.

વિદ્યાર્થીઓ અને શિક્ષકોની સંખ્યા વધે એટલેથી જ સંતોષ ન

પામતાં એ સંખ્યામાં સાંસ્કૃતિક સિદ્ધિ અને લાયકાત વધે એ અર્થે રાજ્યના શિક્ષકો અને શિક્ષિકાઓને ટ્રેઇન્ડ કરવામાં રાજ્ય સારો ઉત્સાહ ધરાવે છે અને તે માટે પ્રેરણા આપે તેવા પ્રબંધો, સ્કોલરશીપો તથા ઉત્તેજન આપે છે. પ્રાથમિક શાળાના શિક્ષકોની સંસ્કાર કોટિને તથા શિક્ષાના ધોરણને ઊંચું લાવવા માટે રાજ્ય તરફથી ખાસ શિક્ષણશાસ્ત્ર વિષયક વર્ગ ચલાવવામાં આવે છે, અને એમાંથી પસાર થયા પછી પ્રાથમિક શિક્ષણની પાટી ઉપર શિક્ષકોને મોકલવામાં આવે છે. માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ સમૃદ્ધ બને તેટલા માટે એસ. ટી. સી. અને બી. ટી. ના અભ્યાસ માટે શિક્ષકોને ઉત્તેજન, ઉચ્ચ ગ્રેઇડ અને ઉત્સાહ આપવામાં આવે છે.

ટૂંકામાં મહારાણાશ્રીની પ્રગતિશીલ પ્રેરણાછાયા નીચે પ્રજાજીવનને શિક્ષાની દિશામાં અભિનવ ઉત્તેજન અને દૃષ્ટિ સાંપડી રહેલ છે અને ઉત્તરોત્તર વધતાં જશે એ વિષે શંકા નથી. આવા પ્રગતિશીલ અને સંસ્કાર-વાંચ્છુ રાજવીનાં મહારાણીશ્રી પણ તેવાં જ હોય એ એક ઇશ્વરના પ્રજા ઉપર વિશેષ આશીર્વાદ છે. એઓ નામદારશ્રીની પ્રેરણાથી મહારાણી શ્રી બાલુબા કન્યા વિદ્યાલય જેવી અંગ્રેજી શાળા અને બાલમંદિરની સ્થાપના થયેલી છે. રાણાવાવની અંદર પણ શેઠ શ્રી સાલેમામદ મુંડાની ઉદાર સખાવતથી એક મોન્ટેસોરી ઢબે ચાલતું બાલવિદ્યાલય સ્થાપિત થયું છે, અને રાજ્ય એ બન્ને સંસ્થાઓને અદ્યતન રાખવામાં ખૂબ રસ લઇ રહ્યું છે. રૂા. ૬૦,૦૦૦)જેવી ઉદાર રકમની પોતીકી સખાવતને પરિણામે પોરબંદરનાં નામદાર મહારાણી શ્રી રૂપાળીબા સાહેબે બાલમંદિર અને કન્યાવિદ્યાલયની સંસ્થાનાં વિશાળ અ। સમૃદ્ધ મકાનો સમર્પીને પોરબંદરના બટુકોની અને ભવિષ્યની માતાઓ સમી કન્યાઓની સાંસ્કારિક અતૃપ્તિને તૃપ્ત કરેલ છે. શ્રી હનુમાનવંશની પ્રેરણા નીચે પોરબંદરની સાંસ્કૃતિક પ્રગતિ નિત્ય બઢતી જ રહે એવી પ્રાર્થના નિરંતર પ્રભુ પૂર્ણ કરતા રહો ! ! !

## પરિશિષ્ટ ક

# કેળવણીને લગતાં કેટલાંક ઉપયોગી પુસ્તકોની યાદી

| | : પુસ્તકનું નામ : | : લેખક : | : પ્રકાશક : |
|---|---|---|---|
| ૧ | આ તે શી માથાફોડ ?...... | શ્રી. ગિજુભાઇ | દ૦ મૂ૦ પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૨ | આધુનિક કેળવણી......... | ,, હરગોવિંદદાસ કા. ભટ્ટ | સુંદરદાસ ધરમશી, મુંબઇ–૧ |
| ૩ | આપણી શિક્ષણ પદ્ધતિઓની ઐતિહાસિક સમીક્ષા...... | ,, નટવરલાલ શંકરલાલ પરીખ | ......................... |
| ૪ | કિન્ડર ગાર્ટન.................. | ,, કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય–ઠાકોર ભગુભાઇ લા. | અમદાવાદ |
| ૫ | કિન્ડર ગાર્ટન ગૂજરાતી વાચનમાળા | ,, ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર | |
| ૬ | કિન્ડર ગાર્ટન સંબંધે ૭ લેખો | ,, હિંમતલાલ ગ. અંજારિયા | મંગળદાસ હરકીસનદાસ, સુરત |
| ૭ | કેળવણીની કળા અથવા શાળા તથા શિક્ષણ પદ્ધતિની માહિતી | ,, ગાંડાભાઇ પ્રાગજી દેસાઇ | ......................... |
| ૮ | કેળવણીનો કોયડો | ,, ગાંધીજી | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ |
| ૯ | કેળવણીના પાયા | ,, કિશોરલાલ ઘ. મશરૂવાળા | ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ |
| ૧૦ | કેળવણી પ્રકાર | ,, રા. સા. મહીપતરામ નીલકંઠ– | મેસર્સ કરસનદાસ નારણદાસ, સુરત |
| ૧૧ | કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા ભાગ ૧–૨...... | સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા | ........ . ................... |

| | | | |
|---|---|---|---|
| ૧૨ | કેમ શીખવવું ? | ,, ગિજુભાઇ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૧૩ | કોઇએ નહોતું કીધું | શ્રી. હરભાઈ | ,, ,, |
| ૧૪ | ખરી કેળવણી...... | શ્રી. ગાંધીજી | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ |
| ૧૫ | ગુજરાત–કાઠિયાવાડની સ્ત્રી–કેળવણી | ,, ચંદુલાલ કાશીરામ દવે | ગુ. સ્ત્રી કેળવણી મંડળ, અમદાવાદ |
| ૧૬ | ગુજરાત વિદ્યાપીઠ વિજ્ઞાપક | ,, વિઠ્ઠલદાસ મ. કોઠારી | ગુ. વિદ્યાપીઠ, અમદાવાદ |
| ૧૭ | ગ્રામ પુનર્ઘટના | ,, હરભાઈ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૧૮ | ગૃહજીવનની અસર અને પ્રેમદ્વારા શિક્ષણ | ,, મણિલાલ ન. દોશી | મ. ન. દોશી, રતનપોળ અમદાવાદ |
| ૧૯ | ગૃહપતિને | ,, નાનાભાઇ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૨૦ | ઘરની તથા નિશાળની કેળવણી | ,, રૂસ્તમજી પે. મરતાની | ડી. બી. તારાપોરવાળા, મુંબઇ |
| ૨૧ | ઘરમાં બાળકે શું કરવું ? | , ગિજુભાઇ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૨૨ | ઘરમાં મોન્ટેસોરી | ,, તારાબેન મોડક | ,, ,, |
| ૨૩ | ચાલણગાડીના શિક્ષકોને | ,, ગિજુભાઇ | ગૂજરાત વિદ્યાપીઠ. અમદાવાદ |
| ૨૪ | છાત્રાલય કમીશનનો અહેવાલ | ,, નાનાભાઇ–હરભાઇ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૨૫ | ‘છાત્રાલય’ની ફાઇલો | ,, હરભાઇ | ,, ,, ,, |
| ૨૬ | જર્મનીમાં કેળવણીની પ્રણાલી | ,, ગજાનન ઉ. ભટ્ટ | ,, ,, ,, |
| ૨૭ | જાપાનની કેળવણી | ,, જગમોહનદાસ ઠક્કર | ........................ |
| ૨૮ | જાપાનની કેળવણીની પદ્ધતિ | ,, અતિસુખશંકર ક. ત્રિવેદી | ગૂજ. વર્ના. સોસાયટી, અમદાવાદ |

| | | | |
|---|---|---|---|
| ૨૯ | જીવન વિકાસ | ,, દત્તાત્રેય બા. કાલેલકર | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ |
| ૩૦ | જુવાનો ને જાતીય પ્રશ્નો | ,, હરભાઈ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૩૧ | ટૉલ્સ્ટૉય અને શિક્ષણ | ,, પાંડુરંગ વિઠ્ઠલ વળામે | દત્તાત્રેય કાલેલકર, અમદાવાદ |
| ૩૨ | ડાલ્ટન યોજના | ,, હરભાઇ | ...................... |
| ૩૩ | દયાળુ માતા અને સદ્દ્ગુણી પુત્રી | | સસ્તું સા. વર્ધક કાર્યા. અમદાવાદ |
| ૩૪ | દ્વિતીય મોન્ટીસોરી સંમેલન નિબંધ સંગ્રહ | | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૩૫ | દિવા સ્વપ્ન | શ્રી. ગિજુભાઇ | ,, ,, ,, |
| ૩૬ | દેશી શિક્ષણ પ્રચાર સપ્તાહ | ,, પરમાનંદ | પરમાનંદ, ભાવનગર |
| ૩૭ | નવા આચારો | ,, ગિજુભાઇ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૩૮ | નવી કેળવણી | ,, હરભાઇ | , ,, ,, |
| ૩૯ | નવી દૃષ્ટિ | ,, હરભાઇ | ,, ,, ,, |
| ૪૦ | નવી બાળકેળવણી | મિસીસ સ્નેહલતા પગાર | ટ્રીમેલ ટ્રેનિંગ કોલેજ, વડોદરા |
| ૪૧ | નવો આચાર—નવો વિચાર | શ્રી. હરભાઈ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૪૨ | પરિચય પદ્ધતિ | શ્રી. નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ | ,, ,, ,, |
| ૪૩ | પશ્ચિમના દેશોની કેળવણી પુ. ૧—૨ | ,, ગોપાળરાવ ગ. વિદ્વાંસ | ,, ,, ,, |
| ૪૪ | પહેલી ગુજરાતી પરિષદ | ,, અમૃતલાલ વિ. ઠક્કર | દાદાભાઇ લાયબ્રેરી, અમદાવાદ |
| ૪૫ | પ્રાથ૦ શાળામાં કલા—કારીગરીનું શિક્ષણ | ,, ગિજુભાઇ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૪૬ | પ્રાથ૦ શાળામાં ચિઠ્ઠીવાચન | ,, ,, | ,, ,, ,, |

| | | | |
|---|---|---|---|
| ૪૭ | પ્રાથ૦ શાળામાં ભાષાશિક્ષણ | ,, ,, | ,, ,, ,, |
| ૪૮ | પ્રાથ૦ શાળામાં શિક્ષક | ,, ,, | ,, ,, ,, |
| ૪૯ | પ્રાથ૦ શાળામાં શિક્ષણપદ્ધતિઓ | ,, ,, | ,, ,, ,, |
| ૫૦ | પ્રાસંગિક મનન | ,, ,, | ,, ,, , |
| ૫૧ | પિતૃધર્મ | શ્રી મગનભાઇ ચતુરભાઇ અમીન | મ. ચ. અમીન વસો. |
| ૫૨ | બાલ અભ્યાસ અને શિક્ષણપદ્ધતિ | ,, મૂળજીભાઈ હી. ચોકસી | ...................... |
| ૫૩ | બાળ–કલ્યાણ | ,, હરિપ્રસાદ વ. દેસાઇ | ગૂજ વર્ના સોસાયટી, અમદાવાદ |
| ૫૪ | બાળકેળવણી રીતિ : પ્રથમ દર્શન | ,, કિસનલાલ ગો. દેરાસરી | યુનાઇટેડ પ્રિ. પ્રેસ, અમદાવાદ |
| ૫૫ | બાળકોની અપૂર્ણતાઓ ને તેના ઉપાયો... | ,, ગિજુભાઇ-ગોપાળભાઈ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૫૬ | બાળકોનાં રમકડાં | ,, તારાબેન મોડક | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૫૭ | બાળ ક્રીડાંગણો | ,, ગિજુભાઈ | ,, ,, ,, |
| ૫૮ | બાલ દર્શન | ,, 'પ્રેમયોગી' | |
| ૫૯ | બાળવાર્તાઓનો વિનોદ | ,, ગિજુભાઇ | ,, ,, ,, |
| ૬૦ | બાળવાર્તાની ખૂબી | ,, દત્તાત્રેય કાલેલકર | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૬૧ | બાલશિક્ષણ [મને સમજાયું તેમ] | ,, ગિજુભાઇ | ,, ,, ,, |
| ૬૨ | બાળ સ્વભાવ | શ્રી ગંગાશંકર મણિશંકર | પ્રે. રા. ટ્રે. કૉલેજ, અમદાવાદ |

| | | |
|---|---|---|
| ૬૩ ભારતીય શિક્ષણનો ઇતિહાસ | ,, બાલકૃષ્ણ ચુનીલાલ જોશી | બા. ચુ. જોશી, વડોદરા |
| ૬૪ મા અને છોકરાં | ,, નારાયણ હેમચંદ્ર | ભીખાભાઈ કુબેરભાઈ, આણંદ |
| ૬૫ માબાપ થવું આકરું છે | શ્રી ગિજુભાઇ | દ. મૂ. પ્રકાશન મંદિર ભાવનગર |
| ૬૬ માબાપોનો પ્રશ્ન | ,, ,, | ,, ,, ,, |
| ૬૭ માબાપોને | ,, ,, | ,, ,, ,, |
| ૬૮ માધ્યમિક શાળામાં ભાષાશિક્ષણના ફેરફારો | ,, હરભાઇ | ,, ,, ,, |
| ૬૯ મૂંઝવતું બાળક | ,, ,, | ,, ,, ,, |
| ૭૦ મોન્ટીસોરી પદ્ધતિનો આરંભ | ,, નરેન્દ્ર સિકંદરરાય દેસાઇ | ............... |
| ૭૧ મોન્ટીસોરી પ્રવેશિકા | ,, તારાબેન મોડક | દ. મૂ. પ્રકાશન મંદિર ભાવનગર |
| ૭૨ મોન્ટીસોરી શિક્ષણપદ્ધતિ | ,, છોટાલાલ બા. પુરાણી | મેલ ટ્રેનિંગ કોલેજ, વડોદરા. |
| ૭૩ મોન્ટીસોરી શિક્ષણ પ્રચારમાળા ગુચ્છ ૧ | ,, ગિજુભાઇ તારાબેન | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૭૪ રખડુ ટોળી (સમાલોચના) | ,, તારાબેન મોડક | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૭૫ વડીલો વાંચે | ,, હરભાઇ | ,, ,, ,, |
| ૭૬ વસંત બાલશિક્ષણ પ્રચારમાળા ગુચ્છ ૧-૨ | ,, ગિજુભાઇ તારાબેન | ,, ,, ,, |
| ૭૭ વાચનમાળાના કેટલાક સિદ્ધાંતો | ,, ગિજુભાઇ | ,, ,, ,, |
| ૭૮ વાતો કહેનારને | ,, ,, | ,, ,, ,, |

| | | |
|---|---|---|
| ૭૯ વિદ્યાર્થીઓનું માનસ | ,, હરભાઇ | ,, ,, ,, |
| ૮૦ વિશ્વભારતી | ,, રવીન્દ્રનાથ ટાગોર | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ |
| ૮૧ શહેરમાં મોન્ટીસોરી પદ્ધતિ | શ્રી. ગિજુભાઇ | દ. મૂ. પ્રકાશન મંદિર ભાવનગર |
| ૮૨ શા માટે ? | ,, હરભાઇ | ,, ,, ,, |
| ૮૩ શાસ્ત્રીય દૃષ્ટિ | ,, ગિજુભાઇ | ,, ,, ,, |
| ૮૪ શિક્ષક અને શિક્ષણ | | દ. મૂ. પ્રકાશનં મંદિર, ભાવનગર |
| ૮૫ શિક્ષક હો તો | ,, ગિજુભાઇ | દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર |
| ૮૬ શિક્ષણ અને શિક્ષક | ,, કૌશિકરામ વિ. મહેતા | એન. એમ. ત્રિપાઠી, મુંબઇ |
| ૮૭ શિક્ષણ ચન્દ્રિકા | ,, હિંમતલાલ ગ. અંજારિયા | મંગળદાસ હરકીસનદાસ, સુરત |
| ૮૮ શિક્ષણનું રહસ્ય | ,, નવલરામ જ. ત્રિવેદી | |
| ૮૯ શિક્ષણનો ઇતિહાસ | ,, મણિશંકર રત્નજી ભટ્ટ | એજ્યુ. સાસાયટી, મુંબઇ |
| ૯૦ શિક્ષણનો શાસ્ત્રાર્થ | ...................... | પુસ્તકાલય સ. સ. મંડળી વડોદરા |
| ૯૧ શિક્ષણનાં મૂળતત્ત્વો | રા. બા. કમળાશંકર પ્રા. ત્રિવેદી | |
| ૯૨ શિક્ષણ વ્યાખ્યાન માળા | ...................... | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ |
| ૯૩ શિક્ષાનો આદર્શ | મૂ. લે. રવીન્દ્રનાથ ટાગોર | જીવનલાલ અ. મહેતા, અમદાવાદ |
| ૯૪ સ્ત્રીઓ અને તેમનું વાચન | શ્રી ગિજુભાઇ | કરસનદાસ ચિતળીઆ મુંબઇ |
| ૯૫ સ્વતંત્ર બાલશિક્ષણ | ,, ,, | વસંત બાલ શિક્ષણ પ્રચારમાળા, ભાવનગર |
| ૯૬ હિંદનાં વિદ્યાપીઠો | ,, રતિલાલ મો. ત્રિવેદી | |

[ જુઓ પાછળનું પાનું ]

# બાબુલીનથી

ભવિષ્યનાં નાગરિકોનું

આજથી જ ઘડતર શરૂ કરો...

## -બાબુલીન-

તમારાં બાળકોને

★ તેજસ્વી

★ તંદુરસ્ત

★ તાકાતવાન

અને રૂષ્ટપુષ્ટ

બનાવે છે.



ભવિષ્યની આશાસમાં તમારાં બાળકોને નીરોગી અને તંદુરસ્ત રાખવા સુંદર અને મજબુત બનાવવા હંમેશાં તેમને

**બાબુલીન આપો-**

# બી. એ. એન્ડ બ્રધર્સ

૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

૨-૩, કલાઇવ રો કલકત્તા.

સ્વાધીન મુદ્રણાલય, રાણપુર.